॥ श्रीहरिर्विजयतेतराम् ॥

વૈરાગ્ય, ભક્તિ, યોગ તથા અધ્યાત્મજ્ઞાન
પ્રાપ્ત કરવાનું ઉત્તમ સાધન

# શ્રીસુબોધસિંધુ

એટલે

## અધ્યાત્મજીવનની રૂપરેખા.

સંપાદક અને પ્રકાશકઃ—

**લજ્જાશંકર હરિભાઇ જોશી.**

સુબોધસિંધુ કાર્યાલય, ૬૩૬, બુધવાર પેઠ, પુના-૨.

સંશોધકઃ-

**શાસ્ત્રી તુલજાશંકર ધીરજરામ પંડ્યા.**

**कर्मण्येवाधिकारस्ते मा फलेषु कदाचन ।**
**मा कर्मफलहेतुर्भूर्मा ते संगोऽस्त्वकर्मणि ॥**

પ્રસ્તાવનાના લેખક તથા તત્ત્વબોધ, આત્મબોધ અને વાકય-
વૃત્તિનું ભાષાંતર કરનારઃ-

**પંડિત ધનંજય મુરારિ પાંધી.**

વિ. સં. ૧૯૮૭. ] શકે ૧૮૫૨. [ ઇ. સ. ૧૯૩૧.

મૂલ્ય રૂ. ૩-૦-૦. વી. પી. ખર્ચ જુદું.



મુદ્રકઃ—

પ્રભાશંકર જયશંકર પાઠક.

શ્રી જગદીશ્વર પ્રિંટીંગ પ્રેસ,

ગીરગામ-ગાયવાડી, ઘર નંબર ૯, મુંબઇ-૪.

આવૃત્તિ ૧ લી.] સને ૧૯૩૧. [પ્રત ૨૦૦૦.



# तैत्तिरीयोपनिषत् शिक्षावल्ली ।

## देवस्तुतिः ।



शं नो मित्रः शं वरुणः ॥ शं नो भवत्वर्यमा ॥
शं न इन्द्रो बृहस्पतिः ॥ शं नो विष्णुरुरुक्रमः ॥
नमो ब्रह्मणे ॥ नमस्ते वायो ॥ त्वमेव प्रत्यक्षं
ब्रह्मासि ॥ त्वामेव प्रत्यक्षं ब्रह्मावादिषम् ॥
ऋतमवादिषम् ॥ सत्यमवादिषम् ॥ तन्मा-
मावीत् ॥ तद्वक्तारमावीत् ॥ आवीन्माम् ॥
आवीद्वक्तारम् ॥ १ ॥ इति द्वादशोऽनुवाकः ॥
॥ ॐ शान्तिः शान्तिः शान्तिः ॥

" મિત્ર, વરુણ, અર્યમા, ઇન્દ્ર, બૃહસ્પતિ અને સર્વવ્યાપક શ્રી વિષ્ણુ ભગવાન્ અમારું કલ્યાણ કરો."

બ્રહ્મને અમારા નમસ્કાર છે. હે વાયુદેવ! આપને અમે નમસ્કાર કરીએ છીએ, આપજ પ્રત્યક્ષ બ્રહ્મ છો. હું આપને પ્રત્યક્ષ બ્રહ્મરૂપે કહીશ. પ્રકાશમય એવા સત્ય–પ્રાણવાયુરૂપે–કહીશ, હું આપને સત્યરૂપે કહીશ. તે સમષ્ટિરૂપ બ્રહ્મ, વ્યષ્ટિરૂપ મારું રક્ષણ કરો, તે વક્તાનું રક્ષણ કરો. બ્રહ્મ મારું રક્ષણ કરો, વક્તાનું પણ રક્ષણ કરો.

ૐ શાન્તિઃ શાન્તિઃ શાન્તિઃ!



## सदुपदेशः ।

" वेदमनूच्याचार्योऽन्तेवासिनमनुशास्ति ॥ "

" ગુરુ, શિષ્યને વેદાધ્યયન કરાવ્યા પછી તેને નીચે પ્રમાણે વેદધર્મોનો ઉપદેશ આપે છે."

' सत्यं वद—સત્ય બોલ. "

" धर्मं चर—ધર્મનું આચરણ કર. "

"स्वाध्यायान्मा प्रमदः–વેદાધ્યયનનો તું કદિ પણ ત્યાગ કર નહિ."

" आचार्याय प्रियं धनमाहृत्य प्रजातन्तुं मा व्यवच्छेत्सीः ।

ગુરુને તેમની પ્રિય ગુરુદક્ષિણા આપી પ્રજા–સૂત્રને કાપી નાખ નહિ. અર્થાત્ બ્રહ્મચર્યાશ્રમ પછી ગૃહસ્થાશ્રમમાં અવશ્ય પ્રવેશ કર, અને પ્રજાની ઉત્પત્તિ કર. "

" सत्यान्न प्रमदितव्यम्—સત્યનો તારે કદિ ત્યાગ કરવો નહિ. '

" धर्मान्न प्रमदितव्यम्—ધર્મનો તારે કદિ ત્યાગ કરવો નહિ. "

"कुशलान्न प्रमदितव्यम्—કુશલનો તારે કદિ ત્યાગ કરવો નહિ. ',

" भूत्यै न प्रमदितव्यम्—અભ્યુદયનાં કાર્યોનો તારે કદિ ત્યાગ કરવો નહિ."

" स्वाध्यायप्रवचनाभ्यां न प्रमदितव्यम् ॥ १ ॥

પોતાના સ્વાધ્યાયમાં તથા બીજાને પ્રવચનથી ઉપદેશ આપવામાં તારે કદિ પ્રમાદ કરવો નહિ. ૧."

"**देवपितृकार्याभ्यां न प्रमदितव्यम्**—દેવ તથા પિતૃસંબંધી કર્તવ્ય કર્મોમાં ત્હારે કદિ પ્રમાદ કરવો નહિ."

"**मातृदेवो भव**—માતાની તું દેવરૂપે ઉપાસના કર."

"**पितृदेवो भव**—પિતાની તું દેવરૂપે ઉપાસના કર."

"**आचार्यदेवो भव**—આચાર્યની તું દેવરૂપે ઉપાસના કર."

"**अतिथिदेवो भव**—અતિથિની તું દેવરૂપે ઉપાસના કર."

"**यान्यनवद्यानि कर्माणि । तानि सेवितव्यानि । नो इतराणि ॥**

જે જે નિર્દોષ કર્મ હોય તે તે તારે કરવાં. બીજાં સપાપ-કર્મો કરવાં નહિ."

"**यान्यस्माकं सुचरितानि । तानि सेवितव्यानि । नो इतराणि ॥२॥**

અમારાં-ગુરુઓનાં-જે જે શ્રેષ્ઠ કર્મો હોય તેઓનું જ અનુકરણ તારે કરવું, બીજાં કર્મોનું નહિ. ૨"

"**ये के चास्मच्छ्रेयांसो ब्राह्मणाः । तेषां त्वयाऽऽसनेन प्रश्वसितव्यम्॥**

જે બ્રાહ્મણો આપણાથી શ્રેષ્ઠ હોય તેમને તારે આસન વિગેરે વડે સન્માન આપવું-શ્રમનો નાશ કરી સત્કાર કરવો."

"**श्रद्धया देयम् ॥ अश्रद्धयाऽदेयम् । श्रिया देयम् ।**
**ह्रिया देयम् । भिया देयम् । संविदा देयम् ॥**

જે કંઇ દાન તરીકે તું આપે તે શ્રદ્ધાપૂર્વક આપવું, અશ્રદ્ધાથી કદિ પણ દાન કરવું નહિ. ઉદારતાથી દાન કરવું. લોકલજ્જાથી પણ તારે અવશ્ય દાન કરવું. શાસ્ત્રના ભયથી પણ તારે અવશ્ય દાન કરવું, પણ યોગ્યાયોગ્યનું જ્ઞાન મેળવી દાન દેવું."

अथ यदि ते कर्मविचिकित्सा वा वृत्तविचिकित्सा वा स्यात् ॥३॥

અગર તને ત્હારાં પોતાનાં કર્મોમાં અથવા લૌકિક આચારમાં આશંકા થાય તો, ૩

ये तत्र ब्राह्मणाः संमर्शिनः । युक्ता अयुक्ताः । अलूक्षा धर्मकामाः स्युः । यथा ते तत्र वर्तेरन् । तथा तत्र वर्तेथाः ॥

તારી નજદીકના બ્રાહ્મણો જેઓ ( વેદવિહિત કર્મમાં ) વિચારશીલ, કુશલ, સર્વ રીતે સ્વતંત્ર, ક્રોધરહિત, તથા ધર્મની કામનાવાળા હોય, તેઓ જે પ્રમાણે વર્તે તેમ ત્હારે તેમની સાથે ત્હારું વર્તન રાખવું."

" अथाभ्याख्यातेषु । ये तत्र ब्राह्मणाः संमर्शिनः । युक्ताः अयुक्ताः । अलूक्षा धर्मकामाः स्युः । यथा ते तेषु वर्तेरन् । तथा तेषु वर्तेथाः ।

હુવે નિંદિત મનુષ્યો તરફ ( કેમ વર્તવું એ પ્રશ્નના નિર્ણયમાં ) તારી નજદીકના બ્રાહ્મણો જેઓ ( વેદવિહિત કર્મમાં ) વિચારશીલ, કુશલ, સર્વસ્વતંત્ર, ક્રોધરહિત, અને ધર્મની કામનાવાળા હોય તેઓ જેવી રીતે વર્તે તેવી રીતેજ ત્હારે પણ તેમના તરફ વર્તવું."

" एष आदेशः । एष उपदेशः । एषा वेदोपनिषत् । एतदनुशासनम् । एवमुपासितव्यम् । एवमु चैतदुपास्यम् ॥ ४ ॥ इति एकादशोऽनुवाकः ।

આ એક વિધિ છે એ ઉપદેશ છે. એજ વેદોના સારરૂપ જ્ઞાન છે. એજ આજ્ઞા છે. ઉપર કહેલી રીત પ્રમાણે કર્મ આચરવું જોઇએ. ઉપર કહેલી રીત પ્રમાણે અવશ્ય આ ઉપદેશનું પાલન કરવું જોઇએ. ૪"

शांतिः शांतिः शांतिः ।

---

# અર્પણપત્રિકા.

પૂજ્યપાદ કૈલાસવાસી પિતાશ્રી હરિભાઇ ઝીણા પાંધીની સેવામાં,

સપ્રેમ સવિનય નિવેદન કે, આપ આ નશ્વર મનુષ્યશરીર છોડી પાંચ વર્ષ થયાં પરલોકવાસી થયા છો, પણ આત્માને તો જન્મ અને મૃત્યુ કંઇ પણ નથી. તે સદા અવિનાશી, અખંડ, સર્વવ્યાપક અને સચ્ચિદાનંદસ્વરૂપ છે. માત્ર ઉપાધિભેદથી તે અનેક હોય એમ જણાય છે, અને તેથીજ આ વ્યવહારદશા કલ્પાયેલી છે. તેથી વ્યવહારદશામાં વેદની 'पितृदेवो भव—પિતાને દેવ માનો' એ આજ્ઞાને શિરોધાર્ય ગણી, આપના અનન્ત ઉપકાર નીચે દબાઇને આપે કરેલા પોષણાદિના ઋણમાંથી અનેક જન્મ સુધી પણ મુક્ત ન થવાય, છતાં પણ આપની મહા કૃપાલુતાનું સ્મરણ કરવા ખાતર, જ્યોતિષ, પુરાણ, કર્મકાંડ તથા તંત્રશાસ્ત્રના આપના દિવ્ય જ્ઞાનના પ્રભાવથી પણ અન્વિત થઇને, અધ્યાત્મજ્ઞાનના પ્રચાર માટે યોજાયલો "શ્રીસુબોધસિંધુ" નામનો આ ગ્રન્થ આપનાં પૂજ્ય ચરણકમલમાં અર્પણ કરી હું મને પોતાને કૃતાર્થ માનું છું.

આપનાં સંસ્મરણોને ધારણ કરી પુનઃપુનઃ આપની ભક્તિથી હું નિરંતર પાવન થાઉં એવી ભાવના સાથે, અર્પણ કરેલા આ ગ્રન્થનો, આપનો અવિનાશી આત્મા જ્યાં હોય ત્યાં સ્વીકાર કરે, તથા પરમ શાન્તિ અને દિવ્ય પ્રસન્નતા સાથે આપના અનન્ત આશીર્વાદો અમારા પર ઉતરી આવે, એવી અભ્યર્થના સાથે વિરમું છું.

| | |
|---|---|
| નિવાસ–પુના, | નિવેદકઃ– |
| વિ. સં. ૧૯૮૭ માઘ | આપના શિશુ |
| શુકલ પંચમી. | લજ્જાશંકરના સાષ્ટાંગ દંડવત્ પ્રણામ. |

# "સુબોધસિંધુ" નામના આ ગ્રન્થની વિશેષતા.

આ ગ્રન્થમાં રહેલી વિશેષતા તરફ અમે ધર્મજિજ્ઞાસુ જનતાનું ધ્યાન ખેંચીએ છીએ. આજ દિવસ સુધી અધ્યાત્મજ્ઞાનને લગતા ઘણા ગ્રન્થો બહાર પડી ચૂકયા છે, તેમજ મહાન્ ઋષિ વેદવ્યાસ-કૃત શ્રીમદ્ભાગવત કે જેમાંથી આ ગ્રન્થની યોજના કરવામાં આવી છે તેનાં ભાષાંતરો પણ અત્યારે સુલભ છે, છતાં અધ્યાત્મજ્ઞાન સંબંધી સંપૂર્ણ સગવડ એકજ પ્રકરણમાં ક્રમશઃ કોઇપણ ગ્રન્થમાં નથી. સાક્ષાત્ શ્રીમદ્ભાગવતમાં પણ જ્ઞાનને લગતા વૈરાગ્ય વિગેરે પ્રકરણના અધ્યાયો આખા ગ્રન્થમાં આડે અવળે પથરાયલા છે. વૈરાગ્ય પ્રકરણને લગતો એક અધ્યાય બીજા સ્કન્ધમાં હોય તો બીજો ચોથા પાંચમા અથવા અગ્યારમા સ્કંધમાં હોય એટલે એક પ્રક-રણમાંજ એકબીજા સાથે સંબંધ ધરાવતી વિગતો આવતી નથી, તેથી આ પુસ્તકમાં ખાસ કરીને વૈરાગ્ય, ભક્તિ, યોગ અને જ્ઞાન એ ચાર પ્રકરણ રાખી, તેમાં એકબીજાની સંગતિ સાધતા અધ્યાયોની યોજના કરવામાં આવી છે કે, જે સંકલના જ્ઞાનના ખરા ઉપાસકને ઘણી ઉપયોગી તથા બોધપ્રદ થઇ પડશે. તે ઉપરાંત પાંચમા પ્રકરણમાં ભગવાન્ શ્રીશંકરાચાર્યે રચેલા અધ્યાત્મજ્ઞાન સંબંધી સરળ પણ અત્યંત મનનીય તત્ત્વબોધ, આત્મબોધ તથા વાકચવૃત્તિ એ નામના ત્રણ નિબંધો પણ સરલ ગુજરાતી ભાષાંતર સાથે આપવામાં આવ્યા છે.

વિસ્તારપૂર્વક પ્રસ્તાવના, તથા મુંબઇના પ્રસિદ્ધ અન્ય વિદ્વાનોના અભિપ્રાયો વાંચીને તમે પોતે પણ આ પુસ્તકની વિશે-ષતા જોઇ તે ખરીદ્યા સિવાય રહેશો નહિ. આ વિશેષતાનો ઉલ્લેખ, અમારી આત્મસ્તુતિ માટે નથી, પણ સુજ્ઞ વાચકવર્ગનું ધ્યાન ખેંચવા પૂરતોજ છે. એજ વિજ્ઞપ્તિ ! નિવેદક–પ્રકાશક

**જોશી લજાશંકર હરિભાઈ.**

# भगवान श्रीविष्णु.



वृन्दारका यस्य भवन्ति भृङ्गा.
मन्दाकिनी यन्मकरन्दबिन्दुः ।
नवारविन्दाक्षपदारविन्दं.
वन्दे चतुर्वर्गचतुष्पदं तत् ॥

# "સુબોધસિંધુ" નામનો આ ગ્રન્થ આપે શા માટે ખરીદવો જોઇએ ?



એમ તો આત્મજ્ઞાનના ઘણા ગ્રન્થો ગુજરાતી સાહિત્યમાં છે, છતાં પણ આ ગ્રન્થના વાંચન વગર, જો તમે સનાતન ધર્મને માનનાર હશો તો ચાલશે નહિ. સનાતન ધર્મનું ઉંચામાં ઉંચું તત્ત્વજ્ઞાન જે શ્રીમદ્‌ભાગવત વિગેરેમાં ભરેલું છે, તેનો એકજ ઠેકાણે સંગ્રહ આ પુસ્તક સિવાય બીજે કયાંય મળે તેમ નથી. "આ મ્હારું કુટુંબ અને આ મ્હારી પ્રવૃત્તિ," એમ આસક્તિ રાખીને સંસાર વ્યવહારની પ્રવૃત્તિમાં પડી ગમે તેટલા હેરાન થશો, તો પણ આ નાશવંત જગત્‌માંથી કંઇ પણ સાથે લઇ જવાને તમે હક્કદાર નથી. સારા ગ્રન્થોના સેવનથી તેમજ સદ્‌ગુરુના ઉપદેશામૃતથી જો કંઇ પણ જ્ઞાન મેળવ્યું હશે, તોજ સત્ય અસત્યનો વિવેક સમજી, ધર્મનું આચરણ કરી શકશો, કે જે ધર્મજ માત્ર જીવનો ખરો સહાયક છે. ધર્મ તથા જ્ઞાનનું પ્રતિપાદન કરતું આ પુસ્તક વાંચવું તે દરેક સનાતનીનો પરમ ધર્મ છે.

૫૦૦ પૃષ્ઠનું મૂળ વાંચન, તે ઉપરાંત મનનીય શાન્તિપાઠ, ઉપનિષદ્‌ની શિક્ષા, વિદ્વત્તાભરી ભૂમિકા તથા વિદ્વાનોના અભિપ્રાયો ફક્ત રૂા. ૩) ત્રણમાં વાંચવા મળશે, એ કંઇ વિશેષ ખર્ચના બોજારૂપ નહિજ ગણાય. નીચેને શિરનામે પત્ર લખી તુરતજ આ પુસ્તક પોતાનાજ કલ્યાણ માટે વી. પી. થી તુરત મંગાવો.

મેનેજર—"સુબોધસિંધુ" કાર્યાલય.

૬૩૬, બુધવાર પેઠ, પુના–૨.

# આ ગ્રંથ શી રીતે વાંચવો ?

તે

## સંબંધી અમારા વાંચકોને અમારી પ્રથમ વિનંતિ

એ છે કે, તેમણે અમારો ગ્રંથ પ્રથમથી છેવટ સુધી પૂર્ણ વાંચવો, કારણ ઘણા વાચકોની એવી ટેવ હોય છે કે, તેઓ એકાદો ગ્રંથ હાથમાં લીધો કે પ્રથમ તેની વિષયાનુક્રમણિકા વાંચવા માંડે છે અને તેમાં પોતાને જે વિષય પ્રિય હોય તેજ વાંચી તેટલેથીજ આખા ગ્રંથ માટે પોતાનો અનુકૂલ અથવા પ્રતિકૂલ મત કાયમ કરી નાખે છે, પરંતુ વાંચવાની આ પદ્ધતિ તદ્દન અપ્રશસ્ત કહેવાય, અને તેમાંએ વિશેષતઃ જ્યારે એકાદો નવીન વિષય જો ગ્રંથમાં પ્રતિપાદન કરેલો હોય તો આ પદ્ધતિ સર્વથા ત્યાજ્ય સમજવી જોઇએ. કોઇ પણ ગ્રંથ લખનાર પ્રથમ સર્વ પ્રકરણનો મર્મ સમજીને લખે છે અને વાચકવૃંદ અનુક્રમે પ્રકરણનું પરિશીલન કરશે એમ ગ્રંથકર્તાની અપેક્ષા હોય છે, માટે વાચકવર્ગે પ્રથમ પ્રકરણથીજ ગ્રંથ વાંચવો તેજ યોગ્ય ગણાય. એક પછી એક વિષયો વાંચવાથી જેમ ઉન્હાળાના દિવસમાં નદીનું પાણી ઓળંગી જવા માટે સુગમ રીતે પ્રવાસી ખડકો પર પગ દઇ જાય છે તદ્વત્ પ્રકરણ પછી પ્રકરણક્રમની સંગતવાર રચના ગ્રંથકર્તાએ કેવી કરેલી છે તે ધ્યાનમાં આવશે, અને તેથી વાચક ગ્રંથના મૂળ આશય તરફ જઇ ઉત્તરોત્તર તેની મહત્તાસંબંધી સત્ય નિર્ણય કરી શકશે.

કર્તા.

## અમારા વાચકોને અમારી આગ્રહપૂર્વક

# બીજી વિનંતિ.



એ છે કે, તેમણે અમારો આ ગ્રંથ એક વખતજ વાંચી બાજુમાં મૂકી છાંડવો નહીં. અમે એવી ભલામણ કરીએ છીએ કે, પ્રત્યેક મનુષ્યે પ્રસ્તુત ગ્રંથની દ્વાદશ પારાયણ કરવી જોઇએ. આધુનિક સમયમાં આવું અધ્યાત્મજ્ઞાન સમજવા આ ગ્રંથ ઘણોજ ઉપયોગી છે.

દરેક બંધુઓએ પ્રાતઃકાળે સ્નાન કર્યા બાદ આ ગ્રંથનો એક એક અધ્યાય વાંચવો, જેથી મનુષ્યના જન્મનું સાર્થક્ય શું છે તે સમજવું સુલભ થશે. ખરું ગ્રંથવાંચન એ છે કે, ગ્રંથ પ્રત્યે તાદાત્મ્ય થવું તે. આથી પ્રથમ ગ્રંથ વાંચવાથી લેખકે જે નવીન તત્ત્વનું વિશદીકરણ કરેલું છે, તે વાચક સમજશે. અને તેથી તેના જીવનક્રમમાં ઘણોજ ફેરફાર થશે. બે પારાયણ બાદ ઘણીજ અંધશ્રદ્ધા તથા ગેરસમજુતી નહિ જેવી થઇ, ત્રણ પારાયણ પછી નવીન તત્ત્વથીજ વાંચકનું તાદાત્મ્ય થશે, અને પાઠમાં આપેલી દ્વાદશ પારાયણ કરવાથી, તેના મનનું સામર્થ્ય વધી જઇ પોતાનો ઉન્નતિનો માર્ગ શો છે, તે જાણવામાં તે પોતે કુશળ થશે.

કર્તા.

# સારા માઠા પ્રસંગે જ્ઞાનની લ્હાણી.

પોતે પૂર્ણ જ્ઞાની થઇને બીજાઓને જ્ઞાન આપવું એ સહજ નથી, પરંતુ મહાન્ જ્ઞાનીઓના ઉપદેશ અને ચરિત્રોને લગતાં ઉત્તમ પુસ્તકો તો સર્વ કોઇ બીજાને આપી શકે તેમ છે.

કોઇ કોઇ ઉદારાત્મા આ રીતે પણ ધનનો કંઇક સદુપયોગ કરે છે; પરંતુ દેશની વર્તમાન દશા તરફ જોતાં આ પ્રકાર સૌ કોઇએ સારા પ્રમાણમાં કરી ઉમદા રૂઢિરૂપ બનાવી દેવો જોઇએ.

સારા માઠા પ્રસંગો પર માત્ર થોડાક વધુ ખર્ચથી ( ઘી વિગેરેમાં થોડી કસર કરી ) શારીરિક ખાનપાન ઉપરાંત એવા માનસિક ખોરાકની પત્રાવલિરૂપ ઉમદા પુસ્તકો પ્રત્યેક મહેમાન, પડોશી, સગાં, કુટુંબી, મિત્ર, જ્ઞાતિબંધુ, બ્રાહ્મણ, વિદ્યાર્થી વિગેરેને ભેટ અપાય તો તે ગમે તેવાં મિષ્ટાન્ન અને બીજી વસ્તુઓ કરતાં તેઓને માટે વધુ ઉપકારક થાય એ ખુલ્લું છે.

ઇચ્છા હોય તો " અમુક પ્રસંગ અથવા વ્યક્તિના સ્મરણ-નિમિત્ત અમુક તરફથી ભેટ " એવું પુસ્તકના મુખપૃષ્ઠ પર છપાવી આપી શકાય છે, કે જેથી લોકસેવા થવા ઉપરાંત તે પ્રસંગ અને વ્યક્તિના સ્મારકનો હેતુ પણ પાર પડે.

લખોઃ—

સુબોધસિંધુ–કાર્યાલય,

૬૩૯, બુધવાર પેઠ, પુના–૨.

# સદ્ગ્રન્થસેવનના ખાસ ફાયદા.

**यस्यास्ति सद्ग्रन्थविमर्शभाग्यं किं तस्य शुष्कैश्चपलाविनोदैः ।**

અર્થાત્:—જેને સારા સારા ગ્રંથો વાંચવા વિચારવાનું સદ્ભાગ્ય મળેલું હોય તેવા મનુષ્યની આગળ ચંચળ લક્ષ્મીના શુષ્ક વિનોદ શી ગણતરીમાં છે ?

" તમે ગમે તેવી નવલકથાઓ અને બીજું જે આવ્યું હોય તે વાંચવા મંડી પડો છો, પણ એવું તમે થોડું વાંચો, અને અધ્યાત્મજ્ઞાનનાં પુસ્તકો, વેદાંતનાં પુસ્તકો, ગીતાજી વિગેરે વાંચવાનો હમેશાં અભ્યાસ રાખો. તેવા વાંચનની આખા જીવન સુધી જરુર છે. "

**—સ્વામી વિવેકાનંદ.**

" પુસ્તકોમાં હું ગુંથાયલો રહી શકતો, તેથી મને બે માસ વધારે જેલ મળત તો પણ હું કાયર થાત નહીં, એટલુંજ નહીં પણ મારા જ્ઞાનમાં ઉપયોગી વધારો કરી શકવાથી હું ઉલટો વધારે સુખચેનમાં રહેત. હું માનું છું કે, જેને સારાં પુસ્તકો વાંચવાનો શોખ છે, તે ગમે તે જગ્યાએ એકાંતવાસ સહેલાઇથી વેઠી શકે છે. ××× એક પછી બીજું, એમ પુસ્તકો વાંચતાં છેવટે તમે અંતરવિચાર પણ કરી શકશો. "

**—મ. ગાંધીજી.**

" બંધુઓ ! સારાં પુસ્તકો એટલે શું એ તમે જાણો છો ? સારાં પુસ્તકોની કિંમત તમે સમજો છો ? ભાઇ ! હજી આપણે એ નથી સમજતા. જો સમજતા હોઇએ તો આપણી હાલત આવી ન હોય. મને લાગે છે કે, જ્ઞાન એ આકાશ છે અને પુસ્તકો એ તેમાં શોભી રહેલા ચળકતા તારાઓ છે; જ્ઞાન એ સૂર્ય છે અને

આપણા ઘરમાં આવી શકે તેવો તેનો પ્રકાશ તે પુસ્તકો છે; જ્ઞાન એ સમુદ્ર છે ને પુસ્તકો તેનો લાભ લઇ શકાય તેવાં વહાણો છે; જ્ઞાન એ સોનાની ખાણ છે અને પુસ્તકો તે તેમાંથી બનાવેલા આપણને બંધ બેસતાં દાગીનાં છે; જ્ઞાન એ મોટામાં મોટી કીંમતી નોટો છે અને પુસ્તકો તે આપણા રોજના ઉપયોગમાં આવી શકે એવા ચલણી શીક્કાઓ છે; જ્ઞાન એ વાયુ છે અને પુસ્તકો તે વાયુને ખેંચી લાવી ઠંડક આપનાર પંખાઓ છે; જ્ઞાન એ અગ્નિ છે અને પુસ્તકો તે અગ્નિથી પ્રકટાવેલ દીવા છે; જ્ઞાન એ પૃથ્વી છે અને પુસ્તકો તે આપણને રહેવા લાયક મકાનો છે; જ્ઞાન એ અનાજનો ભંડાર છે અને પુસ્તકો તે રોટલા છે; જ્ઞાન તે મેઘ છે અને પુસ્તકો તે આપણા ઘરમાં રહી શકે તેવાં પાણીભરેલાં માટલાં છે; અને જ્ઞાન તે સર્વ શક્તિમાન્ પરમાત્મા છે અને પુસ્તકો તે રસ્તો બતાવનારા પૂજનીય દેવો છે. ”

—સ્વ. પઢિયાર.

“ મને પુસ્તકો વાંચવાથી જેવો આનંદ મળે છે તેવો આનંદ આ જગત્‌માં બીજા કોઇ પણ કામથી નથી મળતો. × × × માતૃભાષામાં વિવિધ જ્ઞાન આપનારા ગ્રંથોનો પ્રચાર થયા વિના કોઇ પણ પ્રજા ઉન્નતિ પામી શકતી નથી. અને જાતીય ભાવના (સ્વદેશપ્રીતિ) પણ મેળવી શકાતી નથી. × × × બધી જાતની ઉન્નતિનું મૂળ જ્ઞાનની ઉન્નતિ છે. પશુ આદિના જેવી ઇંદ્રિયતૃપ્તિ સિવાયનું બીજું કોઇ પણ એવું સુખ તમે નહીં બતાવી શકો કે, જેનું મૂળ જ્ઞાનની ઉન્નતિમાં રહેલું ન હોય. × × × સાહિત્ય–ઉદ્યાનના ચતુર માળી થવાનું સુભાગ્ય જેને પ્રાપ્ત થયું હોય અથવા જેનું મન સદૈવ સાહિત્યસરોવરના કમળોની મધુર સુગંધથી મસ્ત બનવા લાગ્યું હોય તેને તો સાહિત્ય સિવાયનાં સ્વર્ગીય સુખો પણ તુચ્છજ લાગે છે ”

—બંકિમચંદ્ર.

" ગરીબોને દરિદ્રતામાંથી છોડવવાની, દુઃખીઓનાં દુઃખ દૂર કરવાની, શરીર તથા મનનો થાક ઉતારવાની અને માંદાઓનું દર્દ ભૂલાવી દેવાની ગ્રંથોમાં જેટલી શક્તિ છે, તેટલી શક્તિ ઘણું કરીને બીજી કોઇ ચીજમાં નથી."

—" માર્ડન."

" પુસ્તકો પ્રત્યેનો સ્નેહ એ ઇશ્વરના રાજ્યમાં પહોંચવાનો પરવાનો છે."

" ખરાબ ચોપડીનું વાંચન એ તો ઝેર પીવા સમાન છે."

" મહેલોથી તથા ધનવૈભવના અખૂટ ભંડારથી જે સંતોષ તમને નહીં મળે તે સંતોષ તમને ઉત્તમ પુસ્તકોમાંથી પ્રાપ્ત થશે."

" લીલાં વનોમાં ભૂખે મરનાર પશુઓમાં અને આટલાં આટલાં વાંચનનાં સાધન છતાં જ્ઞાનહીન રહેનારાં મનુષ્યોમાં શો તફાવત છે?"

" સહવાસથી જેમ માણસના ગુણની અને પ્રકૃતિની પરીક્ષા થાય છે, તેમજ પુસ્તકોનો જો તેને શોખ હોય છે તો તે ઉપરથી પણ તેના વિષે અનુમાન થાય છે."

" એકાદ ઉત્તમ ગવૈયો ઇચ્છે ત્યારે જેમ પોતાનાં વાજીંત્ર-માંથી ચહાય તે સ્વર કાઢી આનંદ લે છે, તેમ એક વાંચનાર પણ જ્યારે ઇચ્છે છે ત્યારે એકાદ ઉત્તમ ગ્રંથમાંથી પોતાને મનગમતો વિષય કાઢી આનંદમગ્ન થઇ શકે છે."

" અવકાશની એકાદ ક્ષણનો પણ ઉપયોગ કરી લેવા માટે ગ્લેડસ્ટન જેવો પ્રતિભાશાળી પુરુષ પણ ગજવામાં સદાય પુસ્તક લઇને ફરે તો, પછી આપણા જેવાઓએ ખુલ્લી રીતે વૃથા જતી કિંમતી ક્ષણોને બચાવવા માટે શું ન કરવું જોઇએ?"

" ખોરાક વિનાના શરીરની પેઠે જ્ઞાન વિનાનું મન પણ નિર્માલ્ય છે. એ જ્ઞાનને મેળવવાનું સર્વોપરિ સાધન વાંચન હોવાથી જે ઘરમાં પુસ્તકો નથી તે ઘર ઘર નહીં, પણ નિર્માલ્ય તનમનવાળાં જીવતાં મુડદાંઓને રહેવાની ઘોર છે."

" એક વિદ્વાન્ કહે છે:—' વાંચવાની હોંશ છોડી દઇ તેના બદલામાં કોઇ મને હિંદુસ્તાનની સંપત્તિ આપે, તોપણ હું તેને કદી છોડું નહીં.' "

" પુસ્તકો તરુણાવસ્થામાં સુમાર્ગ દેખાડે છે, વૃદ્ધાવસ્થામાં મનરંજન કરે છે અને ઉદાસીનતા વખતે સમાધાન કરી આપણું જીવન આપણને નકામું લાગવા દેતાં નથી; વળી તે આપણી ચિંતા તથા ક્રોધાદિને શાંત કરી નિરાશાનો નાશ કરે છે."

" એક પાશ્ચાત્ય પંડિતનો એટલે સુધી મત છે કે,—માણસને લુગડાંલત્તાંની જેટલી જરુર નથી, તેટલી પુસ્તકોની છે. તે પોતે પણ જરુરી પુસ્તકો ખરીદી લેતાં સુધી લુગડાં લેવાનું મુલ્તવી રાખતો. તેને પુસ્તકો વાંચવાં બહુ ગમતાં અને તે વાંચતો ત્યારે ' હું વધારે સારો થયો છું ' એમ તેને લાગતું."

" ઉત્તમ ગ્રંથો તેનું સેવન કરનારાઓમાં ધર્મ, નીતિ, ચાતુર્ય, પ્રતિભા, શૌર્ય, ધૈર્ય, તથા પરોપકારવૃત્તિને વિસ્તારે છે, અને જેમ જેમ એ દૈવી ગુણોની સત્તા જામતી ચાલે છે, તેમ તેમ દુનિયાને પીડારૂપ આસુરી ભાવોની જડ નાશ પામતી જાય છે."

" ગ્રંથોની ઓરડીમાં ગયા પછી તમે એને હાથ નહીં લગાડો તો એ ગ્રંથોજ માનસ વાણીથી તમને કહેશે કે,—' અમારામાં પુષ્કળ જ્ઞાન ભર્યું છે તે લ્યો અને વાપરો, એટલે તમારું કલ્યાણ થશે.' શું આ માનસવાણી ઓછી કિંમતી છે?"

---

વેતશ્રી લજ્જાશંકર હરિભાઈ



"શ્રીસુબોધસિંધુ"ના લેખક.

# ગ્રંથકર્તાનું નિવેદન.

પ્રાતઃસ્મરણીય મહાત્મા રાજા ભર્તૃહરિએ પોતાના ' વૈરાગ્ય-શતક ' માં કહ્યું છેઃ—

क्वचिद्वीणावादः क्वचिदपि च हाहेति रुदितं ।
क्वचिन्नारी रम्या क्वचिदपि जराजर्जरवपुः ॥
क्वचिद्विद्वद्गोष्ठी क्वचिदपि सुरामत्तकलहो ।
न जाने संसारः किममृतमयः किं विषमयः ॥

" આ સંસારમાં કોઇ જગ્યાએ વીણાના શબ્દો થાય છે, તો કોઇ જગ્યાએ ' હાય હાય ' એમ રુદન થાય છે; કોઇ જગ્યાએ મનોહર સ્ત્રી હોય છે, તો કોઇ જગ્યાએ ઘડપણથી શિથિલ શરીરવાળી સ્ત્રી હોય છે; કોઇ જગ્યાએ વિદ્વાનોનો વાણીવિલાસ હોય છે, તો કોઇ જગ્યાએ મદિરાથી મદોન્મત્ત થયેલાઓનો કલહ જોવામાં આવે છે, એવી આ સંસારની વિષમતા જોઇ હું નિશ્ચયપૂર્વક જાણી શકતો નથી, કે આ સંસાર અમૃતમય છે વા વિષમય છે ! "

સુજ્ઞ પાઠકો ! મનુષ્ય આ જગત્‌માં જન્મ્યો, એ ઘટનાને, ' તે ભવસાગરમાં આવ્યો ' એમ કહેવા કરતાં તે ' સંશયસાગરમાં આવ્યો ' એમ કહેવું વિશેષ યોગ્ય છે; કેમકે, જન્મથી મૃત્યુપર્યંત તે સંશયમાંજ ગુંચવાયલો રહે છે. સત્ય તથા અસત્ય, સન્માર્ગ અને કુમાર્ગ, અનુકૂલતા અને પ્રતિકૂલતા, સુખ અને દુઃખ ઇત્યાદિ દ્વંદ્વોના યથાર્થ જ્ઞાનના અભાવે તેની જીવનનૌકા, ચક્ષુરહિત યા ત્રિદોષજ્વરના ભોગ થઇ પડેલા એકાદ નૌકાપતિની પેઠે સંસાર-સમુદ્રની યાત્રામાં વિવિધ દુઃખ અને વિઘ્નરૂપી ખડકોની સાથે વારંવાર અથડાયાજ કરે છે. સંસારની આવી વિષમ લીલા

જોઇને પ્રત્યેકના મનમાં સ્વાભાવિકજ ‘ આ સંસાર સુખદાયક છે કે દુઃખદાયક છે? ’ એવી શંકા વારંવાર ઉદ્ભવ્યા કરે છે. એ શંકાના યોગે, “ આ વિશ્વની મર્યાદા કેટલી? સર્વનો લય થઇને કલ્પાંત થાય છે, પરંતુ કલ્પાંત પાછળ શું હશે? ઇશ્વર જેવું કોઇ છે કે નહીં? જો હોય તો દૃષ્ટિગોચર શા માટે થતા નથી? મરણ પછી આપણું શું થતું હશે? જો યમદંડ ભોગવવાનો હોય તો દેહાવસાન થયા પછી શી રીતે ભોગવવો પડે? જો યમદંડ ભોગવવાનો ન હોય તો ઇશ્વરની સૃષ્ટિમાં સર્વત્ર અનવસ્થા ચાલે છે એમજ કહેવું જોઇએ. પુનર્જન્મનો સંભવ છે કે નહીં? ગતજન્મોનું આપણને સ્મરણ રહેતું નથી તેથી પુનર્જન્મ પ્રાપ્ત થાય અથવા નવા જીવનું નિર્માણ થાય, એ બંનેનો અર્થ એકજ થાય ને? સર્વ દ્વૈતમય બ્રહ્માંડ જો અદ્વૈત હોય તો પછી પાપપુણ્યમાં ભેદ શો? ભેદાભેદ કાલ્પનિક હોય તો પાપ પુણ્ય, નીતિ અનીતિ વિગેરેને સત્ય શા માટે માનવાં? તેમ આપણી પાસેની વસ્તુ અન્યને આપીને પરોપકાર પણ શા માટે કરવો? લોકોનાં ગળાં રેંશી આપણો ખજાનો તર શા માટે ન કરવો? શ્રીમંતનો પ્રાણ લેવો એ જો પાપ હોય તો તેનું સર્વસ્વ આપણા હાથમાં આવે તે શું પુણ્ય નથી? બળવાન નિર્બળને ખાઇ જાય છે એ જો પાપ હોય તો મત્સ્ય નિઃસંતાન શા માટે થતા નથી? પ્રત્યેક લગ્ન શુભ મુહૂર્ત જોઇને કરવામાં આવે છે તો પછી આ જગત્માં આટલી બધી વિધવાઓ શા માટે છે? પ્રજોત્પત્તિને માટે આપણે વિધિપૂર્વક લગ્ન કરવાની ખટપટ કરીએ છીએ, પરંતુ પશુપક્ષ્યાદિ કે જેની સંતતિનો પાર નથી તેનાં લગ્નો કોણે વિધિપૂર્વક કર્યાં છે? ચોરીનું દ્રવ્ય વિષરૂપ કોઇને થઇ પડયું છે? વ્યભિચાર કરવાથી કોઇને કોઢ નીકળ્યો છે? આપણે જાતેજ મરી જઇએ છીએ, તો પછી ફળ ભોગવવાને કોણ અવશિષ્ટ રહે છે? દેવ દેખાતા નથી માટે ‘ તે છે ’ એમ બોલવું વ્યર્થ છે.”

ઇત્યાદિ ચાર્વાકમતો અને આસુરી વિચારો પણ મનમાં ઉદ્ભભવ્યા વિના રહેતા નથી. ત્યારે એ સર્વ પ્રશ્નોનું સમાધાન ક્યાંથી કરવું ? આ સમાધાન અધ્યાત્મશાસ્ત્રના અભ્યાસથી કરી શકાય છે.

જેની આ સંસારસાગરમાંથી તરીને પાર પડવાની ઇચ્છા હોય, જેની આ સંસારના અસંતોષથી મુક્ત થવાની ભાવના હોય, જેની પરમાનંદ સુખના ઉદ્યાનમાં યથેચ્છ વિહાર કરવાની આકાંક્ષા હોય, જેની પોતાના અપરિહાર્ય સંકટો ટાળવાની અખંડ વાંછના હોય, જેની સર્વ શાસ્ત્રોના રહસ્યને એકસમયાવચ્છેદે જાણી લેવાની મનીષા હોય, અને જેને 'હું કોણ' એનો સાક્ષાત્ પરિચય કરી લેવાની તન્મયતા હોય તથા ઉપરની શંકાઓનું સમાધાન જોઇતું હોય, તેણે એકનિષ્ઠાથી બ્રહ્મપ્રાપ્તિના માર્ગમાં સંચાર કરવો જોઇએ. બ્રહ્મપ્રાપ્તિનો માર્ગ તે અધ્યાત્મશાસ્ત્ર છે. બ્રહ્મને જાણવાની જે વિદ્યા તેને અધ્યાત્મશાસ્ત્રના નામથી ઓળખવામાં આવે છે. સમસ્ત જગત્‌માં લોકો જડવિજ્ઞાન અથવા વ્યવહારશાસ્ત્રમાં ગમે તેટલા નિષ્ણાત અથવા પરિપૂર્ણ થયેલા હોય, પરંતુ એ અધ્યાત્મશાસ્ત્રના જ્ઞાતાઓ સમક્ષ તેમની પરિપૂર્ણતાની કશી પણ ગણના નથી, કારણ કે, વ્યાવહારિક જ્ઞાનમાં ગમે તેટલી કુશળતા મેળવી હોય, છતાં ખરું જ્ઞાન તો અવશિષ્ટ રહી જાય છે. જેના વિચારથી ઉત્તમ તત્ત્વજ્ઞાનીઓ પરમ શાંતિ મેળવે છે તથા વિપત્તિના દુઃખથી બદ્ધ થયેલા જીવો પણ મુક્તિના સુખનો સ્વાદ ચાખવાને ભાગ્યશાળી થાય છે, તે શાસ્ત્ર તે કેવળ અધ્યાત્મશાસ્ત્રજ છે.

ભારતવર્ષમાં વેદ, ઉપનિષદ્, દર્શનશાસ્ત્ર તથા ધર્મશાસ્ત્ર જેવી ધર્મકર્મના શિક્ષણથી ભરપૂર દેવદુર્લભ સામગ્રી હોવા છતાં તેના પ્રત્યે જનસમાજનું લક્ષ્ય ઘટતું ચાલ્યું છે તેથી તેવા ગ્રંથોમાં અધ્યાત્મવિચાર નિર્દિષ્ટ કરેલા છે, પરંતુ તે ગ્રંથો અત્યંત ગહન અને વિસ્તૃત હોવાથી સર્વને જોઇએ તેવો લાભ થવો દુર્ઘટ છે.

પરમાત્માના અંશાવતાર ભગવાન્ વેદવ્યાસે આ જોઇ અનેક શાસ્ત્ર રચ્યાં તથાપિ તેમના ચિત્તનું સમાધાન થયું નહીં. આ જોઇ બ્રહ્મદેવના માનસ પુત્ર નારદજીને તેમણે તેનું કારણ પૂછયું ત્યારે નારદ મુનિએ કહ્યું કેઃ—

“ જેમાં શ્રી ભગવન્નામનાસંકીર્તનનું સંપૂર્ણ વર્ણન હોય એવું શાસ્ત્ર રચવાનું રહી જવાથી તમારા ચિત્તની શાંતિ થઇ નથી, માટે જેના વર્ણનથી આત્માને પરમ આનંદની પ્રાપ્તિ થાય એવો એકાદ ગ્રંથ નિર્માણ કરો. ”

આ વાકય શ્રવણ કરી શ્રી વેદવ્યાસે પારમાર્થિક બોધથી પરિપૂર્ણ શ્રીમદ્‌ભાગવત નામનો ગ્રંથ રચ્યો ત્યારે તેમના ચિત્તને શાંતિ મળી. ત્યારપછી તે ભાગવત શાસ્ત્ર પોતાના પુત્ર શુકદેવજીને તેમણે ભણાવ્યું અને તે સમર્થ પુરુષે પરીક્ષિત્ રાજાને શ્રવણ કરાવ્યું કે, જેના શ્રવણમનનથી રાજા સાત દિવસમાં મુક્તિને પામ્યા. આવા અપૂર્વ ગ્રંથના મહિમાનું શું વર્ણન કરવું? કે જે મહાન્ ગ્રંથ શ્રીમદ્‌ભાગવતના નામથી સનાતનધર્માવલંબી ભાગ્યેજ અજાણ્યા હશે. આવા પરમશ્રેષ્ઠ ગ્રંથમાંથી પરમ કૈવલ્યનો માર્ગ બતાવનાર અધ્યાત્મવિદ્યા સંપાદન કરી તેનો સરલ રીતે બોધ થઇ શકે તેમ ભાષાંતરરૂપે આ “ સુબોધસિંધુ ” નામના પુસ્તકમાં સમાવેશ કરેલો છે.

આ પુસ્તકનો ઉદ્દેશ ઇશ્વરસંબંધી પરમાનંદ-મોક્ષ પ્રાપ્ત કરવા માટે જોઇતાં નાના પ્રકારનાં સાધનો અને તે કયા મુખ્ય તત્ત્વોપર અવલંબન કરી રહેલાં છે તે જ્ઞાનનું સ્પષ્ટીકરણ કરવું તે છે.

ભૂમિકાક્રમથી વૈરાગ્યાદિક પાંચ પ્રકરણની યોજના કરી છે અને તે પ્રકરણના વિષયો સુલભ રીતે સમજી શકાય તે હેતુથી દરેક પ્રકરણના પૃથક્ પૃથક્ અધ્યાય કરી પ્રત્યેક અધ્યાયના શિરો-

ભાગપર વિષયો, શ્લોકો તથા તે નીચે સરલ ભાષાંતરરૂપે બોધ થઇ શકે તેમ રચના કરી છે.

"વૈરાગ્ય" થી આ લોક સંબંધી વિષયવાસના નષ્ટ થાય છે, "ભક્તિ"ના યોગે અંતઃકરણની શુદ્ધિ થઇ શકે છે, "યોગ"થી ચિત્તનિવૃત્તિ અને ચિત્તૈકાગ્રતાની પ્રાપ્તિ થાય છે, તથા "જ્ઞાન-અધ્યાત્મજ્ઞાન" દ્વારા અસંભાવના તથા વિપરીત ભાવના ઇત્યાદિ આવરણ દૂર થઇ મોક્ષ પ્રાપ્ત કરવાનો રસ્તો સુગમ થઇ પડે છે.

ગ્રંથકર્તા અસાધારણ વિદ્વાન્ ન હોઇ સાધારણ મુમુક્ષુ છે જેથી ગહન વેદાન્તવિષય સ્પષ્ટપણે આ પુસ્તકમાં પ્રતિપાદન ન થઇ શકયો હોય તો પણ જેણે હૃદયમંદિરમાં નિવાસ કરી આ ગ્રંથ લખવા પ્રેરણા કરી અને આ ગ્રંથની નિર્વિઘ્ને પરિસમાપ્તિ કરાવી તે અનિવાર્ય માયામોહનું નિરસન કરનાર અને અપ્રાપ્ય વસ્તુ પ્રાપ્ત કરી દઇ તેનું સંરક્ષણ કરનાર પરમેશ્વરને ચરણે મસ્તક રાખી આ ગ્રંથસંબંધનું મારું નિવેદન પૂર્ણ કરું છું. સુજ્ઞ પાઠકો કર્તાના જ્ઞાનપ્રચારના ઉદ્દેશની કદર કરશે એવી આશા છે.

આ પુસ્તકમાંનું ગુજરાતી ભાષાંતર ગુજરાતી પ્રેસમાંથી પ્રસિદ્ધ થયેલા "શ્રીમદ્ભાગવત ભાષાંતર" નામે ગ્રંથ કે જેમાંનું ભાષાંતર શ્રીધરી તથા બાલપ્રબોધિની નામે સંસ્કૃત ટીકાઓને આધારે કરવામાં આવેલું છે, અને જે લોકોમાં ઘણું પ્રિય અને પ્રસિદ્ધ થઇ પડેલું છે તેમાંથી લેવામાં આવ્યું છે. ગુજરાતી પ્રેસના માલીક સુપ્રસિદ્ધ વિદ્વાન્ રા. રા. ભાઇ નટવરલાલ ઇચ્છારામ દેશાઇએ ઉપર જણાવેલું ભાષાંતર લેવા રજા આપીને આ શુભ કાર્ય પ્રતિ જે સદ્ભાવ દર્શાવ્યો છે તે માટે તેઓનો આભાર માનવામાં આવે છે. તેમજ અન્ય પણ જેજે ગ્રંથોમાંથી વિષયો, નોંધો, શ્લોકો વિગેરેની સહાય લેવી પડી છે તે તે ગ્રંથકર્તાઓનો પણ આભાર માનવો ઉચિત હોવાથી અસ્થાને નહિજ ગણાય.

વળી પોતાનો અમૂલ્ય વખત રોકી, આ ગ્રંથની ભૂમિકા તેમજ અન્તિમ અધ્યાત્મપ્રકરણના ત્રણ લઘુ ગ્રંથ તત્ત્વબોધ, આત્મબોધ અને વાક્યવૃત્તિનું ભાષાંતર લખનાર અલંકારભૂષણ જ્યોતિર્વિદ્ પંડિતશ્રી ધનંજય મુરારિ પાંધીનો અંતઃકરણપૂર્વક હું આભાર માનું છું, તેમજ મુંબઇના સુપ્રસિદ્ધ વિદ્વાનોએ વખતનો ભોગ આપી અમારા ગ્રંથનું નિરીક્ષણ કરી જે અભિપ્રાયો આપ્યા છે તે માટે તેમનો પણ આભારી છું આ ગ્રંથના પ્રુફસંશોધનનું કાર્ય રા. રા. શાસ્ત્રી તુલજાશંકર ધીરજરામ પંડ્યાએ કર્યું છે તેથી તેમનો, તેમજ શ્રી જગદીશ્વર પ્રિંટીંગ પ્રેસના મેનેજર રા. રા. પ્રભાશંકર જયશંકર પાઠકે કાળજીપૂર્વક આ ગ્રંથનું મુદ્રણ થોડા સમયમાંજ કરી આપ્યું છે એ હેતુથી તેમનો, એમ એ બંનેનો પણ સપ્રેમ આભાર માની, આ ગ્રંથની પ્રસ્તાવના હું પૂર્ણ કરું છું. આશા છે કે જનસમાજમાં આ ગ્રંથ યોગ્ય સત્કારથી પ્રિય થઇ પડશે. ઇત્યલમ્.

સં. ૧૯૮૭ માઘ શુક્લ પંચમી તા. ૨૩-૧-૧૯૩૧ ૯૩૯ બુધવાર પેઠ, પુના-૨.

નિવેદકઃ-
જ્ઞાનનિષ્ઠ મહાત્માઓનો કૃપાકાંક્ષી,
લજાશંકર હરિભાઇ જોશી.

# પ્રસ્તાવના.

वृन्दारण्ये चरन्ती विभुरपि सततं भूर्भुवःस्वः सृजन्ती
नन्दोद्भूताऽध्ययनाद्यैः शिशुरपि निगमैर्लक्षिता वीक्षिताऽपि ॥
विद्युल्लेखावनद्धोन्नमदमलमहांभोदसच्छायकाया
माया पायादपायाद्विहितमहिमा काऽपि पैतांबरी वः ॥१॥

સુજ્ઞ પાઠકો !

કોઇ પણ ગ્રંથના પ્રારંભમાં પ્રસ્તાવના લખવાનો રિવાજ સામાન્યતઃ પ્રચલિત છે. પ્રસ્તાવનામાં ગ્રંથના વસ્તુનિર્દેશની આછી મીમાંસા હોવાથી ગ્રંથના ઉદ્દેશ, સારાંશ તથા રહસ્ય સંબંધી જ્ઞાન પાઠકોને થાય છે. કેટલાક ગ્રન્થોમાં ગ્રન્થકર્તા પોતેજ પ્રસ્તાવના લખે છે ત્યારે તેનું કામ સરલ હોય છે, પણ આ "સુબોધસિંધુ" ગ્રંથમાં તેના પ્રયોજક સ્નેહી રા. રા. ભાઇ લજ્જાશંકરે પ્રસ્તાવના લખવા મને પ્રેરણા કરી અને મેં તેને સહર્ષ ગ્રહણ પણ કરી છે. મ્હારું આ કાર્ય મૂળ પ્રયોજક કરતાં કઠિન છે, કારણ કે વસ્તુનિર્દેશના રહસ્યમાં કદાચ કોઈ વાત મારા ખ્યાલ બહાર રહી જાય, અથવા એકને બદલે બીજું કહેવાઇ જાય, છતાં પણ અધ્યાત્મ જ્ઞાનપ્રચારના પવિત્ર હેતુથી લખાએલા આ ગ્રન્થની સમીક્ષા કરવામાં મ્હારું પોતાનુંજ કલ્યાણ માની મેં આ કાર્ય માથે લીધું છે.

પ્રસ્તાવનાના લેખનનું કાર્ય કેટલે અંશે કઠિન છે, તે અનુભવીઓજ જાણે છે, તેથી આ વિષયમાં કોઇ પણ પ્રકારની ક્ષતિ માટે પહેલેથીજ પાઠકોની ક્ષમા યાચી લઉં છું. રિવાજ મુજબ રા. રા. લજ્જાશંકરભાઇ પોતાના નિવેદનમાં મારો આભાર માને છે, તેને કેવળ શિષ્ટાચાર ગણી હુંજ તેમનો આભાર માનું છું, કારણ

કે પુણ્યને આપનાર વ્યવસાયમાં યત્કિંચિત્ સહાય અથવા સેવા અર્પણ થાય તે સહાયક અથવા સેવકને પણ પુણ્યજ પ્રાપ્ત કરાવે છે. અસ્તુ !

## સનાતન ધર્મની વ્યાખ્યા.

વર્તમાન સમયમાં રાજદ્વારિક તથા આર્થિક ક્રાંતિના જેવા ગંભીર પ્રસંગે આવાં ધાર્મિક પુસ્તક, ધાર્મિક આંદોલનોનો ઇતિહાસ તથા તેની પ્રસ્તાવનાઓ દરેક રીતે અપ્રાસંગિક છે, એટલુંજ નહિ પણ ચાલુ પ્રવૃત્તિને આડકતરી રીતે વિક્ષેપરૂપ છે, એમ પણ કેટલાક માનતા હશે, તેમના સમાધાન ખાતર આ પુસ્તકની પ્રસ્તાવનામાં પ્રથમથી જ વિષયાંતર કરી હું ભૂતકાલમાં સનાતન ધર્મનું ભારતવર્ષમાં કયું સ્થાન હતું ? ધર્મની વ્યાખ્યા શી છે ? વિગેરે પ્રશ્ન તરફ દૃષ્ટિપાત કરવાનું સાહસ કરું છું. વર્તમાન યુગને જોઇ, ભવિષ્ય માટે નવીન પ્રેરણા, નવીન સાહસ અને નવીન શક્તિ સરજવાનાં સ્વપ્ન સેવનારાઓ પોતાની સિદ્ધાંત-શ્રેણીમાં અવશ્ય ભૂલે છે. “ ઇતિહાસ હંમેશાં પુનરાવૃત્તિ કરે છે ” એ નિયમ “ જ્યાં જ્યાં ધૂમાડો ત્યાં ત્યાં અગ્નિ હોવોજ જોઇએ ” એ વ્યાપ્તિની માફક અટલ છે. ભૂતકાલમાં જે બન્યું, તેજ આજે બની રહ્યું છે અને ભવિષ્યમાં બનશે. પ્રકૃતિના નિયમો ત્રિકાલા-બાધ્ય છે, સત્ય, પરિણામે સત્ય અને અસત્ય, અસત્યજ ઠરશે. સૃષ્ટિના પ્રારંભમાં “ **सूर्याचन्द्रमसौ धाता यथापूर्वमकल्पयत्**–વિધાતાએ સૂર્યચન્દ્રાદિ સૃષ્ટિ પહેલાંની માફકજ બનાવી છે. ” એટલે આપણે કે કોઇપણ પ્રજાએ પોતાના ભૂતકાલમાંથી ઘણું શીખવાનું છે. આજની વિજ્ઞાનમાં ઘણી આગળ વધેલી પ્રજાઓ પણ પોતાના ભૂતકાલમાં મહાન્ ગૌરવ ( હોય કે ન હોય તો પણ તે )નું સમારોપણ કરે છે; જ્યારે આપણો ભૂતકાલ તો આખા વિશ્વમાં મહાન્ સમૃદ્ધિવાળા તથા જ્ઞાનવિજ્ઞાનથી ભરપૂર દેશનો ઇતિહાસ રજૂ કરે છે. તે ભૂતકાલ તરફ દૃષ્ટિપાત કર્યા સિવાય વર્તમાનયુગ આપણે

ઉજ્જવલ ન બનાવી શકીએ, તેમજ ભૂતકાલની સમસ્ત વિશ્વને આંજી નાખતી સમૃદ્ધિ, આપણે કેમ ગુમાવી તેનો વિચાર પણ કર્યા સિવાય આપણે ચલાવી ન શકીએ.

ભારતવર્ષની ભૂતકાલીન આર્થિક, રાજદ્વારિક તથા સામાજિક મીમાંસા તરફ આગળ વધીએ તો તેના મૂલમાં "ધર્મ" રહેલો જણાશે. ભારતવર્ષ ધર્મપ્રધાન અને ધર્મપ્રાણ દેશ છે. ભૂતકાલમાં એ ધર્મને માટેજ જીવ્યો અને રહ્યો. વાસ્તવિક રીતે ધર્મની વ્યાખ્યા પણ સમૃદ્ધિના ઉત્પાદક સંબંધને મળતી છે; "**यतोऽभ्युदयनिःश्रेयससिद्धिः स धर्मः**—જેના આચરણથી આ લોકની પરમ સમૃદ્ધિ તથા પરલોકની ઉંચામાં ઉંચી ગતિ પ્રાપ્ત થાય તેનું નામ ધર્મ" ધર્મના આચરણ કે પાલનથી કયારે કોઇ પણ પ્રજાની દુર્ગતિ થઇ હોય એમ ઇતિહાસ કહેતો નથી. ભારતવર્ષના સંસ્કારો તો ધર્મપ્રેમી, ધર્મ માટે પ્રાણ પણ અર્પણ કરનાર દેશ તરીકેજ ઘડાયા છે. એની સાર્વભૌમ સર્વાધિરાટ્ સત્તા, અખૂટ વૈભવ અને સમૃદ્ધિ એ બીજા કોઇનું જ નહિ પણ કેવલ ધર્મનું જ ફલ હતું; સૂર્ય તથા ચંદ્રવંશના મહાન્ ચક્રવર્તી રાજાઓની સાર્વભૌમ સત્તા અને સમૃદ્ધિ, કે જેની કલ્પના પણ આજે અગમ્ય છે, તે સર્વ ધર્મપાલનની સિદ્ધિરૂપે હતું; ભારતની પ્રાચીન સમૃદ્ધિને બીજાઓ ભલે અર્થશાસ્ત્ર અથવા રાજનીતિ શાસ્ત્રને આભારી માને, પરંતુ અમે તો ભારતની સમૃદ્ધિને સપ્રમાણ ધર્મનીજ સિદ્ધિ માનીએ છીએ. '**धारयतीति धर्मः**—ધારણ કરે તે ધર્મ.' અર્થાત્ વ્યક્તિ, સમાજ તથા રાષ્ટ્ર જેનાથી અસ્તિત્વ ધરાવી શકે, તેને ધર્મ કહેવામાં આવે છે. ટુંકામાં કહીએ તો ધર્મ એટલે કર્તવ્ય. મનુષ્યનું મનુષ્ય પ્રત્યે, પુરુષનું સ્ત્રી, પુત્ર, કુટુંબ વિગેરે પ્રત્યે તથા એક રાષ્ટ્રનું બીજા રાષ્ટ્ર પ્રત્યે જે કર્તવ્ય તે ધર્મ. એ કર્તવ્યથી વિમુખ થએલાને સમૃદ્ધિ કયાંય સંભવિત છે? કર્તવ્યપરાયણ પુરુષનેજ સમૃદ્ધિ, રાજ્યશ્રી તથા સૌભાગ્યલક્ષ્મી વરે છે, એથી

ઉલટુ કર્તવ્યભ્રષ્ટ મનુષ્યો તો અવનતિના ગંભીર ખાડામાંજ ગબડી પડે છે. રક્ષ્ય અને રક્ષક વચ્ચેના ધર્મનું દૃષ્ટાંત લઇએ. રક્ષક જો પોતાને સોંપવામાં આવેલી વસ્તુનું રક્ષણ ન કરી શકે, તેમાં પ્રમાદ કરે અથવા ઇરાદાપૂર્વક તેને છેતરવાની બાજી રચે તો વિશ્વાસ-ઘાતના એ મહા પાપના પરિણામે તેની અવનતિ સહજ છે. તેમજ વ્યષ્ટિના પોતાના પ્રત્યે તથા સમષ્ટિના પરસ્પર કર્તવ્ય પાલનને ધર્મ એવું નામ આપવામાં આવ્યું છે. વ્યષ્ટિ-વ્યક્તિ-નું કર્તવ્ય મનુષ્યજન્મ ધારણ કરી સમાજશાસ્ત્ર કે ધર્મશાસ્ત્રના આદેશ અનુસાર જેમ બીજાઓ પ્રત્યે, અમુક જાતના કર્તવ્યનું પાલન કરવું હોય તે છે, તેમજ પોતાના આ સૌથી પ્રિય આત્મા તરફ પણ તેને વિશિષ્ટ કર્તવ્ય બજાવવાનું હોય છે; તેને જ વ્યક્તિગત ધર્મ કહે છે.

દર્શનશાસ્ત્ર તેમ શારીરિક તથા માનસિક શાસ્ત્રની દૃષ્ટિએ, જીવને મૃત્યુ પછી તુરતજ બીજો જન્મ પ્રાપ્ત થાય છે, તેમાં પણ મનુષ્ય-જન્મજ પ્રાપ્ત થાય તેવું કંઇ નથી. લાખો યોનિમાં પરિભ્રમણ કર્યા પછી ક્રમશઃ પ્રાપ્ત થયેલા મનુષ્યજન્મને લાયકજ કર્મો કર્યાં હોય તો ફરીને મનુષ્યત્વની પ્રાપ્તિ માટે જીવ અધિકારી છે. એવા મનુષ્યજન્મની પહેલાં માતાના ગર્ભમાં અનંત પીડા ભોગ-વતો જીવ સર્વેશ્વર પરમાત્માની પ્રાર્થના કરે છેઃ—" **यदि योन्याः प्रमुच्येऽहं ध्याये ब्रह्म सनातनम्**—જો હું આ બંધનમાંથી છૂટો થાઉં તો સનાતન-અનાદિ-બ્રહ્મનુંજ નિરંતર ધ્યાન કરીશ." આ પ્રમાણે પ્રાર્થનાઓ તથા પ્રતિજ્ઞાઓ કર્યા પછી બહાર આવેલા જીવાત્માએ કેવી રીતે પરમકૃપાલુ પરમાત્માને શરણે જવું? કેવી રીતે તેનું ભજન કરવું? તથા તે દિવ્ય, સર્વવ્યાપક, સર્વજ્ઞ અને ચિદંશ, કે જેના એક પરમાણુરૂપ પોતે છે, તેમાં મળી જઇ ઉપાધિરહિત પરમ શાંતિ અને આનંદના સ્થાનની પ્રાપ્તિ કેમ કરવી? તે મહાન્ શક્તિની ઉપાસનાનો પ્રકાર તથા તેના સંબંધી જ્ઞાન

કેમ પ્રાપ્ત કરવું? આ સર્વ જેમાં બતાવવામાં આવ્યું છે, તેને ધર્મો અથવા સંપ્રદાયો કહેવામાં આવે છે. દરેક ધર્મ તથા સંપ્રદાયમાં જગત્‌ના મહાન્ ઇશ્વરની ઉપાસનાનો ક્રમ બતાવવામાં આવ્યો છે. તેવા ઘણા ધર્મો તથા સંપ્રદાયો આ વિશ્વમાં પ્રચલિત છે. તેમાં ભારતનો 'સનાતન વર્ણાશ્રમધર્મ' સૌથી શ્રેષ્ઠ, અનાદિ, સત્ય અને ઘણોજ સુવ્યવસ્થિત છે. દુનીઆના મુખ્ય મુખ્ય ધર્મો કરતાં ઘણું આગળ વધીને ઉપાસનાના તત્ત્વનું તથા ઉપાસ્ય દેવનું તે પ્રતિપાદન કરે છે, એટલાથીજ અથવા કેવળ પ્રાચીનતાથીજ એની મહત્તા નથી, પણ એની મહત્તા તો અધિકારપરત્વે કરવામાં આવેલી વિભાગવ્યવસ્થા અને તેની અબાધિત પરંપરા–સંકલના–ને લઇનેજ ગાવામાં આવે છે. બીજા બધા ધર્મો કરતાં ભારતના સનાતન ધર્મની વિશિષ્ટતા, તેના પ્રાથમિક બે માર્ગના નિરૂપણમાં છે.

સનાતન ધર્મ બે પ્રકારનો છે, એક પ્રવૃત્તિલક્ષણ અને બીજો નિવૃત્તિલક્ષણ. પ્રવૃત્તિલક્ષણ ધર્મ જીવ જ્યારે સંસારમાં બધા વ્યવહાર સાથે સંકળાએલો હોય છે તે વખતના તેના કર્મનું નિરૂપણ કરે છે; તેમાં વ્યષ્ટિના તથા મુખ્ય સમષ્ટિના પરસ્પર ધર્મોનું નિરૂપણ છે. નિવૃત્તિલક્ષણ ધર્મ, જીવ જ્યારે સંસાર વ્યવહારથી પર યોગીઓની દશામાં–આત્મસમાધિમાં સ્થિર થવાના માર્ગમાં હોય તે વખતનાં કર્મ અને જ્ઞાનનું નિરૂપણ કરે છે. ભારતનાં બીજાં બધાં શાસ્ત્રો કરતાં નિવૃત્તિલક્ષણધર્મનું પ્રતિપાદક અધ્યાત્મશાસ્ત્ર (વેદાંત ફીલોસોફી) આખા જગત્‌માં અજોડ છે. વેદાંતવિભાગ–આત્માની નિર્ગુણ અને અખંડ ઉપાસના–સુધરેલા અને વિજ્ઞાનવાદી જગત્‌નું મસ્તક પણ નીચું નમાવે છે. એ શાસ્ત્રની પ્રૌઢતા તથા સચ્ચાઇ, મૂડીવાદમાં ગર્વિષ્ઠ પશ્ચિમને પણ પૂર્વની મહત્તાનો સંપૂર્ણ ખ્યાલ આપે છે. વેદાંત સિવાય, ખગોળ, ભૂગોળ, જ્યોતિષ તથા આયુર્વેદવિજ્ઞાન વિગેરેનાં શાસ્ત્રો

પણ જગતને ભારતની પ્રાચીન બુદ્ધિમત્તાની અદ્વિતીયતા અવશ્ય બતાવે છે, છતાં વેદાંત તે સર્વમાં અગ્રણી છે. અસ્તુ !

એ નિવૃત્તિલક્ષણ ધર્મ અધિકારીઓ માટેજ સેવવા યોગ્ય છે. સંસારની દશામાં વ્યક્તિ, સમાજ કે રાષ્ટ્રના અભિમાનવાળા જીવ માટે, ગુણરહિત–ભેદરહિત–એ માર્ગમાં પ્રયાણ કરવાનો અધિકાર નથી. મેટ્રીક ભણતો વિદ્યાર્થી જેમ બી. એ. ની પરીક્ષામાં બેસવા અધિકારી નથી તેમજ જગતૂના વ્યવહારમાં ઓતપ્રોત મનુષ્ય "**सर्वं खल्विदं ब्रह्म, नेह नानास्ति किंचन**—આ જગત્માં દૃશ્ય વસ્તુમાત્ર બ્રહ્મજ છે, તેમાં વિવિધ પ્રકાર જેવું કંઇ નથી." એ પારમાર્થિક માર્ગમાં અધિકારી નથી, એથીજ વ્યવહારદશા અને પરમાર્થદશા જુદી છે. એ બન્ને દશાને અનુકૂલ ધર્મોનાં શાસ્ત્રો પણ જુદાંજ હોય એ સ્વાભાવિક છે. એવી રીતે વ્યવહારદશા અને આત્માની ઇશ્વર સાથેની સંગતિવાળી પરમાર્થદશાના ધર્મો, અધિકાર તથા વિભાગની સગવડ, કેવળ ભારતના સનાતન ધર્મમાંજ છે. હમણાં હમણાં એ બન્ને પ્રવૃત્તિલક્ષણ તથા નિવૃત્તિલક્ષણ ધર્મનું ખોટી રીતે મિશ્રણ કેટલાક કહેવાતા સમાજસુધારકો કરે છે, એટલે કે "કર્મ કરવાની કંઇ જરુર નથી, બધુંજ બ્રહ્મમય છે, આપણેજ ઇશ્વર છીએ" ઇત્યાદિ મત પ્રચલિત થવા લાગ્યો છે, પણ એ પગલું એટલું ભયંકર છે, કે એથી આપણી હજારો યુગથી સંકલિત સમાજરચના અને કર્તવ્યપરાયણતાનો સર્વથા વિનાશ નજીકના ભવિષ્યમાં પ્રાપ્ત થશે.

પ્રવૃત્તિલક્ષણ એટલે વ્યવહારદશાના ધર્મનું નિરૂપણ પણ, એવી સુંદર રીતે કરવામાં આવ્યું છે કે, તેના વિધિપૂર્વક પાલનથી પણ મનુષ્ય પરમ લાભ મેળવી શકે છે. દાખલા તરીકે જીવ તો બધાજ સરખા છે, છતાં તેમાં જન્મ તથા કર્મથી બ્રાહ્મણ,

ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર એમ ચાર વિભાગ અને તેમનાં કર્તવ્યોનો નિર્દેશ જેમાં કરવામાં આવ્યો છે, તેને બ્રાહ્મણક્ષત્રિયાદિકનો વર્ણધર્મ કહેવામાં આવે છે. તે ધર્મો શા છે, તે હવે આપણે જોઇએ:—

**अधीयीत ब्राह्मणो वै यजेत दद्यार्दीयात्तीर्थमुख्यानि चैव ।**
**अध्यापयेद् याजयेच्चापि याज्यान् प्रतिग्रहान् विहितान् वा प्रतीच्छेत् ॥**

"બ્રાહ્મણે વેદ, વેદોનાં અંગો, ઇતિહાસ, પુરાણ, ષડ્દર્શન, ઇત્યાદિ શાસ્ત્રોનો અભ્યાસ કરવો જોઇએ, યજ્ઞમાં રહેલા ભગવાન્ અગ્નિનારાયણની ઉપાસનાર્થે અગ્નિમાં હોમ કરવો, યથાશક્તિ વિદ્યારૂપી દાન તથા પાર્થિવ દાન પણ કરવું, વિદ્યાનો સદુપયોગ તથા પ્રચાર કરવા માટે, તેમજ વેદ તથા વેદવિહિત ધર્મની રક્ષા માટે પર્યટન કરતાં કરતાં મુખ્ય મુખ્ય તીર્થોમાં જવું, દરેક ઠેકાણે પ્રવચન-ઉપદેશ-થી લોકોને કર્તવ્યપરાયણ બનાવવા, ભણવા આવે તેને વિદ્યા તથા કલાઓ ભણાવવી, યજ્ઞયાગાદિ ક્રિયાઓ કરવાની ઇચ્છાવાળા ત્રિવર્ણને તે ક્રિયાઓ કરાવવી, અને પોતાની વૃત્તિ માટે જરુર પડે તો યોગ્ય દાન પણ ગ્રહણ કરવું," એ પ્રમાણે બ્રાહ્મણના ધર્મો-કર્તવ્યો-છે. આ ધર્મના પાલનમાં બ્રાહ્મણની પોતાના આત્મા તરફની બધી જવાબદારી ઉપરાંત, બીજાઓ પ્રત્યેનો ધર્મ-કર્તવ્ય-નો પણ સમાવેશ થઇ જાય છે. તેમજ ક્ષત્રિયનો ધર્મ પ્રજાનું રક્ષણ કરવું તે છે. તે ધર્મનું પાલન કરતાં ક્ષત્રિય પોતાનું કર્તવ્ય તો બજાવે છેજ, પણ તે સાથે બાકીની પ્રજા તરફ પણ તે પોતાનું કર્તવ્ય ઉમદા રીતે બજાવે છે. તેવીજ રીતે વૈશ્ય, ખેતીવાડી, ગોરક્ષા અને વેપારવાણિજ્ય કરતાં તથા શૂદ્ર સેવાધર્મ બજાવતાં, પોતાના કર્તવ્યપાલન ઉપરાંત સમષ્ટિ તરફનો ધર્મ પણ આચરે છે. એ પ્રમાણે સનાતન વર્ણાશ્રમનાં ધર્મશાસ્ત્રોમાં વ્યષ્ટિ

તથા સમષ્ટિનું કર્તવ્ય યથાયોગ્ય રીતે નિર્દિષ્ટ, તેમજ કડકમ કડક શિસ્ત સાથે પાલન કરવા માટે આદિષ્ટ પણ છે. તે ઉપરાંત દરેક મનુષ્યની અવસ્થાના ક્રમ પ્રમાણે પણ કર્તવ્યના વિભાગ નિયત થયેલા છે. પ્રથમ અવસ્થામાં વિદ્યાધ્યયન, બીજીમાં ગૃહસ્થકર્મનું આચરણ, અને ત્રીજી તથા ચોથી અવસ્થામાં આત્મકલ્યાણ માટે તપશ્ચર્યા, ભગવદ્ભજન વિગેરે કર્તવ્યો છે. તે ચાર અવસ્થાને ચાર આશ્રમ-બ્રહ્મચર્ય, ગૃહસ્થ, વાનપ્રસ્થ અને સંન્યાસ-કહેવામાં આવે છે. એ પ્રમાણે બધા વર્ણો પોતપોતાના વર્ણ તથા આશ્રમના ધર્મોનું પાલન કરે તો ઉન્નતિ કદિ દૂર જઇ શકે નહિ. વર્ણ અને આશ્રમ પરત્વે કરવામાં આવેલા વિભાગનું નામજ ભારતનો સનાતન અથવા વર્ણાશ્રમધર્મ છે. કર્તવ્યની આવી સરસ વાંટણી બીજા કયા દેશના સમાજશાસ્ત્રમાં છે ? જ્ઞાન, બલ, અર્થ અને શ્રમની સંગતિ તથા સહકાર, રાષ્ટ્રના ઉદ્ધારમાં તથા ઉન્નતિને ટકાવી રાખવામાં ઘણું સંગીન કાર્ય કરે છે. તેથીજ ભગવાન્ શ્રીકૃષ્ણચન્દ્રે કહ્યું છે:—“ **स्वधर्मे निधनं श्रेयः परधर्मो भयावहः** ॥—પોતપોતાના ધર્મપાલન-કર્તવ્યપરાયણતા-માં મૃત્યુ પણ થાય તો તે કલ્યાણકારક છે; જ્યારે પારકો ધર્મ વિનાશ તરફ લઇ જાય છે, ” વળી “ **स्वे स्वे कर्मण्यभिरतः संसिद्धिं लभते नरः** ॥—પોતપોતાના ઠરાવેલા કર્મ પ્રમાણે તેનું પાલન કરવાથી મનુષ્ય પરમ સિદ્ધિ મેળવે છે ”અર્થાત્ એક શૂદ્ર બ્રાહ્મણનો ઉપદેશધર્મ બજાવવા માંડે અને બ્રાહ્મણ શૂદ્રધર્મનો સ્વીકાર કરી લે તો દરેક કામમાં અનવસ્થાનો પાર રહે નહિ, તેમજ પોતપોતાના કર્તવ્યપાલન તરફની મરણપર્યંતની અડગ નિષ્ઠા તથા પોતાના કર્મનું ગૌરવ વિગેરે નષ્ટ થતાં ખરું કામ કોઇ પાસેથી મેળવી શકાય નહિ. પરિણામે એક રાષ્ટ્ર છિન્નભિન્ન થઇ જાય એ દેખીતી વાત છે. “ ઉપર પ્રમાણેનો સના-

તન ધર્મનો આશય, વ્યવસ્થા અને નિયમન માટે નહિ, પણ ભેદભાવવાળો અને ઉંચનીચની અઘટિત દૃષ્ટિથી ભરેલો છે," એમ કેટલાક સુધારકો કહે છે, પણ તે આક્ષેપ કેવળ તેમના અજ્ઞાનના કારણથીજ છે. કડકમાં કડક લશ્કરી તાલીમ અને સમાજવ્યવસ્થા એ બન્ને સરખાં છે. 'એકનું કામ બીજાથી ન થઇ શકે, સૌ સૌના કામની વાંટણી કરેલીજ હોય અને ફરજ તે ફરજ' એ નિયમ જેમ લશ્કરી નિયમનમાં મુખ્ય છે, તેમજ બ્રાહ્મણક્ષત્રિયાદિના ધર્મો પરત્વે પણ સમજવાથીજ સમાજને શું લાભ પહોંચે તેની કલ્પના કરી શકાય. 'હિંદુધર્મ સંકુચિત નથી પણ ઘણો ઉદાર છે' એમ કહેનારા હિંદુ ધર્મમાં કહેવામાં આવેલા ઉત્તમ અધ્યાત્મ-જ્ઞાનને અધિકાર વગર ભેળસેળ કરી નાખે છે. વ્યવહારદશામાં પત્ની તથા માતા વચ્ચે વ્યક્તિગત ભેદો હોય છે, ત્યારે આત્માનો એ અભેદ માર્ગ તદ્દન નકામો અને અનર્થકારક છે. અધિકાર વગર સોંપવામાં આવતી દરેક વસ્તુનું પરિણામ અનિષ્ટજ આવે. કેટલાંક દર્દો માટે વઢાડકાપનું શાસ્ત્ર ઘણું ઉપયોગી મનાય છે, પણ તેના અધિકારી–પદવીપ્રાપ્ત ડૉકટર સિવાય બીજાઓને વઢાડકાપનો જરા પણ અધિકાર નથી, તેમજ હિંદુધર્મમાં ગમે તે બિનઅધિકારીઓને ભેળવવા, તે શ્રેયસ્કર નથી; તેમજ પોતપોતાનાં કર્તવ્યોને છોડી દઇને વ્યત્યાસથી કરવામાં આવતાં કર્મો પણ સમાજને ભયંકર હાનિકારક છે, તેનો પ્રત્યક્ષ પૂરાવો છેલ્લી સદીઓમાં થએલી ભારતવર્ષની અવનતિ પ્રત્યક્ષ છે. પહેલાંના યુગોમાં બ્રાહ્મણો પોતાનું કામ–વિદ્યા તથા વિજ્ઞાનનો પ્રચાર કરતા; ક્ષત્રિયો પોતાનાં શૌર્ય અને બલથી રાષ્ટ્રની રક્ષા કરતા; તે વખતે ભારત પરતંત્રતાની જંજીરોમાં જકડાએલું ન હતું, સમયના વહેવા સાથે બ્રાહ્મણો–વિદ્યાપ્રાપ્તિ તથા પ્રચારમાં, તથા ક્ષત્રિયો રક્ષણના કાર્યમાં વિષયાધીનતાને લઇને શિથિલ થયા, પરિણામે આજની પરતંત્ર દશા અનુભવીએ છીએ. ભાર-

તની અવનતિમાં સૌથી પ્રથમ દોષ હોય, તો આપણે કબૂલ કરવું જોઇએ કે તે બ્રાહ્મણોના પ્રમાદનો છે. પ્રમાદમાં રહી પોતે પુરાતન વિદ્યા તથા કલાઓ પ્રાપ્ત કરી નહિ, તેમજ અન્ય વર્ણોને પોતપોતાના કર્તવ્યનો ઉપદેશ આપી શકયા નહિ, પરિણામે અન્ય વર્ણો પોતપોતાના કર્તવ્યમાં શિથિલ થયા; પરંતુ આજે યુગ બદલાયો છે, બ્રાહ્મણોએ ફરીને જ્ઞાન, વિજ્ઞાન તથા કલાઓના ક્ષેત્રમાં ઝંપલાવ્યું છે અને તેઓ સમાજને માર્ગપ્રદર્શન કરી રહ્યા છે. સનાતન ધર્મના શાંકર, વલ્લભ, મધ્વ, નિમ્બાર્ક, ઇત્યાદિ સંપ્રદાયો હુવે જાગૃત થઇ, એકતાથી રચનાત્મક કાર્ય કરી રહ્યા છે. તે સંપ્રદાયોના વિદ્વાન્ આચાર્યોના નેતૃત્વ નીચે ફરીને ભારતના વર્ણાશ્રમધર્મનો ઝુંડો સર્વશ્રેષ્ઠ સ્થાને ફરકી રહેશે એવી આશા છે. અને એ આશાથીજ ધર્મને માટે વિપરીત સમય તથા સંજોગોમાં પણ, આ ગ્રંથ છપાવવાનું સાહસ ખેડવામાં આવ્યું છે. તથા '**धर्मो रक्षति रक्षितः**—ધર્મનું આપણે રક્ષણ કરીએ, તો તે આપણું રક્ષણ કરશેજ.' એવી ભાવનાથી ગમે તે વિઘ્નો અને સંકટો પ્રાપ્ત થાય, તો પણ પોતપોતાના ધર્મમાં અટલ રહેવું એ વેદવ્યાસની નિમ્ન લિખિત આજ્ઞાનું[1] પાલન કરવાનો પ્રયાસ પણ કરવામાં આવ્યો છે.

---

१ न जातु कामान्न भयान्न लोभान्न धर्मं जह्याज्जीवितस्यापि हेतोः । धर्मो नित्यः सुख–दुःखे त्वनित्ये जीवो नित्यो हेतुरस्य त्वनित्यः ॥

"કોઇ પણ જાતની કામના, ભય, લોભ અથવા છેવટ જીવનને ખાતર પણ ધર્મનો કદિ ત્યાગ કરવો નહિ; સુખ અને દુઃખ ક્ષણભંગુર છે, તેમજ તે શરીરના ધર્મો છે, પણ ધર્મ શાશ્વત છે, તેવીજ રીતે જીવ પણ સનાતન અને સુખદુઃખથી પર છે અને તેના હેતુરૂપ ઉપાધિ મિથ્યા છે." આ પ્રમાણે જીવના હેતુરૂપ બધી નાશવંત ઉપાધિઓ સાથે જીવને કંઇ સંબંધ નથી, તો ક્ષણિક સુખ દુઃખ માટે ધર્મનો શા માટે ત્યાગ કરવો જોઇએ?

બ્રાહ્મણનો ધર્મ વિદ્યા પ્રાપ્ત કરી તેનો પ્રચાર કરવાનો છે, એટલે આ યુગમાં ઉપદેશ કરતાં પણ જ્ઞાનનો સુલભ પ્રચાર પુસ્તકોદ્ધારાજ થાય છે તેથી આ પુસ્તક તેવા શુભ હેતુથીજ લખાયેલું છે તે સુજ્ઞ પાઠકો સ્વયં સમજી શકશે. અસ્તુ !

## સનાતન ધર્મ ઉપરનાં આક્રમણોનો ઇતિહાસ.

સનાતન ધર્મની વ્યાખ્યા પછી તેના ઉપરનાં આક્રમણોનો ઇતિહાસ પાઠકોને રસિક લાગશે એમ ધારી સંક્ષેપથી તે આપીશ. ઇતિહાસ સાક્ષી પૂરે છે કે, આજથી ૫૦૦૦ વર્ષ પૂર્વે ભારતમાં સનાતન વર્ણાશ્રમધર્મનું સામ્રાજ્ય પ્રવર્તતું હતું અને અહીંની પ્રજા જાહોજલાલી તથા સુખ સગવડોથી સમસ્ત વિશ્વમાં અગ્રસ્થાને હતી. ધર્મના દઢ પાલનરૂપી પુણ્યના પ્રતાપે હજારો યુગો અને લાખો વર્ષો સુધી એ સ્થાન ભોગવ્યા પછી ભારતનો ભાગ્યસૂર્ય અસ્તાચલ તરફ જવા લાગ્યો. લાખો વર્ષ સુખસંપત્તિમાં ગાળનાર પ્રકાશિત રાષ્ટ્ર ઉપર રજની દેવીના અંધકારના ઓળા ઉતરવા લાગ્યા. બ્રાહ્મણો કર્તવ્યમાં શિથિલ થયા, વિદ્યા તથા તપનો પ્રભાવ ઘટયો અને ક્ષત્રિયોમાં પરસ્પર કુસંપ અને ઇર્ષ્યા વધવા લાગ્યાં. પણ ભારતનાં સનાતન ધર્મને જ્યાં સુધી આંચ ન આવે ત્યાં સુધી કાલની લીલા પણ ભારતવર્ષ પર પોતાનો પ્રભાવ અજમાવી શકે તેમ ન હતું. કોઇ પણ વ્યક્તિ, સમાજ કે રાષ્ટ્રની ચડતીપડતીનો ઇતિહાસ જોતાં જણાય છે કે જ્યાં સુધી ધર્મનું પાલન હોય છે ત્યાં સુધી અવનતિ તેમને સ્પર્શ પણ કરી શકતી નથી. વસ્તુતઃ કર્તવ્યપરાયણ અવનત કેમ થાય ? કદી નહિ. અને કર્તવ્ય-ધર્મ-ભ્રષ્ટને માટે તો અવનતિ નિર્માએલીજ છે. અસ્તુ !

આજથી ૩૦૦૦ વર્ષ પૂર્વે મગધ દેશના ચક્રવર્તી રાજાને ત્યાં પુત્રનો જન્મ થયો. એ પુત્ર ભવિષ્યમાં દુનીઆના એક મહાન સંપ્રદાયના પ્રવર્તક ભગવાન્ ગૌતમબુદ્ધ થયા. યુવાવસ્થામાંજ

સંસારની અસારતા તથા જીવોની પીડા જોઇ કરુણા અને વૈરાગ્યથી યુવતી સ્ત્રી તથા બાલક પુત્રને રાત્રે શયનગૃહમાં છોડી એકાંત અરણ્ય તરફ એ મહાપુરુષ આગળ વધવા લાગ્યા. શાસ્ત્રનો વિચાર કરતાં કરતાં અને જ્ઞાનની શોધમાં ભટકતાં હાલના ગયાજી નજીક તેમને ઉત્તમ આત્મજ્ઞાન પ્રાપ્ત થયું અને એ જ્ઞાનથી આખા જગત્‌માં તેમને અભેદ દૃષ્ટિ પ્રાપ્ત થઇ. હૃદયના પ્રત્યેક ખૂણામાં પ્રાણિમાત્ર પરની દયા અને અનુકંપાની સરિતાનાં પૂર વહેવા લાગ્યાં. યજ્ઞનિમિત્તે કરવામાં આવતી પશુઓની હિંસા તથા બ્રહ્મજ્ઞાન વગરનું બ્રાહ્મણોનું શુષ્ક જ્ઞાન જોઇ તેમને વેદની યજ્ઞયાગાદિ ક્રિયાઓ તરફ અશ્રદ્ધા ઉત્પન્ન થઇ. “યજ્ઞમાં પ્રાણીઓનો વધ–હિંસા–એ પાપજ છે માટે યજ્ઞયાગાદિ ક્રિયાઓ કરવી તે પુણ્ય નહિ પણ પાપ છે,” એમ તેઓ ઉપદેશ કરવા લાગ્યા. તેમના મહાન્ સિદ્ધાન્તસૂત્રો દયા અને પ્રેમ હતાં. “પ્રાણિમાત્ર ઉપર દયા રાખવી અને દરેકને પોતાના આત્માના જેટલાજ પ્રેમથી ચાહવાં,” એ તેમનો મુખ્ય ઉપદેશ હતો. આ ઉપદેશ ઘણા લોકોને ગમ્યો, પરિણામે યજ્ઞયાગાદિ ક્રિયાઓ તરફ લોકોની પ્રવૃત્તિ શિથિલ થવા લાગી. ભગવાન્ ગૌતમબુદ્ધનો સિદ્ધાન્ત સારો અને સાચો હતો તેથી તેમને ઘણા અનુયાયીઓ મળ્યા અને પોતે પણ નિરંતર ઉપદેશથી પોતાના સિદ્ધાન્તનો પ્રચાર કરતા પર્યટન કરવા લાગ્યા. થોડા સમયમાં સનાતન વૈદિક ધર્મનો હ્રાસ અને બૌદ્ધ ધર્મના દયા અને પ્રેમના સિદ્ધાન્તોનો પ્રચાર કરી ભગવાન્ બુદ્ધ નિર્વાણ પામ્યા. પાછળ રહેલા તેમના અનુયાયીઓ તેમના જેવા રાગદ્વેષથી પર અને ખરા સિદ્ધાન્તવાદી ન હતા, એટલે તેઓ અનેક પ્રકારનાં પાખંડ, કપટવિદ્યા તથા દંભનો આશ્રય કરી મોટા મોટા રાજાઓ તથા સામાન્ય પ્રજાને છેતરવા લાગ્યા. તેમના ધનનું હરણ અને પોતાની ઇંદ્રિયતૃપ્તિ સિવાય તેમનો બીજો હેતુ ન હતો. આ બૌદ્ધ ભિક્ષુ કાપાલિકોની ઇન્દ્રજાળ પ્રતિદિન વધવા લાગી. ભગવાન્

બુદ્ધના સિદ્ધાન્તો–દયા અને પ્રેમ–વિસારે પડ્યા, તેમજ હિંસાના બહાના હેઠળ વૈદિક યજ્ઞયાગાદિ ધર્મ તો પહેલાંથીજ નષ્ટ થયો હતો, તેથી પ્રજા ધર્મહીન થઇ જલ્દી વિનષ્ટ થઇ જવાની અણી પર આવી પહોંચી, કારણ કે ધર્મ વગર જીવન–સુખ–સ્વતંત્રતા–કંઇજ નહિ. આ પ્રમાણે સનાતન ધર્મ ઉપર બૌદ્ધ કાપાલિકોનું પ્રથમ આક્રમણ થયું. બૌદ્ધ ધર્મના પ્રવર્તક ભગવાન્ ગૌતમબુદ્ધનો હેતુ પ્રજાને પાખંડી બનાવી ધર્મધ્વંસ કરવાનો ન હતો; તેમનો હેતુ તો માત્ર હિંસા સિવાય સનાતન ધર્મની બધી પ્રવૃત્તિ ચાલૂ રાખવાનો હતો, પરંતુ પાછળથી તેમના અનુયાયીઓને હાથે સનાતન ધર્મ ઉપર પ્રથમ મહાન્ આઘાત થયો.

એ આઘાતમાંથી સનાતન ધર્મની રક્ષા માટે તથા ધર્મ વગરની પ્રજાને ફરીને ધર્મયુક્ત એટલે જીવનવાળી બનાવવાના હેતુથી પ્રકૃતિના નિયન્તા પરમેશ્વરની ઇચ્છાપ્રમાણે દેવોના સેનાપતિ ભગવાન્ સ્કંદ—કાર્તિકસ્વામી–ના અંશ—વિભૂતિ–રૂપે એક મહાન્ પુરુષ–કુમારિલ ભટ્ટ–નો જન્મ થયો. તેમના જન્મ પછી થોડે વર્ષે સર્વ વિદ્યાઓના મહેશ્વર ભગવાન્ શિવની વિભૂતિરૂપે જગત્‌ના મહાન્ સમર્થ પુરુષ જગદ્‌ગુરુ ભગવાન્ શ્રીશંકરાચાર્યનો પણ જન્મ થયો હતો. કુમારિલ ભટ્ટ મહાપ્રખર વિદ્વાન્ હતા અને નષ્ટ થએલા વેદના કર્મકાંડને પ્રવર્તાવવાના હેતુથી કેવળ કર્મવાદ-'કર્મજ ઇશ્વર છે' એ મીમાંસામતના મહાન્ પ્રણેતા હતા. તેમણે બૌદ્ધો સાથે શાસ્ત્રાર્થ કરી, 'વેદો યજ્ઞયાગાદિ ક્રિયાઓનુંજ પ્રતિપાદન કરે છે તથા યજ્ઞ જ ઇશ્વર છે' એ પોતાનો પક્ષ સિદ્ધ કરવા અથાગ પરિશ્રમ ઉઠાવ્યો હતો. કુમારિલ ભટ્ટ કેટલા સમર્થ હતા તેના સંબંધમાં એક આખ્યાયિકા છે કેઃ—"બૌદ્ધોને જીતતા તેઓ એક વખત વિજયી મલ્લની માફક સર્વત્ર ઘૂમતા જગન્નાથપુરીમાં જઇ પહોંચ્યા. મધ્યાહ્ન પછી અપરાહ્નનો સમય હોવાથી નૈવેદ્ય ધરાવી જગન્નાથજીના મંદિરનાં દ્વાર બંધ કરવામાં આવ્યાં

હતાં. મંદિરના પૂજારીઓને દ્વાર ખોલી હુમણાંજ દર્શન કરવાની ઇચ્છા કુમારિલ ભટ્ટે જણાવી. મંદિરના કાર્યવાહકોએ કહ્યું કે, "નિયમપૂર્વક સમય થયા પહેલાં અમે દ્વાર ખોલી શકીએ નહિ, નૈવેદ્ય જમી ભગવાન્ હુમણાંજ સૂતેલા છે." આવો પ્રત્યુત્તર સાંભળી કુમારિલ ભટ્ટ ભગવાન્ શ્રી જગન્નાથને સંબોધીને કહેવા લાગ્યાઃ—

ऐश्वर्यमदमत्तोऽसि प्रसुप्तोऽसि जनार्दन ।
उपस्थितेषु बौद्धेषु मदधीना तव स्थितिः ॥

"હે જનાર્દનભગવન્! તમે ઐશ્વર્યના મદમાં એકદમ ગરકાવ થઇ ગયેલા જણાઓ છો, કેમ કે અત્યારે સનાતન ધર્મના મહા ભયંકર સંકટ વખતે તમે પણ નિશ્ચિંતપણે સૂતા છો અને મને દર્શન આપતા નથી, પરંતુ યાદ રાખજો કે બૌદ્ધોનાં ટોળાં તમારી હદપર ફરી વળશે ત્યારે તમારી સ્થિતિ પણ મ્હારે આધીન છે, અર્થાત્ નાસ્તિક બૌદ્ધોના સપાટામાંથી તમારી મૂર્તિનું ગૌરવ હું જાળવીશ ત્યારેજ તમે પૂજા નૈવેદ્ય વિગેરે પામશો. માટે મને હુમણાંજ દર્શન આપો." શ્લોક પૂરો થતાંજ મંદિરના પૂજારીઓના આશ્ચર્ય વચ્ચે બંધ કરેલાં મજબૂત દ્વાર, ગામડીઆ કુમારિલ ભટ્ટને દર્શન આપવા માટે ખુલી ગયાં. કુમારિલ ભટ્ટનો પ્રતાપ આથી સહજ સમજાશે.

એ પ્રમાણે કુમારિલ ભટ્ટે તૈયાર કરેલી ભૂમિકામાં સનાતન એવી પ્રવૃત્તિલક્ષણ તથા નિવૃત્તિલક્ષણ ધર્મની જ્યોતિ જગત્‌ને બતાવવા માટે ભગવાન્ શ્રીશંકરાચાર્યે સનાતન ધર્મનો દિગ્વિજય કર્યો. ફક્ત પાંચ વર્ષની ઉંમરેજ સંન્યાસ ગ્રહણ કરી શાસ્ત્રના અપાર જ્ઞાનબલથી સમસ્ત બૌદ્ધોનો શાસ્ત્રાર્થમાં પરાજય કરી સનાતન ધર્મનો ભગવો ઝૂંડો આકાશમાં ઊંચે ઊડતો કર્યો, "સનાતન ધર્મની જય" ના શબ્દોથી ભારતનું ગગનમંડલ

ગાજવા લાગ્યું. આ રીતે ધર્મ ઉપરના પ્રથમ આક્રમણ સમયે ધર્મરક્ષા કરનાર ભગવાન્ શ્રીશંકરાચાર્ય સનાતન ધર્મના પ્રથમ વિજયી નેતા છે. તેમનું અધ્યાત્મજ્ઞાન સર્વત્ર વિદિત છે, હિંસા વગરના યજ્ઞયાગાદિ કર્મના પ્રતિપાદન સાથે ઉત્તમમાં ઉત્તમ સ્તોત્રો તથા નિબંધો લખી ભક્તિપ્રકરણમાં, તથા વેદવ્યાસનાં બ્રહ્મ-સૂત્રો, દશ ઉપનિષદ્, શ્રીમદ્ભગવદ્ગીતા તથા દર્શનશાસ્ત્રો પર ટીકાઓ લખી જ્ઞાનપ્રકરણમાં પણ તેમણે સંગીન વધારો કર્યો છે. એ પ્રમાણે કર્મ, ભક્તિ તથા જ્ઞાન એ ત્રણ કાંડવાળા વેદનો ઉદ્ધાર કરી ફક્ત ૩૨ વર્ષની નાની ઉંમરેજ તેઓ આત્યંતિક ગતિને પ્રાપ્ત થયા. તેમના ઉપદેશથી પ્રજા ફરીને ધર્મપ્રાણ બનવા લાગી. પ્રિય પાઠકો! ભારતની વર્ણાશ્રમધર્મી પ્રજા ઉપર ભગવાન્ શ્રી શંકરાચાર્યનો કેટલો બધો ઉપકાર થયો? ખરેખર ભારતવર્ષના અધ્યાત્મ ગૌરવને પોતાની લોકોત્તર બુદ્ધિમત્તાથી જેમણે સર્વવંદ્ય બનાવ્યું, એ મહાપુરુષને આપણાં હજારો વંદન છે. ૩૦૦૦, વર્ષમાં જેમના જેવું એક પણ બુદ્ધિમાન્ મસ્તક પેદા થયું નથી તેવા મહાપુરુષની સ્મૃતિ કે વંદન આપણને આજે પણ કૃતાર્થ બનાવે છે. અસ્તુ!

ઇ. સ. પૂર્વે ૫૦૦ કે ૬૦૦ વર્ષ એટલે આજથી લગભગ ૨૫૦૦ વર્ષ પૂર્વે ભગવાન્ શ્રી શંકરાચાર્ય થયા. ત્યારથી યુગના પ્રમાણમાં ઠેઠ ચૌદમા સૈકા સુધી સનાતન ધર્મની પ્રવૃત્તિ ઠીક ચાલી, પરંતુ ફરીને મુગલ અમલમાં સમ્રાટ્ અકબરના રાજ્યના સમયથી સનાતન ધર્મ ઉપર આપત્તિઓ ઉતરવા લાગી. મૌલા-નાઓ ધીમે ધીમે પ્રજામાં પ્રવેશ કરી પોતાના બુદ્ધિચાતુર્યથી અને કંઇક રાજસત્તાના બળથી અનેક હિન્દુઓને ઇસ્લામ ધર્મની દીક્ષા આપવાનો પ્રયત્ન કરવા લાગ્યા. કેટલાક હિંદુઓ તેમાં ફસાઇ પણ ગયા. સનાતન ધર્મના વિધાતા પરમેશ્વર ઉપર એ ધર્મની રક્ષા કરવાની જવાબદારી લાગેલીજ છે, અને તેથી તેને પૂર્ણ કરવા

માટે સાક્ષાત્ ભગવાન્ વિષ્ણુના અંશ—વિભૂતિરૂપે—મહાન્ આચાર્ય ભગવાન્ શ્રીવલ્લભાચાર્યનો દક્ષિણમાં જન્મ થયો. જન્મ પછી તેમણે કેવી બુદ્ધિ, યુક્તિ તથા પ્રભાવથી સનાતન ધર્મની રક્ષા કરી, તે આપણે જાણીએ છીએ. સંપૂર્ણ ભારતને ગામેગામ કન્યાકુમારીથી કાશ્મીર તથા જગન્નાથથી દ્વારિકા સુધી પર્યટન કરી, સનાતન ધર્મના ઉપદેશદ્વારા પ્રજા તથા મોટા મોટા રાજા મહારાજાઓને ધર્મમાં ચુસ્ત રાખીઇસ્લામ બનતા અટકાવ્યા. એ ધર્મરક્ષાના કાર્યને અંગે થએલા ઉપકાર નીચે આપણે ભગવાન્ શ્રીવલ્લભાચાર્યના પણ અનન્ય ઋણી છીએ, એમ કહ્યા સિવાય ચાલે તેમ નથી.

એ અરસામાં પ્રતાપી સૂર્યવંશમાં મહાન્ વ્રતધારી મહારાણા પ્રતાપસિંહનો જન્મ થયો હતો. તેમની ઇસ્લામ તરફની પ્રતિકૂલતાએ પણ હિન્દુધર્મને બચાવી ઇસ્લામના પ્રચારને રોકયો હતો. એ પ્રમાણે અનુકૂલ ભૂમિકામાં દક્ષિણમાં છત્રપતિ મહારાજા શિવાજીનો જન્મ થયો. મહાન્ ઝનુની બાદશાહ ઔરંગઝેબ સામે લડી તેમણે કેવી રીતે હિન્દુધર્મનું રક્ષણ કર્યું, તે ઇતિહાસપ્રસિદ્ધ છે. એમ પંદરમી તથા સોળમી સદીમાં સનાતન ધર્મ ઉપર આવેલા બીજા-ઇસ્લામ-આક્રમણનો પ્રતિકાર પ્રાતઃસ્મરણીય પૂજ્યપાદ ભગવાન શ્રીવલ્લભાચાર્યજી, મહારાણા પ્રતાપસિંહ તથા છત્રપતિ શિવાજી મહારાજાને હાથે થયો, એમ કહેવામાં જરા પણ સંકોચ નથી.

એ પ્રમાણે બે આક્રમણમાંથી સનાતન ધર્મની રક્ષા થવા છતાં, હજી એક આક્રમણ બાકીજ રહી ગયું હતું, તે ૧૯ મી તથા ૨૦ મી સદીમાં પ્રત્યક્ષ થયું છે. આ ત્રીજું આક્રમણ બીજા કોઇનુંજ નહિ, પણ વિદેશીઓથી ભ્રમિત મોહમુગ્ધ, તથા જે ભાષાથી સનાતન ધર્મનું રહસ્ય જણાય છે તેથી તદ્દન અજ્ઞાન સનાતન ધર્મની પ્રજાનું પોતાનુંજ છે. આ ત્રીજો હુમલો લગભગ આંતર

વિગ્રહ છે. કેટલાકો પશ્ચિમના જડવાદને ભારતના સનાતનધર્મ પર આઘાત કરનાર માને છે, પણ અમારી સમજમાં પશ્ચિમના જડવાદની છાયા નીચે મંત્રમુગ્ધ બનેલી પ્રજાનુંજ એ આક્રમણ છે. પશ્ચિમનો જડવાદ બિચારો શું કરે? એમ તો ઘણાએ ધર્મો તથા સંસ્કૃતિના હુમલાઓને પાછા વાળ્યા છે, પણ તે દરેક વખતે પ્રજા પોતાનું આત્મભાન ભૂલેલી નહુતી. આજે પ્રજા મુગ્ધ થએલી છે, પોતાની સંસ્કૃતિનું ગૌરવ લેવા તે તૈયાર નથી, તેનું કારણ મધ્યયુગમાં તથા અંગ્રેજી રાજ્યની શરુઆતથી પોતાની સંસ્કૃતિનું પૂરું જ્ઞાન તેને મળ્યું નથી તે છે. "આપણો ધર્મ નકામો છે, આપણાં ધર્મશાસ્ત્રોમાં પક્ષપાત છે, સડો છે, આપણા પ્રાચીન રીતરિવાજો બધાજ ખોટા અને સમાજને નુકસાનકારક છે," આવી ભ્રાંતિ આજના પાશ્ચાત્ય આધિભૌતિકવાદમાં મુગ્ધ થએલી પ્રજાના શરીરમાં વ્યાપક થઇ રહી છે. 'જૂનું એટલું બધુંજ ખરાબ તથા પ્રાચીન આદર્શોજ હિંદુસ્થાનનું સત્યાનાશ વાળે છે,' એમ માનનારાઓને ન્યાય આપવા ખાતર આપણે અવશ્ય કબૂલ કરવું પડે છે કે, આપણા સમાજિક રીતરિવાજોમાં તથા બંધનોમાં સ્વાભાવિક તો પણ બીજી પ્રજાઓ કરતાં ઘણા ઓછા અમુક વાતના સડાઓ છે, પણ તેથી સનાતન ધર્મ અથવા ધર્મશાસ્ત્રનો શો દોષ? ધર્મશાસ્ત્રના અજ્ઞાનને લઇને પ્રજા નાહક ધર્મદ્વેષી બનતી જાય છે. અમે કહેવાતા સુધારકોને આવાહન કરીને કહીએ છીએ કે, ભારતનો વર્ણાશ્રમધર્મ તથા તત્પ્રતિપાદક શાસ્ત્રો તદ્દન નિષ્કલંક અને ત્રણે કાલમાં આચરવા યોગ્ય છે. આજે પણ પ્રજામાં નવચેતન રેડવાને તે પૂરતાં સમર્થ છે. અનેક કારણવશાત્ પ્રજામાં ઘર કરી બેઠેલા સામાજિક દુષ્ટ રિવાજોને ધર્મશાસ્ત્ર સાથે કંઇ લાગતું વળગતું નથી તેથી સનાતન ધર્મ તથા ધર્મશાસ્ત્રોની વગોવણી છોડી દઇ, જેનાથી આપણા પિતા પિતામહો, સમૃદ્ધ, બલિષ્ઠ અને સુખી હતા તેજ ધર્મને આપણે શરણે જવું જોઇએ. આવી જાતનો ઉપદેશ ગ્રહણ કરવ

જેટલી ધૈર્યશીલ પ્રજા આજે રહી નથી. તેને તો એકદમ ધર્મ, સમાજ, જ્ઞાતિસંસ્થાઓ તથા દરેક જુના રિવાજો, પછી ભલે તે સારા હોય, છતાં તેમની સામે વિપ્લવ જગાડવો છે અને પરિણામે ધર્મધ્વંસથી અવનત દશાને નિમંત્રણ કરવું છે.

અર્જુનને જે શંકા હતી '**धर्मे नष्टे कुलं कृत्स्नमधर्मोऽभिभवत्युत**–ધર્મના નાશથી અધર્મ આખા કુલ, સમાજ અથવા રાષ્ટ્રને ઘેરી લેશે' એ શંકા આજે ખરી પડી છે. ધર્મપ્રાણ પ્રજામાં અધર્મનાં બીજ વાવવાની પ્રવૃત્તિ ક્યારની શરુ થઇ ચૂકી છે. કરવા યોગ્ય કર્મનું આચરણ ન કરવું, અને મદિરા, માંસ, ચોરી, અસત્ય, વ્યભિચાર વિગેરે ન કરવા યોગ્ય પ્રવૃત્તિનું આચરણ કરવું તેનું નામ અધર્મ. આવા અધર્મની વ્યાપકતા ભારતમાં ફેલાતી જાય છે, એમાં કંઇ શંકા છે? ભગવાન્ શ્રીશંકરાચાર્ય અને વલ્લભાચાર્ય, મહારાણા પ્રતાપ અને શિવાજી જે પ્રજાને ધર્મને નામે આખા જગત્ સામે તૈયાર કરી શક્યા હતા અને જે ધર્મથી તેઓ આબાદ હતા, તેજ ધર્મથી પ્રજાનું આજે નિકંદન નિકળે છે, એ વાત માનવા જેવી છે? ઉલટું આર્થિક, રાજદ્વારિક કે સામાજિક સ્વતંત્રતાના યુદ્ધમાં પ્રજાને ધર્મને નામે પ્રેરી હોત તો આજ કરતાં હજારો ગણું બલ પ્રજાજીવનમાં હોત! અકબરશાહ જેવા શાહ સાથે સંધિ ન કરવામાં મહારાણા પ્રતાપને કઇ વાત આડે આવી હતી? ફક્ત ધર્મજ, અને મહારાજા શિવાજી પણ ઔરંગઝેબના મળતીઆ ન થઇ શક્યા, તે પણ ફક્ત ધર્મની ખાતરજ! ગો–બ્રાહ્મણ અને દેવસ્થલોની રક્ષા માટે ભૂતકાલની પ્રજાએ મહાન્ ભોગો આપેલા છે. આજે હિંદુમુસલમાનની લડાઇની જરુર નથી, પણ તેમના સહકારની જરુર છે, એ વાત ખરી; આ સહકાર શાનો? શરીર, ખાનપાન, ધર્મ કે ભાવનાનો સહકાર? હિંદુઓ અને મુસલમાનો તથા ઇતર વર્ણો, પોતપોતાની જાતિ અને ધર્મમાં રહીને વિચાર અને ભાવનાનો સહકાર ન કરી શકે?

આજે જે સહકાર જોઇએ છે તે રોટીબેટી વ્યવહારનો નહિ, પણ વિચાર, ભાવના અને વિરુદ્ધ પક્ષની સામે સંગઠિત પ્રવૃત્તિનો સહકાર જોઇએ છે. ખિલાફત ઉપર આવેલા ભય વખતે મુસલમાનો જેટલા જાગૃત હતા, તેટલા આજે સ્વરાજ્ય માટે જાગૃત નથી, તેમજ હિંદુઓ તો ધર્મને છોડવા ક્યારનાએ તત્પર થઇ રહ્યા છે. પણ કદાચ તેમાંએ ધર્મને નામે સ્વાતંત્ર્યની પ્રવૃત્તિ કરી હોત, તો હાલમાં છે તેના કરતાં હજારો ગણું બલ મહાસભા ધરાવતી હોત. આજે દેશમાં પ્રતિદિન જ્યારે હજારો કે લાખો ગોમાતાઓ અંગ્રેજ શાસન નીચે કપાય છે, ત્યારે ગોવધને બંધ કરાવવાના ધર્મને નામે સમસ્ત હિંદુ તથા મુસ્લીમ જાતિનું બળ એકઠું કરી શકાયું હોત, કારણ કે ઇસ્લામ, ખ્રિસ્ત, જરથોસ્ત કે શીખ કોઇ પણ ધર્મ ગોવધની આજ્ઞા આપતો નથી, ઉલટું ગોવધ સામે કટિબદ્ધ થવા દરેક ધર્મ પ્રેરણા કરે છે. અસ્તુ! પણ દુર્ભાગ્યે ઘણાખરા હિંદુ નેતાઓ તથા જનતા 'ધર્મ' એવા નામ સામે સખત અણગમો સેવે છે. ધર્મનો નાશ કરો, એ એકજ પ્રવૃત્તિ હિંદુ માનસમાં આજે પ્રત્યક્ષ છે, કારણ કે અત્યારે નવું ફેલાતું તત્ત્વજ્ઞાન, 'ઇશ્વર આ જગત્‌માં છે, અથવા જગત્‌નું સંચાલન કરનાર કોઇ મહાશક્તિ છે,' એમ માનવાની ના પાડે છે, અને એ ઝેરી તત્ત્વજ્ઞાનનો, કહેવાતા સમાજસુધારકો રોજ પોતાના લેખો તથા ભાષણોદ્વારા પ્રચાર કરે છે. એ પ્રમાણે સુધારકોના, સ્વચ્છન્દ ઇંદ્રિયોને આરામ આપવામાંજ જીવનના સુખની પરાકાષ્ઠા માનનાર વાદને, નિરીશ્વરવાદ અથવા નાસ્તિકવાદ કહીએ તો ખોટું નથી. આ નાસ્તિકવાદનું સનાતન ધર્મ ઉપર ત્રીજું આક્રમણ છે. તેમાંથી પણ ભગવાન્ પોતાની વિભૂતિઓને ઉત્પન્ન કરી ધર્મની રક્ષા કરશે એમ અમને સંપૂર્ણ વિશ્વાસ છે.

આ નિરીશ્વરવાદથી પ્રજાને લાભ તો થવાનો નથીજ, પણ તેના પ્રારંભમાંજ હિંદુઓ કેટલા નિર્બલ બની ગયા છે, તે જોઇએ.

આપણા મુસ્લીમ બીરાદરો હિંદુઓની બહુમતિને કચડવાનો પ્રયાસ કરે છે, પ્રેમ અને ઉદારતાથી હિંદુઓ જે કંઈ આપવા જાય, તેનો તિરસ્કાર કરવાની તેમનામાં શક્તિ છે અને તે શક્તિ પોતાના ચુસ્તધર્મપાલનને પ્રતાપેજ તેમનામાં છે. એક મુસલમાન પોતાના ધર્મમાં કેટલો ચુસ્ત હોય છે, તે આપણે જાણીએ છીએ. પારસીઓ, ખ્રિસ્તીઓ વિગેરે પોતપોતાના ધર્મને પ્રાણથી પણ અધિક ગણે છે અને પાળે છે; શીખોને બાદ કરતાં માત્ર હિન્દુઓજ ધર્મની કલ્પનામાં બધું હુંબગ માનતાં શીખ્યા છે અને પરિણામે સીધી કે આડકતરી રીતે હિન્દુઓનું સ્થાન, જગત્‌માં એક નિર્માલ્ય પ્રજા તરીકે છે. હજી પણ ધર્મ સામેનું પ્રચંડ પ્રચારકાર્ય સુધારકો બંધ કરશે તો ઘણો લાભ થશે. વળી સુધારકોનો આપણા ધર્મ સંબંધી અભિપ્રાય, કેવળ અજ્ઞાન તથા પોતાના વ્યામોહ ઉપરજ રચાયેલો છે. દાખલા તરીકે "કન્યાને મોટી ઉંમરેજ પરણાવવી જોઇએ, એમાં ધર્મશાસ્ત્રો ના કહે તે અમને માન્ય નથી" ધર્મશાસ્ત્ર આઠ, દશ કે બાર વર્ષે અથવા કન્યા ઋતુમતી થાય તે પહેલાં તેનાં લગ્ન કરવાં એમ કહે છે એમાં ખોટું શું છે? બહુ મોટી ઉમરે પરણતી, કેટલી કન્યાઓ, કન્યા તરીકે પરણે છે અને કેટલી, એક બે બાલકની માતા થયા પછી પરણે છે, તેના આંકડાઓ જ્યારે બહાર પડશે, ત્યારેજ સનાતનધર્મની આજ્ઞાનું રહસ્ય સમજાશે. સ્વયંવરની પ્રથા માટે પણ ઘણું આંદોલન છે, પરંતુ પશ્ચિમના દેશો કે જ્યાં સ્વયંવરની પ્રથા ચાલૂ છે, ત્યાં રોજ ડાઇવોર્સ કોર્ટમાં કેટલા છૂટાછેડાના કેસ નોંધાય છે, તે તરફ સુધારકોએ દૃષ્ટિ કરવી જોઇએ. વળી વિધવાઓનાં પુનર્લગ્ન માટે પણ પ્રવૃત્તિ ચાલે છે, તે પણ ઇંદ્રિયલોલુપ પુરુષવર્ગનાજ બૂમબરાડા છે, આર્ય સ્ત્રીત્વનો આદર્શ તો સ્ત્રીઓને પતિપ્રાણા બનવાનુંજ કહે છે. એ સંબંધી સમાજમાં પ્રચલિત અત્યંત બાલલગ્ન તથા વૃદ્ધલગ્નની પ્રથાજ વિધવાઓની મોટી સંખ્યાને ઉત્પન્ન

કરે છે, અને તે પ્રથા નાબૂદ થવી જોઇએ. છોકરાની ઉંમર ઓછામાં ઓછી ૧૬, કે ૧૮ હોય ત્યારેજ લગ્ન થવાં જોઇએ અને સંતાનની અભાવદશામાં તંદુરસ્તી સારી હોય તો ૪૫ વર્ષ સુધીજ પુરુષે પરણવું, એવો સામાજિક કાયદો ઘડાય તો બાલવિધવાઓ ઘણીજ ઓછી થાય અને તેની ફીકર પરોપકારી (!) સુધારકોને કરવીજ ન પડે ! બાકી સમાજમાં દરેક જાતના વ્યભિચારનું ધોરણ દાખલ કરવું હોય, તોજ સુધારકોની લગ્ન સંબંધી દલીલો માન્ય થાય. અર્થાત્ સનાતન ધર્મમાં એવી કોઇ હાનિકારક આજ્ઞાઓ નથી કે, જેનો વિરોધ કરવો પડે, છતાં સનાતન ધર્મમાં કડકમાં કડક નિયમો, ઇન્દ્રિયનિગ્રહ તથા ઇશ્વરભજનના નિયમો તો છે જ. ભૌતિકવાદને પરમ આનંદ માનવાના આ યુગમાં, કદાચ તે આપણા સુધારકોને માફક ન આવે તે બનવા જોગ છે. તેવા સમાજસુધારકો તથા તેમના ઉપદેશથી વિમાર્ગગામી પ્રજાને સન્માર્ગ તરફ વાળવા માટેજ આવાં પુસ્તકોનો પ્રચાર કરવાની પ્રવૃત્તિ સૂઝે છે. અશ્લીલ સાહિત્ય આજે હિંદુસમાજમાં પ્રેમથી વંચાય છે. ઘણાં સાપ્તાહિકોની રસિક નવલિકાઓ જેટલા પ્રેમથી વંચાય તેટલા પ્રેમથી અધ્યાત્મજ્ઞાનના દિવ્યપ્રવાહને વહેવડાવતા કોઇ ગ્રન્થ તરફ પ્રજાની પ્રવૃત્તિ થવી મુશ્કેલ છે, છતાં પ્રજામાંથી ધાર્મિક તત્ત્વ તદ્દન નાબૂદ થયું છે, એમ તો અમે નથીજ માનતા. હુજી પણ કેટલાક ધર્મપ્રેમી ધર્મવીર ભાઇઓ છે, કે જેઓ ધર્મને પોતાના જીવનથી પણ અધિક ગણે છે. તેવા ધર્મપ્રેમી સજ્જનોની વૃત્તિઓને પોષવા, તથા નાસ્તિકવાદને સેવતા આપણા સુધારક બંધુઓને, બની શકે તો ધર્મપ્રિય તથા ધર્મપ્રાણ બનાવવા માટેનો આ નમ્ર પ્રયાસ છે. પરમાત્મા સર્વને ધર્મપરાયણ તથા ધર્મપ્રાણ બનાવે એ પ્રાર્થના. જેટલા વહેલા આપણે ધર્મને શરણે જઇશું, તેટલીજ વહેલી ઉન્નતિ આપણને પ્રાપ્ત થશે. ધર્મનું સારી રીતે પાલન કરતી કોઇપણ પ્રજાપર દુનીઆની કોઇ પણ સત્તા રાજ્ય ચલાવી તેને પરતંત્ર રાખી શકે નહિ. અસ્તુ !

"રોજ સૂર્યોદયની સાથે વિજ્ઞાનમય જગત્ આગળ ને આગળ વધી રહેલું છે, રોજ રોજ નવી નવી શોધો મહાન્ વિજ્ઞાનશાસ્ત્રીઓ જગત્‌ને ચરણે ધરે છે, તેવે સમયે આવા જુના પુરાણા ગ્રંથોના લેખન, વાંચન, પ્રચાર કે ઉપદેશથી પ્રજાનું શું કલ્યાણ થાય? આ તો પ્રજાના સમય, શક્તિ અને પૈસાની નાહક બરબાદી કરવા જેવી પ્રવૃત્તિ છે." એમ પણ આવા ધર્મગ્રંથોને જોઇ કેટલાક વિજ્ઞાનપ્રિય ભાઇઓ કહે છે, તેમને વિનમ્રભાવે એજ પ્રત્યુત્તર છે કે, આજના જગતનું નવીનમાં નવીન વિજ્ઞાન, નવીન આવિષ્કારો અને કલાઓ, એ બધું બીજું કંઇજ નહિ, પણ જે અધ્યાત્મવાદનું ભારતના ઋષિમુનિઓએ પ્રતિપાદન કર્યું છે, તે અધ્યાત્મવાદનું જ વિકૃત સ્વરૂપ છે. આત્માની શક્તિઓ અનંત છે, તેમાંથી નવીન સૃષ્ટિઓ તથા નવીન યુગો સરજી શકાય છે, તો પછી આજના નવીન આવિષ્કારો–શોધખોળ–ની શી વાત કરવી? બધા કીંમતી પદાર્થોની ખનિજભૂમિ, અંતરાત્મા છે. પ્રયોગગૃહમાં પ્રયોગો કરતા અને આવિષ્કારમાં તલ્લીન બનેલા મહાન્ વિજ્ઞાનશાસ્ત્રીઓની શોધ, એ આત્મસમાધિનીજ પ્રસાદી છે. ભૂતકાલમાં અહીં અધ્યાત્મવાદ જ્યારે ખૂબ ખીલેલો હતો, ત્યારે આવી શક્તિઓ, શોધો અને ચમત્કારો આજના વિજ્ઞાન કરતાં પણ સુલભ હતાં. આજનાં હવાઇ વિમાનો અને વાયરલેસ વિગેરે સાધનો, તે વખતે પણ પ્રચારમાં હતાં. ભારતના મહાયુદ્ધ વખતે ભગવાન્ વેદવ્યાસે સંજયને યુદ્ધભૂમિમાં બનતા બનાવો જોવાની દૃષ્ટિજ નહિ, પરંતુ કોઇ પણ યોદ્ધાના માનસિક વિચારો પણ જાણવાની શક્તિ આપી હતી. પોતેજ નહિ પણ બીજાઓને આવી શક્તિની પ્રેરણા, ક્યા વિજ્ઞાનના બળથી થતી હતી? બીજા કોઈજ નહિ, પણ અધ્યાત્મવાદના બલનીજ એ પ્રસાદી હતી; છતાં એટલું તો કબૂલ કરવું પડે છે, કે અધ્યાત્મનો સર્વથા વિનાશ કરનાર ભૌતિકવાદનો સામુદાયિક વિકાસ, ભારતના યુગપ્રણેતાઓને ગમ્યો ન હતો

અને તેથી તેનો પ્રચાર પણ કર્યો ન હતો. તેથી શું અધ્યાત્મવાદની મહત્તા ઘટે છે ? ભયંકર યંત્રવાદ અને રાક્ષસી વિજ્ઞાનનાં સાધનોથી ત્રાસી ગયેલું પશ્ચિમ, પરમ શાંતિ, પરમ આનંદ અને આત્મપ્રસાદી માટે પૂર્વના અધ્યાત્મ તરફ આશાની ઊર્મિઓથી દોડતું આવી રહ્યું છે. એક દિવસે મહાન્ પ્રવાહની માફક આગળ ધસતો પશ્ચિમનો યંત્રવાદ તથા વિજ્ઞાનવાદ, અધ્યાત્મના મહાસમુદ્રમાં લીન થઇ જઇ, પોતાનું અસ્તિત્વ છોડી દેશે, ત્યારેજ આપણા અધ્યાત્મવાદનું મહત્ત્વ સમજાશે, અર્થાત્ એક સમયે રાક્ષસી યંત્રો અને યુદ્ધ સામગ્રીઓ તથા મનુષ્યસંહારક બીજાં બધાં સાધનોથી પશ્ચિમ કંટાળી જઇ તેનો ત્યાગ કરશે, અને પરમ કલ્યાણ તથા આનંદ માટે આત્માની હુંફ શોધશે; છતાં આજના વિજ્ઞાનયુગમાં જેમને શ્રદ્ધા હોય તેમને શિક્ષણ લેવાને આપણું ધર્મશાસ્ત્ર કંઇ ના પાડતું નથી, ફક્ત વિજ્ઞાન( સાયન્સ )ની શોધમાં આપણી સંસ્કૃતિ અને ભૂતકાલનું ગૌરવ તથા આત્માભિમાન આપણે ભૂલી જવાં ન જોઇએ, એટલી સાવચેતીની જરૂર છે. અસ્તુ !

એ પ્રમાણે હાલના ધર્મ તથા ધર્મ વિરુદ્ધ થતા ભયંકર પ્રચારકાર્યના સમયમાં, ધર્મ, ધાર્મિક ગ્રંથ તથા સાહિત્યના પ્રચારની જરૂરીઆત સંબંધી લાંબી મીમાંસા, વિષયાંતરદોષની આપત્તિને પણ વહોરી લઇને કરવામાં આવી છે. સુજ્ઞ પાઠકો તે દરગુજર કરશે એવી આશા છે.

હવે આપણે પ્રસ્તુત ગ્રંથ “ સુબોધસિંધુ ” તરફ નજર કરીએ. સુબોધ એટલે સુંદર–દિવ્ય–અધ્યાત્મજ્ઞાન તેનો સિંધુ એટલે સાગર–સમુદ્ર–અર્થાત્ અધ્યાત્મજ્ઞાનનો ભંડાર, એટલે અધ્યાત્મજ્ઞાનને લગતી દરેક બાબતનો જેમાં સંગ્રહ હોય તે ગ્રંથ. આવા ઘણા ગ્રંથો હમણાં સુધીમાં ગુજરાતી સાહિત્યમાં છપાઇ ચૂકયા છે,

છતાં આ ગ્રંથની વિશિષ્ટતા એટલીજ છે કે શ્રીમદ્ ભાગવત જેવી ભગવાન્ વેદવ્યાસની શ્રેષ્ઠ પુરાણકૃતિમાં છુટાં છવાયાં પડેલાં જ્ઞાન વિજ્ઞાનનાં પ્રકરણોને આ ગ્રંથમાં એકત્ર કરવામાં આવ્યાં છે. આ ગ્રંથમાં શ્રીમદ્‌ભાગવતમાંથી મુખ્યત્વે ચાર પ્રકરણોનો સાર ખેંચવામાં આવ્યો છે, તેમાં પ્રસંગોપાત ટુંકી નોંધો બીજા અધ્યાત્મગ્રન્થોમાંથી લઇ ગ્રન્થની ઉપયોગિતામાં વધારો કરવામાં આવ્યો છે. વૈરાગ્ય, ભક્તિ, યોગ અને જ્ઞાન એમ ચાર પ્રકરણ મુખ્ય છે, પાંચમું અધ્યાત્મપ્રકરણ તો, સંસ્કૃત જાણનારાઓના વિનોદ માટે, ભગવાન્ શ્રીશંકરાચાર્યની પ્રસાદીરૂપ સાધારણ શબ્દાર્થ સાથે આપ્યું છે. ઉપરોક્ત ચારે પ્રકરણો ખાસ શ્રીમદ્‌ભાગવતમાંથી ચૂંટી કાઢવામાં આવ્યાં છે. વૈરાગ્ય, ભક્તિ, યોગ અને જ્ઞાનને લગતું વર્ણન, શ્રીમદ્‌ભાગવતમાં પ્રકરણ પ્રમાણે એકજ ઠેકાણે આપવામાં આવ્યું નથી, પણ તે આખા ભાગવતમાં છૂટું છવાયું પથરાયેલું છે, તે અધ્યાયોની સંકલના કરવાથી એક સંકલિત પ્રકરણ વાંચવાનો લાભ જનતાને પ્રાપ્ત થાય છે, એ યોજના કંઇ ઓછા અભિનન્દનને પાત્ર નથી. તેથી આ ગ્રન્થના લેખક, ભગવાન્ વેદવ્યાસની મહાન્ કૃતિમાંથી સુંદર પુષ્પો ચૂંટી, તેમનું સંગ્રથન કરનાર તરીકે અવશ્ય યશોભાગી છે.

આ ગ્રન્થના મૂળ લેખક ભગવાન્ વેદવ્યાસ છે, તેમણે કેવી રીતે શ્રીમદ્‌ભાગવત લખ્યું અને તેનો પ્રચાર કેવી રીતે થયો, તે સંબંધી જનતા શ્રીમદ્‌ભાગવત તથા તેના પ્રણેતાના ઇતિહાસથી માહીતગાર હોવાથી, વિશેષ વિસ્તાર નહિ કરતાં આ ગ્રંથના પ્રથમ પ્રકરણ એટલે વૈરાગ્ય પ્રકરણની પ્રસ્તાવનાનોજ આરંભ કરું છું.

---

# ૧ વૈરાગ્યપ્રકરણ.

वयसि गते कः कामविकारः शुष्के नीरे कः कासारः।
नष्टे द्रव्ये कः परिवारो ज्ञाते तत्त्वे कः संसारः॥

"વય–યુવાવસ્થા–વીતી ગયા પછી, કામવિકાર કેવો? જલ સૂકાઈ ગયા પછી તળાવ કોને કહેવું? ધન નાશ પામ્યા પછી, કુટુંબીઓનો પ્રેમ કેમ સંભવે? અને તત્ત્વજ્ઞાન એટલે આત્મ–અનાત્મ વિચાર–પ્રાપ્ત થયા પછી સંસાર ક્યાંથી ભાસે?" જે મહાપુરુષ સનાતન ધર્મના પ્રથમ આક્રમણ વખતે એના તારણહાર હતા તે ભગવાન્ શ્રીશંકરાચાર્યના ઉપરના શબ્દોથી વિશેષ સુંદર બીજા કયા શબ્દોમાં વૈરાગ્યપ્રકરણની પ્રસ્તાવનાનો આરંભ થઇ શકે? સંસારને પોતાનોજ માની બેઠેલા જીવોને આ સંસારની ક્ષણભંગુરતા અને સંબંધીઓના મિથ્યા સ્નેહની પ્રતીતિ છેલ્લી ઘડી સુધી થતી નથી, એ મહાન્ શોકની વાત છે. બાલ્યાવસ્થા રમતગમતમાં, યુવાવસ્થા ગૃહસ્થાશ્રમની આસક્તિમાં અને વૃદ્ધાવસ્થા ફોકટની ચિંતાઓ કરવામાં વીતી જાય છે. અંતે કાલપુરુષ પોતાનો પંજો આપણા ઉપર લંબાવે છે, ત્યારે આપણે આપણી જીંદગીનું શું સાર્થકય કર્યું હોય છે? જે શરીરને પ્રિયતમ ગણી આપણે અનેકનો દ્રોહ કર્યો, જે સંબંધીઓ માટે આપણે અનેક કાળાં ધોળાં કર્મો કર્યાં, તે અંતે આપણાં સાથીદાર નથી. અનેકના બૂરા હાલ થતા જોયા પછી પણ, આ સંસારની અસારતા આપણને સમજાતી નથી. સંસારના પદાર્થો મિથ્યા છે, એમ સમજી તેમાં આસક્તિરહિત બધાં કર્મો કરવાં, તે કદિ પણ બંધનકારક નથી, પરન્તુ 'આ મ્હારું છે' અને 'આ હું કરું છું' એમ મમતા અને અહંકારથી સપડાએલો જીવ, પોતાનીજ અંદર રહેલા અનન્ત સુખસાગરની આનંદલહરીઓને

જોવા કદિ ભાગ્યશાળી થતો નથી. મોહથી ભ્રમિત થએલો તે અહીંજ વારંવાર અન્તરહિત દુઃખોને ભોગવે છે. આ એજ ભારતવર્ષ છે, કે જેમાં મહાન્ ચક્રવર્તી રાજાઓ, રાજ્યભોગવખતે નિરહંકારપણે રહેતા અને અન્તે આ આખા જગત્‌ને તિલાંજલિ આપી વનમાં જઇ આત્મચિંતનમાં મગ્ન થઇ જતા. તેમજ બ્રાહ્મણો તો નિરંતર અરણ્યવાસ તથા વલ્કલોના પરિધાનથી પહેલેથીજ વૈરાગ્ય માટે પ્રસિદ્ધ હતા. આ ભૂમિની દરેક પ્રજા સંસારની અસારતા સમજી, પુણ્યપાપના વિવેકને વિચારી, કોઇનો પણ દ્રોહ ન કરવાની વૃત્તિથી રહેતી હતી. બાલ્યાવસ્થામાંથીજ એવા ઉત્તમ વૈરાગ્યના સંસ્કારો પ્રાપ્ત થતા હતા.

તે વખતે આજના સંસારલુબ્ધ જીવો જેવી મનોદશાવાળા કોઇ ન હતા એમ નહિ, પરંતુ વૃદ્ધો આસક્તિમાં પડતા ત્યારે યુવાનો અથવા બાળકો તેમને સન્માર્ગે ચઢાવતા અને બાળકોને સદુપદેશ આપનારા, ઘણાખરા વૃદ્ધો તો વૈરાગ્યવૃત્તિનાજ હોવાથી પ્રજાના સંસ્કારો અભિમાન, મમત્વ તથા મોહરહિત ઘડાતા. ઉપનિષદ્‌માં એક આખ્યાયિકા છે, કે એક ઋષિ પોતે સંન્યસ્ત ગ્રહણ કરતી વખતે ઘરની ઘણી વસ્તુઓનું દાન બ્રાહ્મણોને આપવા લાગ્યા. તેમને એક નચિકેત નામનો પુત્ર હતો. પુત્રના સ્નેહથી દૂધ વગરની ઘરડી, દાંત પડી ગએલી તથા વસૂકી ગયેલી ગાયો તે ઋષિ બ્રાહ્મણોને આપવા લાગ્યા. પુત્ર નચિકેત નાનો, છતાં ઘણો બુદ્ધિમાન્, જ્ઞાની અને સંસારની અસારતાને સમજતો હતો. "સંસાર છોડતી વખતે પણ પિતાને મારાપર મમત્વ રહી જાય તે ઠીક નહિ," એમ વિચારી પોતે પિતાને પૂછવા લાગ્યો: "હે પિતા ! અતિ પ્રિય એવો જે હું છું, તેને તમે કોને આપશો ?" પિતાએ ક્રોધમાં જવાબ ન આપ્યો. નચિકેતે ત્રણ વખત પૂછ્યું, ત્યારે પિતાએ કહ્યું: "હું તને યમને આપીશ." આ શબ્દો સાંભળતાંજ નચિકેત યમરાજાને ત્યાં જવા રવાના થયો. તે યમલોકમાં

યમરાજાને ઘેરે ગયો ત્યાં યમરાજા ન હતા. ઘરનાં માણસોએ આહાર જલ વિગેરે લેવા ઘણું કહ્યું, પણ સત્ય સંકલ્પવાળો નચિકેત યમને ગુરુ માની તેમના આવ્યા સિવાય તેમની રજા વગર કંઇપણ લેવા ના કહેવા લાગ્યો, આખરે ત્રણ દિવસ પછી યમ આવ્યા. બાલક છતાં આટલા દૃઢ સંકલ્પવાળો તથા સંસારપરથી આસક્તિરહિત નચિકેતને જોઇ યમરાજા તેના ઉપર પ્રસન્ન થયા, અને ત્રણ વરદાન માગવા કહ્યું. પહેલા વરદાનમાં પોતાના પિતાને ઉત્તમ તત્ત્વજ્ઞાન પ્રાપ્ત થાય તે તેણે માગ્યું, બીજા વરદાનમાં જે અગ્નિની ઉપાસનાથી સ્વર્ગાદિલોકની પ્રાપ્તિ થાય, તે અગ્નિની ઉપાસના સંબંધી જ્ઞાન માગ્યું અને ત્રીજા વરદાનમાં દેવો પણ જે ઉત્તમ અધ્યાત્મજ્ઞાનની ઇચ્છા કરે છે, તે આત્મવિદ્યા પોતાને પ્રાપ્ત થાય, તે માગ્યું. યમરાજાએ બે વરદાન તો આપ્યાં, પણ ત્રીજું વરદાન અતિ દુર્લભ હોવાથી, તેના સિવાય બીજું ગમે તે માગવા નચિકેતને તેમણે કહ્યું. હાથી, ઘોડા અને રથોસહિત સાર્વભૌમ રાજ્ય, સ્ત્રીઓ, પુત્રો, દીર્ઘ આયુષ્ય તથા મનુષ્યલોકમાં દુર્લભ એવી બધી સંપત્તિ આપવા યમરાજા તૈયાર થયા, પરન્તુ આ ભૂમિના એક ત્યાગી અને વીર બાલકે પ્રત્યુત્તરમાં શું જણાવ્યું તે જુઓ:-

" श्वो भावा मर्त्यस्य यदन्तकैतत् सर्वेन्द्रियाणां जरयन्ति तेजः । .... यस्मिन्निदं विचिकित्सन्ति मृत्यो यत्सांपराये महति ब्रूहि नस्तत् । योऽयं वरो गूढमनुप्रविष्टो नान्यं तस्मान्नचिकेता वृणीते ॥ "

"હે યમરાજ ! આપ આ બધી મૃત્યુલોકની સમૃદ્ધિ જે મને આપવા માગો છો, તે ક્ષણભંગુર છે, આવતી કાલે તે હશે કે નહિ, તેનો નિશ્ચય નથી. વળી તે બધી સમૃદ્ધિઓ મને બલિષ્ઠ કે કલ્યાણમાર્ગગામી બનાવવાને બદલે, મ્હારી બધી ઇન્દ્રિયોના તેજને હણનાર છે, મને તે કંઇ જોઇએ નહિ, પણ મહાન્ સચ્ચિ-

દાનંદ પ્રભુ કે જેમાં આ આખું જગત્ પ્રવર્તે છે અને જે દરેકના હૃદયમાં બેઠેલા છે તેના સંબંધી ઉત્તમ જ્ઞાનજ મને આપો, મને તે જ્ઞાન જોઇએ છે. હું નચિકેતા એથી વિશેષ બીજું કંઇ પણ માગતો નથી.” યમરાજાએ અન્તે નચિકેતને બ્રહ્મજ્ઞાન આપ્યું હતું. કયાં આજના બાળકો તથા યુવાનોની ઇંદ્રિયાધીન મનોદશા અને કયાં બાળક નચિકેતનો સંયમ? આવી સંયમી અને ત્યાગવૃત્તિવાળી વીર પ્રજા, જે સમયમાં અહીં ઉત્પન્ન થતી હતી તે સમયે ભારતનો ભાગ્યસૂર્ય, પ્રખર અને સમસ્ત જગત્‌ને જ્ઞાનવિજ્ઞાનથી પ્રકાશિત કરતો હતો. અસ્તુ !

વૈરાગ્યપ્રકરણ વિષે એટલું પ્રાસ્તાવિક લખી હવે તેના અધ્યાયોની સંકલના તપાસીએ. “સુબોધસિંધુ” નામના આ ગ્રંથમાં શ્રીમદ્‌ભાગવતના બારે સ્કંધમાંથી આડા અવળા અધ્યાયો પ્રકરણ પ્રમાણે ગોઠવવામાં આવ્યા છે. દરેક અધ્યાયના પ્રારંભમાં શ્રીમદ્‌ભાગવતના સ્કન્ધ તથા અધ્યાયના આંકડા આપેલા છે. આ અધ્યાયોની યોજના એક બીજા સાથે પૂર્વાપરના સંબંધ જેવી છે, તેથી દરેક અધ્યાયના આરંભમાં અવતરણિકા આપવામાં આવી નથી, પરંતુ તેથી વાંચનમાં કયાંય અસંગતિ થતી નથી; છતાં ક્રમશઃ અધ્યાયોની સંક્ષેપ અવતરણિકા આપવાનો પ્રયાસ આ પ્રસ્તાવનામાં કરવામાં આવ્યો છે, તેથી જિજ્ઞાસુઓએ આ પ્રસ્તાવના ધ્યાનપૂર્વક વાંચવી.

અધ્યાય–૧. જીવને સંસારમાં વૈરાગ્ય પ્રાપ્ત થાય તે માટે જીવ ગર્ભમાં કેવી રીતે આવે છે, કેમ મોટો થાય છે, ગર્ભની યાતનાઓ ભોગવતાં થાકી જઇ, પરમાત્માની સ્તુતિ કરી, કેવી ગંભીર પ્રતિજ્ઞાઓ કરી તે બહાર આવે છે, તેનું વર્ણન છે. જન્મ પછી જીવ તુરત અજ્ઞાનદશામાં આવી પડે છે, મોટી ઉમરે પહોંચી જ્ઞાન મેળવ્યા પછી પણ, તેને સંસાર તરફ વૈરાગ્ય આવતો નથી, તેનું

વિસ્તારપૂર્વક નિરૂપણ તત્ત્વ-સાંખ્યના-ઉપદેશ માટે અવતાર ધારણ કરેલા કપિલ ભગવાન્ પોતાની માતા દેવહૂતિને કહે છે.

અધ્યાય-૨. વૈરાગ્ય નહિ પામેલો જીવ પોતાના ખરા સ્વરૂપને ભૂલી જઇ, માયામાં મુગ્ધ બની, સ્ત્રીપુત્રમાં અતિ આસક્ત બને છે, ખરું આત્મકલ્યાણ તે સાધી શકતો નથી, અન્તે મત્યુને કેવી રીતે આધીન થાય છે, તે વર્ણન ત્રીજા સ્કંધના ત્રીસમા અધ્યાયમાં કપિલદેવ પોતાની માતા દેવહૂતિને કહે છે.

અધ્યાય-૩. એ પ્રમાણે કુટુંબપોષણ માટે અભિમાન તથા મમત્વથી કરેલાં કર્મો તથા પાપોનો ભોગ ભોગવવા માટે, પાપની શિક્ષા આપનાર યમરાજને ત્યાં જીવને નાના પ્રકારની પીડાએ ભોગવવી પડે છે તેનું વર્ણન કપિલજી પોતાની માતાને કહે છે.

અધ્યાય-૪. નરક કેટલા પ્રકારનાં છે? કયું પાપ કરનાર મનુષ્ય કયા નરકમાં પડે છે? અને ત્યાં કેવા પ્રકારનો યમદંડ ભોગવી શુદ્ધ થાય છે? તેનું વર્ણન શુકદેવજી પરીક્ષિત્ રાજાને કહે છે.

અધાય-૫. એ પ્રમાણે ચાર અધ્યાયમાં પાપથી ડરીને, પાપ નહિ કરવા, તથા સંસાર તરફ વૈરાગ્ય ધારણ કરી જીવે વર્તવું એમ જણાવ્યું, છતાં જીવ માયાથી ભૂલી પાપ કરે છે, તો તેવા પાપોમાંથી છૂટવાનો સુલભ ઉપાય આ અધ્યાયમાં બતાવવામાં આવ્યો છે. બહુ પાપી મનુષ્ય પણ ભગવાનનાં નામોચ્ચારમાત્રથી અતિ પવિત્ર થાય છે, એ રીતે ભગવાનનાં નામોચ્ચારણનું માહાત્મ્ય અજામિલ નામના બ્રાહ્મણના દૃષ્ટાંતથી શુકદેવજી રાજા પરીક્ષિત્‌ને કહે છે.

અધ્યાય-૬. બહુ જન્મ તથા પુણ્યને અંતે મળેલા મનુષ્યદેહની તથા ભારતવર્ષ કે જે કર્મભૂમિ છે તેની પ્રશંસા દેવતાઓ કરે છે.

અક્ષય્ય સુખરૂપ મોક્ષ–બ્રહ્મપદ–ની પ્રાપ્તિ માટે દેવતાઓ પણ ભારતવર્ષમાં જન્મ ધારણ કરવાની અભિલાષા ધરાવે છે, એવા દેવદુર્લભ દેશ તથા શરીરને પ્રાપ્ત કરી, જે મનુષ્યો આત્મકલ્યાણ સાધતા નથી તેમની દશા અતિ શોચ્ય છે એમ શુકદેવજી રાજા પરીક્ષિત્‌ને કહે છે.

અધ્યાય–૭. કાલનો ભય સમજી મૃત્યુ, અંધકાર તથા દુઃખોથી પર એવા પરમ પુરુષને પ્રાપ્ત કરવા માટે જીવે પ્રયત્ન કરવો જોઇએ. એ ઉપદેશ ભગવાન્ શ્રીકૃષ્ણચન્દ્ર ઉદ્ધવજીને આપે છે.

અધ્યાય–૮. "વૃદ્ધાવસ્થામાં જ્યારે પુત્રપૌત્રાદિ સમૃદ્ધિ હશે ત્યારેજ અમે ઇશ્વરભજન કરશું," એમ કેટલાક મનુષ્યો વિચારે છે, તે તદ્દન ખોટું છે, એમ પ્રહ્‌લાદજી પોતાના સહાધ્યાયી બાલકોને કહે છે, તે વર્ણન છે. બાલ્યાવસ્થામાંજ જેને સંસાર પર વૈરાગ્ય અને ભગવાન્ પર પ્રીતિના સંસ્કારો પડયા નથી, તે મનુષ્યની વૃત્તિઓ વૃદ્ધાવસ્થામાં પરમાત્માને જાણવાના પ્રયત્ન તરફ કદિ વળતી નથી. 'अंतकाले या मतिः सा गतिः' એ પ્રમાણે ઉત્તમ ગતિ પ્રાપ્ત કરવી હોય, તો આખી જીંદગીમાં ઉત્તમ ધર્મોનું પાલન કરવું જોઇએ અને ત્યારેજ અન્તિમ અવસ્થામાં પરમ શાંતિ અને ઇશ્વરસ્મરણ થાય છે. આખી જીંદગી પાપમાં ગાળનાર માણસને અંતકાલે ભગવાન્ તરફ પ્રીતિ થતી નથી, કારણ કે તેને તેવા સંસ્કારો નથી. જીંદગીમાં જે વિચારો મુખ્ય હોય, તેજ વિચારો અને બુદ્ધિ, અંતિમ અવસ્થામાં પણ પ્રાપ્ત થાય છે. માટે અન્તકાલ અને પરલોક સુધારવો હોય તો બાલ્યાવસ્થાથીજ ભગવદ્‌ભજન કરતાં રહેવું અને નાશવન્ત મનુષ્યશરીરથી અવિનાશિ પરમાત્મપદ પામવાનો પુરુષાર્થ કરવો, એજ મનુષ્યનું ખરું કર્તવ્ય છે, તે પ્રહ્‌લાદજી દૈત્યબાલકોને કહે છે.

અધ્યાય–૯. ભગવાને ઋષભદેવનો અવતાર ધારણ કરી, જે

જ્ઞાનનો પ્રચાર કર્યો તથા આ શરીરથી આચરવા યોગ્ય યોગધર્મોનું વિવરણ કરી શરીર, સ્ત્રી, પુત્ર, ઇત્યાદિ અવિદ્યા-જન્મબંધન-માંથી કેમ છૂટા થવું, તે સંબંધમાં જે ઉપદેશ આપ્યો, તેનું વર્ણન છે.

અધ્યાય-૧૦. ઋષભદેવના પુત્ર મહાન્ ભરતરાજા, જે મૃગલાના સંગથી જડભરત નામના બ્રાહ્મણ થઇ કર્મભોગ ભોગવતા હતા, તેમણે રહુગણ રાજાને આ સંસારરૂપી અરણ્યનું વર્ણન કરી, તેને પેલે પાર નિર્વિઘ્નપણે કેમ જવું, તે બતાવ્યું છે; તેમાં જે સંસારને એક મહા અરણ્ય અને જીવને સાધારણ વટેમાર્ગુ કહ્યો છે, તે સંસારરૂપી ભવાટવીનો વધુ વિસ્તાર શુકદેવજી રાજા પરીક્ષિત્‌ને કહે છે.

અધ્યાય-૧૧. "વિષયોના સંગથી મહાન્ પુરુષો પણ કેવી રીતે આત્મગૌરવ ભૂલી એક હલકા મનુષ્યની માફક ભટકે છે," તે ઉર્વશીના સંગથી દુઃખી થએલા અને અંતે થાકીને પશ્ચાત્તાપ કરતા ઐલરાજાના ઉદાહરણથી તથા તેના વિરક્તિના ઉદ્ગારોથી જાણી શકાય છે.

અધ્યાય-૧૨. "વિષયોના સંગથી કેવા મહાન્ પુરુષો પણ પોતાની ખરી સ્થિતિનું ભાન ભૂલી પશુ જેવા બની જાય છે" તે આત્મભાન પ્રાપ્ત થએલા યયાતિ રાજાના ઉદ્ગારોવડે શુકદેવજી રાજા પરીક્ષિત્‌ને કહે છે.

અધ્યાય-૧૩. "આ પૃથ્વી અમારી છે, આ સમૃદ્ધિ અને વૈભવો અમારા છે," એમ માનતા રાજાઓ પોતાની પહેલાં નાશ પામેલા અનેક મનુ, પૃથુ, માંધાતા વિગેરે રાજાઓના દૃષ્ટાંતથી પણ સંસાર પ્રત્યે વૈરાગ્ય ધારણ કરી મમતારહિત થતા નથી, તે જોઇ પૃથ્વી તેમનો ઉપહાસ કરે છે, તે પ્રસંગ શુકદેવજી રાજા પરીક્ષિત્‌ને કહે છે.

અધ્યાય-૧૪. હિરણ્યાક્ષના વધ પછી હિરણ્યકશિપુ, પોતાનાં કુટુંબીઓને આશ્વાસન આપે છે, તે પ્રસંગમાં ઉશીનર દેશના રાજા સુયજ્ઞનાં સંબંધીઓને યમરાજાએ બાળકરૂપે, સંસારની અસારતાનો કેવી રીતે ઉપદેશ આપ્યો હતો, તે તેણે કહેલી કથા, નારદજી યુધિષ્ઠિર રાજાના રાજસૂય યજ્ઞમાં, બીજા પ્રશ્નોના પ્રત્યુત્તર સાથે કહે છે.

અધ્યાય-૧૫. વેદના અધ્યાત્મવાદનુ તાત્પર્ય નહિ સમજી, વેદો માત્ર કર્મના પ્રતિપાદકજ છે તથા કર્મોનાં ફલની આકાંક્ષા રાખી કર્મ કરતા શુષ્ક કર્મકાંડીઓના મતનું ખંડન તથા તેમની દુર્ગતિનું વર્ણન, નિમિરાજા અને ઋષભદેવજીના પુત્ર નવ યોગેશ્વરોના સંવાદમાંથી નિમિ, અને ચમસ નામના ઋષિના પ્રશ્નોત્તરરૂપે, નારદજી વસુદેવને કહે છે.

અધ્યાય-૧૬. “ વેદો પરોક્ષવાદ-આત્મજ્ઞાન-નું જ નિરૂપણ કરે છે, તેમાં કહેવામાં આવેલાં કર્મનાં ફલો તો માત્ર, અજ્ઞાન મનુષ્યોને તેમાં રુચિ ઉત્પન્ન કરાવવા માટેજ છે, ” તેમ નહિ સમજી કર્મનાં ફલમાં આસક્તિ રાખનાર મનુષ્યો કેવી રીતે જન્મમરણના ચક્કરમાં હેરાન થયા કરે છે, તે વર્ણન અગ્યારમા સ્કન્ધમાં ભગવાન્ શ્રીકૃષ્ણચંદ્ર પોતાના પરમ ભક્ત ઉદ્ધવજીને કહે છે.

અધ્યાય-૧૭. કર્મનાં ફલની ઇચ્છા રાખી કામ્ય કર્મ કરતાં મનુષ્યો સહેલાઇથી મોક્ષ પામતાં નથી, તેથી કર્મનાં ફલની ઇચ્છારહિત થઇનેજ, પરમાત્માને શરણે જવું, એજ કલ્યાણનો ઉત્તમ માર્ગ છે, એમ કપિલ ભગવાન્ પોતાની માતા દેવહૂતિને કહે છે.

અધ્યાય-૧૮. નૃસિંહ અવતારને ધારણ કરી હિરણ્યકશિપુનો નાશ કર્યા પછી પણ ક્રોધયુક્ત અને મહાભયંકર લાગતા ભગવા-

નની સ્તુતિ કરતા પ્રહ્લાદજી સંસારચક્રના પ્રભાવનું વર્ણન કરી "મને બીજા કોઇ પણ વરદાનની લેશ ઇચ્છા નથી, પરંતુ આપના આ કાલચક્ર અને માયાના બંધનમાંથી મને મુક્ત કરો," એમ નૃસિંહ ભગવાનને કહે છે, ઇત્યાદિ પ્રસંગ કહેવામાં આવ્યો છે.

અધ્યાય–૧૯. બ્રહ્માના ચાર પુત્રો–સનક, સનંદન, સનાતન અને સનત્કુમાર નામના ઋષિઓ–સંસારમાંથી કેવી રીતે મુક્ત થવું, તે સંબંધી ઉપદેશ પૃથુરાજાને આપે છે.

અધ્યાય–૨૦. પ્રકૃતિએ ઉત્પન્ન કરેલા દરેક સાધનથી, મનુષ્ય પોતાનો નિર્વાહ કરી શકે છે, તો આ ક્ષુદ્ર પેટને માટે બીજાઓની સેવા, નકામી ખુશામત અને વખતનો દુરુપયોગ શા માટે કરવો? તેમાં પણ ખાસ વિરક્ત પુરુષોને તો ભગવાનનાં ચરણારવિંદજ સેવન કરવા યોગ્ય છે, એમ શ્રીશુકદેવજી નિઃસ્પૃહત્વના ધર્મોનું વર્ણન રાજા પરીક્ષિતને કહે છે.

અધ્યાય–૨૧ થી ૨૪. જન્મથીજ દરેક મનુષ્ય વિરક્ત ન થઇ શકે. વળી દેવ, પિતૃ અને ઋષિઓનું એમ ત્રિવિધ ઋણ અદા કર્યા સિવાય સંસાર છોડવો, તે પણ ઠીક નથી, પણ ક્રમશઃ બ્રહ્મચર્ય અવસ્થામાં વેદોના અધ્યયનથી ઋષિઓના, ગૃહસ્થાશ્રમમાં યજ્ઞયાગાદિ ક્રિયાઓ કરી દેવોના, તથા પુત્રાદિ સંતાન ઉત્પન્ન કરી પિતૃઓના ઋણથી મુક્ત થવા બાદજ વાનપ્રસ્થ તથા સંન્યસ્ત આશ્રમ ધારણ કરી, આ નશ્વર મનુષ્યશરીરથી અક્ષય્ય મોક્ષસુખ મેળવવું જોઇએ, એવો ક્રમ છે, તેથી ચારે આશ્રમ–બ્રહ્મચર્ય, ગૃહસ્થ, વાનપ્રસ્થ તથા સંન્યસ્તના ધર્મો–કર્તવ્યો–શા છે, તે આ ચાર અધ્યાયમાં ક્રમશઃ નારદજી રાજા યુધિષ્ઠિરને કહે છે.

અધ્યાય–૨૫. સાધારણ સંન્યસ્ત નહિ, પણ આત્મસાક્ષાત્કારને પ્રાપ્ત થયેલા, તથા યોગયુક્ત ઉત્તમ સંન્યાસી જેને 'પરમહંસ'

કહેવામાં આવે છે, તેના ધર્મો તથા લક્ષણોનું વિવેચન, ભગવાન્ શ્રીકૃષ્ણચંદ્ર ઉદ્ધવજીને કહે છે.

અધ્યાય-૨૬. કલિયુગમાં રાજા તથા પ્રજા, બધા લોકો કેવા પ્રકારના પાપી, લુચ્ચા, દંભી, આચારવિચારશૂન્ય અને ધર્મરહિત થઇ જશે, તથા ભગવાન્ કલ્કિ અવતાર ધારણ કરી તેવી પ્રજાના વિનાશપૂર્વક સત્યયુગનો આરંભ કેવી રીતે કરશે, તે વર્ણન શુકદેવજી રાજા પરીક્ષિત્‌ને કહે છે.

અધ્યાય-૨૭. સત્ય, ત્રેતા, દ્વાપર અને કલિ એ ચારે યુગોમાં લોકો કેવા પ્રકારના હોય છે, તેનું વર્ણન કરી, કલિયુગમાં ભગવાન્‌ની ભક્તિનું માહાત્મ્ય, બીજા યુગોનાં હજારો વર્ષનાં તપ, યજ્ઞ તથા દાનથી પણ અતિ શ્રેષ્ઠ છે, તે શુકદેવજી રાજા પરીક્ષિત્‌ને કહે છે.

અધ્યાય-૨૮. તદ્દન વિરક્ત, અજગરની માફક અનાયાસે જે મળી આવે તેનાથી પોતાનો નિર્વાહ કરતા, એક મસ્ત અવધૂત પોતાનું આત્મવૃત્તાન્ત-અધ્યાત્મચર્યા-પ્રહ્‌લાદજીને કહે છે, તે કથા નારદજી રાજા યુધિષ્ઠિરને કહે છે.

આ વૈરાગ્યપ્રકરણ સંસાર મિથ્યા હોઇ, તેમાં મમતા કરવી તે મૂર્ખાઇ છે, પરમાત્માનું ભજન અને શરણજ, જીવને પરમ શ્રેયસ્કર છે તથા વૈરાગ્યમાંજ પરમ અભય અને આનન્દ રહેલાં છે, તેનું પ્રતિપાદન કરે છે.

---

# ૨ ભક્તિપ્રકરણ.



**श्रवणं कीर्तनं विष्णोः स्मरणं पादसेवनम् ।**
**अर्चनं वन्दनं दास्यं सख्यमात्मनिवेदनम् ॥**
**इति पुंसार्पिता विष्णौ भक्तिश्चेन्नवलक्षणा ।**
**क्रियते भगवत्यद्धा तन्मन्येऽधीतमुत्तमम् ॥**

"પરમ ઉદાર અને સર્વશક્તિમાન્ ભગવાન્ વિષ્ણુના ગુણોનું શ્રવણ કરવું, તે ગુણોનું મુખેથી કીર્તન–ઉચ્ચારણ–કરવું, તે ગુણોનું સ્મરણ કરવું, ભગવાનનાં ચરણકમલની ઉપાસના કરવી, પૂજા કરવી, નમસ્કાર કરવા, નમ્રતાથી ભગવાનના એક દીન સેવક તરીકે પોતાને માનવો, આ જગત્‌ના સ્વાર્થી દોસ્તો સાથે દોસ્તી નહિ પણ ભગવાનની સાથેજ દોસ્તી કરવી, અને પોતાની બધી ભાવનાઓ તથા આકાંક્ષાઓ તે સર્વેશ્વરનેજ અર્પણ કરવી, એ પ્રમાણે નવ પ્રકારની ભક્તિ પરમાત્મામાં અર્પણ કરવામાં આવે, તો તેજ શ્રેષ્ઠમાં શ્રેષ્ઠ વિદ્યા–ભણતર–છે." ઉપરના ઉદ્ગારો ભગવાનના પરમ ભક્ત બાલક પ્રહ્લાદજી, પોતાના પિતા હિરણ્યકશિપુએ 'હે પુત્ર! તું શું ભણ્યો?' એમ પૂછયું ત્યારે તેના પ્રત્યુત્તરમાં કહ્યા હતા. ભક્તિપ્રકરણનો સારાંશ, આ નવ પ્રકારની ભક્તિ કેમ પ્રાપ્ત કરવી તેજ છે. તેનું જ્વલન્ત દૃષ્ટાંત બાલક પ્રહ્લાદજી આખા જગત્‌ના ઇતિહાસને પૂરું પાડે છે. ભક્તિનો આનંદ અને ભક્તિની લહેજત તો ભક્તોજ જાણી શકે છે. સુખ દુઃખ તથા જીવન અને મૃત્યુ પણ ભક્તને સમાન લાગે છે. સંસારમાં મિથ્યા ભાવનું દર્શન કરનાર વ્યક્તિને, પરમપુરુષ કે જેમાંથી આ જગત્‌ની ઉત્પત્તિ થઇ છે તેના તરફ આગળ વધવા માટે બીજું સાધન–પગથીઉં–ભક્તિજ છે. આ લોકમાં પરમ આનન્દ અને પરલોકમાં પરમ ઉન્નતિ માટે પ્રથમ સાધન જે

જોઇએ તે વૈરાગ્ય છે, બીજુ સાધન ભક્તિ, ત્રીજું યોગ અને ચોથું જ્ઞાન છે. વૈરાગ્ય વગર ભક્તિ પ્રાપ્ત થાય નહિ, ભક્તિ વગર, અંતઃકરણની વૃત્તિઓને રોકવાની ક્રિયા–યોગ નિષ્ફલ જાય છે, તથા યોગ વગર જ્ઞાન પણ દૃઢ રહેતું નથી, એમ એ ચારે સાધનો પરસ્પર આશ્રયવાળાં છે. આ પ્રકરણમાં બીજું સાધન જે ભક્તિ તેની મીમાંસા પ્રસ્તુત છે.

ભક્તિ 'ભજ્' ધાતુમાંથી નિષ્પન્ન શબ્દ છે. 'ભજ્' ધાતુનો અર્થ સેવા છે. પરમાત્માની સેવા કરવી, પરમાત્માને શરણે જવું તે ભક્તિની વ્યાખ્યા છે. ભગવાન્ના ભક્તો ચાર પ્રકારના હોય છે; આર્ત–પીડિત, જિજ્ઞાસુ–જ્ઞાનની ઇચ્છાવાળો, અર્થાર્થી યોગસાધનોને ઇચ્છતો અને અધ્યાત્મજ્ઞાનથી ઇશ્વરમાં પોતાની સંગતિ સાધનાર–જ્ઞાની. આ ચારે પ્રકારના ભક્તોમાં જ્ઞાનપૂર્વક જે મનુષ્ય ભગવાનનું ભજન કરે છે, તેજ ઉત્તમ છે, કારણ કે જ્ઞાનપૂર્વક ભજનનો આનંદ અપૂર્વ છે. પ્રાર્થના અને આત્માની પરમેશ્વર સાથે ઊંડી સંગતિમાંથી જે આત્મપ્રસાદી પ્રાપ્ત થાય છે, તે અજોડ છે. એ આનંદના મહાસાગરમાં તલ્લીન બનેલા ભક્તને, આ જગત્ના બીજા બધા આનંદો તુચ્છ લાગે છે. એ આનંદમગ્ન દશામાં ભક્ત પોતાની સાંસારિક પરિસ્થિતિને તદ્દન ભૂલી જાય છે, ભગવાન્ના ગુણો તથા કૃપાનો વિચાર કરતાં તે કોઇ વખતે હસે છે, કોઇ વખતે ભગવદ્યોગથી હર્ષના આવેશથી અથવા કોઇ વખતે વિયોગથી તે રડે છે; કોઇ વખતે ભગવદ્ગુણોનો વિચાર કરતાં આત્મભાન ભૂલી ઉન્મત્તની માફક તે નૃત્ય કરે છે, અથવા કોઇ વખતે ઉત્તમશ્લોક ભગવાનના ઉત્તમ ગુણોનું મોટેથી ગાન કરે છે, આવી ભક્તોની દશા હોય છે. અને એ ભક્તિનો પ્રતાપ પણ કંઇ સાધારણ નથી. વિશ્વરૂપદર્શનની પ્રસાદી ભક્ત અર્જુનને આપીને ભગવાન્ શ્રીકૃષ્ણચન્દ્ર કહે છે:—

नाहं वेदैर्न तपसा न दानेन न चेज्यया ।
शक्य एवंविधो द्रष्टुं दृष्टवानसि मां यथा ॥
भक्त्या त्वनन्यया शक्य अहमेवंविधोऽर्जुन ।
ज्ञातुं द्रष्टुं च तत्त्वेन प्रवेष्टुं च परंतप ॥

હે અર્જુન! " વેદ, તપ, દાન, યજ્ઞ વિગેરે સાધનોથી પણ, જેમ તું હમણાં મને જોઇ શકયો, તેમ હું જોઇ શકાતો નથી, પણ હેપરંતપ! કેવળ અનન્ય ભક્તિથીજ એ પ્રમાણેના મ્હારા સ્વરૂપનાં દર્શન, મ્હારા સ્વરૂપનું જ્ઞાન તથા તત્ત્વથી મ્હારામાં આત્મસંગતિ સાધી શકાય છે." ભક્તિયોગનું આ ફલ સાધારણ છે? ભક્તિના આવેશમાં ગદ્‌ગદિત સ્વર, રોમાંચ અને ભાવભીના હૃદયના ઊંડા આત્મસંધાનથી જન્મજન્માંતરનાં પાપો તથા વાસનાએ પણ બળીને ભસ્મ થઇ જાય છે. એ રીતે વાસનાઓનાં બીજ પણ ભક્તિથી નષ્ટ થતાં, ભક્તને ફરીથી કદિ પાપ કરવાની ઇચ્છા અથવા અસદ્‌બુદ્ધિ પ્રાપ્ત થતી નથી તેથી, તે પોતાના પૂર્વ અપરાધની ક્ષમા માગવાને સંપૂર્ણ અધિકારી બને છે. ભક્ત અર્જુન પણ ભગવાનની કેવી રીતે ક્ષમા માગે છેઃ-

तस्मात्प्रणम्य प्रणिधाय कायं प्रसादये त्वामहमीशमीड्यम् ।
पितेव पुत्रस्य सखेव सख्युः प्रियः प्रियायार्हसि देव सोढुम् ॥

" હે પ્રભો! તેથી મસ્તક તથા શરીરવડે આપને સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરી હું આપને પ્રસન્ન થવા પ્રાર્થના કરું છું, પિતા જેમ પુત્રના અપરાધને સહન કરી લ્યે છે, મિત્ર મિત્રના અને પતિ જેમ સ્ત્રીના અપરાધને ઉપેક્ષા બુદ્ધિથી ચલાવી લ્યે છે, તેમ તમે પણ મેં જાણ્યે અજાણ્યે કરેલા અપરાધોની ક્ષમા આપો " આવા શુદ્ધ ભક્તોને ભગવાન્ ક્ષમા આપે છે એટલુંજ નહિ, પણ તેમને આધીન બની જાય છે. તે માટે અંબરીષ વિગેરે રાજાઓનાં દષ્ટાંતો સુલભ છે. ભગવાનને આધીન બનાવી દેવા

જેટલી ભક્તિની આતુરતા અને ભક્તિનો પ્રકાર પણ આપણે અવશ્ય જાણવાં જોઇએ. તે માટે વિશેષ ન કહેતાં, પૂર્વના રાજા ચિત્રકેતુ કે જેને નારદજીના ઉપદેશી વિદ્યાધરસ્વરૂપે વિહાર કરતાં મહાદેવની નિન્દાથી પાર્વતીનો શાપ થયો, અને જે ત્વષ્ટાના યજ્ઞકુંડમાં ઇંદ્રના શત્રુરૂપે ઉત્પન્ન થયો, તે વૃત્રાસુર ઇંદ્રની સાથેના યુદ્ધપ્રસંગે ભગવાનના ભક્તોની આતુરમાં આતુર મનોદશાનું વર્ણન કરે છે, તે જુઓઃ-

**अजातपक्षा इव मातरं खगाः स्तन्यं यथा वत्सतराः क्षुधार्ताः ।**
**प्रिय प्रियेव व्युषितं विषण्णा मनोऽरविन्दाक्ष दिदृक्षते त्वाम् ॥**

"પાંખ નહિ આવેલાં પક્ષીનાં બચ્ચાંઓ, ચારો લેવા ગયેલી પોતાની માતાની, તથા ભૂખ્યાં થયેલા વાછરડાં પોતાની માતાને ધાવવાની, તેમજ પરદેશ સીધાવેલા પોતાના પ્રિયતમની જેટલી આતુરતાથી તેની પ્રિયા રાહ જોઇ રહે છે, તેટલીજ આતુરતાથી હે કમલનેત્ર! મ્હારું મન આપનાં દર્શન માટે આતુર બની રહ્યું છે-તલસી રહ્યું છે.-"

પ્રિય પાઠકો! ભક્તના મનની આતુર દશાનું આથી સુંદર વર્ણન બીજું શું હોઇ શકે? એવા આતુર ભક્તોને ભગવાન્ આધીન હોય તેમાં શું આશ્ચર્ય?

વળી જ્ઞાની મનુષ્યોનું જ્ઞાન પણ ભક્તિ વગર શોભતું નથી. જ્ઞાનીઓને પણ અંતઃકરણની નિરંતર વિશુદ્ધિ માટે ભક્તિની ખાસ અપેક્ષા રહે છે. પ્રાકૃત મહાકવિ ગુસાંઇ શ્રીતુલસીદાસજી પણ ભક્તિની આવશ્યકતા જ્ઞાનીઓને પણ છે, તે બતાવતાં કહે છેઃ—

**जेहि ज्ञानमानविमत्त, तव भवहरणी भक्ति न आदरी ।**
**ते पाई सुरदुर्लभपदादपि, परत हम देखत हरी ॥**
**विश्वास करी सब आश परिहरी, दास तब जे वै रहे ।**
**जपी नाम तब बिनु श्रम तरैं, भवनाथ राम नमामहे ।**

એટલું પ્રાસ્તાવિક વિવેચન કર્યા પછી, ભક્તિ માટે દિવસમાં કયો સમય મુખ્ય છે, તે જોઇએ. એમ તો દિવસમાં બધો વખત ભક્તિ થઇ શકે છે. તત્ત્વવિચારક ભક્તો તો, દિવસનાં પ્રત્યેક કાર્ય કરતી વખતે પણ, ભગવાન્‌નું મનથી ભજન કરી શકે છે. સૂતાં, બેસતાં, ઊઠતાં, ઊંઘતાં, ખાતાં, પીતાં, અને દરેક અવસ્થામાં ભગવત્‌સ્મરણ થઇ શકે છે અને તેમ કરવું પણ જોઇએ, છતાં મનની એવી એકાગ્રતા તો યોગથી ચિત્તવૃત્તિઓનો નિરોધ કરી જાણનાર ભક્તોનેજ સુલભ છે, બીજા સામાન્ય ભક્તો માટે એ દશા ધીમે ધીમે પ્રાપ્ત થાય છે. ત્યારે ભક્તિના અંગનો મુખ્ય સમય કયો? તેના સંબંધમાં શરીર, માનસ અને વિજ્ઞાન શાસ્ત્રની દૃષ્ટિએ સવારના સૂર્યોદય પહેલાં દોઢ કલાકનો સમય–બ્રાહ્મ મુહૂર્તજ–ઉત્તમ માનવામાં આવ્યો છે. વૈદ્યકગ્રન્થોમાં લખ્યું છે કે,—

ब्राह्मे मुहूर्ते उत्तिष्ठेत् स्वस्थो रक्षार्थमायुषः ।
शरीरचिन्तां निर्वर्त्य चिन्तयेन्मधुसूदनम् ॥

"સ્વસ્થ મનુષ્યે આયુષ્યની રક્ષા માટે બ્રાહ્મ મુહૂર્તમાં ઊઠવું, અને શરીર સંબંધી ચિંતાનો ત્યાગ કરી મધુસૂદન ભગવાન્‌નું સ્મરણ કરવું." સવારના સૂર્યોદય પહેલાં દરેક મનુષ્યે ઊઠવુંજ જોઇએ. શરીરની તંદુરસ્તી, માનસિક ઉન્નતિ તથા પરમ કલ્યાણ માટે પ્રાતઃકાલની નિદ્રા સર્વથા ત્યાગ કરવા યોગ્ય છે. એ સમયમાં અજ્ઞાન પશુપક્ષીઓનો કલ્લોલ અને આનંદ જુઓ. એ આનંદ જોતાં પણ એમજ લાગશે કે, આખા દિવસરાત્રિમાં પ્રાતઃકાલનો સૂર્યોદય પહેલાંનો એ સમય જ પરમ આનંદ, પરમ શાન્તિ અને ભક્તિ માટે શ્રેષ્ઠ છે. તેથી આ સમય તો કોઇ પણ પ્રાણીએ પ્રમાદથી નિદ્રાવશ રહી નકામો ગાળવોજ નહિ.

ભક્તિને પરમ દૈવત માનનારાઓ માટે ઉપલી પ્રસ્તાવના થઇ. હવે કેટલાક સુધરેલા લોકો, જે આ જગત્‌માં ઇશ્વર અથવા એવી

કોઇ શક્તિના અસ્તિત્વનીજ ના પાડે છે, તેવા નિરીશ્વરવાદી નાસ્તિકો માટે ભક્તિના માહાત્મ્ય તથા મીમાંસાની શી ઉપયોગિતા? તેવા સજ્જનો માટે થોડાજ શબ્દો ! અનન્ત આકાશ, સૂર્યચંદ્રાદિ ગ્રહો, નક્ષત્રો, તારાઓ, પૃથ્વી, મોટી સરિતાઓ, સાગરો અને પર્વતરાજો, પૃથ્વીકંપ તથા જ્વાલામુખીનો રસ તથા બરફની વૃષ્ટિઓ, એ બધામાં, તથા મૃત્યુને પણ સ્થગિત કરવાની હામ ધરાવતા ડૉક્ટરો અને વિજ્ઞાનશાસ્ત્રીઓના જન્મમૃત્યુ અને જીવનની બધી પ્રક્રિયાઓમાં પણ, અમે તો કોઇ અનંત દૈવી શક્તિનો હાથ અવશ્ય માનીએ છીએ. જો એ દૈવી શક્તિ ન હોત તો વિધવિધ પદવીધારી ડૉક્ટર મહાશયો તથા વિજ્ઞાનશાસ્ત્રીઓ પોતાની મેળે મરવાનું કદિ પસંદ કરત નહિ. એમ મૃત્યુસમયે પ્રત્યક્ષ પ્રમાણ છતાં, અભિમાની લોકોને નિરીશ્વરવાદની વાતો કરવી હોય તો ભલે કરે.

તે તેમને મુબારક! ભારતની ધર્મપ્રાણ જનતા તો દરેક કાર્યમાં પરમાત્માની શક્તિનેજ કારણ માની ઊંડા ભક્તિભાવથી તેને શરણે જવામાંજ પોતાની પરમ કૃતાર્થતા માને છે, અને પોતાના અભિમાન કે અજ્ઞાનથી, ભક્તિનો દિવ્ય આશ્રય નહિ લેનાર પ્રત્યેક પ્રાણીને, પરમાત્મા સાથે સંગતિ સાધવાની ક્ષણોમાં સહભાગી થવાને સપ્રેમ નિમંત્રણ કરે છે. અસ્તુ !

અધ્યાય-૧. "મોક્ષ એજ પરમ પુરુષાર્થ છે, તે પુરુષાર્થ સિદ્ધ કરવા માટે વૈરાગ્ય, ભક્તિ, યોગ તથા જ્ઞાનરૂપી સાધનોનો આશ્રય દરેક મનુષ્યે કરવો જોઇએ." એમ ભગવાન્ ઉદ્ધવજીને કહે છે.

અધ્યાય-૨. સદ્‌ગુરુ વગર જ્ઞાન નથી અને દઢ જ્ઞાન એજ વૈરાગ્ય તથા ભક્તિનો આશ્રય છે, તેથી તે જ્ઞાન સદ્‌ગુરુ પાસેથી કેમ પ્રાપ્ત કરવું, તેનું વર્ણન દશમા સ્કન્ધમાં શ્રુતિઓ કરે છે.

અધ્યાય-૩. સદ્‌ગુરુ પાસેથી મુમુક્ષુએ શું શું શિખવું, તેનું વિસ્તારપૂર્વક વર્ણન ભગવાન્ ઉદ્ધવજીને કહે છે.

અધ્યાય-૪. શૌનક નામના ઋગ્વેદના મહાન્ ઋષિ સૂત પુરાણિકને "અમે સર્વે જ્ઞાન લેવાની દૃઢ ઇચ્છાથીજ એકત્ર થયા છીએ, માટે વગરસંકોચે ખૂબ વિસ્તારથી અમને ભગવાનના ગુણાનુવાદ સંભળાવો. ભજન વગરની બધી ક્રિયાઓ નિષ્ફલ છે," એ પ્રમાણે કહી ભક્તિનું માહાત્મ્ય ગાય છે.

અધ્યાય-૫. ભગવાનના પરમભક્ત ઉદ્ધવજી "વેદો તથા શાસ્ત્રોમાં આત્મકલ્યાણ માટે વિવિધ સાધનો બતાવ્યાં છે, તેઓમાં સૌથી શ્રેષ્ઠ સાધન કયું? કારણ કે બધાંને શ્રેષ્ઠ માનીએ તો તે સર્વનું એકી સાથે આચરણ થઇ શકે નહિ, માટે સૌથી સુલભ અને શ્રેષ્ઠ સાધન શું?" એમ ભગવાનને પૂછે છે, તેના પ્રત્યુત્તરમાં ભગવાન્ "ભક્તિજ આત્મકલ્યાણનો સર્વ શ્રેષ્ઠ અને સહેલો ઉપાય છે," એમ ભક્તિનું માહાત્મ્ય વિસ્તારથી કહે છે.

અધ્યાય-૬. "ભક્તિજ જો સર્વ સાધનોમાં શ્રેષ્ઠ છે, તો તે ભક્તિયોગના કેટલા પ્રકાર છે?" તે પ્રશ્ન દેવહૂતિ કપિલને પૂછે છે, પ્રત્યુત્તરમાં કપિલભગવાન્ ભક્તિયોગના પ્રકારનું વર્ણન કરે છે.

અધ્યાય-૭. સાધુ પુરુષોનાં તથા ભક્તિનાં લક્ષણ, ઉદ્ધવજી ભગવાનને પૂછે છે. તેના પ્રત્યુત્તરમાં ભગવાન્ સાધુ પુરુષોનાં તથા ભક્તિનાં લક્ષણો કહે છે, તેમજ "તેવી ભક્તિ તથા સત્પુરુષના લક્ષણોવાળા સાધુ પુરુષોના સંગથી સંસાર સહેલાઇથી તરી જવાય છે," એમ સત્સંગમાહાત્મ્ય પણ કહે છે.

અધ્યાય-૮. "નિષ્કામ અને હૃદયના ખરા પ્રેમથી કરવામાં આવતી ભક્તિ તો શ્રેષ્ઠ છેજ, પણ કેટલાક લોકો પોતાની મોટાઇ

બતાવવા તથા ઉદરપોષણ માટે લોકોને છેતરવા ખાતર ભક્તિ કરે છે, તેઓનો આ લોક તથા પરલોક બન્ને બગડે છે," એમ શ્રુતિઓ દશમસ્કંધમાં પ્રતિપાદન કરે છે.

અધ્યાય-૯. "ભગવાનના ભક્તો ઘણા હોય છે, પરંતુ તેમાં સૌથી શ્રેષ્ઠ ભગવદ્‌ભક્તનાં લક્ષણો કેવાં હોય છે?" તે નિમિરાજા હરિ નામના યોગીને પૂછે છે, અને તે મહાત્મા ભગવાનના ઉત્તમ ભક્તનાં લક્ષણો કહે છે.

અધ્યાય-૧૦. ભક્તિની શ્રેષ્ઠતાનું વર્ણન કર્યા પછી, "ભગવાન્ પોતે ભક્તોને કેટલા આધીન રહે છે, તથા ભક્તો તેમને કેવા પ્રિય હોય છે," તે વર્ણન ભગવાન્ ઉદ્ધવજીને કહે છે.

અધ્યાય-૧૧. ભક્ત પ્રહ્‌લાદજી દૈત્ય બાળકોને ઉત્તમ પ્રકારની ભગવાનની ભક્તિ કેવી રીતે મેળવવી તેનો ઉપાય, તેમજ ભક્તિની શ્રેષ્ઠતાનો ઉપદેશ કરે છે.

અધ્યાય-૧૨. "ગમે તેવો પાપી અને અધિકાર વગરનો મનુષ્ય પણ સત્સંગથી સંસારસાગરને તરી જાય છે," એમ સત્સંગનું માહાત્મ્ય, ભગવાન્ ઉદ્ધવજીને કહે છે.

અધ્યાય-૧૩. ભગવાનના પિતા વસુદેવ પોતાને ઘેરે પધારેલા નારદજીને ભગવદ્‌ધર્મનો પ્રશ્ન કરતાં, "સાધુ પુરુષો કેટલા દયાલુ, કેટલા પરોપકારી, અને કેવા કલ્યાણ કરનાર હોય છે," તે કહી મહાત્માઓને દેવથી પણ ઊંચી કોટિના માની, તેમને શરણે જાય છે, તે વર્ણન છે.

અધ્યાય-૧૪. "**सर्वं विष्णुमयं जगत्**—આખું જગત્ વિષ્ણુમય છે," એમ સમજી, પ્રાણિમાત્રને સમાન ગણવાં, કોઇને દુઃખ ન

આપવું, ભેદદૃષ્ટિ કરવી નહિ, સર્વનું કલ્યાણ ઇચ્છવું તથા પશુ-પક્ષી ઇત્યાદિને પણ ભગવત્સ્વરૂપ સમજી નમસ્કાર કરવા, ઇત્યાદિ ભાગવત ધર્મોનું નિરૂપણ ભગવાન્ ઉદ્ધવજીને કહે છે.

અધ્યાય-૧૫. નિમિરાજાના પ્રશ્નનો ઉત્તર આપતાં, કવિ નામના યોગી, ભાગવત ધર્મોનું વિશેષ વિસ્તારથી વર્ણન કરે છે, તે પ્રકરણસંગત હોવાથી, ભાગવત ધર્મનું નિરૂપણ યોગ્ય રીતે આ અધ્યાયમાં થાય છે.

અધ્યાય-૧૬. દેવહૂતિ " અજ્ઞાનનો નાશ કેવી રીતે થાય ? " તે કપિલજીને પૂછે છે, તેના પ્રત્યુત્તરમાં કપિલભગવાન્, સત્સંગથી અજ્ઞાનની નિવૃત્તિ, સાધુઓનાં લક્ષણો તથા ભક્તિનાં લક્ષણો કહે છે..

અધ્યાય-૧૭. કર્મમાંજ મોક્ષ માનતા અને માયામાં બંધાયેલા પ્રાચીનબર્હિ રાજા પાસે આવી, નારદજી તેને " આ વિષયો તથા ઇંદ્રિયોનાં સુખો મિથ્યા—ક્ષણભંગુર—છે, માટે સંસાર પર વૈરાગ્ય લાવવો, તથા કર્મો પણ ઉત્તમ ગતિને આપતાં નથી, તેથી અધ્યાત્મજ્ઞાનજ મેળવવું, એજ જીવના ઉદ્ધારનો માર્ગ છે, " ઇત્યાદિ જ્ઞાનનો ઉપદેશ કરે છે.

અધ્યાય-૧૮. પોતાના પિતા હિરણ્યકશિપુને મારી ભયંકર-સ્વરૂપે રહેલા નૃસિંહભગવાન્ પાસે પ્રહ્લાદજી, પોતાના માનસિક ભાવો વ્યક્ત કરતાં, સંસારનું મિથ્યાપણું તથા ભક્તિની ઉત્તમતાનું વર્ણન કરે છે.

અધ્યાય-૧૯. " ભગવાનની પૂજા કેવી રીતે કરવી જોઇએ, તથા તેના કેટલા પ્રકાર છે, તેમજ કયો સમય પૂજા માટે અનુકૂલ

છે?" ઇત્યાદિ ઉદ્ધવજીના પ્રશ્નના પ્રત્યુત્તરમાં ભગવાન્ પોતાની પૂજાના પ્રકારનું વિસ્તારથી વર્ણન કરે છે.

અધ્યાય–૨૦. ભગવાન્ પોતાના ભક્તોની સર્વ પ્રકારની કામનાઓને આપનાર છે, પરંતુ ભગવાનના ભક્તોને કોઇપણ પ્રકારની કામના થતીજ નથી, તેથી કેટલાક સકામ ભાવનાવાળા મનુષ્યો, કે જેમને તાત્કાલિક ફલની ઇચ્છા હોય, તેમણે ભગવાન્નાજ અંશરૂપ કયા દેવની ઉપાસના કરવી અને તેનાથી કયું ફલ મળે છે? તેનું વર્ણન શુકદેવજી રાજા પરીક્ષિત્‌ને કહે છે.

અધ્યાય–૨૧. પરમહંસ—સંપૂર્ણ સંન્યાસ—ધર્મોના ઉપદેશ માટે અવતાર ધારણ કરેલા ઋષભદેવજી, પોતાના પુત્રોને "જ્ઞાન કેવી રીતે મેળવવું તે, તથા સકામ ઉપાસનાઓ અને આ બધું જગત્ મિથ્યા છે," વિગેરે કહે છે.

અધ્યાય–૨૨. "ઇંદ્રિયોનો વિજય, સંતોષ તથા સર્વત્ર સમદૃષ્ટિ તેજ જીવન્મુક્તનાં લક્ષણો છે," એમ નારદજી રાજા યુધિષ્ઠિરને કહે છે.

અધ્યાય–૨૩. માયા ત્રિગુણાત્મિકા છે, તે ત્રણ ગુણોનાં લક્ષણો તથા વૃત્તિઓને જાણ્યા સિવાય, તેને જીતી શકાય નહિ, તેથી ભગવાન્ ઉદ્ધવજીને ત્રણ ગુણની વૃત્તિઓનું વિવેચન કહે છે.

અધ્યાય–૨૪. ત્રણ ગુણો તથા તેમની વૃત્તિઓને જીતી, મનુષ્ય કેવી રીતે ગુણરહિત થઇ નિર્ગુણ બ્રહ્મના માર્ગમાં વિચરી શકે છે, તે ગુણોને જીતવાના ઉપાયનું વર્ણન ભગવાન્ ઉદ્ધવજીને કહે છે.

અધ્યાય–૨૫. ભગવાન્ની માયાથી મોહ પામેલા બ્રહ્મા વાછરડાં તથા ગોવાળીઆઓનાં બાલકોને એક વર્ષપર્યંત બ્રહ્મલોકમાં

યોગનિદ્રામાં સૂવડાવી દે છે, પરંતુ વ્રજમાં તો ભગવાન્ બધાનું સ્વરૂપ ધારણ કરી કામ ચલાવે છે, તેથી વ્યવહાર અટકતો નથી. વર્ષને અંતે બ્રહ્મા ફરીને વૃંદાવનમાં આવીને ભગવાન્‌ની માયાના વિસ્તારને જુએ છે, મનથી તે ભગવાન્‌ને શરણે જાય છે, ભગવાન્ પોતાના માયારૂપી પડદાને ખસેડી લ્યે છે, ત્યારે જેને જ્ઞાન ઉત્પન્ન થયું છે, તે બ્રહ્મા પોતાના અપરાધની ક્ષમા માગતાં ભગવાન્‌ની સ્તુતિ કરે છે અને ભક્તિનું માહાત્મ્ય ગાય છે.

અધ્યાય–૨૬. "દરેક વસ્તુના વિધિનિષેધ તથા ગુણદોષનો વિવેક, વેદોમાંજ કહેલો છે તેથી ભેદદષ્ટિ વેદવિહિત છે, તે કેવી રીતે નિવૃત્ત થાય?" એમ ઉદ્ધવજી ભગવાન્‌ને પૂછે છે. પ્રત્યુત્તરમાં ભગવાન્, વેદોમાં કહેલા કર્મ, ભક્તિ અને જ્ઞાન એ ત્રણ માર્ગનું વિવેચન કરી ભક્તિમાર્ગની શ્રેષ્ઠતા બતાવે છે.

અધ્યાય–૨૭. વ્યવહારદશામાં વેદપ્રતિપાદિત કર્મમાર્ગમાં, પદાર્થોની શુદ્ધિ અશુદ્ધિનો વિવેક, ભગવાન્ ઉદ્ધવજીને કહે છે.

અધ્યાય–૨૮. ભગવાન્‌ના મહાન્ ભક્ત ચિરંજીવ માર્કંડેયઋષિ તથા મહાદેવનો સંવાદ, આ અધ્યાયમાં આપવામાં આવ્યો છે. તેમાં માર્કંડેયઋષિની નમ્રતા તથા કોઈ પણ વસ્તુની ઇચ્છારહિતતાનું ખાસ વર્ણન છે. "ભગવાન્‌ના અનન્ય ભક્તો, આ લોકના વિલાસવૈભવો, ઇન્દ્રપદના ભોગો કે બ્રહ્મપદનું ઐશ્વર્ય પણ ચાહતા નથી, તેઓ તો કેવલ ભક્તિમાંજ મગ્ન રહી પરમ આનંદનો અનુભવ કરે છે," ઇત્યાદિ માર્કંડેયઋષિનું ચરિત્ર સૂત શૌનકાદિક ઋષિઓને કહે છે.

---

## ૩ યોગપ્રકરણ.

ભગવાન્ પતંજલિ "योगश्चित्तवृत्तिनिरोधः-ચિત્તની વિવિધવૃત્તિઓને રોકી પોતાના સ્વાધીનમાં રાખવી," તેને યોગ કહે છે. આત્મા સ્વયંપ્રકાશ છે, સ્વાધીન છે. શરીરરૂપી રથ, કે જે ઇન્દ્રિયોરૂપી ઘોડાઓથી ચાલે છે તેમાં બેસનાર રથી તે છે. ગાડીની અંદર બેસનાર માલીકની મરજી પ્રમાણે, જો ગાડી તથા ઘોડાઓની ગતિ ન હોય, તો ગાડીની તથા તેમાં બેસનારની કેવી દશા થાય, તે કલ્પી જુયો! યોગ શબ્દ સાંભળી ચમકી જવાનું કંઈ કારણ નથી. માત્ર સંન્યાસી, સાધુ, મહાપુરુષ કે સંસાર ત્યાગ કરેલા યતિઓજ યોગસાધના કરી શકે, એવું કંઈ નથી. દરેક સંસારી, દરેક જીવ, દરેક દેવ તથા સાક્ષાત્ પરમેશ્વર પણ યોગી છે. યોગનો આશ્રય કરી તે અનન્ત બ્રહ્માંડોને ઉત્પન્ન કરે છે, રક્ષણ કરે છે અને અંતે પોતાનામાં સમાવી દે છે. એ યોગ બે પ્રકારનો છે. સબીજ અને નિર્બીજ. સબીજ-માયાવિશિષ્ટ-યોગમાર્ગમાં ઘણાખરાં પ્રાણીઓ રહેલાં છે, નિર્બીજ-માયારહિત-ત્રણ ગુણથી પર યોગ, કે જેના પ્રતાપે અનન્ત સિદ્ધિઓ પણ યોગીની પાસે અથડાયા કરે છે, તે યોગમાર્ગના દરેક મનુષ્ય અધિકારી નથી, કારણ તેમાં કેટલાક ખાસ નિયમો પાળવાના હોય છે. સામાન્ય યોગના સંબંધમાં ભગવાન્ શ્રીકૃષ્ણચન્દ્ર શું કહે છે, તે જુઓ:—

अनाश्रितः कर्मफलं कार्यं कर्म करोति यः ।
स संन्यासी च योगी च न निरग्निर्न चाक्रियः ॥

"જે મનુષ્ય કર્મનાં ફલની ઇચ્છા રાખ્યા વગર કરવા યોગ્ય કર્મોનું આચરણ કરે છે, તેજ ખરો સંન્યાસી અને યોગી છે. અગ્નિ ન રાખી, પાંચ મહાયજ્ઞ ન કરે, અથવા વેદવિહિત ક્રિયાઓ છોડી દઇ, કર્મ ન કરે, તે યોગી નથી." વળી 'योगः कर्मसु कौ-

શલમ્—કરવા યોગ્ય કર્મોમાં કુશલતા–તત્પરતા–તેનું નામ યોગ.' એ સ્પષ્ટ વ્યાખ્યાના આધારે દરેક મનુષ્યે પોતાને યોગી–કર્મયોગી–સમજવો જોઇએ. સાક્ષાત્ ઇશ્વર પણ પોતાના સબીજ યોગનો આશ્રય કરી, કર્મ કરતા ન હોય તો આ જગત્ કયારેજ તૂટી ગયું હોય, તેમજ આપણે પણ આળસુ અથવા અકર્મણ્ય બનીએ, તો આ સંસારમાં જીવવા માટે અયોગ્ય થઇએ. વ્યવહારદશામાં કરવા યોગ્ય બધાં કર્મો કરવાં, તેનું નામ કર્મયોગ છે. એ યોગ વ્યવહારદશા માટે ખાસ છે, છતાં કદાચ ચુસ્તપણે અન્ત સુધી તેનુંજ અવલંબન કરવામાં આવે, તો વ્યવહારદશાથી પર આત્યંતિક ગતિ પામવાને અધિકારી થઇ શકાય. સંસારના દર્શન શ્રવણ ઇત્યાદિ મિથ્યા પદાર્થોના સુખોપભોગ પછી, વિવેકી મનુષ્યને પોતાની મેળે વૈરાગ્યપ્રાપ્તિ થાય છે, વૈરાગ્યથી ભક્તિ અને ભક્તિથી ચિત્તવૃત્તિઓની એકાગ્રતારૂપ યોગ પ્રાપ્ત થાય છે અને તે યોગની પ્રસાદીથીજ, દિવ્ય અધ્યાત્મજ્ઞાન કે જેમાં પરમ શાંતિ અને પરમ આનન્દ છે, તે તેને મળે છે. પરન્તુ વ્યવહારદશામાં કર્મયોગનો આશ્રય નહિ કરીને, માત્ર અશક્તિથી ઉદરપોષણ કરવાના હેતુથી ધારણા કરેલા યોગની કંઇ કીંમત નથી. ઉદરપોષણ માટે યોગી બનેલાઓની સંખ્યા ભારતવર્ષમાં આજે ઘણી મોટી છે. તેવા યોગી થવાની કોઇએ ચેષ્ટા કરવી નહિ. તેવા યોગીઓથી પોતાનું ઐહિક કલ્યાણ, લોકકલ્યાણ કે પરલોકકલ્યાણ, કંઇપણ સાધી શકાતું નથી. ગુસાંઇજી શ્રીતુલસીદાસજી પણ કહે છે:—

नारी मुई गृहसंपत्ति नासी, मूंडमुंडाइ भये संन्यासी।
ते विप्रनसन पाँव पूजावहीं, उभयलोक निजहाथ नसावहीं॥

"સ્ત્રી મરી ગઇ, ઘરની બધી સંપત્તિ પહેલેથીજ પોતાના પ્રમાદથી નાશ પામી ગઇ, તેવા લોકો મુંડ મુંડાવીને સંન્યાસી થાય છે; સંન્યાસી બ્રાહ્મણનો પણ ગુરુ છે, એ નિયમ પ્રમાણે

તેઓ બ્રાહ્મણો પાસેથી પણ ચરણપ્રક્ષાલનાદિ પૂજા કરાવે છે, તેથી તેમનો આ લોક તો ખરાબ થયોજ છે, પરન્તુ અયોગ્ય સંન્યાસથી પરલોક પણ પોતાને હાથેજ તેઓ નષ્ટ કરે છે." આવા શોકપ્રદ યોગીની દશામાંથી બચાવી પરમાત્મા આપણને સાચા કર્મયોગી બનાવે, એજ પ્રાર્થના !

આ યોગપ્રકરણમાં ભગવાને જગત્‌ની કેવી રીતે ઉત્પત્તિ કરી, કેમ તેનું પોષણ કરે છે અને અન્તે કેવી રીતે ઇશ્વરમાં લય પામે છે? તેનું ખાસ વર્ણન છે. તે ઉપરાંત સંસારથી વિરક્ત અને ભક્તિપ્રાપ્ત નિષ્કામ યોગી, કઇ રીતે સિદ્ધિઓને મેળવે છે? સિદ્ધિથી પણ પર થવાનો અધિકારી તે કેમ બને છે? તથા યોગ કેટલા પ્રકારનો છે? તેનાં લક્ષણો શાં છે? યોગનું ખરું તાત્પર્ય શું છે? વિગેરે ખાસ વર્ણન કરવામાં આવ્યું છે. સંક્ષેપમાં સંસારનો કર્મયોગ—સગુણ બ્રહ્મની સૃષ્ટિ અને વિસ્તાર-તથા નિર્ગુણ બ્રહ્મની ઉપાસના—નિર્બીજ યોગ સમાધિ-માટે મહાન્ ઋષિ પતંજલિએ બનાવેલા યોગશાસ્ત્રનો આ પ્રકરણમાં ઘણો વિસ્તાર છે. સિદ્ધિઓને અપાવનાર, તથા મોક્ષ સાધી આપનાર, યોગનાં મુખ્ય આઠ અંગ—યમ, નિયમ, આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર, ધારણા, ધ્યાન, સમાધિ—છે તેનાં વિશેષ લક્ષણો તથા સિદ્ધિઓનો ઉલ્લેખ આ પ્રકરણમાં છે, એટલે તેનું પિષ્ટપેષણ નહિ કરતાં અધ્યાયોની સંક્ષેપ અવતરણિકા જ નીચે આપવામાં આવે છે.

અધ્યાય-૧. આ જગત્‌ના કર્તા મહાન્ પરમેશ્વરની ઇચ્છાપ્રમાણે ચાર પ્રકારના લય થયા કરે છે. નૈમિત્તિક, પ્રાકૃતિક, આત્યંતિક તથા નિત્ય. બ્રહ્માનો દિવસ પૂરો થતાં રાત્રિના પ્રારંભમાં જે સૃષ્ટિવ્યવહાર બંધ પડે છે તે "નૈમિત્તિક લય" કહેવાય છે; બ્રહ્માનું સો વર્ષનું આયુષ્ય પૂરું થતાં જે લય થાય છે તે "પ્રાકૃતિક લય;" જીવની બ્રહ્મ સાથે સંગતિ-મોક્ષ-તથા બ્રહ્મજ્ઞાનથી

સર્વ પ્રકારના પ્રપંચનો લય-નાશ-થઇ જાય છે, તે "આત્યંતિક લય;" અને પ્રતિક્ષણે વિનાશની પ્રક્રિયા, જે આ જગત્‌માં ચાલી રહી છે, તે અણુ પરમાણુ તથા પિંડો બદલાવાની ક્રિયા, "નિત્ય લય" કહેવાય છે. આમાંબ્રહ્માના ૧૦૦ વર્ષના આયુષ્ય પછી જ્યારે પ્રાકૃતિક લય થાય છે, ત્યારે આખું જગત્ જલમય થઇ જાય છે. દિવ્ય ૧૦૦ વર્ષ સુધી, બધાં તત્ત્વો તથા માયા, ભગવાન્ નારાયણમાં અંતર્ગત રહે છે. ૧૦૦ વર્ષને અંતે નારાયણ ભગવાન્‌ને સૃષ્ટિ ઉત્પન્ન કરવાની ઇચ્છા થાય છે, ત્યારે યોગમાયાના પ્રભાવથી તેમના નાભિકમલમાંથી બ્રહ્માની કેવી રીતે ઉત્પત્તિ થાય છે, તે મૈત્રેય વિદુરને કહે છે.

અધ્યાય-૨. સૃષ્ટિને ઉત્પન્ન કરવાની ઇચ્છા થવાથી, ભગવાન્ નારાયણે પોતાનું સ્થૂલ શરીર જેને "વિરાટ્ દેહ" કહેવામાં આવે છે, તેને પ્રકૃતિનાં તત્ત્વો વિગેરે સાથે મળીને કેવી રીતે ઉત્પન્ન કર્યું, તે વર્ણન મૈત્રેય વિદુરને કહે છે.

અધ્યાય-૩. ભગવાનનું એવું સ્થૂલ તથા સૂક્ષ્મ શરીરજ આખા જગત્‌નું મૂલ કારણ છે, તેમાં આ આખું બ્રહ્માંડ રહેલું છે, તે બ્રહ્માંડના કયા દેવતા ભગવાન્‌ના કયા સ્થાનમાં તથા બીજાં પ્રાણીઓ કયા કયા સ્થાનમાં રહેલાં છે, વિગેરે પરમાત્માના વિરાટ્ શરીરની વિભૂતિનું વર્ણન, શુકદેવજી રાજા પરીક્ષિત્‌ને કહે છે.

અધ્યાય-૪. પરમાત્મા પોતેજ કાલપુરુષ છે. જગત્‌ની ઉત્પત્તિ, સ્થિતિ તથા વિનાશ તેમનેજ આધીન છે. નાસ્તિક લોકો જેમને માનતા નથી, તે કાલપુરુષનું જગત્‌ના નિયંતા તરીકે કેટલું બધું બલ છે, તેનું વર્ણન કપિલભગવાન્ પોતાની માતા દેવહૂતિને કહે છે.

અધ્યાય-૫. "જગતની ઉત્પત્તિ કેવી રીતે થઇ?" તે પરીક્ષિત્ રાજાના પ્રશ્નના પ્રત્યુત્તરમાં શુકદેવજી, નારદઋષિ બ્રહ્મા પાસે જગત્‌ની ઉત્પત્તિ કરનાર કોણ છે વિગેરે પૂછવા ગયા હતા, તે વર્ણન કહે છે. નારદજીને પ્રત્યુત્તર આપતાં બ્રહ્મા, વિરાટ્ પુરુષના શરીરમાં આ સમસ્ત બ્રહ્માંડની રચના કેવી રીતે થયેલી છે, તેનું વર્ણન કરે છે.

અધ્યાય-૬. નારાયણ ભગવાન્‌ની ઇચ્છા અને આજ્ઞાનુસાર બ્રહ્માએ પ્રાકૃત તથા વૈકારિક સૃષ્ટિ ઉત્પન્ન કરી, એમ એ છ પ્રકારની પ્રાકૃત, ત્રણ પ્રકારની વૈકૃત અને એક બન્નેની મિશ્ર, એમ દશ પ્રકારની બ્રહ્માની સૃષ્ટિનું વર્ણન, મૈત્રેય વિદુરને કહે છે.

અધ્યાય-૭. વિરાટ્‌પુરુષની વિભૂતિઓનું વર્ણન બ્રહ્મા નારદજીને કહે છે.

અધ્યાય-૮. સબીજ-ધ્યાન કરવાના દેવના આશ્રયસહિત ચિત્તવૃત્તિનિરોધાત્મક—યોગનું સ્વરૂપ, કપિલભગવાન્ પોતાની માતા દેવહૂતિને કહે છે.

અધ્યાય-૯. યમનિયમ વિગેરે યોગનાં આવશ્યક અંગોનાં લક્ષણ જાણવાની ઇચ્છાથી ઉદ્ધવજી તેમના સંબંધમાં ભગવાનને પૂછે છે, તેથી ભગવાન્ ઉદ્ધવજીને યમ નિયમ ઇત્યાદિની વ્યાખ્યા કહે છે.

અધ્યાય-૧૦. સબીજ યોગની સ્થિર ધારણા માટે આસનનો જય કરવાની આવશ્યકતા છે. સ્થિર બેઠા સિવાય ચિત્તવૃત્તિઓ ક્યાંથી સ્થિર રહે? તેથી યોગમાં ઉપયોગી પદ્માસન વિગેરે આસનોનાં લક્ષણ તથા ફલનું વર્ણન કપિલજી પોતાની માતા દેવહૂતિને કહે છે.

અધ્યાય-૧૧. ભગવાનનું ધ્યાન કેવી રીતે કરવું, તે ભગવાન્ પોતે ઉદ્ધવજીને કહે છે.

અધ્યાય-૧૨. ભગવાનનું સૂક્ષ્મ સ્વરૂપ, જે યોગીઓનાં હૃદયકમલમાં વિરાજેલું છે તેની ધારણા કેવી રીતે કરવી, તે શુકદેવજી પરીક્ષિત્ રાજાને કહે છે.

અધ્યાય-૧૩. ભગવાન્‌ના સગુણ સૂક્ષ્મ સ્વરૂપનું ધ્યાન કેવી રીતે કરવું, તે વિશેષ વિસ્તારથી કપિલજી પોતાની માતાને કહે છે.

અધ્યાય-૧૪. શબ્દબ્રહ્મ-વેદવાણી-થી જે બ્રહ્મનું નિરૂપણ કરવામાં આવ્યું છે તે, એટલે વેદના સગુણ બ્રહ્મના સ્વરૂપનું વર્ણન ભગવાન્ ઉદ્ધવજીને કહે છે.

અધ્યાય-૧૫. નાદબ્રહ્મ એટલે વેદનારાયણની ઉપાસના કેવી રીતે કરવી, તેના કેટલા વિભાગ છે વિગેરે વર્ણન, સૂત શૌનકાદિક ઋષિઓને કહે છે.

અધ્યાય-૧૬. એ પ્રમાણે સગુણ બ્રહ્મનું સ્વરૂપ જાણ્યા પછી પણ, જડ તત્ત્વોવાળી પ્રકૃતિ તથા પુરુષના જ્ઞાનથીજ જીવ મોક્ષાધિકારી થાય છે તે, તેમ પ્રકૃતિ અને પુરુષના જ્ઞાનનો વિવેક કેમ પ્રાપ્ત કરવો, તે કપિલજી પોતાની માતાને કહે છે.

અધ્યાય-૧૭. આત્મામાંજ સર્વ શક્તિઓ રહેલી છે, અને જીવાત્મા એ સાક્ષાત્ ઇશ્વરજ છે, તે તથા આત્મામાં આ જગત્‌ના દરેક પદાર્થની કેવી રીતે ઉત્પત્તિ થઇ અને લય કેવી રીતે થાય છે, તે ભગવાન્ ઉદ્ધવજીને કહે છે.

અધ્યાય-૧૮. જગત્‌ની ઉત્પત્તિમાં ઉપાદાન કારણરૂપ મહત્તત્ત્વ, પ્રકૃતિ, પાંચ મહાભૂતો, તેમની તન્માત્રાઓ, મન, બુદ્ધિ, અહં-

કાર અને ચિત્ત વિગેરે કેવી રીતે ઉત્પન્ન થયાં તથા આ શરીરમાં ક્યાં રહેલાં છે, વિગેરે વર્ણન કપિલભગવાન્ પોતાની માતા દેવહૂતિને કહે છે.

અધ્યાય–૧૯. આ જગત્માં જોવામાં આવતી બધી વસ્તુઓને મિથ્યા, તથા કેવળ આત્માનેજ સત્ય કેવી રીતે સમજવો, તે નારદજી યુધિષ્ઠિરને કહે છે.

અધ્યાય–૨૦. શ્રુતિઓ નિર્ગુણ બ્રહ્મનું પ્રતિપાદન કરતાં તેની સ્તુતિ કરે છે, તે વર્ણન છે.

અધ્યાય–૨૧. વારંવાર જન્મમરણ ધારણ કરવાં કોને અભીષ્ટ હોય ? ઘણાઓ પ્રયત્ન કરે છે ત્યારે કોઇકનેજ અપુનર્જન્મ-માર્ગમાં સફલતા મળે છે, કારણ કે એ માર્ગમાં અનેક પ્રકારનાં વિઘ્નો છે. તે વિઘ્નોને કેવી રીતે દૂર કરવાં, તે ભગવાન્ ઉદ્ધવ-જીને કહે છે.

અધ્યાય–૨૨. “જેને મૃત્યુ થોડા વખતમાં પ્રાપ્ત થવાનું છે તેવા જીવે શું કરવું, કે જેથી તેને મૃત્યુનો ભય લાગે નહિ અને પરમ આનંદ સાથે તે પોતાની સદગતિ સાધી શકે ?” એવા પરીક્ષિત્ રાજાના પ્રશ્નના પ્રત્યુત્તરમાં “ઘરનો ત્યાગ કરી સર્વમાંથી આસક્તિ છોડી દઇ, દેહત્યાગ વખતે ભગવાન્ના સ્થૂલ સ્વરૂપની ધારણા કેવી રીતે કરવી” તે શુકદેવજી કહે છે.

અધ્યાય–૨૩ થી ૨૫. દેહત્યાગ વખતે મનુષ્યે કેવા વિચારો રાખવા તથા દેહત્યાગ કેવી રીતે કરવો, કે જેથી સદ્ગતિ પ્રાપ્ત થાય ? તે યોગીઓના દેહોત્ક્રમણની વ્યાખ્યા, શુકદેવજી રાજા પરીક્ષિત્ને કહે છે.

અધ્યાય–૨૬. જીવને જન્મમૃત્યુ કેવી રીતે થયા કરે છે, તથા

પૂર્વજન્મની સ્મૃતિને ભૂલી જઇ જીવ કેવી રીતે ભ્રાન્તિ પામી જાય છે? તે ભગવાન્ ઉદ્ધવજીને કહે છે.

અધ્યાય–૨૭. આ જગત્માં નાના પ્રકારના રોગ, ચોરી, રાજદંડ, શત્રુભય વિગેરે ઘણા ભયો છે, તેમાં મૃત્યુનો ભય સૌથી મહાન્ છે, તે ભયને કેમ નિવૃત્ત કરવો? તે શુકદેવજી રાજા પરીક્ષિત્ને કહે છે.

અધ્યાય–૨૮. યોગની બધી પ્રક્રિયાઓ સાથે, ચિત્તવૃત્તિને નિરોધ પણ કરે, તેમાં આવતાં વિઘ્નોને દૂર કરે, તેમ છતાં યોગીઓને એક મહત્ વિઘ્ન દૂર કરવાનું હોય છે, અને તે વિઘ્ન બીજું કોઇ જ નહિ, પણ તપ તથા યોગથી ઉત્પન્ન થયેલી જૂદા જૂદા પ્રકારની સિદ્ધિઓ છે. સંસારની સર્વ પ્રકારની આસક્તિમાંથી છૂટેલો મહાયોગી પણ આ સિદ્ધિઓની લાલચમાં ફસાઇ જાય છે, તેનું મેળવેલું યોગસામર્થ્ય નષ્ટ થાય છે અને ફરીને પણ જન્મમરણના ચક્કરમાં તે આવી પડે છે. માટે તે સિદ્ધિઓથી યોગીએ હંમેશાં દૂર રહેવું, તેવા હેતુથી અઢાર સિદ્ધિઓનાં લક્ષણો તથા કઇ ધારણાથી કઇ સિદ્ધિ મળે છે, અને કેવી રીતે તેમની લાલચમાંથી બચવું, તે ભગવાન્ ઉદ્ધવજીને કહે છે.

અધ્યાય–૨૯. આ ભૂમિના મહાન્ ચક્રવર્તી રાજાઓ પણ સંસાર ભોગવીને વૈરાગ્ય પામી ભક્તિ, યોગ તથા જ્ઞાનના માર્ગે પરમ પદને પામ્યા છે. એવા રાજાઓમાં પૃથુરાજાનું ચરિત્ર જાણવા લાયક છે, તેથી મૈત્રેય વિદુરને પૃથુરાજાનો આત્મયોગ કહે છે.

---

# ૪ જ્ઞાનપ્રકરણ.

"तमेव विदित्वाऽतिमृत्युमेति नान्यः पन्था विद्यतेऽयनाय"

"તેજ મહાપુરુષને જાણીને મૃત્યુને પેલે પાર જીવ જઇ શકે છે, પરમ શાંતિ અને અવિનાશિ સ્થાન માટે એ સીવાય બીજો કોઇ પણ માર્ગ નથી." સુજ્ઞ પાઠકો! જ્ઞાનપ્રકરણ માટે આગળ ઘણું કહેવાઇ ગયેલું હોવાથી હવે વિશેષ પ્રસ્તાવના લખવાની રહેતી નથી. વૈરાગ્ય, ભક્તિ અને યોગ, એ ત્રણેનો આશ્રય દૃઢ તત્ત્વજ્ઞાન છે. જ્ઞાન વગર મેળવેલા સંસ્કારો ક્ષણમાં નષ્ટ થઇ જાય છે. "આપણા શરીરમાં વિરાજતો આત્મા, એજ આખા જગત્‌માં વ્યાપક છે, તેનાથી ભિન્ન કોઇ પણ વસ્તુ નથી." એવું જ્ઞાન મેળવવા માટે અનંત જન્મો સુધી પ્રયત્નો કરવા પડે છે. ગમે તેવી ભક્તિ, વૈરાગ્ય કે યોગનું પરિણામ દૃઢ અધ્યાત્મજ્ઞાનજ છે. જ્ઞાન સ્વયંપ્રકાશ છે, જ્ઞાનથી સિદ્ધ થયેલા જીવો, ફરીને માતાના ગર્ભમાં–સંસારના જન્મમરણરૂપી બંધનમાં–આવતા નથી, તેથી તે જ્ઞાન પ્રાપ્ત કરવા તરફ પૂરતું લક્ષ્ય દરેક મનુષ્યે આપવું જોઇએ. સંસારના ભૌતિક પદાર્થોના જ્ઞાન અને વિજ્ઞાન કરતાં આત્માનું આ જ્ઞાન અતિ ઉચ્ચ કોટિનું છે, તેમાંથીજ સર્વ પ્રકારના જ્ઞાનની શાખાઓનો વિસ્તાર થયેલો છે, અને તેમાંથીજ પરમ શાન્તિ, સુખ અને આનંદનો અનુભવ થઇ શકે છે. તેથી એવા ઉત્તમ અધ્યાત્મજ્ઞાનનુંજ જેમાં વર્ણન છે, તેવા પ્રકરણના અધ્યાયોની સમીક્ષા કરીએ.

અધ્યાય–૧. "વેદમાં કહેલાં કર્મો કરવા યોગ્ય છે, કે તેમનો ત્યાગ કરવો જોઇએ, કે માત્ર અજ્ઞાન દશામાં કર્મો કરવાં અને જ્ઞાની દશામાં કર્મો છોડી દેવાં જોઇએ અથવા તો જ્ઞાન પ્રાપ્ત થયા પછી

પણ કર્મો તો કરવાંજ જોઇએ," ઇત્યાદિ સંશય થતાં ઉદ્ધવજી ભગવાન્‌ને પૂછે છે. તેના પ્રત્યુત્તરમાં "ચિત્તની શુદ્ધિ માટે કર્મોની આવશ્યકતા છે, ચિત્ત શુદ્ધ થયા પછી ભક્તિ તથા જ્ઞાનની વૃદ્ધિ થાય તેવાં કર્મો કરવાં, આ સમસ્ત જગત્‌નો પ્રપંચ અવિદ્યાથી ભાસે છે, વાસ્તવિકમાં બધું ઇશ્વરમય છે," એમ જ્યારે સમજાય અને શરીરના સુખદુઃખાદિ ધર્મો નષ્ટ થઇ જાય, ત્યારે કર્મો કરવાની ખાસ જરૂર રહેતી નથી. તે વખતે 'ફક્ત આત્મચિંતન, એજ કર્મ ગણાય છે,' એમ ભગવાન્ ઉદ્ધવજીને કહે છે.

અધ્યાય-૨. પ્રકૃતિ અને પુરુષનો વિવેક ઉદ્ધવજી ભગવાન્‌ને પૂછે છે, તેના પ્રત્યુત્તરમાં ભગવાન્ પ્રકૃતિનો મિથ્યાભાવ તથા આત્માની સત્યતા વિષે વિવેચન કરે છે. પ્રકૃતિના પ્રપંચરૂપ સૂક્ષ્મ દેહનું કોષ્ટક પણ અહીં આપેલું છે, કે જેથી પ્રકૃતિની સત્તા અને વિસ્તાર કયાં સુધી છે તે જાણી શકાય.

અધ્યાય-૩. "જીવ અને ઇશ્વરના સ્વરૂપમાં કંઇજ ભેદ નથી, ફક્ત માયાની ઉપાધિથી કરેલો ભેદ છે, તે ભેદને જે મનુષ્ય ભગવાન્‌ને શરણે જાય છે, તે ઉત્તમ જ્ઞાન પ્રાપ્ત કરી દૂર કરી શકે છે," એમ સૂત શૌનકાદિક ઋષિઓને કહે છે.

અધ્યાય-૪. "પ્રકૃતિનાં મુખ્ય તત્ત્વો કેટલાં છે?" તે ઉદ્ધવજી ભગવાન્‌ને પૂછે છે, ભગવાન્ તેના પ્રત્યુત્તરમાં ૪ થી માંડી ૨૮ પર્યંત તત્ત્વો જૂદા જૂદા ઋષિઓએ માનેલાં છે, તે વિસ્તારથી કહે છે.

અધ્યાય-૫. પ્રકૃતિના પ્રપંચરૂપ જડ તત્ત્વોને જાણ્યા સિવાય શુદ્ધ ચૈતન્યસ્વરૂપ આત્માનું જ્ઞાન થાય નહિ, તેથી તત્ત્વોનાં લક્ષણો ભગવાન્ ઉદ્ધવજીને કહે છે.

અધ્યાય-૬. વિષ્ણુ ભગવાનના સ્વરૂપનું વર્ણન નિમિ રાજા

પૂછે છે, તેના પ્રત્યુત્તરમાં પિપ્પલાયન નામના યોગેશ્વર ભગવત્સ્વરૂપનું વર્ણન કરે છે.

અધ્યાય–૭. "સંસારની ઉપાધિઓમાંથી કેવી રીતે મુક્ત થવું?" એ ઉદ્ધવજીના પ્રશ્નના પ્રત્યુત્તરમાં "માયાથી જીવને મુક્ત થવાનો માર્ગ" ભગવાન્ કહે છે.

અધ્યાય–૮. માયાને તરવાની ઇચ્છાથી નિમિરાજા તેનું સ્વરૂપ પૂછે છે, પ્રત્યુત્તરમાં અંતરિક્ષ નામના યોગી, "માયાના સ્વરૂપનું વર્ણન તથા માયાનો લય કેવી રીતે થાય," તે કહે છે.

અધ્યાય–૯. "આ શરીર તદ્દન નાશવંત–ક્ષણભંગુર–છે, તેમાં મોહ રાખવો વ્યર્થ છે," એમ નારદજી રાજા યુધિષ્ઠિર પાસે દેહના મિથ્યાભાવનું પ્રતિપાદન કરે છે.

અધ્યાય–૧૦. '**जीवो ब्रह्मैव नापरः**—જીવ એ બ્રહ્મજ છે, તે બીજું કંઇ પણ નથી.' જીવને જન્મમૃત્યુ વિગેરે પણ નથી, કારણ કે તે અવિનાશી, અખંડ, પરમાત્માના એક અંશરૂપેજ છે, એમ શ્રુતિઓ નિર્ગુણ બ્રહ્મની સ્તુતિ કરતાં પ્રતિપાદન કરે છે.

અધ્યાય–૧૧. "આ સમસ્ત વિશ્વરૂપી પ્રપંચ પોતાના દૃશ્ય સ્વરૂપમાં મિથ્યા છે, બ્રહ્મસ્વરૂપે તે સત્ય છે," એમ શુકદેવજી રાજા પરીક્ષિત્‌ને કહે છે.

અધ્યાય–૧૨. 'જગત્ નિત્ય છે કે અનિત્ય?' તે સંબંધમાં શ્રુતિઓનો મત વિસ્તારપૂર્વક કહેલો છે. જગત્‌ની બ્રહ્મદશામાં નિત્યતા અને જગત્‌દશામાં નશ્વરતાનું પ્રતિપાદન કરવામાં આવ્યું છે, તે સાથે સ્થૂલ દેહમાં કેટલાં તત્ત્વો રહેલાં છે, તેમનો વિસ્તાર કેવા પ્રકારનો છે, તે જાણવા માટે સ્થૂલ દેહનું કોષ્ટક પણ અહીં આપેલું છે.

અધ્યાય–૧૩. અધ્યાત્મજ્ઞાનના વિસ્તારનો પ્રારંભ ભગવાન્ વિષ્ણુથીજ થાય છે, તેજ અધ્યાત્મના મહાન્ આચાર્ય છે, તેમણે બ્રહ્માને ચતુઃશ્લોકી ભાગવત કહ્યું છે, તેના પરથીજ વેદવ્યાસે આ મહાન્ ભાગવત રચ્યું છે, તે ચતુઃશ્લોકી ભાગવતનું આ અધ્યાયમાં વર્ણન છે.

અધ્યાય–૧૪. વધઘટ, નાશ ઇત્યાદિ છ પ્રકારના વિકારો શરીરમાં થયા કરે છે, પરંતુ આત્મા તો નિર્વિકારી છે અને ત્રણે કાલમાં તેનું અસ્તિત્વ છે, એમ પ્રહ્લાદજી પોતાના સહાધ્યાયી બાલકોને કહે છે.

અધ્યાય–૧૫, જ્ઞાન તથા વિજ્ઞાનની વ્યાખ્યા ભગવાન્ ઉદ્ધવજીને કહે છે.

અધ્યાય–૧૬. " **कर्मेति मीमांसकाः** ' કર્મ એજ ઇશ્વર ' એમ મીમાંસકો માને છે. " તેમનો મત જડવાદ–કર્મ–માં શ્રદ્ધા રાખવાનો છે, તેથી તે મત અન્તે નિરુપયોગી છે, એમ શ્રુતિઓ પ્રતિપાદન કરે છે.

અધ્યાય–૧૭. આ સંસારમાં જીવ અને ઇશ્વર વચ્ચે ભેદ છે અથવા આ જગત્માં સર્વત્ર ભેદ છે, એમ માનનારાઓના મતનું ખંડન, ભગવાન્ ઉદ્ધવજી પ્રત્યે કહે છે.

અધ્યાય–૧૮ થી ૨૧. જ્ઞાનને પ્રાપ્ત કરવા તથા દૃઢ કરવા માટે, મનુષ્યે ગુરુઓ પાસેથી કેવી રીતે સાર ગ્રહણ કરવો, તે અવધૂતના વેષમાં રહેલા ગુરુ દત્તાત્રેય યદુરાજાને કહે છે, તેમાં પૃથ્વી ઇત્યાદિ ચોવિશ ગુરુઓ પાસેથી પોતે કેવા પ્રકારનું જ્ઞાન મેળવ્યું, તેનું સવિસ્તર વર્ણન કરે છે. આ યદુરાજા અને અવધૂતનો સંવાદ, ભગવાન્ ઉદ્ધવજીને કહે છે.

અધ્યાય–૨૨. જ્ઞાની મનુષ્યને ટાઢતડકો, હર્ષશોક, સુખ-દુ:ખ સર્વ સમાન થઇ જાય છે, કારણ કે તેને દરેક અવસ્થામાં ઇશ્વરનોજ સાક્ષાત્કાર થાય છે, છતાં કોઇ વખતે અંતઃકરણની વૃત્તિઓમાં ભેદભાવ ઉત્પન્ન થઇ આવે છે, પરિણામે સુખદુઃખ, માનાપમાન, તેને લાગે છે, તેથી તેનું અધઃપતન થાય છે, માટે જ્ઞાની મનુષ્યે તો કોઇ પણ દશામાં બીજાઓથી થતાં અથવા પોતાની મેળે પ્રાપ્ત થતાં સુખદુ:ખને સમાનજ ગણવાં જોઇએ, એજ જ્ઞાનનું ખરું રહસ્ય છે, તે સંબંધમાં માળવાના એક કૃપણ બ્રાહ્મણનો ઇતિહાસ ભગવાન્ ઉદ્ધવજીને કહે છે.

અધ્યાય–૨૩. "જ્ઞાનયોગ કેમ પ્રાપ્ત કરવો તથા તેનાં લક્ષણો કેવાં છે?" વિગેરે ભગવાન્ ઉદ્ધવજીને કહે છે.

અધ્યાય–૨૪. "આત્મજ્ઞાન કેવી રીતે દૃઢ થાય, તથા તેના માર્ગમાં આવતાં વિઘ્નોની કેમ નિવૃત્તિ થાય?" તે ભગવાન્ ઉદ્ધ-વજીને કહે છે.

અધ્યાય–૨૫. ભગવાને હંસસ્વરૂપ ધારણ કરી સનકાદિક ઋષિઓને ઉપદેશ આપ્યો હતો. તે સમસ્ત અધ્યાત્મજ્ઞાનના સાર-રૂપ ઉપદેશ આ અધ્યાયમાં આપવામાં આવ્યો છે.

અધ્યાય–૨૬. "પ્રકૃતિ જડ અને પુરુષ ચૈતન્ય છે, પ્રકૃતિ પરતંત્ર તથા આત્મા સ્વાધીન છે," એવા પ્રકારના જ્ઞાનથી જીવને મોક્ષ પ્રાપ્ત થાય છે, તે ભગવાન્ ઉદ્ધવજીને કહે છે.

એ પ્રમાણે ચાર પ્રકરણોની પ્રસ્તાવના પછી પાંચમા અધ્યાત્મ-પ્રકરણની પ્રસ્તાવના લખવી, તે સોનાપર ઢોળ ચડાવવા જેવું છે. ભગવાન્ શ્રીશંકરાચાર્યના ઉત્તમ વેદાન્તનિબન્ધોની શ્રેષ્ઠતા વિષે કહેવાનું હોયજ નહિ. ફક્ત ભાષાંતર મેં કર્યું છે, તેથી

તેમાં કોઇ પણ પ્રકારની ક્ષતિ હોય, તો સુજ્ઞ પાઠકો દરગુજર કરશે એવી આશા છે.

અન્તિમમાં બ્રાહ્મણો જ્ઞાનવિજ્ઞાનસંપન્ન થઇ, વિદ્યા તથા કલાઓનો પ્રકાશ જગતને આપે, ક્ષત્રિયો ભારતના શૂરવીર સંતાનો થઇ, પ્રાચીન તથા અર્વાચીન યુદ્ધ સામગ્રીથી વિભૂષિત બની, ભારતનુ રક્ષણ કરે, કારણ કે :સમસ્ત વિશ્વમાં ફક્ત એક ભારતવર્ષજ એવો દેશ છે, કે જ્યાં આત્મરક્ષણ માટે પણ અસ્ત્ર અને શસ્ત્રની તાલીમ નથી, હથિયારબંધીના કાયદાને બધી લડાયક ક્ષત્રિયાદિક જાતિઓ રદ્દ કરાવે અને પોતે વીર બને, વૈશ્યો વ્યાપાર વાણિજ્યના વિકાસથી આખી સુધરેલી દુનીઆના મોટા શરાફ--બેંકરો-બને અને શૂદ્રો એ ત્રણે વર્ણોની ઇર્ષ્યારહિત ભાવે સેવા કરે, એમ અમે ઇચ્છીએ છીએ. એ પ્રમાણેની વર્ણવ્યવસ્થાનેજ અમે સંપૂર્ણ સ્વરાજ્ય કે સંપૂર્ણ સ્વતંત્રતા કહીએ છીએ. પરમાત્મા તેવું સ્વરાજ્ય-પુનઃ વર્ણાશ્રમધર્મનું દૃઢ સ્થાપન-ભારતને જલ્દીથી આપે, એજ તેમનાં ચરણકમલમાં સપ્રણિપાત સહ્રદય વિનમ્ર પ્રાર્થના છે. અસ્તુ !

इत्यलमतिविस्तरेण ।

વિ. સં. ૧૯૮૭
માઘ શુક્લ પંચમી,
વિઠ્ઠલવાડી, ઘર નં. ૯૨,
મુંબઇ-૨.

નિવેદકઃ—

પંડિત ધનંજય મુરારિ પાંધી.

# " શ્રીસુબોધસિંધુ " માટે મળેલા અભિપ્રાયો.

## " શ્રી ગોકુલદાસ તેજપાલ સંસ્કૃત કોલેજ "ના પ્રધાન અધ્યાપકનો અભિપ્રાય.

**"શ્રીસુબોધસિંધુ"** નામના ગ્રન્થના કેટલાક ભાગની મેં સમીક્ષા કરી છે, અને આ સંગ્રહ મને ઘણોજ પસંદ પડયો છે. વિદ્વાનોનું આ સમયમાં કર્તવ્ય છે, કે આવા આવા ઉત્તમ શાસ્ત્રીય વિષયોના ભાષાંતરથી સંસ્કૃત સાહિત્યને સંસ્કૃત નહિ જાણનાર જનતાના પ્રસંગમાં લાવી તેના ધાર્મિક સંસ્કારો દૃઢ કરવા. આ ગ્રન્થની સાથે આપવામાં આવેલી ભૂમિકા અત્યંત મનન કરવા લાયક છે. ભૂમિકાના લેખક **પંડિત ધનંજયજી** મ્હારી સાથે લાંબા વખતથી પરિચિત છે, પરંતુ તેમની પ્રતિભામાં મ્હારો વિશેષ વિશ્વાસ તો આ ભૂમિકાના અવલોકન પછીજ થયો છે.

મુંબઇ.
સં. ૧૯૮૭ ફાલ્ગુન
શુકલ ૨ ગુરૂવાર.

લી.
**રમાપતિમિશ્ર.**

## વસનજી મનજી સંસ્કૃત પાઠશાળા–જુની હનુમાન ગલ્લી–ના પ્રધાન અધ્યાપકનો અભિપ્રાય.

" **શ્રીસુબોધસિંધુ** " નામનું પુસ્તક મેં વાચ્યું, તેમાં વૈરાગ્ય, ભક્તિ, યોગ અને જ્ઞાન એમ ચાર પ્રકરણો ગોઠવ્યાં છે. પાછળથી તત્ત્વબોધ, આત્મબોધ અને વાકયવૃત્તિ, એમનાં ભાષાંતર પણ આપ્યાં છે, એટલે આ ગ્રન્થ મુમુક્ષુને જરુર ઉપયોગી છે, એમ કહ્યા સિવાય ચાલશે નહિ. શ્રીમદ્‌ભાગવતમાં છુટાં છુટાં સર્વે જાતનાં પ્રકરણોના અધ્યાયોને અનુક્રમથી જ્યાં જરુર હોય ત્યાં ગોઠવવાથી વાંચનાર સહેલાઇથી તે વિષય સમજી શકશે. આ બાબતમાં સંપાદકને ધન્યવાદ ઘટે છે. અને પ્રસ્તાવના તથા બીજાં ત્રણ પુસ્તકોનું ભાષાંતર કરનાર પંડિત શ્રી **ધનંજય મુરારિ** પાંધીએ સારો શ્રમ લીધો છે. પ્રસ્તાવના જો કે ઘણી વિસ્તૃત છે, પણ વાંચવા યોગ્ય છે, તો તે બન્ને જણના પરિશ્રમને આ પુસ્તક વાંચી સફળ કરશો એવી સનાતનધર્મનિષ્ઠ નરનારીઓને ભલામણ છે.

મુંબઇ
વિ. સં. ૧૯૮૭ ફાલ્ગુન
શુકલ ૪ શનિવાર.

**દ. હરગોવિંદ યદુરામ શાસ્ત્રી.**

## જ્યોતિર્વિભૂષણ, વિદ્યાભાસ્કર, મહોપદેશક, પ્રાણાચાર્ય પંડિતજીનો અભિપ્રાય.

**"શ્રીસુબોધસિંધુ"** નામનો ગ્રન્થ મેં સારી રીતે વિચાર્યો છે. આ ગ્રન્થ સનાતન વર્ણાશ્રમધર્મી પ્રજાને ઘણોજ ઉપયોગી થશે એમાં તો કંઈ સંશય નથીજ, પરંતુ વૈષ્ણવ જનતાને તો આ ગ્રન્થ વગર ચાલશેજ નહિં, એમ હું માનું છું. શ્રીમદ્‌ભાગવતમાંથી ચૂંટેલાં ગીતો તથા સંગ્રહો ઘણા છપાઇ ચૂકયાં છે, પરંતુ "સુબોધસિંધુ" જેવો સંગ્રહ કોઇ ઠેકાણે સુલભ નથી. વૈરાગ્ય, ભક્તિ, યોગ અને જ્ઞાન, એ ચાર પ્રકરણના અધ્યાયોની સંકલના ઘણીજ બુદ્ધિપૂર્વક કરવામાં આવી છે. શ્રીમદ્‌ભાગવત એ મહાસાગર છે, મહાસાગરનું મથન કરી, મેળવવાની વસ્તુ–જ્ઞાનરૂપી અમૃત–આવા પ્રયાસને પરિણામેજ પ્રાપ્ત થાય છે. દેવતાઓ ક્ષીર સમુદ્રને જોઈ તૃપ્ત થયા ન હતા, પરંતુ તેના સારરૂપ અમૃત માટે તેમણે કેટલો પરિશ્રમ કર્યો હતો, તે સુપ્રસિદ્ધ વાત છે. તેમજ શ્રીમદ્ભાગવતરૂપી મહાસમુદ્ર–ના સારરૂપ અમૃત, તે આ "સુબોધસિંધુ" છે. તેનું સેવન કરનાર ધાર્મિક સજ્જનો તથા સન્નારીઓ કૃતાર્થ થશે. છેવટમાં આપેલા ભગવાન્ શ્રી શંકરાચાર્યના ત્રણ નિબંધો–તત્ત્વબોધ, આત્મબોધ અને વાકયવૃત્તિ–ઘણાજ મનનીય છે. તેમનું ભાષાંતર પણ સરલ ગુજરાતીમાં હોવાથી મુમુક્ષુઓને તે અત્યંત જ્ઞાનપ્રદ થઇ પડશે: તેમજ ભૂમિકા, જે અલંકારભૂષણ પંડિત **ધનંજય મુરારિ** પાંધીએ લખેલી છે, તે ઘણીજ સમયોચિત અને વિદ્વાનોનાં પણ મન રંજન કરનારી છે. આ પુસ્તકની ભૂમિકા એક મનન કરવા લાયક નિબંધ છે, અને તેથી સનાતનધર્મનિષ્ઠ જનતાને ઘણો લાભ થશે, તથા મુગ્ધ જનતાને ધર્મનું ખરું રહસ્ય સમજાશે. હું આ પુસ્તક વાંચવા, મનન કરવા તથા પ્રચાર કરવાની દરેક વર્ણાશ્રમધર્મી વ્યક્તિને ભલામણ કરૂં છું.

મુંબઇ
વિ. સં. ૧૯૮૭ ફાલ્ગુન
શુક્લ પંચમી, રવિવાર.

**પંડિત શ્રીકૃષ્ણ મોહનજી શર્મા કાર્તાંતિક.**

## " શ્રીમદ્‌ભગવદ્‌ગીતા પાઠશાળા " પીકિટ રોડ—ના પ્રધાન અધ્યાપકનો અભિપ્રાય.

**" શ્રીસુબોધસિંધુ "** નામના ગ્રંથનું મેં અવલોકન કર્યું, મને આ સંગ્રહ ઉત્તમ લાગ્યો. આ ગ્રંથમાં જેવી સંકલના કરવામાં આવી છે, તેવી ભાગ્યેજ બીજે થઇ શકે. વેદની શાખાઓ તથા બ્રહ્મસૂત્રના પ્રણેતા, તથા શ્રીમન્મહાભારત, શ્રીમદ્ભાગવતાદિ અઢાર પુરાણોના કર્તા વેદવ્યાસ ભગવાનના નામથી ભારતવર્ષમાં કોણ અપરિચિત છે? તેમજ તેમની શ્રેષ્ઠ પુરાણકૃતિ –શ્રીમદ્ભાગવત–જે બધાં પુરાણ, બધાં ઉપનિષદ્ અને બધાં દર્શનશાસ્ત્રોના જ્ઞાનથી ભરેલી છે, એ વાતને પણ કોણ નથી જાણતું? શ્રીમદ્ભાગવતમાં અનેક રસિક ગાથાઓ છે, પરંતુ મોક્ષમાર્ગના અભ્યાસીઓને તો, તેનો જ્ઞાનવિભાગજ વિશેષ અભ્યાસ કરવા લાયક છે. તેથી સમગ્ર ભાગવતમાંથી તત્ત્વજ્ઞાનને લગતા અધ્યાયોની યોજના આ પુસ્તકમાં કરવાથી, તે ઘણું ઉપયોગી જણાય છે. વળી મોક્ષમાર્ગના સોપાનરૂપ વૈરાગ્ય, ભક્તિ, યોગ અને જ્ઞાન એમ ચાર પ્રકરણની રચના તથા તેમાંના અધ્યાયોની સંગતિ જોતાં આ પુસ્તક અપૂર્વ છે. છેલ્લા પ્રકરણમાં જોડવામાં આવેલા ભગવાન્ શ્રીશંકરાચાર્યના ભાષાંતરસહિત ત્રણ નિબંધો વેદાંતના દર્પણસમાન હોવાથી, પુસ્તકની ઉપયોગિતામાં વધારો કરે છે. પુસ્તકની અંદર લેવામાં આવેલી નોંધો પણ અત્યંત મનન કરવા લાયક અને પ્રાસંગિક છે. પુસ્તકની પ્રસ્તાવના જે **પંડિત ધનંજય મુરારિ પાંધી**એ લખી છે, તે પણ પ્રશંસાપાત્ર છે. પ્રસ્તાવના આધુનિક સમયમાં ધર્મ તથા ધર્મપ્રચાર માટે સદ્ગ્રંથોની આવશ્યકતા ઘણી સચોટ રીતે પુરવાર કરે છે, તેના વાંચનથી ધાર્મિક જનતાને ઘણું જાણવાનું મળશે.

સનાતન વર્ણાશ્રમધર્માનુયાયી પ્રજા, આ ગ્રંથનું સારી રીતે વાંચન તથા મનન કરશે, તો વિસ્મૃત થયેલા કેટલાક ધાર્મિક સિદ્ધાંતોને જાણવા તે ભાગ્યશાળી થશે. સ્ત્રી, પુરુષ, કે બાલક, કોઇએ પણ પોતાની આધ્યા-

ત્મિક ઉન્નતિ માટે આ પુસ્તક અવસ્ય વાંચવું યોગ્ય છે. તેથી આ ગ્રંથને ઉત્તેજન આપવાની હું ભલામણ કરું છું.

ફાલ્ગુન શુ. ૯, શકે ૧૮૫૨. } **શાસ્ત્રી નરહરિ.**

## "ગુજરાતી" પત્રના ઉપતંત્રીનો અભિપ્રાય.

**"શ્રીસુબોધસિંધુ":**–આ નામને અન્વર્થ કરનારો, એટલે કે અધ્યાત્મજ્ઞાનના બોધના સાગર જેવોજ સદ્ગ્રંથ છે. મુખ્યત્વે શ્રીમદ્ભાગવતના બાર સ્કંધોના ચોક્કસ અધ્યાયોને વૈરાગ્ય, ભક્તિ, યોગ અને જ્ઞાન એવાં ચાર પ્રકરણોમાં સંકલનાપૂર્વક વ્યવસ્થિત કરીને તે તે પ્રકરણદ્વારા મુમુક્ષુ વાચકને તે તે પ્રકરણના અંગભૂત વિષયોનું શૃંખલાબદ્ધ પરિજ્ઞાન કરાવવાના શુભ અને પ્રશસ્ય હેતુથી પ્રસ્તુત ગ્રંથની આ જે સંયોજના રા. રા. **લજ્જાશંકર હરિભાઇ** જોશીએ કરેલી છે, તે માટે નિઃસંશય તેઓ બોધેચ્છુ ગુર્જર વાચકવૃન્દના ધન્યવાદજ નહિ પણ આશીર્વાદનેય પાત્ર છે, એમ આ સમગ્ર ગ્રંથના વાચનથી તેમજ તેની યોજનાના અવલોકનથી મારે કહેવું જોઇએ. વળી એમણે તે ઉપરાંત અધ્યાત્મવિદ્યાનું કે જેનો સમાવેશ સામાન્ય રીતે ઉપરનાં ચાર પ્રકરણોમાં થયલો છેજ, છતાં ખાસ પ્રકરણ પાડીને તેનું પરિજ્ઞાન બોધેચ્છુ વાચકને કરાવવાને ભગવાન્ ભાષ્યકાર શ્રીમચ્છંકરાચાર્યના ત્રણ સદ્ગ્રંથો તત્ત્વબોધ, આત્મબોધ અને વાક્યવૃત્તિની જે પસંદગી કરી છે તે યથાર્થ છે. એમ કરીને એમણે પ્રસ્તુત ગ્રંથની ઉપયોગિતા તથા મૂલ્ય વધાર્યાં છે. આ ત્રણ ગ્રંથોનું મૂળ સાથે ભાષાંતર આપેલું છે: એ ભાષાંતર સુરસ અને સુગમ શૈલીમાં પંડિતજી **ધનંજય મુરારિ** પાંધીએ કરેલું છે. ઉપરાંત વિસ્તૃત, મર્મગામી અને જે પ્રસ્તુત વિષયને વિશદ કરનારી, પ્રકરણ તેમ અધ્યાયવાર પ્રસ્તાવના પંડિતજી ધનંજય મુરારિ પાંધીએ લખેલી છે, તે પંડિતજીના વેદાંત વિદ્યાના તેમજ શ્રીમદ્ભાગવતના ગહન પરિશીલન તથા ભારે પરિશ્રમનો સારો પ્રશંસાપાત્ર પરિચય કરાવે છે. વાચક કંઈ નહીં તો આ પ્રસ્તાવના વિચારપુરઃસર

વાંચે તો તેને ઘણુંક જાણવા અને વિચારવાનું મળે એમ છે, એમ વિના વાદભયે કહી શકાય એમ છે.

રા. રા. લજ્જાશંકરે શ્રીમદ્ભાગવતના જુદા જુદા સ્કંધોના અધ્યાયોનુ હેતુપુરઃસર વર્ગીકરણ કરવામાં અને વ્યવસ્થિત સંકલનામાં ક્રમસર મૂકવામ સારી ઝીણવટ અને વિવેકબુદ્ધિ વાપર્યાં છે. અને પ્રસ્તાવનામાં તે તે પ્રક રણ સંબંધી અધ્યાયવાર કરાયલું વિવેચન પ્રથમ વાંચીને પછી વાચક જો આખુંયે પ્રકરણ વાંચે તો તેને રસસહિત સદ્બોધ પ્રાપ્ત થાય એમ છે. શ્રીમદ્વેદવ્યાસે પુરાણો રચ્યા પછી શ્રીકૃષ્ણ-વિષ્ણુ-ની ભક્તિથી ચિત્તવૃત્તિઓ શાંત થાય અને પરબ્રહ્મના આનંદસ્વરૂપનો યથાસ્થિત અનુભવ થાય એ સદ્હેતુથી શ્રીમદ્ભાગવત રચેલું છે. આવા સદ્ગ્રંથનું ઉદ્દેશપુરઃસર થયેલું પ્રસ્તુત સંકલન અવશ્ય સત્કાર તેમજ આદરને પાત્ર થવું ઘટે છે.

પ્રસ્તુત સંકલન વાંચતાં અને વિચારતાં મને બેશક લાગ્યું છે કે રા. રા. જોશીજીનો આ પ્રયાસ પ્રશસ્ય અને આવકારને પાત્ર થયા વિના નહિં રહે.

કલ્યાણ મોતીની ચાલ નં. ૩,
કાંદાવાડી, મુંબઈ નં. ૪.
તા. ૨૫-૨-૩૧.

**અંબાલાલ બુલાખીરામ જાની.**
"ગુજરાતી" નો ઉપતંત્રી.

## શ્રીમંમાદેવી સંસ્કૃત પાઠશાલાના અધ્યાપકનો અભિપ્રાય.

પાણીદાર મોતીઓ ગમે તેટલાં મોંઘાં હોય પણ તે વિખરાયેલાં પડ્યાં હોય તો વધુ શોભતાં નથી, પરંતુ કુશળ ઝવેરી જ્યારે તેના વળ પાડીને હાર બનાવે છે ત્યારે તે મનને અને નેત્રને આનંદ આપનાર થાય છે. એવીજ રીતે ધાર્મિક ગ્રંથોમાં ભક્તિ, જ્ઞાન, વૈરાગ્ય અને નીતિનાં અનેક પ્રકરણો જુદી જુદી જગ્યાએ હોવા છતાં તેને વીણી કાઢીને જુદાં પાડી ક્રમસર ગોઠવવામાં આવે ત્યારે તે વધારે આકર્ષક બને છે. આવા સંગ્રહ ગ્રંથો જેમ વધુ આકર્ષક બને છે તેમજ ઉપકારક પણ બને છે. દુની-યાના લગભગ દરેક વાઙ્મયમાં આવા સંગ્રહગ્રંથોનો પ્રચાર છે. શ્રીયુત **લજ્જાશંકર હરિભાઇ** જોશીએ શ્રીમદ્ભાગવતમાંથી બોધપ્રદ વિષયોને અલગ

પાડી વૈરાગ્ય, ભક્તિ, યોગ અને જ્ઞાન એ ચાર પ્રકરણોમાં ગોઠવી " **સુબોધ-સિંધુ** " નામનો આ સંગ્રહગ્રંથ પ્રકટ કર્યો છે. આ ગ્રંથને સાદ્યંત વાંચી જોતાં એમ લાગે છે કે, શ્રીયુત જોશીજીએ આ ગ્રંથને પ્રકટ કરીને ગુજરાતી શિષ્ટ સાહિત્યમાં પ્રશંસનીય ઉમેરો કર્યો છે. આ ગ્રંથના એકે-એક વિષયો એટલા તો સુંદર છે કે, ભાવિક મનુષ્યને વાંચતાં તૃપ્તિજ ન થાય, અને જેમ વધુ વખત વાંચે તેમ નવું નવું સમજાય અને વધુ ને વધુ આનંદ આપે. મુંઝાઇ ગયેલા મનને સ્થિર કરીને શાંતિ આપે, ઉન્માર્ગે જતા જીવનના પ્રવાહને સન્માર્ગે વાળે, અવસર્પિણી વૃત્તિને ઉત્સર્પિણી બનાવે, જગતના પ્રત્યેક પદાર્થોમાં ઓતપ્રોત થઇને રહેલા આત્મતત્ત્વનો કરામલકવત્ બોધ આપે, ટુંકમાં કહીએ તો મનુષ્યજીવનનો સારામાં સારો હેતુ બતાવે એવો આ ગ્રંથ છે એમ કહેવું જરાપણ વધુ પડતું નથી. ઠેકઠેકાણે વિસ્તારયુક્ત ક્રોડપત્ર ( ફુટનોટ ) આપી છે જે ગ્રંથની ઉપાદેયતામાં વખાણવાલાયક વધારો કરે છે. શ્રીયુત **શાસ્ત્રીજી તુલજાશંકરભાઇ**એ કાળજી ભરેલું સંશોધનકાર્ય કરીને અને **પંડિત ધનંજય શર્મા**એ વિદ્વત્ત ભરેલી પ્રસ્તાવના લખીને આ ગ્રંથને સર્વાંગસુંદર કર્યો છે. સારા કાગળ, ઉત્તમ છપાઇ અને ૫૦૦ પૃષ્ઠ જેટલું વાંચન જોતાં પુસ્તકની ત્રણ રૂપીઆ કીંમત જરાએ વધુ પડતી નથી.

તા. ૨૬–૨–૩૧. **શાસ્ત્રી મોતીરામ કલ્યાણજી.**
અધ્યાપક, શ્રીમંમાદેવી સંસ્કૃત પાઠશાલા, મુંબઇ–૨.

## કીર્તિશેખર, સનાતનધર્મપરિચારક, સદ્ધર્મભાસ્કર વિગેરે ઉપાધિભૂષિત શેઠ જમનાદાસનો અભિપ્રાય.

**રા. રા. ભાઇશ્રી લજ્જાશંકર,**

તમારા તરફથી અભિપ્રાયાર્થે પુસ્તક મળ્યું, જેને સામાન્ય રીતે તપાસતાં ઘણોજ આનંદ થયો છે. ઇશ્વરની સૃષ્ટિમાં ઉચ્ચનીચ જીવનોના સમુદાયમાં ઉત્કૃષ્ટ જીવન તો મનુષ્યોનુંજ છે એમ શાસ્ત્રોદ્વારા આપણે જાણી શકીએ છીએ; પરંતુ તેમાંએ પોતાની ઉત્કૃષ્ટતા જાળવવા માટે દરેક

વ્યક્તિએ પોતાના જીવનમાં પ્રયત્ન કરવો જોઇએ, અને તે ઉત્કૃષ્ટ જીવનનો પરમ હેતુ તે શાંતિ. પરંતુ એ શાંતિ કંઈ બજારમાં વેચાતી નથી. એ મેળવવાનું સ્થાન તો પોતાના હૃદયમાં છે અને તે પ્રાપ્ત કરવા માટે વિશુદ્ધ માનસિક બળરૂપી દ્રવ્યની જરુર રહે છે અને એ દ્રવ્યના સિક્કા પાડવા માટે ત્રિકાળજ્ઞ ઋષિ મહર્ષિઓએ શાસ્ત્રપુરાણાદિરૂપ અનેક સુવર્ણાદિકના રાશિઓ આપણી પાસે મૂકેલા છે. આપણાથી તેમાંથી જેટલું લેવાય તેટલું સુવર્ણાદિક લઇ તેનાથી વિશુદ્ધ માનસિક બળરૂપ દ્રવ્યના સિક્કાથી શાંતિ ખરીદવી જોઇએ. આવાં એ સાધનોમાં તમે આ સુબોધસિંધુ ગ્રંથ એક ઉત્તમ પ્રકારનો સુવર્ણાદિકના ઢગલાઓમાંથી બને તેટલો સંગ્રહ કરીને લોકોપકારને માટે ખુલ્લો મૂક્યો છે. એમાંથી દરેક વ્યક્તિએ ભક્ત્યાદિરૂપી સુવર્ણાદિકનો સંગ્રહ કરવો ઉચિત છે, કે જેથી તે પોતાનું માનસિક બળ ઉચ્ચ બનાવી તેનાથી પરમશાંતિરૂપ મોક્ષ મેળવી શકે. તમે શ્રીમદ્ભાગવત જેવા વિસ્તૃત ગ્રંથમાંના તથા અન્ય ગ્રંથોમાં પણ આવેલા કેટલાક રહસ્યને પ્રકરણની સંકલનારૂપે એકત્રિત કરી થોડામાં જનસમાજ વિશેષ તત્ત્વને સમજી શકે તેવો પ્રયત્ન કરેલો છે તે ખરેખર આદરણીય છે અને નવીનતાભર્યો છે. એનું પઠન કરતાં ખરેખર જે આનંદ આવે છે તે અપૂર્વ છે, એમ કહ્યા સિવાય ચાલી શકે તેમ નથી. આમાં વિશેષ લખવા જેવું છેજ નહિ, એટલે ટુંકમાં એટલુંજ કે આ ગ્રંથ વ્યવસાયમય જીવનમાંથી શાંતિમય જીવન ગુજારવા ઇચ્છનાર દરેક વ્યક્તિએ વાંચવા જેવો છે, એમાં સંશય નથી. તે સાથે રા. રા. **શાસ્ત્રીજી તુલજાશંકરભાઇ**એ એ ગ્રંથનું ઉત્તમ રીતનું કરેલું સંશોધન, અને રા. રા. **પંડિત ધનંજય મુરારિ પાંધી**એ એ ગ્રંથની લખેલી ઉત્તમ વિસ્તૃત પ્રસ્તાવના તથા આત્મબોધ, તત્ત્વબોધ તથા વાક્યવૃત્તિ જેવા વેદાંતગ્રંથોનું આપેલું સરળ લોકોપયોગી ભાષાંતર, એ સર્વેએ પણ આ ગ્રંથની મહત્તામાં વળી ઓર વધારો કરેલો છે. હું ઇચ્છું છું કે આ ગ્રંથ લોકોપયોગી હોવાથી જનસમાજ તેનો સંગ્રહ કરી પોતાના જીવનને શાંતિમય બનાવવા પ્રયત્ન કરે !

મુંબઇ,
તા. ૨૮-૨-૩૧.

**જમનાદાસ હરખજી સંઘવી.**

# અનુક્રમણિકા.

## ૧ વૈરાગ્યપ્રકરણ.

---

## ૨ ભક્તિપ્રકરણ.



## ૩ યોગપ્રકરણ.

## ૪ જ્ઞાનપ્રકરણ.

—:o*o:—

## ૫ અધ્યાત્મપ્રકરણ.

वंशीविभूषितकरान्नवनीरदाभात्

पीताम्बरादरुणबिम्बफलाधरोष्ठात् ।

पूर्णेन्दुसुन्दरमुखादरविन्दनेत्रात्

कृष्णात्परं किमपि तत्त्वमहं न जाने ॥

"જે ભગવાનના હાથમાં વંશી-વાંસળી-શોભી રહેલી છે. નવીન વાદળાં જેવી જેમના શરીરની શ્યામ છટા છે, જેમણે પીળાં વસ્ત્રો ધારણ કરેલાં છે, અરુણોદય અથવા બિંબફલના જેવી જેમના નીચેના ઓષ્ઠની કાંતિ છે, પૂર્ણિમાના ચન્દ્રમા જેવું જેમનું સુંદર મુખ છે, તથા કમલના જેવાં જેમનાં નેત્રો છે, તે કૃષ્ણથી વિશેષ શ્રેષ્ઠ બીજા કોઇ તત્ત્વને હું જાણતો નથી."

॥ શ્રી હરિર્વિજયતેતરામ્ ॥

# શ્રીસુબોધસિન્ધુ.

## पूर्वार्ध.

## વૈરાગ્યપ્રકરણ.

### અધ્યાય ૧ લો.

#### પ્રાણીના જન્મનું વર્ણન. (૩-૩૧)

**श्रीभगवानुवाच:—**

**कर्मणा दैवनेत्रेण जंतुर्देहोपपत्तये ।**
**स्त्रियाः प्रविष्ट उदरं पुंसो रेतःकणाश्रयः ॥ १ ॥**

કપિલ કહે છે:—જીવ, ઇશ્વરે પ્રેરેલા પૂર્વજન્મનાં કર્મને લીધે શરીર ધારણ કરવા માટે પુરુષના વીર્યના કણનો આશ્રય કરીને, સ્ત્રીના ઉદરમાં પ્રવેશ કરે છે, અને ત્યાં આગળ એક રાત્રિ વીત્યા પછી તે વીર્ય સ્ત્રીના લોહીની સાથે મળીને ડોળું થાય છે, પાંચ રાત્રિ વીત્યા પછી પરપોટા જેવડું થાય છે, દશ દિવસો વીત્યા પછી બોરના જેવી માંસની પેસી બંધાય છે અને તે જો પક્ષી વિગેરે બીજી યોનિમાં હોય તો તેમાંથી ઇંડું બંધાય છે. એક મહિને માથું બંધાય છે, બે મહિના પછી હાથ પગ વિગેરે

અંગોના વિભાગો બંધાય છે, ત્રણ મહિને નખ, રુંવાડાં, હાડકાં, મર્મસ્થળ, લિંગ તથા છિદ્રો ઉત્પન્ન થાય છે, ચાર મહિને સાત ધાતુઓ ઉત્પન્ન થાય છે, પાંચ મહિને ભૂખ તથા તરસ લાગવા માંડે છે, છ મહિને જીવ ઓળથી વિંટાઇને પેટની જમણી કુક્ષિમાં ફરકવા માંડે છે, અને માતાએ ખાધેલાં અન્નોથી તથા રસોથી તેની ધાતુઓમાં વધારો થાય છે; તથા તે જીવ જેમાં અસંખ્યાત જીવડાઓ હોય છે એવા એક અરુચિ ઉત્પન્ન કરનારા વિષ્ઠામૂત્રના ખાડામાં સૂઇ રહે છે. તેનું શરીર કોમળ હોવાથી શરીરમાં રહેનારા, ભૂખ્યા કીડાઓ બટકાં ભરીભરીને, તેના આખા શરીરને ઘાવાળું કરી મૂકે છે તેથી જીવ વારંવાર મહાદુઃખી થઇને મૂર્છા ખાય છે. માતાના ખાવામાં આવતા કડવા, તીખા, ઊના, ખારા, લૂખા તથા ખાટા વિગેરે ઉગ્ર પદાર્થો અડકવાથી જીવના આખા શરીરમાં પીડા થાય છે. જીવ ઉપરના ભાગમાં ઓળથી તથા આંતરડાંઓથી વિંટાયલો હોય છે તથા તેની પીઠ અને ડોક વાંકી વળી ગયેલી હોય છે, અને તે જીવ પોતાનું મસ્તક પેટમાં ઘાલીને ગર્ભમાં પડયો રહે છે. તે પાંજરામાં પૂરાયલા પક્ષીની પેઠે પોતાનાં અંગોને હરવી ફરવી શકતો નથી, શ્વાસ લઇ શકતો નથી અને ઘણા દિવસ સુધી ગર્ભમાં રહે છે. ત્યાં રહેતાં રહેતાં તેને સર્વ જન્મોની સ્મૃતિ થાય છે તેથી સેંકડો જન્મોમાં કરેલાં કર્મોને તે સંભારે છે, આથી તેને સુખ તો કયાંથીજ મળે? સાતમે મહિનેથી જીવને જ્ઞાન થાય છે, તો પણ જીવ ધ્રુજે છે અને તેજ વિષ્ઠાના એક કીડાના જેવો તે જીવ પ્રસવ કરનારા પવનને લીધે એક ઠેકાણે રહી શકતો નથી, પણ પેટમાં ફર્યા કરે છે અને ત્યાં દુઃખી થતો, ફરીવાર ગર્ભમાં વાસ કરવાને માટે ભય પામતો અને સાત ધાતુઓથી વિંટાયલો તે જીવ બે હાથ જોડીને જેમણે પોતાને ઉદરમાં નાંખેલો છે એવા પરમાત્માની વિહ્વળ વાણીથી પ્રાર્થના કરતો સ્તુતિ કરે છે.

જીવ સ્તુતિ કરે છે:—"શરણાગત એવા જગત્‌ની રક્ષા કરવા માટે પોતાની ઇચ્છાથી અનેક અવતાર ધારણ કરનારા શ્રીહરિનાં સર્વત્ર નિર્ભય અને પૃથ્વી ઉપર ચાલતાં ચરણારવિંદને હું શરણે જાઉં છું, કે જે ભગવાને મને પાપીને આવી ગર્ભવાસરૂપી ઘટતી ગતિનાં દર્શન કરાવ્યાં છે. આ માતાના ઉદરમાં પાંચ મહાભૂત, દશ ઇંદ્રિયો તથા અંતઃકરણરૂપ માયા ( દેહ ) નો આશ્રય કરીનેજ જાણે કર્મોથી બંધાઇ ગયો હોઉં, તેવી રીતે જે હું રહ્યો છું તે હું ધગધગતા, હૃદયમાં જણાતા, શુદ્ધ, વિકાર વિનાના અને અંખડ જ્ઞાનમૂર્તિ એવા આપને નમું છું. હું આ પાંચ ભૂતોથી રચેલા શરીરમાં મિથ્યા ઢંકાયલો છું, કારણ કે હું તે શરીરથી રહિત શુદ્ધ છું. વળી જે હું ઇંદ્રિય, સત્ત્વાદિક ગુણો, વિષયો તથા ચિદાભાસરૂપે થયેલો છું, તે હું શરીરવડે, જેનો મહિમા અખંડ છે એવા પ્રકૃતિ–પુરુષના નિયંતા અને સર્વજ્ઞ એવા આપ પરમાત્માને પ્રણામ કરું છું. સ્વસ્વરૂપનું સ્મરણ જેની માયાથી નાશ પામે છે ત્યારે ઘણા ગુણો તથા કર્મોથી બંધાયલા આ સંસારના માર્ગમાં ઘણા કષ્ટથી ભટકતો આ જીવ પરમાત્માના અનુગ્રહ વિના બીજી કઇ યુક્તિથી ફરીને પોતાના સ્વરૂપને પામે? મને હમણાં જે ત્રણ કાલનું જ્ઞાન થયું છે તે જ્ઞાન આપનાર કોણ છે? તે જ્ઞાન આપનારા સ્થાવરજંગમાત્મક જગત્‌માં અંતર્યામિ-રૂપે રહેલા આપ એકજ ઇશ્વર છો, માટે જીવની પદવીને અનુ-સરનારા અમે ત્રણ તાપ નિવારવા માટે આપ ઈશ્વરનું ભજન કરીએ છીએ. માતાના શરીરરૂપી ગુફામાં લોહી, વિષ્ટા તથા મૂત્રના ખાડામાં પડેલા, શરીરથી બહુજ દુઃખી થતા અને તેમાંથી નિકળવા માટે પોતાના મહિનાઓની ગણત્રી કરતા આ દીન બુદ્ધિના જીવને–મને હે ભગવન્! તમે આ નરકના ખાડામાંથી કયારે બહાર કાઢશો ? હે ઈશ્વર! જે આપ મહા દયાળુએ આ દશ મહિનાના પ્રાણીને આવું જ્ઞાન આપ્યું છે, તે દીનાનાથ એવા આપ

પોતાના કરેલા ઉપકારથીજ પ્રસન્ન થજો, કારણ કે આપના ઉપકારનો બદલો કયો પુરુષ હાથ જોડ્યા સિવાય બીજી વસ્તુથી વાળી શકે? બીજા પશુ, પક્ષી આદિ જીવ પોતાનાં શરીરનાં માત્ર સુખદુઃખનેજ જાણે છે, પણ હું તો શમદમાદિકધારી છું તથા આપે આપેલા જ્ઞાન વડે ભોક્તા પુરુષની પેઠે અપરોક્ષ દેખાતા પુરાણપુરુષને શરીરની બહાર તથા અંદર પરિપૂર્ણ રીતે જોઉં છું. હે ભગવન્! હું ઘણા દુઃખદાયી ગર્ભવાસમાં વસું છું, છતાં પણ તે ગર્ભમાંથી બહાર નિકળવાની ઇચ્છા કરતો નથી, કારણ કે ગર્ભની બહાર સંસારરૂપી અંધારા કૂવામાં પડેલા જીવને આપની માયા વળગે છે, તેની પાછળ દેહાભિમાન થાય છે અને તેની પાછળ સ્ત્રીપુત્રાદિકનો સમુદાય વળગે છે, માટે હું ગર્ભમાંજ રહીને ધીરજથી આપનાં ચરણારવિંદને હૃદયમાં ધારણ કરીશ. બુદ્ધિરૂપ સારથિવડે હું મારા આ આત્માનો આ સંસારમાંથી ઉદ્ધાર કરીશ, કે જેથી અનેક ગર્ભમાં વાસ કરવારૂપી આવું દુઃખ ફરી મને પ્રાપ્ત થાય નહીં."

કપિલ ભગવાન્ કહે છેઃ—હે માતાજી! આ પ્રમાણે વિચારો કરીને સ્તુતિ કરતા દશ મહિનાના જીવને ઉદરમાંથી બહાર કાઢવા માટે પ્રસૂતિનો પવન તુરત ઉંધો નાંખીને, તેને બહારના ભાગ તરફ ઠેલે છે. એટલે તે જીવ પવનના ઠેલાથી એકાએક આતુર થઇ જાય છે, શ્વાસ લેતો બંધ પડી જાય છે, તેની સ્મૃતિ પણ નાશ પામે છે અને તે નીચું મસ્તક કરીને મહા દુઃખે ઉદરમાંથી બહાર નિકળે છે. તે ભૂમિ ઉપર લોહીમાં તથા મૂત્રમાં પડ્યો રહે છે, નરકના કીડાની પેઠે જમીન ઉપર આળોટે છે તથા જ્ઞાનનો નાશ થવાથી વિપરીત ગતિને પામીને બહુજ રડ્યા કરે છે. પારકી ઇચ્છાને ન જાણનારાં મનુષ્યો તે જીવનું પોષણ કરે છે અને જીવ પોતાને ન ગમતી વસ્તુ મળે છે, છતાં પણ તે વસ્તુની ના કહી શકતો નથી. માખીયો તથા માંકડ વિગેરેથી દૂષિત થયેલા અપવિત્ર ખાટ-

લામાં સુવાડેલો તે જીવ પોતાના શરીરને ખંજવાળી શકતો નથી તેમ ઊઠી કે બેસી શકતો પણ નથી. ઘણા કીડાઓ જેમ એક કીડાને વિંટી-વળીને તેને કરડે છે તેમજ ડાંસ, મચ્છર તથા માંકડ વિગેરે જીવડાંઓ રડતા, જ્ઞાન વિનાના તથા કાચી ચામડીવાળા તે જીવને ડંખે છે. આ પ્રમાણે બાલ્યાવસ્થાનાં દુઃખો ભોગવ્યા પછી પૌગંડ અવસ્થામાં વિદ્યા-ભ્યાસ વિગેરેનાં કષ્ટો સહન કરીને જીવ જ્યારે તરુણ થાય છે ત્યારે ઇચ્છિત વસ્તુ ન મળવાથી તે ક્રોધાવેશમાં આવી જાય છે, દેહની સાથેજ તેનો અભિમાન તથા ક્રોધ પણ વધતો જાય છે તથા તે વિષયાધીન જીવ પોતાનો નાશ કરવા માટે બીજા વિષયાસક્ત મનુષ્યોની સાથે લડાઇ કરે છે, તથા પાંચ ભૂતોથી ઉત્પન્ન થયેલા આ શરીરમાં ખોટો આગ્રહ ધરીને મૂર્ખ અને દુર્બુદ્ધિવાળો તે પ્રાણી 'હું અને આ મારું,' એવો દુરાગ્રહ કર્યા કરે છે. આ પ્રમાણે અવિદ્યા તથા કર્મથી બંધાયેલો દેહ વારંવાર તેને કલેશ આપતો થકો [૧]જન્મ્યા કરે છે, અને જીવ તેને માટે કર્મો કર્યા કરે છે તથા તે કર્મોથી બંધાઇને જન્મ-મરણરૂપ સંસારમાં ભટકયા કરે છે. મનુષ્યના અવતારમાં પણ જીવ જો શિશ્ન તથા ઉદરને માટે ઉદ્યમ કરનારા નીચ લોકો સાથે સંગ કરી, તેઓના માર્ગમાં રહીને ક્રીડા કરે છે તો તે પ્રથમની પેઠે પાછો નરકમાં પડે છે, કે જેઓના સંગથી સત્ય, શૌચ, દયા, મૌન, બુદ્ધિ, લક્ષ્મી, લજ્જા, યશ, ક્ષમા, શમ અને સામર્થ્યનો નાશ થાય છે. ઉપર કહેલા ક્ષમા વિનાના મૂઢ, દેહને આત્મા માનનારા તથા સ્ત્રીઓની પાસે રમકડાંરૂપ થઇ રહેનારા નીચ જનોનો સંગ કરવો નહીં. સ્ત્રીઓના સંગથી તથા તેઓના સંગીઓના સંગથી જીવને જેવો મોહ તથા બંધ થાય છે તેવો મોહ અને બંધ

---

૧ पुनरपि जननं पुनरपि मरणं पुनरपि जननी जठरे शयनम् ।

અર્થ—ફરીફરી જન્મ થવો, ફરીફરી મરવું અને વારંવાર માતાના ઉદરમાં શયન કરવું એટલે ગર્ભવાસ ભોગવવો, એ ક્રિયા સરખી ચાલૂજ હોય છે. **शंकराचार्य.**

બીજાના પ્રસંગથી થતો નથી. બ્રહ્મા પણ પોતાની દીકરીને જોઇને તેના રૂપ ઉપર મોહિત થઇ ગયા હતા અને હરિણીરૂપ થયેલી સરસ્વતીની પાછળ પોતે હરણનું રૂપ ધારણ કરી, નિર્લજ્જપણે દોડ્યા હતા. ત્યારે બ્રહ્માના દીકરાના દીકરાઓએ સરજેલાં મનુષ્યોમાં એક નારાયણ ઋષિ વિના સ્ત્રીરૂપ માયાથી જેનું મન મોહિત થયું ન હોય એવો કોણ પુરુષ છે? મારી સ્ત્રીરૂપ માયાનું બળ તો જુઓ! કે જે માયા દિશાઓનો વિજય કરનારા વીર લોકોને પણ કેવળ ભ્રૂકુટીના મરોડ વડે પોતાના પગતળે દબાવે છે. માટે યોગસિદ્ધિના સામા પારને પામવાની ઇચ્છા રાખનારા તથા મારી સેવા કરવાથી જેઓને આત્મજ્ઞાન મળ્યું હોય તેવા પુરુષોએ કોઇ પણ દિવસ સ્ત્રીઓનો સંગ કરવો નહીં; કારણ કે જે [1]સ્ત્રીઓ યોગીને માટે નરકનું દ્વાર કહેવાય છે તેવી દેવે નિર્માણ કરેલી જે સ્ત્રીરૂપ માયા ધીરે ધીરે પાસે આવતી હોય તેને ખડથી ઢંકાયલા કૂવાની પેઠે પોતાના મૃત્યુરૂપ જાણવી. તેમજ સ્ત્રીના સંગથી સ્ત્રીપણાને પામેલો જીવ, પતિરૂપ મારી માયાને મોહથી ધન, સંતાન તથા ઘર આપનારી માને છે, પરંતુ પારધિનું ગાયન જેમ હરણનું મૃત્યુ નિપજાવે છે તેમ તે સ્ત્રીને પણ દૈવયોગથી પતિ, છોકરાં તથા ઘરના

१ आवर्तः संशयानामविनयभवनं पत्तनं साहसानां
दोषाणां सन्निधानं कपटशतमयं क्षेत्रमप्रत्ययानाम्।
स्वर्गद्वारस्य विघ्नो नरकपुरमुखं सर्वमायाकरण्डं
स्त्रीरत्नं केन सृष्टं विषममृतमयं प्राणिनां मोहपाशः ॥

અર્થ—સંશયથી ભરપૂર, અવિનયનું સ્થાન, સાહસોનું નગર, દોષનો સમુદ્ર, સેંકડો કપટયુક્ત, વગર ભરોસાનું ક્ષેત્ર, સ્વર્ગમાં આડે આવનાર વિઘ્નરૂપ, નરકરૂપ નગરના દ્વારભૂત, માયાવિપણાના ગાંસડારૂપ, અને ઝેરથી ભરેલી પણ અમૃત જેવી લાગતી એવી સ્ત્રી પોતાના મોહપાશથી પ્રાણીનો નાશ કરનારી છે, એને કોણે ઉત્પન્ન કરી હશે?

રૂપમાં આવી મળેલું પોતાનું મૃત્યુ સમજવું. પોતાની ઉપાધિરૂપ લિંગ શરીરવડે જીવ એક અવતારમાંથી બીજા અવતારમાં પ્રવેશ કરે છે અને તે અવતારનાં કર્મોનો ઉપભોગ કરતાં સદાય બીજાં કર્મો કર્યા કરે છે. લિંગ શરીર તથા તેને અનુસરનારાં પાંચ ભૂતો, ઇંદ્રિયો તથા મનના વિકારરૂપ આ સ્થૂલ શરીર જ્યારે કર્મ કરવાને અયોગ્ય થઇ પડે છે ત્યારે તેનું મરણ થયું કહેવાય છે, અને તેમાં કાર્ય કરવાની તેની યોગ્યતા આવે છે ત્યારે તેનો જન્મ થયો કહેવાય છે. પૃથ્વી, પાણી, તેજ, વાયુ, આકાશ વિગેરેને સાક્ષાત્કાર કરનારો આ ભોગાયતનરૂપ સ્થૂલ દેહ જ્યારે દ્રવ્યનાં રૂપાદિક જોવાને અયોગ્ય થાય છે ત્યારે તેનું મરણ થયું કહેવાય છે, કારણ કે તેમાં આત્માનું અભિમાન શમી જાય છે અને તેથી દેહનો પણ નાશ થાય છે. જ્યારે આ પાંચભૌતિક સ્થૂલ દેહવડે પદાર્થો જોવામાં આવે છે ત્યારે 'આ જ હું છું' આવા અભિમાનને લીધે દેહનો જન્મ થયો કહેવાય છે. જ્યારે નેત્રનાં ગોલક કાચ તથા કમળના દોષથી વસ્તુનું ખરૂં રૂપ જોવા અયોગ્ય થઇ પડે છે ત્યારેજ ચાક્ષુષ ઇંદ્રિય પણ દ્રવ્યનાં રૂપાદિક જોવા માટે અયોગ્ય થઇ પડે છે, અને જ્યારે નેત્રગોલક તથા નેત્રેંદ્રિય બંને રૂપાદિક જોવાને અયોગ્ય થઈ પડે છે ત્યારે દ્રષ્ટા એવા જીવમાંથી પણ જોવાપણારૂપી યોગ્યતાનો નાશ થાય છે. આ પ્રમાણે સ્થૂલ દેહ પોતાનું કામ કરી શકતો નથી ત્યારે લિંગ દેહ પોતાનું કામ કરવાને અયોગ્ય થઈ પડે છે, અને જ્યારે સ્થૂલ શરીર તથા લિંગ શરીર બન્ને પોતાનું કાર્ય કરવાને અયોગ્ય થઇ પડે છે ત્યારે તેને મરણ કહે છે, પરંતુ જીવનો વસ્તુતઃ વિનાશ થતોજ નથી. આ પ્રમાણે વસ્તુતઃ જીવનો જન્મ તથા મરણ થતું નથી, એમ સમજીને ધીરપુરુષે મરણથી ભય પામવો નહીં. સુખદુઃખાદિક પ્રારબ્ધાધીન છે, એમ માનીને દીનતા કરવી નહીં તેમ પુત્રાદિક પણ નાશવંત છે, એમ જાણીને તેમાં આસક્તિ રાખવી નહીં; પરંતુ 'આ જીવ અદાહ્ય અને અચ્છેદ્ય

છે.' આમ જીવનું સ્વરૂપ જાણીને સંસારના સર્વ પદાર્થો ઉપરથી આસક્તિ ઉઠાવી લઇ, આ સંસારમાં ફરવું, તથા યથાર્થ વિચાર કરનારી અને યોગ તથા વૈરાગ્યને ધારણ કરનારી યથાર્થ બુદ્ધિવડે માયાથી રચાયલા આ મિથ્યા સંસારમાં દેહના અભિમાનનો ત્યાગ કરીને આત્માનંદમાં નિમગ્ન રહેવું.

ઇતિ વૈરાગ્યપ્રકરણમાં અધ્યાય ૧ લો સંપૂર્ણ.

---

## અધ્યાય ૨ જો.

### કામી પુરુષોની સંસારમાં સ્થિતિ.

कपिल उवाचः--

तस्यैतस्य जनो नूनं नायं वेदोरुविक्रमम् ।
काल्यमानोऽपि बलिनो वायोरिव घनावलिः ॥ १ ॥

કપિલ કહે છેઃ—કાલ સર્વને ચલાયમાન્ કરે છે તો પણ વાદળાંઓની પંક્તિ જેમ બલવાન્ વાયુના પરાક્રમને જાણતી નથી તેમ મનુષ્ય બલવાન્ કાલના મહાપરાક્રમને જાણતો નથી. મનુષ્ય સુખને માટે દુઃખ સહન કરીને જે જે વસ્તુને મેળવે છે, તે તે સર્વ વસ્તુનો કાલ નાશ કરે છે અને મનુષ્ય તે પદાર્થોને માટે શોક કરે છે. સ્ત્રીપુત્રાદિકસહિત આ દેહ નાશવંત છે, છતાં પણ તેના સંબંધમાં આવેલાં ઘર, ક્ષેત્ર, ધન વિગેરે પદાર્થોને દુષ્ટબુદ્ધિવાળો મનુષ્ય મોહથી નિત્ય માને છે અને તેનો વિયોગ થતાં તેને શોક થાય છે. જીવ, આ જગતમાં જે જે યોનિમાં અવતરે છે તે તે યોનિમાં સુખ માની લે છે, તેથી તેને

જન્મ ઉપર વૈરાગ્ય આવતો નથી. જીવ નરકમાં પડયો હોય તો પણ નારકી દેહ ત્યાગ કરવાની ઇચ્છા કરતો નથી. દેહ, સ્ત્રી, પુત્ર, ઘર, પશુ, ધન તથા બંધુઓમાં મનની દૃઢ આસક્તિ બંધાવાથી તે પોતાના આત્માને કૃતાર્થ માને છે, અને તે સ્ત્રી-પુત્રાદિકના ભરણપોષણની ચિંતાથી જેનાં સર્વ અંગો બળ્યાં કરે છે એવો દુર્બુદ્ધિ મૂઢ મનુષ્ય, નિત્ય પાપકર્મ કર્યા કરે છે. સ્ત્રીઓ વ્યભિચારિણી હોય, છતાં પણ તેઓએ એકાંતમાં રચેલી માયાવડે તથા કાલું કાલું બોલનારાં બાળકોનાં મધુર ભાષણો વડે પુરુષનું મન તથા ઇંદ્રિયો સ્ત્રીપુત્રાદિક તરફ ખેંચાયા કરે છે. વળી જેમાં છળકપટ રહેલાં છે તથા જેમાં દુઃખો મુખ્ય રહેલાં છે એવા ઘરમાં રહેનારો ગૃહસ્થ, દુઃખો દૂર કરવાના ઉપાયો કરતો કરતો, દુઃખોને પણ સુખના જેવું માની લે છે તથા બીજાઓને મોટી પીડા કરી ચારે તરફથી ધન સંપાદન કરીને તેઓનું પોષણ[1] કરે છે, તેઓના ખાતાં બાકી બચેલા ઉપર પોતાની આજીવિકા કરે છે અને અંતે તેઓનું પોષણ કરતાં કરતાં પોતે નરકમાં પડે છે. ઉપર કહેવા પ્રમાણે આરંભેલી આજીવિકા વારંવાર તૂટી જાય છે ત્યારે લોભવશ થયેલો પુરુષ શક્તિરહિત થઇને પારકા ધનની ઇચ્છા કરે છે, અને કુટુંબનું ભરણપોષણ કરવાને અશક્ત થઇ પડેલો મંદભાગ્યવાળો તે પુરુષ જે જે ઉદ્યમ કરે છે તેમાં નિષ્ફળ નિવડે છે. જ્યારે તે અન્ન તથા ધનરહિત થઇ પડે છે ત્યારે તેની બુદ્ધિ નાશ પામે છે અને તેથી પછી તે મનુષ્ય ચિંતા કરતો કરતો નિસાસા નાંખ્યા કરે છે. આ પ્રમાણે જ્યારે તે પુરુષ પોતાના કુટુંબનું ભરણપોષણ કરવામાં અશક્ત

---

૧ संसारसागर दुःखं नित्यदुःखं पुनः पुनः ॥

અર્થ—સંસાર એ દુઃખનો સમુદ્ર છે તેમાં દુઃખોનાંજ મોજાં વખતોવખત આવે છે.

નિવડે છે ત્યારે ખેડુતો જેમ અશક્ત થઇ પડેલા ઘરડા બળદનો આદરભાવ કરતા નથી, તેજ પ્રમાણે પેલા અશક્ત થઇ પડેલા પુરુષનાં સ્ત્રીપુત્રાદિક પણ તે પુરુષને પ્રથમના જેવો આદર આપતાં[1] નથી.

આટઆટલું થયા છતાં પણ તે પુરુષ વૈરાગ્ય પામતો નથી. પોતે જેઓનું પોષણ કર્યું હોય છે તેઓ તે અશક્તનું પોષણ કરે છે. ઘડપણને લીધે તેનું રૂપ બગડી જાય છે તથા પોતે ઘરમાં પડીને મરવા તૈયાર થાય છે અને અશક્ત થઇ પડેલો તે પુરુષ અપમાનથી નાંખેલા ટુકડાને કૂતરાની પેઠે ખાય છે. રોગથી તેનું શરીર ઘેરાઇ જાય છે, તેનો જઠરાગ્નિ મંદ પડી જાય છે, તે અલ્પ આહાર કરી શકે છે અને કામકાજ પણ થોડું કરી શકે છે. વાયુ ઊંચો ચાલવાથી તેની આંખો બહાર નિકળી પડે છે, નાડીઓ કફથી રૂંધાઇ જાય છે, શરીર ઉધરસથી તથા શ્વાસથી પાકી જાય છે, ગળામાં ઘરડ ઘરડ થવા માંડે છે અને આખર તે કાળના પાશને આધીન થઇને મરણ પથારીએ પડે છે. શોક કરતાં સંબંધીઓ ચારે તરફથી તેને વિંટી વળે છે અને સૌ બોલાવે છે તો પણ તે બોલતો નથી.

ઇતિ વૈરાગ્યપ્રકરણમાં અધ્યાય ૨ જો સંપૂર્ણ.

---

१ यावद्वित्तोपार्जनशक्तस्तावन्निजपरिवारो रक्तः ।
पश्चाज्जर्जरभूते देहे वार्तां कोऽपि न पृच्छति गेहे ॥ १ ॥

અર્થ—જ્યાં સુધી દ્રવ્ય મેળવવાની શક્તિ છે અને દ્રવ્ય મળે છે ત્યાં સુધી પિતા, ભાઇ, બહેન, સ્ત્રી, પુત્રો અને બીજો પરિવાર તેની સાથે પ્રેમ રાખે છે, પણ વૃદ્ધપણામાં ઘરનું કોઇ પણ મનુષ્ય તેનો ભાવ પણ પૂછતું નથી.

## અધ્યાય ૩ જો.

### યમયાતનાવર્ણન. (૩-૩૦)

**श्रीभगवानुवाच:—**

**एवं कुटुंबभरणे व्यापृतात्माऽजितेंद्रियः ।**
**म्रियते रुदतां स्वानां गुरुवेदनयाऽस्तधीः ॥ १८ ॥**
**यमदूतौ तदा प्राप्तौ भीमौ सरसभेक्षणौ ।**
**स दृष्ट्वा त्रस्तहृदयः शकृन्मूत्रं विमुंचति ॥ १९ ॥**

કપિલ કહે છેઃ—આ પ્રમાણે કુટુંબના ભરણપોષણમાં લાગેલા ઇંદ્રિયાધીન મનુષ્યની બુદ્ધિ બહુ વેદના થવાથી નાશ પામે છે અને તે પોતાના કુટુંબીઓને રડતાં મૂકીને મરી [1]જાય છે. તે વખતે યમના બે ભયંકર દૂતો આવીને ક્રોધથી પેલા જીવના તરફ દૃષ્ટિ કરે છે. પેલો જીવ તે યમના દૂતોને જોઇને મનમાં ડરી જાય છે અને ઝાડો તથા પેશાબ કરવા માંડે છે. ત્યાર પછી રાજાના સીપાઇઓ જેમ અપરાધીને પકડીને લઇ જાય છે તેમ યમના દૂતો યમલોકની પીડા ભોગવવાના દેહમાં તે જીવને નાંખે છે, અને પરાણે તેના ગળામાં પાશ નાંખી, તેને બાંધીને યમલોકમાં લઇ

---

१ अंतकाळ येतां येतां । तेथें नये चुकवितां ॥
अकस्मात् लागे जावें । कांहीं पुण्य आचरावें ॥
पुण्या विण जातां प्राणी । पडे यमाची जाचणी ॥
रामदास ह्मणे जना । कठीण यमाच्या यातना ॥

**અર્થ**:—સ્વામી રામદાસ કહે છે કે, "જો કંઇ પુણ્ય હશે તો અંતકાળે કામ લાગશે, કારણ અકસ્માત્ જવાનું થશે તે કોઇનાથી પણ ચૂકાવી શકાશે નહીં. જેમણે પુણ્ય નહીં કર્યું હોય તે યમના દરબારમાં કઠિન દુઃખ ભોગવશે."

જાય છે. રસ્તે જતાં યમના દૂતો તેનો તિરસ્કાર કરે છે તે વખતે તેનું હૃદય ભેદાઇ જાય છે અને તે કંપવા માંડે છે. યમલોકના માર્ગમાં કૂતરાઓ તેને ફાડી ખાય છે તે વખતે તે આતુર થઇને પોતાના પાપને સંભારે છે. માર્ગમાં જીવ ભૂખ તથા તરસથી ઘેરાઇ જાય છે, બળબળતી રેતીવાળા માર્ગમાં સૂર્યના તાપથી, દાવાનળથી તથા પવનના ઝપાટાથી પીડા પામે છે. તેના વાંસામાં ચાબૂકનો માર પડે છે અને તે અશકત થયા છતાં પણ તેને આશ્રય વિનાના અને પાણી વિનાના તે માર્ગમાં મહા કષ્ટથી ચાલવું પડે છે. રસ્તે ચાલતાં ચાલતાં જીવ થાકી જાય છે, જ્યાં ત્યાં પડી જાય છે, મૂર્છિત થાય છે, ફરીને પાછો ઉભો થાય છે. આ રીતે યમના દૂતો તે પાપીને તેના અજ્ઞાનને લીધે અંધકારવાળા પાપના માર્ગે થઇને યમલોકમાં લઇ જાય છે. યમના દૂતો તે જીવને ત્રણ મુહૂર્તમાં અથવા તો બે મુહૂર્તમાં નવાણુહજાર યોજનોનો માર્ગ ચલાવીને આગળ ઘસડી જાય છે અને જીવ યમલોકમાં રહીને ત્યાંનાં દુઃખો ભોગવે છે. યમદૂતો ત્યાં આગળ તે જીવના શરીરને બળતાં લાકડાંઓથી વિંટાળીને સળગાવી દે છે, કોઇ ઠેકાણે પોતે કાપેલું અથવા તો પારકાએ કાપી આપેલું પોતાનું માંસ ખાવું પડે છે. વળી યમલોકમાં કૂતરાઓ અને ગીધ પક્ષીઓ તે જીવતા જીવના શરીરમાંથી આંતરડાંઓને બહાર ખેંચી કાઢે છે. સર્પ, વિંછી, ડાંસ વિગેરે ત્યાં તેને કરડે છે, તેથી તેના શરીરમાં પીડા થાય છે. વળી ત્યાં તે જીવના શરીરના કટકે કટકા કરવામાં આવે છે, હાથી વિગેરેની પાસે તે જીવને ચીરાવી નાંખે છે, પર્વતનાં શિખરો ઉપરથી તેને નીચે નાંખી દે છે, પાણીમાં ડૂબાડી રાખે છે અથવા ખાડામાં ઉતારીને પૂરી મૂકે છે. પુરુષ તથા સ્ત્રી પરસ્પર સંગ કરવાથી તામિસ્ર, અંધતામિસ્ર તથા રૌરવ વિગેરે નરકોનાં દુઃખો ભોગવે છે, કારણ કે તેઓને માટે તે દુઃખો નિર્માણ કરેલાં છે. હે માતા ! સ્વર્ગ તથા નરક

આજ લોકમાં છે, એમ વિદ્વાનો કહે છે, અને જે નરકની પીડાઓ છે તે આ લોકમાં પણ જોવામાં આવે છે. ઉપર પ્રમાણે કુટુંબનું પોષણ કરનારો અથવા તો પોતાનું પેટ ભરનારો મનુષ્ય પોતાના દેહને તથા કુટુંબને બન્નેને આ જગત્‌માંજ મૂકીને મરણ પામે છે અને પછી કર્મ પ્રમાણે તેનું ફલ ભોગવે છે. જીવ પ્રાણીઓનો દ્રોહ કરીને પોષણ કરેલો પોતાનો દેહ આ લોકમાં ત્યાગ કરી, પાપરૂપી ટીમણનું પોટલું પોતાને માથે બાંધીને, પોતે એકલોજ નરકમાં પડે છે. કુટુંબનું પોષણ કરતાં કરતાં દૈવને લીધે આવી મળેલા પાપને નરકમાં ભોગવે છે અને નિર્ધન થઇ પડેલા મનુષ્યની પેઠે દુઃખી થઇ પડે છે. માટે જે જીવ કેવળ અધર્મથીજ પોતાના કુટુંબનું ભરણપોષણ કરવામાં ઉત્કંઠા ધરાવે છે, તે જીવ અંધતામિસ્ર નામના છેલ્લા નરકમાં પડે છે અને ત્યાં નરકમાં જેટલી નરકની પીડાઓ છે તે પીડાઓ અનુક્રમે ભોગવી પવિત્ર થઇને [1]પાછો આ મનુષ્યલોકમાં અવતાર લે છે.

ઇતિ વૈરાગ્યપ્રકરણમાં અધ્યાય ૩ જો સંપૂર્ણ.

---

## અધ્યાય ૪ થો.

### નરકોનું વર્ણન. (૫–૨૬)

राजा [illegible]वाचः—

**महर्ष एतद्वैचित्र्यं लोकस्य कथमिति ॥ १ ॥**

રાજા પરીક્ષિત્ પૂછે છેઃ—હે મહર્ષિ! લોકોને કર્મનાં સુખ-દુઃખાત્મક જૂદાં જૂદાં ફલો મળે છે, તેનું શું કારણ છે તે મને કહો.

---

१ पश्चात्तापेन शुद्धयति। પશ્ચાતાપ કરવાથી પાપનો ક્ષય થાય છે. સ્મૃતિ.

શુકદેવ બોલ્યાઃ—કર્મકર્તા પુરુષની શ્રદ્ધા ત્રણ પ્રકારની છે. શ્રદ્ધામાં ફેરફાર હોવાથી સર્વને કર્મનાં ફલો જૂદાં જૂદાં મળે છે. અર્થાત્ કર્મ કરનારને સત્ત્વગુણી શ્રદ્ધાથી સુખ મળે છે, રજોગુણી શ્રદ્ધાથી અસુખ અને દુઃખ જ, તથા તમોગુણી શ્રદ્ધાથી મૂઢપણું મળે છે; તેમજ જેને માટે શાસ્ત્રમાં મના કરેલી છે એવો અધર્મ કરનારા પુરુષની શ્રદ્ધા વિરૂપ હોય છે, તેથી તેને તેનાં કર્મનું વિલક્ષણ ફલ મળે છે. અનાદિ કાલના અજ્ઞાનને લીધે વિષયસેવનારા પુરુષોને તેના ફલરૂપે હજારો નરકની ગતિઓ મળે છે, તે નરકની ગતિઓ હવે હું તમારી આગળ અનુક્રમથી વર્ણવીશ.

કેટલાએક પુરુષો ત્યાં આગળ એકવિશ નરકો છે, એમ ગણત્રી કરે છે. હે રાજા! તે નરકોનાં નામો, રૂપો તથા લક્ષણો તમને અનુક્રમથી કહી બતાવું છું.

નરકનાં નામ—૧ તામિસ્ર, ૨ અંધતામિસ્ર, ૩ રૈરવ, ૪ મહારૈરવ, ૫ કુંભીપાક, ૬ કાલસૂત્ર, ૭ અસિપત્રવન, ૮ સૂકરમુખ, ૯ અંધકૂપ, ૧૦ કૃમિભોજન, ૧૧ સંદંશ, ૧૨ તપ્તસૂર્મિ, ૧૩ વજ્રકંટકશાલ્મલી, ૧૪ વૈતરણી, ૧૫ પૂયોદ, ૧૬ પ્રાણરોધ, ૧૭ વિશસન, ૧૮ લાલાભક્ષ, ૧૯ સારમેયાદન, ૨૦ અવીચિ, ૨૧ અયઃપાન, ( આટલાં નરકો છે, આ ઉપરાંત બીજાં સાત નરકો કેટલાએક ગણે છે, તેનાં નામ આ પ્રમાણે છે. ) ૨૨ ક્ષારકર્દમ, ૨૩ રક્ષોગણભોજન, ૨૪ શૂલપ્રોત, ૨૫ દંદશૂક, ૨૬ અવટનિરોધન, ૨૭ પર્યાવર્તન, ૨૮ સૂચીમુખ. આ સાત અધિક ગણતાં અઠ્ઠાવીશ નરકો થાય છે, જે નરકો વિવિધ પ્રકારનાં દુઃખો ભોગવવાનાં સ્થાનકો છે.

( ૧ ) તામિસ્રઃ—જે પુરુષ પારકાના ધનનું, છોકરાંનું તથા સ્ત્રીનું હરણ કરે છે, તેને યમરાજાના મહાભયંકર દૂતો કાલપાશથી બાંધીને બલાત્કારથી ‘ તામિસ્ર ’ નામના નરકમાં નાંખે છે. તે નરકમાં

લાંઘણુ થવાથી, તરસે મરવાથી, લાકડીઓનો માર પડવાથી, તિરસ્કાર થવાથી વિગેરે યાતનાઓથી પીડા પામતો પ્રાણી મહાદુઃખમાં ઘેરાઇ જઇને એકજ વખતે મૂર્છિત થાય છે.

(૨) અંધતામિસ્ત્રઃ—જે કોઇ મનુષ્ય હરકોઇ સ્ત્રીના પતિને છેતરીને તેમની સ્ત્રીઓનો ઉપભોગ કરે છે, તે મનુષ્યને યમના દૂતો 'અંધતામિસ્ત્ર' નામના નરકમાં નાંખે છે. જ્યાં આગળ નરકમાં નંખાયેલો જીવ નરકની પીડાથી બુદ્ધિહીન તથા આંધળો બની જાય છે અને મૂળિયાંઓ કાપતી વેળા જેવી વૃક્ષની દશા થાય છે, તેવી તેની દશા થાય છે. તે માટે તે નરકને 'અંધતામિસ્ત્ર' કહે છે.

(૩) રૈરવઃ—જે મનુષ્ય આ લોકમાં 'આ શરીરરૂપ હું છું, તથા આ મારું છે,' આ પ્રમાણે મમતાથી બીજાં પ્રાણીઓનો દ્રોહ કરીને કેવળ પોતાનાજ કુટુંબનું પ્રતિદિન પોષણ કરે છે, તે મનુષ્ય મૃત્યુ પછી તે કુટુંબને આ લોકમાં મૂકીને પોતેજ તે દ્રોહાદિકનાં પાતકને લીધે 'રૈરવ' નામના નરકમાં પડે છે. જે મનુષ્ય આલોકમાં જેવી રીતે પ્રાણીઓને રીબાવી રીબાવી મારે છે તે પ્રમાણે પરલોકમાં યમયાતના ભોગવવા માટે આવેલા તે જીવને પેલા જીવો રુરુ નામના પશુનું રૂપ લઇને પાછા મારે છે, માટે તેને 'રૈરવ' નામનું નરક કહે છે. રુરુ એ સર્પના કરતાં પણ અધિક ક્રૂર પ્રાણીનું નામ છે.

(૪) મહારૈરવઃ—જે પુરુષ કેવળ પોતાના દેહનુંજ ભરણ-પોષણ કરે છે, તે પણ રૈરવ નરકના જેવા 'મહારૈરવ' નામના નરકમાં પડે છે અને માંસાહારી રુરુ નામનાં પશુઓ માંસ માટે ત્યાં તે પુરુષને મારી નાંખે છે.

(૫) કુંભીપાકઃ—જે ક્રૂર બુદ્ધિનો મનુષ્ય આ લોકમાં પશુઓને અથવા તો પક્ષીઓને જીવતાંજ રાંધે છે, તે રાક્ષસોએ

પણ નિંદેલા નિર્દય મનુષ્યને યમના દૂતો પરલોકમાં ‘ કુંભીપાક ’ નામના નરકમાં ઉકળતા તેલની કઢામાં નાંખીને તળી કાઢે છે.

( ૬ ) કાલસૂત્ર:-જે મનુષ્ય આ લોકમાં પિતાનો, બ્રાહ્મણનો તથા વેદોનો દ્રોહ કરે છે તે મનુષ્યને યમના દૂતો મરણ પછી દશ હજાર યોજનના વિસ્તારવાળા ‘ કાલસૂત્ર ’ નામના નરકમાં નાંખે છે. આ નરકની ભૂમિ તાંબાની છે, તે સપાટ છે અને તે નિત્ય ઉની રહ્યા કરે છે, કારણ કે તેને ઉપરથી સૂર્યનો તાપ લાગે છે અને નીચેથી અગ્નિનો તાપ લાગે છે. આ નરકમાં પડેલો મનુષ્ય ભૂખ તથા તરસને લીધે શરીરની અંદર તથા બહારના ભાગમાં બળ્યા કરે છે અને પશુના શરીરમાં જેટલા વાળ હોય છે તેટલાં હજાર વર્ષ સુધી મનુષ્ય તે નરકમાં બેસી રહે છે. સમય ઉપર ઉંઘે છે, સમય ઉપર ચાલે છે, સમય ઉપર ઉભો રહે છે અને સમય ઉપર વેદનાથી ચારે તરફ દોડાદોડી કરે છે.

( ૭ ) અસિપત્રવન:-જે મનુષ્ય આ લોકમાં સુખના સમયમાં પણ પોતાના વેદધર્મનો ત્યાગ કરીને પાખંડ ધર્મમાં ભળે છે, તે મનુષ્યને યમના દૂતો ‘ અસિપત્રવન ’ નામના નરકમાં ઘાલીને ચાબખાથી મારે છે. તેથી એ મનુષ્ય વેદનાને લીધે તે વનમાં આમ તેમ દોડે છે. તે બન્ને તરફ ધારવાળા તાલના વનમાં તરવારનાં જેવાં પાતરાંઓ તેના શરીર ઉપર પડવાથી તેનાં સર્વ અંગો ચીરાઇ જાય છે અને તે “ હાય મરી જાઉં છું, હાય મરી જાઉં છું, ” એમ બરાડા પાડતો મહાવેદનાથી મૂર્છા ખાઇને ડગલે ડગલે પડી જાય છે. સ્વધર્મનો ત્યાગ કરનાર મનુષ્ય પાખંડ ધર્મને સ્વીકારવાથી આ પ્રમાણે ફળ ભોગવે છે.

( ૮ ) સૂકરમુખ:-આ લોકમાં જે રાજા અથવા તો જે રાજાનો મનુષ્ય શિક્ષા કરવાને અયોગ્ય એવા મનુષ્યને શિક્ષા કરે છે

અથવા તો બ્રાહ્મણને દેહાંત દંડની શિક્ષા કરે છે, તે મહાપાપી મરી ગયા પછી, પરલોકમાં 'સૂકરમુખ' નામના નરકમાં પડે છે. ત્યાં આગળ મહાબલવાળા યમના દૂતો આ લોકમાં જેમ ચીચોડામાં શેરડીને પીલે છે તેમ તે પ્રાણીના અવયવોને પીલી નાંખે છે, તેની વેદનાથી પેલો પાપી ઘાંટો કાઢીને રડવા માંડે છે, કોઇવાર દુઃખી થઇ મૂર્છા પામે છે અને જે પ્રમાણે પોતે કેદ કરેલા નિરપરાધી લોકો દુઃખી થયા હોય તે પ્રમાણે તે પણ દુઃખ પામે છે.

(૯) અંધકૂપઃ-ઇશ્વરે કલ્પેલી આજીવિકાવાળો જે મનુષ્ય પોતે પરાઇ પીડા જાણતો હોય તો પણ ઇશ્વરે જેઓને 'મનુષ્યનું રુધિર પાન કરવું,' વિગેરે આજીવિકા બાંધી આપેલી છે અને જેઓ પારકી પીડાને જાણતાં નથી તેવાં માંકડ વિગેરે નિરપરાધી પ્રાણીઓને પીડા કરે છે તે મનુષ્ય મરણ પછી તે પાતકને લીધે પરલોકમાં 'અંધકૂપ' નામના નરકમાં પડે છે. ત્યાં આગળ પશુ, મૃગ, પક્ષી, સર્પો, મચ્છર, જૂ, માંકડ વિગેરે જે જીવજંતુઓને પોતે દુઃખ દીધું હોય છે, તે સર્વ પ્રાણીઓ ચારે તરફથી તેને દુઃખ આપ્યા કરે છે, તેથી તેને નિદ્રા કે શાંતિ મળતી નથી, તેમજ એક ઠેકાણે સુખથી તે બેસી પણ શકતો નથી, પણ જીવ જેમ જીવડા વિગેરેના શરીરમાં તરફડ્યા કરે છે તેમ તે અંધારા નરકમાં તરફડ્યા કરે છે.

(૧૦) કૃમિભોજનઃ-જે મનુષ્ય આ લોકમાં જે કાંઇ વસ્તુ પોતાને મળે તેનો વિભાગ પાડ્યા વિના પોતેજ એકલો ખાઇ જાય છે તથા જે પંચ મહાયજ્ઞ કરતો નથી, તેને કાગડાના જેવો જાણવો અને તે મરી ગયા પછી પરલોકમાં 'કૃમિભોજન' નામના અધમ નરકમાં પડે છે અને તે એક લાખ યોજન ઉંડા કૃમિકુંડની

અંદર પોતે કીડો થઇને કીડાનું ભોજન કરે છે, તેમજ બીજા કીડાઓ પણ તેના શરીરનું ભક્ષણ કરે છે. આ પ્રમાણે હરકોઇ વસ્તુનો વિભાગ પાડ્યા વિના પોતેજ એકલો ખાઇ જનારો તથા પંચ મહાયજ્ઞ કર્યા વિના ભોજન કરનારો મનુષ્ય જ્યાં સુધી પોતાના તે પાપનું પ્રાયશ્ચિત્ત કરતો નથી ત્યાં સુધી તે પોતાના આત્માને દુઃખમાં નાખે છે.

(૧૧) સંદંશઃ—આ લોકમાં જે મનુષ્ય પોતાની સારી સ્થિતિ હોય ત્યારે પણ બ્રાહ્મણની અથવા તો બીજા કોઇની સુવર્ણ, રત્ન વિગેરે વસ્તુઓને ચોરીથી અથવા તો બળાત્કારથી હરી લે છે, તે મનુષ્ય હે રાજા ! મરણ પછી 'સંદંશ' નામના નરકમાં પડે છે અને ત્યાં આગળ યમના દૂતો ધગધગતા અગ્નિમય લોઢાના સાણસાથી તેની ચામડીને ઉતરડી કાઢે છે.

(૧૨) તપ્તસૂર્મિઃ—આ લોકમાં જે પુરુષ અગમ્ય સ્ત્રીની સાથે ગમન કરે છે અથવા તો જે સ્ત્રી અગમ્ય પુરુષની સાથે ગમન કરે છે તે બન્ને 'તપ્તસૂર્મિ' નામના નરકમાં પડે છે અને ત્યાં આગળ યમના દૂતો તે બન્નેને ચાબકાનો માર મારે છે; અને પુરુષને લોઢાની ધગધગતી પુતળીનું આલિંગન કરાવે છે તથા સ્ત્રીને લોઢાના ધગધગતા પુરુષનું આલિંગન કરાવે છે.

(૧૩) વજ્રકંટકશાલ્મલીઃ—જે મનુષ્ય આ લોકમાં પશુ વિગેરે સર્વની સાથે વ્યભિચાર કરે છે, તે મરણ પછી 'વજ્રકંટકશાલ્મલી' નામના નરકમાં પડે છે, અને ત્યાં આગળ રહેલા તે જીવને યમરાજના દૂતો વજ્રના જેવા કાંટાવાળા સીમળાના ઝાડ ઉપર ચઢાવીને નીચેથી ખેંચે છે, અર્થાત્ કાંટાથી તેના શરીરને ઉતરડી કાઢે છે.

(૧૪) વૈતરણીઃ-આ લોકમાં જે રાજાઓ અને રાજાના સેવકો સારા કુલીન હોવા છતાં ધર્મના માર્ગોને તોડી પાડે છે તથા મર્યાદાનો નાશ કરે છે, તેઓ મરી ગયા પછી 'વૈતરણી' નામની નદીમાં પડે છે. ત્યાં નરકની ખાઇરૂપ તે નદીમાં જળચરો તેને ચારે તરફથી બટકાં ભરે છે, છતાં પણ તેઓ મરી જતા નથી, પરંતુ પ્રાણો હોવાથી પોતે કરેલાં પાપને લીધે તેઓ નદીમાં તણાયા કરે છે, પોતાનાં પાપકર્મને સંભારે છે, બહુ સંતાપ કરે છે અને વિષ્ટા, મૂત્ર, પરુ, લોહી, કેશ, નખ, હાડકાં, મેદ, માંસ તથા ચરબીની નદીમાં ગોથાં ખાતા ખાતા પશ્ચાત્તાપ કર્યા કરે છે.

(૧૫) પૂયોદઃ—જે પુરુષો આ લોકમાં શૂદ્રજાતિની સ્ત્રીને સ્ત્રી તરીકે રાખે છે, શૌચ, આચાર તથા નિયમો પાળતા નથી અને લાજ મૂકીને પશુના જેવાં આચરણ કરે છે, તેઓ પણ મરી ગયા પછી પરુ, વિષ્ટા, મૂત્ર, બળખા તથા મેલથી પૂર્ણ ભરેલા એવા 'પૂયોદ' નામના નરકમાં પડે છે અને ત્યાં આગળ તે પોતેજ અત્યંત ગંદા પદાર્થને ખાય છે.

(૧૬) પ્રાણરોધઃ—બ્રાહ્મણ વિગેરે જે પુરુષો આ લોકમાં કૂતરાં તથા ગધેડાંઓ પાળે છે, મૃગયા કરે છે તથા યજ્ઞપ્રસંગ વિના મૃગોને મારે છે તેઓ મરી ગયા પછી 'પ્રાણરોધ' નામના નરકમાં પડે છે અને યમના દૂતો તેઓને નિશાન કરીને બાણોથી વિંધી નાંખે છે.

(૧૭) વિશસનઃ—જે ઢોંગી પુરુષો આ લોકમાં ઢોંગથી ભરેલા યજ્ઞોમાં પશુઓની હિંસા કરે છે, તેઓ મરણ પછી 'વિશસન' નામના નરકમાં પડે છે અને ત્યાં નરકના અધિપતિઓ તેઓને મારીને કાપી નાંખે છે.

(૧૮) લાલાભક્ષઃ—જે કોઇ દ્વિજવર્ણ કામથી મુગ્ધ બનીને, પોતાની જાતિની પરસ્ત્રીને વિષે રતિવેળા વીર્ય પાડે છે, તે પુરુષ મરી ગયા પછી 'લાલાભક્ષ' નામના નરકમાં પડે છે અને ત્યાં આગળ યમના દૂતો તેને વીર્યની નદીમાં ડૂબાવીને વીર્ય પાય છે.

(૧૯) સારમેયાદનઃ—જે ચોરો અગ્નિથી રાજાઓનાં તથા રાજાઓના સેવકોનાં ઘર વિગેરે બાળી નાંખે છે, લોકોને ઝેર ખવરાવે છે અથવા તો ગામોને કે સંઘોને લૂંટે છે, તેઓ મરી ગયા પછી 'સારમેયાદન' નામના નરકમાં પડે છે અને ત્યાં આગળ યમના દૂતરૂપે રહેલા વજ્રના જેવી ડાઢવાળા સાતસો અને વિશ કૂતરાઓ વેગથી દોડીને તેઓને ફાડી ખાય છે.

(૨૦) અવીચિઃ—જે પુરુષ આ જગત્‌માં સાક્ષી આપવામાં, પદાર્થ અદલબદલ કરવામાં અથવા તો દાન દેવામાં કોઇ પણ રીતે જુઠું બોલે છે તે પુરુષને મરી ગયા પછી યમના દૂતો સો યોજન ઉંચા પર્વતના શિખર ઉપરથી ઉંધે માથે આધાર વિનાના 'અવીચિ' નામના નરકમાં નાંખી દે છે. જે નરકમાં પથ્થરનું તળિયું પાણીના જેવું દેખાય છે, પરંતુ તેમાં લોઢ આવતા દેખાતા નથી, તેથી તેને અવીચિ કહે છે. તે નરકમાં પડવાથી પ્રાણીના શરીરના તલ તલ જેવડા કટકા થઇ જાય છે, પરંતુ તે મરતો નથી. યમદૂતો ફરીને પણ તેને પર્વત ઉપર ચઢાવીને ત્યાંથી પાછો તે નરકમાં નાંખે છે.

(૨૧) અયઃપાનઃ—જે બ્રાહ્મણ અથવા બ્રાહ્મણી પ્રમાદથી મદિરાનું પાન કરે છે તથા બીજો કોઇ વ્રતધારી ક્ષત્રિય અથવા તો વૈશ્ય જાતિનો પુરુષ પ્રમાદથી સોમરસનું પાન કરે છે તો યમના દૂતો તેઓને 'અયઃપાન' નામના નરકમાં નાખે છે અને

તેઓની છાતીને પગથી દબાવીને તેઓના મુખમાં અગ્નિવડે ઓગાળેલા ગજવેલનો ધગધગતો રસ રેડે છે.

(૨૨) ક્ષારકર્દમઃ—જે પુરુષ પોતે અધમ હોવા છતાં, અભિમાનને લીધે પોતાને ઉત્તમ માનીને જન્મ, તપ, વિદ્યા, આચાર, વર્ણ તથા આશ્રમવાળા ઉત્તમ મનુષ્યોને ઘણું માન આપતો નથી તેને શબરૂપ જ જાણવો અને તે મરી ગયા પછી યમના દૂતો તેને 'ક્ષારકર્દમ' નામના નરકમાં ઉંધે માથે નાંખે છે અને ત્યાં તે અપાર દુઃખ ભોગવે છે.

(૨૩) રક્ષોગણભોજન—જે પુરુષો આલોકમાં પુરુષમેધ યજ્ઞ કરીને ભૈરવાદિકનું યજન કરે છે તેમજ જે સ્ત્રીઓ પુરુષરૂપી પશુનું માંસ ખાય છે, તેઓને 'રક્ષોગણભોજન' નામના નરકમાં નાંખે છે અને ત્યાં આગળ જેઓને તેમણે પશુની પેઠે મારેલા હોય છે તેઓ પોતાની ઇચ્છાને અનુસાર રાક્ષસોનું રૂપ લઇને યમલોકમાં તેઓને દુઃખ આપે છે અને કસાઇઓની પેઠે છરાવતી તેઓને કાપીને તેઓનું લોહી પીએ છે, નાચે છે, ગાય છે તથા આ લોકમાં પેલા પુરુષો જેમ માંસનું ભક્ષણ કરીને પ્રસન્ન થયા હોય તેમ તેઓ પણ પ્રસન્ન થાય છે.

(૨૪) શૂલપ્રોતઃ—જે પુરુષો આ સંસાર વિષે ગામમાં અથવા તો અરણ્યમાં નિરપરાધી તથા જીવવા માટે આશા ધરાવનારાં પ્રાણીઓને વિશ્વાસજનક ઉપાયોથી વિશ્વાસુ બનાવીને, શૂળીઓમાં અથવા તો દોરાઓમાં પરોવીને રમકડાની પેઠે દુઃખ આપે છે, તેઓ પણ મરી ગયા પછી 'શૂલપ્રોત' નામના નરકમાં પડે છે અને ત્યાં આગળ યમના દૂતો તેઓને શૂળી વિગેરેમાં પરોવી દે છે, આથી તેઓ ક્ષુધા તથા તૃષાથી બહુ દુઃખી થાય છે, કંગડા તથા વટાદિ પક્ષીઓ તેઓને ચારે તરફથી તીણી ચાંચ વડે ફોલવા માંડે છે અને તે વખતે તેઓ પોતાના પાતકને સંભારે છે.

(૨૫) દંદશૂકઃ—સર્પના જેવા ક્રૂર સ્વભાવવાળા જે પુરુષો આ લોકમાં પ્રાણીઓને દુઃખ આપે છે, તેઓ પણ મરી ગયા પછી 'દંદશૂક' નામના નરકમાં પડે છે. જે નરકમાં પાંચ મુખના તથા સાત મુખના સર્પો તે પાપીઓની પાસે આવીને જેમ ઉંદરોને ગળે તેમ તે ક્રૂર પુરુષોને ગળી જાય છે.

(૨૬) અવટનિરોધનઃ—જેઓ આ લોકમાં અંધારા અને ઉંડા ખાડામાં, કોઠીઓમાં તથા ગુફા વગેરેમાં પ્રાણીઓને પૂરે છે, તેઓ મરી ગયા પછી 'અવટનિરોધન' નામના નરકમાં પડે છે અને ત્યાં આગળ યમના દૂતો તેઓને તેવાજ અંધારા તથા ઉંડા ખાડામાં અને કોઠી વિગેરેમાં ગોંધી રાખીને, ઝેરી અગ્નિના ધૂમાડાથી ગુંગળાવીને દુઃખી કરે છે.

(૨૭) પર્યાવર્તનઃ—આ લોકમાં જે ગૃહસ્થ વારંવાર ક્રોધાધીન થઇને અભ્યાગતોને અથવા તો અતિથિઓને બાળી દેતો હોય તેવી ક્રૂર દૃષ્ટિથી જુવે છે, તે પુરુષ 'પર્યાવર્તન' નામના નરકમાં પડે છે અને ત્યાં આગળ ગરજ, કંગડા, કાગડા તથા વટ વિગેરે પક્ષીઓ બળાત્કારથી વજ્રના જેવી ચાંચથી પેલા પાપી દૃષ્ટિવાળા પુરુષની પાપી આંખોને ખેંચી કાઢે છે.

(૨૮) સૂચિમુખઃ—જે પુરુષ ધનનું અભિમાન ધરાવનારો, અહંકારી, અહંકારને લીધે આડું જોનારો, સર્વની શંકા રાખનારો, ધન ખર્ચાઇ જવાની બીકથી અથવા તો તેના નાશ થવાની બીકથી જેનું હૃદય તથા મોહોડું સૂકાયા કરતું હોય તેવો તથા જે શાંતિ રાખ્યા વિના યક્ષની પેઠે ધનની રક્ષા કર્યા કરે છે, તે મનુષ્ય તે 'સૂચિમુખ' નામના નરકમાં પડે છે. ધર્મરાજાના દૂતો, જેને ધન પેદા કરવા રૂપી તથા વૃદ્ધિ કરવા રૂપી

પાપગ્રહ લાગ્યો છે એવા તે ધનના યક્ષરૂપ પાપી પુરુષનાં સર્વ અંગોને દરજીની પેઠે દોરાથી સીવી લે છે.

આ પ્રમાણે યમલોકમાં સેંકડો તથા હજારો નરકો છે. અધર્મને માર્ગે ચાલનારા જેમાંના કેટલાકનું અહીં વર્ણન કર્યું છે તથા કેટલાએકનું વર્ણન કર્યું નથી તે સર્વે, હે રાજા! વારાફરતી તે તે નરકોમાં પડે છે. તે પ્રમાણે ધર્મને માર્ગે અનુસરનારા લોકો સ્વર્ગમાં જાય છે અને ફરીને જન્મ લેવા માટે પાપ તથા પુણ્યમાંના શેષ ભાગથી પાછા મૃત્યુલોકમાં અવતરે છે. જે પુરુષ આદરપૂર્વક ભગવાનના સ્થૂલરૂપના વર્ણનને વાંચે છે, સાંભળે છે તથા બીજાને સંભળાવે છે તે શ્રદ્ધા તથા ભક્તિથી વિશુદ્ધ બુદ્ધિવાળો પુરુષ ભગવાન્ પરમાત્માના ઇંદ્રિયાદિકથી પણ જાણી શકાય નહીં તેવા ઉપનિષદોમાં ગાયેલા સત્ય સ્વરૂપને જાણે છે અને પામે છે.

ઇતિ વૈરાગ્યપ્રકરણમાં અધ્યાય ૪ થો સંપૂર્ણ.

---

## અધ્યાય ૫ મો.

---

### નરકયાતનાથી મુક્ત થવાનો ઉપાય. (૬-૧)

**राजोवाचः-**

**अधुनेह महाभाग यथैव नरकान्नरः ।**
**नानोग्रयातनान्नेयात्तन्मे व्याख्यातुमर्हसि ॥ ६ ॥**

રાજા કહે છેઃ-હે ભાગ્યશાળી શુકમુનિ! હવે આ લોકમાં મનુષ્ય અનેક જાતનાં ઉગ્ર દુઃખો દેનારાં નરકોમાં જેવી રીતે પડે નહીં તેવો ઉપાય આપ મને કહેવા યોગ્ય છો.

શ્રીશુકદેવજી કહે છેઃ-જે મનુષ્ય મન, વચન તથા કાયાથી કરેલાં પાપનું આ લોકમાં મન, વચન અને કાયા વડે પ્રાયશ્ચિત્ત કરતો નથી, તે મનુષ્ય મરી ગયા પછી અવશ્ય નરકોમાં પડે છે, કે જે તીક્ષ્ણ દુઃખોવાળાં નરકો મેં પ્રથમ વર્ણવેલાં છે. એટલા માટે મૃત્યુ થયાની અગાઉજ આ લોકમાં પાપનું પ્રાયશ્ચિત્ત કરવા માટે તુરત પ્રયત્નો કરવા જોઇએ, અને તે પણ દેહ શિથિલ થાય નહીં તે પહેલાં પ્રયત્ન કરવો જોઇએ; નહિતર લાંબા દિવસો વ્યતીત થયા પછી બમણું પ્રાયશ્ચિત્ત કરવું પડે છે. રોગોનાં નિદાનો જાણનારો વૈદ્ય જેમ રોગોની વિશેષતા તથા અલ્પતા જોઇને તે પ્રમાણે ઉપાય કરવા માંડે તેમજ મનુષ્યે પણ પાપની વિશેષતા તથા અલ્પતા જોઇને તે પ્રમાણે પ્રાયશ્ચિત્ત કરવું જોઇએ.

કૃચ્છ્રાદિક પ્રાયશ્ચિત્તો કરવાથી પાપનો સમૂળગો નાશ થતો નથી, કારણ કે અજ્ઞાની મનુષ્ય પ્રાયશ્ચિત્તનો અધિકારી હોય છે, માટે પ્રાયશ્ચિત્ત કરવાથી તેનાં પાપ નાશ પામે છે, તો પણ તેના સંસ્કારને લીધે ફરી ફરીને તેના પાપના અંકૂર ફૂટ્યાજ કરે છે. માટે મુખ્ય પ્રાયશ્ચિત્ત તો જ્ઞાનજ કહેવાય છે, અને તે જ્ઞાન સાવધાન રહેનારો મનુષ્ય ધીરે ધીરે મેળવે છે, પણ બીજો મેળવી શકતો નથી; કારણ કે પથ્ય પ્રમાણે અન્ન ખાનારા મનુષ્યને રોગો જેમ પીડા કરી શકતા નથી, તેમ નિયમો પાળનારો મનુષ્ય પણ ધીરે ધીરે તત્ત્વજ્ઞાન મેળવવા માટે સમર્થ થાય છે. અગ્નિ જેમ વાંસના મોટા ઝુંડને પણ બાળી ભસ્મ કરે છે તેમ શ્રદ્ધાશીલ ધર્મ જાણનારા ધીર પુરુષો પણ તપવડે, બ્રહ્મચર્યવડે, શમવડે, દમવડે, ત્યાગવડે, સત્યવડે, શૌચવડે, યમવડે અને નિયમવડે મન, વાણી તથા કાયાથી ઉત્પન્ન થયેલાં મોટાં પાપોને પણ બાળીને ભસ્મ કરે છે. વાસુદેવ ભગવાનનો આશ્રય કરનારા

લોકો સૂર્ય જેમ કાંતિથી ઝાકળનો નાશ કરે છે તેમજ કેવળ ભક્તિથી સર્વ પાપનો નાશ કરે છે. જ્ઞાનમાર્ગ કરતાં ભક્તિ-માર્ગ શ્રેષ્ઠ છે, કારણ કે ભગવદ્ભકતોની સેવાથી શ્રીહરિ વિષે પોતાના પ્રાણોને અર્પણ કરનારો પુરુષ જે પ્રમાણે પાપમાંથી છુટે છે તે પ્રમાણે તપ આદિક કરવાથી પાપી પાપમાંથી મુક્ત થતો નથી. માટે આ ભક્તિમાર્ગજ જગત્માં ઉત્તમ, કલ્યાણકારક તથા સર્વ ઠેકાણેથી ભય વિનાનો છે કેમ કે તે માર્ગમાં નારાયણમાં પરાયણ રહેનારા ઉત્તમ સ્વભાવના મહાત્મા લોકો વર્તે છે તેથી, જ્ઞાનમાર્ગમાં જેમ એકલા રહેવાનો ભય રહેલો છે અને કર્મમાર્ગમાં જેમ બીજા અભિમાનીઓનો ભય રહેલો છે તેમ ભક્તિમાર્ગમાં કોઇપણ રીતનો ભય નથી.

પ્રાયશ્ચિત્તો ગમે તેટલાં કર્યાં હોય તો પણ નદીઓ જેમ મદિરાના ઘડાને પવિત્ર કરી શકતી નથી, તેમ ભગવાનની ભક્તિથી રહિત પુરુષને પણ તેણે કરેલાં પ્રાયશ્ચિત્તો પવિત્ર કરતાં નથી. જે લોકોએ પોતાનું મન ભગવાનનાં ચરણારવિંદ વિષે એકજ વાર પરોવેલું હોય અને તેના ગુણોમાં પ્રીતિવાળું કર્યું હોય, તે લોકો પાપનું પ્રાયશ્ચિત્ત કરી ચૂકયા છે અને તેઓ સ્વપ્નામાં પણ યમને કે પાશ ધારણ કરનારા તેમના દૂતોને દેખતા નથી. આ વિષયમાં યમના તથા વિષ્ણુના દૂતોનો સંવાદરૂપ એક પુરાતન ઇતિહાસ નીચે પ્રમાણે છે.

## અજામિલની કથા.

કાન્યકુબ્જ નામના શહેરમાં કોઇ એક દાસીનો પતિ અજા-મિલ નામનો બ્રાહ્મણ રહેતો હતો. તે દાસી (વેશ્યા) ના સંસર્ગથી વટક્યો હતો તથા સદાચારથી ભ્રષ્ટ થયો હતો, અને બાણ પકડવું, જુગાર ખેલવો, ઠગાઇ કરવી તથા ચોરી કરવી વિગેરે આર્યોએ

ધિક્કારી કાઢેલી આજીવિકાનો આશ્રય કરીને કુટુંબનું પોષણ કરતો હતો. જાતે અપવિત્ર હતો અને બીજાં પ્રાણીઓને દુઃખ દેતો હતો. આ પ્રમાણે નિર્વાહ કરતાં તથા દાસીના પુત્રોને લાડ લડાવતાં અજામિલનું અઠ્યાશી વર્ષનું આયુષ્ય ચાલ્યું ગયું. આવડો મોટો કાળ વીતિ ગયો તેની તેને જરાપણ ખબર પડી નહીં. તે બુઢ્ઢાને દશ દીકરાઓ હતા, તેઓમાં નાનાનું નામ 'નારાયણ' હતું. તે માતાપિતાને બહુજ વહાલો હતો. કાલાં કાલાં વચનો બોલનારા તે છોકરા ઉપર બુઢ્ઢાની આસક્તિ બંધાયલી હતી. તે બુઢ્ઢો પુત્રની રમત જોઇને અત્યંત આનંદ પામતો હતો. બુઢ્ઢો, બાળકના સ્નેહ-પાશમાં એટલો તો બંધાઇ ગયો હતો કે, પોતે જમતી વેળાએ તે છોકરાને સાથે જમાડતો, પોતે પાણી પીતી વેળાએ તેને પણ પાતો અને પોતે કંઇ વસ્તુ ખાતો તે વેળા તેને પણ ખવરાવતો. આ સર્વ સંસારી ખટપટને લીધે તે મૂઢ થઇને પાસે આવેલા કાળને પણ વિસરી ગયો હતો. આ પ્રમાણે સંસારનો વ્યવહાર ચલાવતાં ચલાવતાં મરણનો સમય પાસે આવ્યો ત્યારે તે અજ્ઞાની બુઢ્ઢાનું નારાયણ નામના બાળક છોકરા ઉપર મન ગયું; તેથી તે, તેની ચિંતા કરવા લાગ્યો. એટલામાં, વાંકા મુખવાળા તથા ઉભા વાળ-વાળા મહાભયંકર ત્રણ પુરુષો હાથમાં પાશ લઇને પોતાને લેવા આવ્યા. તેઓને જોઇને અજામિલની સર્વ ઇન્દ્રિયો વ્યાકુળ થઇ ગઇ, અને તેણે ગળગળા સાદથી ઘાંટો પાડીને છેટે રમકડામાં ગુંથાયલા પોતાના "નારાયણ" નામના પુત્રને બોલાવ્યો. મરવાને તૈયાર થયેલા તે બુઢ્ઢાએ આ પ્રમાણે શ્રીહરિનું નામ લીધું કે ભગવાન્‌ના પાર્ષદો પોતાના સ્વામીનું નામ સાંભળીને એકાએક ત્યાં હાજર થયા અને યમરાજાના દૂતો જેઓ દાસીના પતિ અજામિલને તેના ખોળિયામાંથી બહાર કાઢતા હતા તેઓને બલપૂર્વક વારવા માંડ્યા.

## યમદૂત અને વિષ્ણુદૂતનો સંવાદ.

આ પ્રમાણે વારવાથી યમના દૂતો વિષ્ણુના દૂતોને કહેવા લાગ્યા કે, 'ધર્મરાજાની આજ્ઞાને અટકાવનારા તમે કોણ છો? અને આને લઇ જવાને શા માટે ના પાડો છો? તમે કોના દૂત છો? ક્યાંથી આવ્યા છો? તમે કોણ છો? તે અમે જાણતા નથી; માટે તમારે અમારા ઉપર કોપ કરવો નહીં. તમો, ધર્મરક્ષક યમરાજના જે અમે સેવક છીએ, તેઓને શા માટે આને લઇ જવા માટે ના પાડો છો?' આવાં વચનો સાંભળી મેઘના સરખી ગંભીર વાણીથી યમના દૂતો પ્રત્યે ભગવાન્‌ના પાર્ષદો હસીને કહેવા લાગ્યા.

ભગવાન્‌ના પાર્ષદો કહે છેઃ—'તમે જો ધર્મરાજાના દૂત હો તો ધર્મનું જે તત્ત્વ હોય તથા ધર્મનું જે લક્ષણ હોય તે અમને કહો. શિક્ષા કેવી રીતે કરવામાં આવે છે? શિક્ષાપાત્ર કોણ ગણાય? અપરાધ કરનારા સર્વે શિક્ષાપાત્ર ગણાય કે મનુષ્યોજ માત્ર શિક્ષાપાત્ર ગણાય? અને મનુષ્યોમાં સર્વ શિક્ષાપાત્ર છે કે કેટલાએકજ શિક્ષાપાત્ર છે?'

યમના દૂતો બોલ્યાઃ—"વેદમાં જે કરવા માટે આજ્ઞા કરેલી છે તેને ધર્મ જાણવો અને જે કરવા માટે ના પાડેલી છે તેને અધર્મ જાણવો, અને તે વેદ એ સાક્ષાત્ સ્વયંભૂ નારાયણનું સ્વરૂપ છે, એમ અમે સાંભળ્યું છે. જે નારાયણ ભગવાને પોતાના સ્વરૂપમાંજ આ સત્ત્વ, રજ તથા તમોગુણરૂપી પદાર્થો, પુરુષોના શાંતિ વિગેરે ગુણો, બ્રાહ્મણ વિગેરે નામો, વેદાધ્યયન વિગેરે ક્રિયાઓ તથા વર્ણ અને આશ્રમ વિગેરે રૂપોનું સારી રીતે વિવેચન કરેલું છે, તે નારાયણનું યથાર્થ રૂપ વેદ છે. સૂર્ય, અગ્નિ, આકાશ, પવન, ગાયો, ચન્દ્રમા, સંધ્યાકાળ, દિવસ, રાત્રિ, દિશાઓ, જલ, પૃથ્વી, કાલ તથા ધર્મ આટલાં દેહધારીએ કરેલાં પાપ-પુણ્યનાં સાક્ષીઓ છે;

અને એ સાક્ષીઓએ જાણેલો અધર્મ શિક્ષાપાત્ર ઠરે છે. આ પ્રમાણે કર્મ કરનારાં સર્વ પ્રાણીઓ પોતાનાં કર્મ પ્રમાણે દંડનાં પાત્ર બને છે. હે નિર્દોષ મહાપુરુષો! કર્મ કરનારાઓથી સમય ઉપર પુણ્ય પણ થાય છે અને સમય પર પાપ પણ થાય છે, કારણ કે કર્મ કરનારાઓને ગુણોનો સંગ છે. જો કોઇ અકર્તા હોય તો તેનાથી પાપકર્મ થાય નહીં, પરંતુ તેમ નથી, કારણ કે દેહધારી જીવ કર્મ કર્યા વિના રહેતોજ નથી; અને કર્મ કરે છે ત્યારે તેનાથી પાપ થવાનો પણ [1]સંભવ રહે છે. જે પ્રાણી આ લોકમાં જેટલો તથા જે પ્રમાણે ધર્મ અથવા અધર્મ કરે છે તે પ્રાણી પરલોકમાં તે કર્મનું તેટલું અને તે પ્રમાણેજ ફળ ભોગવે છે. હે ઉત્તમ દેવતાઓ! આ જન્મમાં જેમ વિચિત્ર ગુણોને લીધે શાંત, ઘોર અથવા તો મૂઢપણાથી અને સુખ, દુઃખ અથવા તો સુખદુઃખના મિશ્રપણાથી ત્રણ પ્રકારનાં પ્રાણીઓ જોવામાં આવે છે તેમજ તેઓ બીજા જન્મમાં પણ ત્રણ પ્રકારનાં હશે, એવું અનુમાન થાય છે. વર્તમાન કાળની વસંતાદિક ઋતુ જેમ ભૂતકાળની વસંતાદિક ઋતુઓના ગુણોને તથા ભવિષ્યકાળની વસંતાદિક ઋતુઓના ગુણોને જણાવે છે, એમ વર્તમાન કાળનો જન્મ ભૂતકાળના જન્મના અને ભવિષ્યકાળના જન્મના ધર્મને તથા અધર્મને જણાવે છે, અર્થાત્ વર્તમાન કાળની ઋતુનાં ફૂલફળનું રૂપ જોઇને તેના ઉપરથી ભૂત તથા ભવિષ્ય કાળની ઋતુનાં ફૂલફળનું અનુમાન થઇ શકે છે, તેમ વર્તમાન કાળના ધર્મ તથા

---

१ दूरेण ह्यवरं कर्म बुद्धियोगाद्धनंजय ।
बुद्धौ शरणमन्विच्छ कृपणाः फलहेतवः ॥

અર્થ—હે અર્જુન! આસક્તબુદ્ધિથી કર્મ કરવાં તે સારું નથી. કર્મપ્રવર્તક માણસે ફળની ઇચ્છારહિત કર્મ કરવું. ફળની ઇચ્છા કરનારાઓને ક્ષુદ્રબુદ્ધિ સમજવા. ગીતા.

અધર્મનું અને તેના ફળનું અનુમાન થાય છે. આ ધર્મ તથા અધર્મ જાણવાની રીત બીજાઓને માટે કરેલી છે, પરંતુ યમરાજા તો પોતાની 'સંયમની' નામની પુરીમાં બેઠા બેઠા મનથીજ જીવના પૂર્વજન્મને જાણે છે અને ભવિષ્ય કાળના જન્મને પણ યથાર્થ રીતે જાણે છે, કારણ કે તે અજન્મા ભગવાન્ છે; પરંતુ નિદ્રાને આધીન થયેલો પુરુષ જેમ સ્વપ્નમાં પણ તે સ્વપ્નાના દેહને દેખે છે, પરંતુ જાગૃતાવસ્થાના અથવા તો તેની પૂર્વના સ્વપ્નાના દેહને જાણતો નથી તેમજ અવિદ્યારૂપી ઉપાધિથી ઘેરાયલો અજ્ઞાની જીવ ઘણા જન્મોની સ્મૃતિ નાશ થવાથી ભૂતકાળના તથા ભવિષ્યકાળના દેહને જાણતો નથી, માત્ર વર્તમાન કાળનાજ દેહને જાણે છે. પાંચ કર્મેન્દ્રિયો કે જેનાથી જીવ પોતાનાં કાર્ય સાધે છે તથા પાંચ જ્ઞાનેંદ્રિયો કે જેનાથી જીવ શબ્દાદિકને જાણે છે; આ પ્રમાણે પાંચ જ્ઞાનેંદ્રિયો, પાંચ કર્મેંદ્રિયો, પાંચ શબ્દાદિક વિષયો અને સોળમું મન, એ સર્વ ઉપાધિમાં રહેલો એકલો છતાં સત્તરમો જીવ પોતે તે જ્ઞાનેંદ્રિયોના, કર્મેંદ્રિયોના તથા મનના વિષયોને ભોગવે છે. આ પ્રમાણે સોળકળાવાળું અને ત્રણ ગુણોથી બનેલું અનાદિ લિંગશરીર જીવને હર્ષ, શોક, ભય તથા પીડા કરનારો સંસાર આપ્યા કરે છે. છ ઇંદ્રિયોને નહીં જીતનારો અજ્ઞાની જીવ કર્મો કરવાની ઇચ્છા કરતો નથી, તો પણ લિંગશરીર તેની પાસે કર્મ કરાવે છે અને જીવ કોશેટાના જીવડાની પેઠે કર્મવડે પોતાને ઢાંકી દઇને, તેમાંથી નિકળવાનો ઉપાય ન જાણવાથી મુંઝાય છે. કોઇ પણ જીવ એક ક્ષણવાર પણ કોઇ દિવસ કર્મ કર્યા વિના રહેતો નથી. પૂર્વજન્મનાં કર્મોના સંસ્કારથી થયેલા રાગદ્વેષાદિક તે પરાધીન જીવની પાસે પરાણે કર્મ કરાવે છે, અને પૂર્વજન્મનાં અદૃષ્ટને લીધે તે અદૃષ્ટને અનુકૂળ સ્થૂલ તથા સૂક્ષ્મ એવાં શરીર ઉત્પન્ન થાય છે, અને તેનું શરીર, વીર્ય તથા રુધિર બન્ને સરખાં હોવા છતાં પણ બળવાન્ એવી કર્મની વાસનાને લીધે માતાપિતાના

જેવુંજ થાય છે. જીવનો આ પ્રમાણે સંસારમાં અવતરવારૂપી ફેરફાર થાય છે, તે પ્રકૃતિના સંબંધમાં આવ્યાથી થાય છે, પરંતુ તે ફેરફાર ભગવાનનું ભજન કરવાથી થોડા સમયમાં નાશ પામે છે. આ અજામિલ પ્રથમનો શાસ્ત્રસંપન્ન હતો, સારા સ્વભાવનો હતો, સદાચારી તથા ગુણનો ભંડાર હતો, વ્રતધારી હતો, કોમળ મનનો, કેળવાયલો, સત્યવાદી, મંત્રવેત્તા અને પવિત્ર અંતઃકરણવાળો હતો; ગુરૂ, અગ્નિ, અતિથિ તથા વૃદ્ધોની સેવા કરનારો, અહંકારરહિત, સર્વ પ્રાણીઓ સાથે મિત્રતા રાખનારો અને ઇર્ષ્યારહિત હતો. કોઈ વખતે પિતાની આજ્ઞાથી તે વનમાં ગયો હતો; ફળ, ફૂલ, યજ્ઞનાં કાષ્ઠો અને દર્ભ લઇને વનમાંથી પાછો ફરતો હતો તે વેળાએ લોટની મદિરા પીવાથી મદ ચઢવાને લીધે ઘૂમતી આંખોવાળી કોઇ એક વેશ્યાની સાથે એક કામાતુર શૂદ્રને આવતો તેણે દીઠો. એ રાંડ ગાંડી બની ગઇ હતી, અને પેલો આચારભ્રષ્ટ શૂદ્ર એ રાંડની સાથે નિર્લજ્જ રીતે ક્રીડા કરતો હતો. તેના ગાવાની પાછળ તે ગાતો હતો, હસતો હતો અને કામોદ્દીપન કરનારા ચંદનાદિકના લેપથી લીંપેલા બાહુવડે તેણે પેલી રાંડને આલિંગન કર્યું હતું. આ પ્રમાણે તે બન્નેને પોતાની પાસે જોઇને અજામિલ એકાએકજ મોહિત થઇને કામને આધીન થઇ ગયો. તેણે પોતે ધીરજના તથા જ્ઞાનના બળથી મનને રોકવા તો માંડ્યું, પણ કામથી કંપી ઉઠેલા મનનું તે સમાધાન કરી શકયો નહીં. તે, તે બન્ને જણાને જોવાથી ઉત્પન્ન થયેલા કામરૂપ ઝૂડને આધીન થઇ, ભાન વિનાનો થઇ ગયો અને મનમાં તે રાંડનુંજ મનન કરવાથી સ્વધર્મમાંથી ભ્રષ્ટ થયો. ત્યાર પછી અજામિલે પોતાના પિતાનું જેટલું ધન હતું તેટલું સર્વ ધન આપીને તે રાંડને પ્રસન્ન કરી; તથા તે રાંડ જે પ્રમાણે પ્રસન્ન થાય તે પ્રમાણે મનોહર એવા સંસારી વૈભવોથી તેને પ્રસન્ન કરવા લાગ્યો, અને પાપી તથા વેશ્યાના કટાક્ષથી વિંધાઇ ગયેલા તે અજામિલે મોટા કુળમાં જન્મેલી તથા મુગ્ધા-

વસ્થામાં રહેલી પોતાની સ્ત્રીનો પણ થોડા વખતમાં ત્યાગ કરી દીધો. તે મંદબુદ્ધિનો અજામિલ જ્યાં ત્યાંથી ન્યાયથી કે અન્યાયથી ધન લાવતો અને તે રાંડના કુટુંબનું પોષણ કરતો હતો. વળી શાસ્ત્રનો અનાદર કરીને તે પોતાની ઇચ્છા પ્રમાણે વર્તતો હતો, તેથી તે આર્ય લોકમાં તેની નિંદા થતી હતી. આ પ્રમાણે પાપી જીવન ગાળનારો, અપવિત્ર તથા અપવિત્ર વસ્તુ ખાનારો અજામિલ ઘણા કાળ સુધી આમ વર્ત્યો છે માટે પાપ કર્યા છતાં તે પાપોનું પ્રાયશ્ચિત્ત ન કરનારા આ અજામિલને અમે યમરાજની પાસે લઇ જઇશું કે જ્યાં આગળ પ્રાણીઓ શિક્ષા પામવાથી પવિત્ર થાય છે."

ઉપર પ્રમાણે યમના દૂતોનું કહેવું સાંભળીને ન્યાયમાં નિપુણ એવા ભગવાનના પાર્ષદો તેમની પ્રત્યે કહેવા લાગ્યા.

વિષ્ણુદૂતો બોલ્યા:—"અરેરે! અફસોસની વાત છે કે, અધર્મે ન્યાય કરનારાઓની સભાને અભડાવી મારી છે, કારણ કે જે સભાઓમાં ન્યાયાધીશો શિક્ષા કરવાને અયોગ્ય તથા પાપરહિત એવા પુરુષોને વૃથા શિક્ષા કરે છે. જે ન્યાયાધીશો હોય તે પ્રજાનું પિતાની પેઠે પાલન કરનારા હોવા જોઇએ, સદ્‌ગુણી હોવા જોઇએ તથા સમદૃષ્ટિવાળા હોવા જોઇએ. જો તેઓમાંજ વિષમપણાનો દોષ હોય તો પછી પ્રજા કોને શરણે જાય? મહાત્મા પુરુષ જે પ્રમાણે જગત્‌માં આચરણ કરે છે તે પ્રમાણેજ બીજાં મનુષ્યો વર્તે છે. તથા તેઓ જે વસ્તુને માન્ય કરે છે તેને બીજા લોકો પણ માન્ય કરે છે, માટે ન્યાયાધીશ જો અધર્મ કરવા માંડશે તો પછી બીજાઓ પણ તે પ્રમાણે અધર્મ કરવા માંડશેજ. લોકો જેના ખોળામાં માથું મૂકી નિશ્ચિંત થઇને સુઇ રહે છે, તે મનુષ્ય પોતે પશુની પેઠે ધર્મ અથવા અધર્મને જાણતો ન હોય તો તેને વિશ્વાસઘાતનું પાપ લાગે છે. પ્રાણીઓનો વિશ્વાસપાત્ર ન્યાયાધીશ જો દયાળુ હોય તો તે વિશ્વાસને લીધે પોતાના શરીરને અર્પણ કરનારા ભક્તિવાળા મૂઢ મનુષ્યનો શા

માટે દ્રોહ કરે ? આ અજામિલ કરોડો જન્મનાં પાપોનું પ્રાયશ્ચિત્ત કરી ચૂકયો છે; કારણ કે તેણે પરાધીનપણામાં પણ શ્રીહરિનું કલ્યાણકારક નામ લીધું છે. “ હે નારાયણ ! આવ ” એ વાકયમાં જો કે ભગવાન્‌નું ચાર અક્ષરવાળું આભાસમાત્ર નામ તે બોલ્યો હતો, પણ એટલાથીજ પાપીનાં પાપોનું નિવારણ થાય છે. આવો ‘ નારાયણ ’ શબ્દમાં ચમત્કાર[1] છે. ચોર, મદિરાપાન કરનારો, સાવકી માતાનો સંગ કરનારો તથા સ્ત્રી, રાજા, પિતા અને ગાયનો નાશ કરનારો તથા બીજા જે પાપ કર્મ કરનારા હોય તે સર્વ પાપીઓનાં પાપોનું શ્રીહરિનું નામ લેવાથીજ નિવારણ થાય છે, કારણ કે નામ લેવાથી તેને વિષે ‘ આ મારો છે ’ વિગેરે, ભગવાન્‌નો વિચાર થાય છે. ભગવાન્‌નાં નામો લેવાથી જે પ્રમાણે પાપી શુદ્ધ થાય છે તે પ્રમાણે વેદ જાણનારા મહાત્માઓએ કહેલાં ચાંદ્રાયણ વિગેરે વ્રતો કરવાથી પણ પાપી શુદ્ધ થતો નથી; કારણ કે ભગવાન્‌નું નામ લીધું હોય તો તે ભગવાન્‌ના ઉત્તમ ગુણોને જણાવે છે. પાપોનું પ્રાયશ્ચિત્ત કર્યા છતાં પણ ફરીને મન દુષ્ટ માર્ગ તરફ દોડે છે, માટે પ્રાયશ્ચિત્ત પાપોના મૂલોનું ખરેખર નાશ કરનારું કારણ ગણાય નહીં, માટે પાપોનું નિવારણ કરવાની ઇચ્છાવાળા પુરુષોએ શ્રીહરિના ગુણોનું વર્ણન કરવું, એજ પ્રાયશ્ચિત્ત છે; કારણ કે એજ ખરેખર ચિત્તને શુદ્ધ કરનારું છે, માટે તમે સર્વ પાપોનું પ્રાયશ્ચિત્ત કરનારા આ અજામિલને લઇ જાઓ મા, કારણ કે તેણે મરતી વખતે ભગવાન્‌નું સારી રીતે નામ લીધું છે. પુત્રાદિકના સંકેતવાળાં નામ બોલવામાં, મશ્કરીમાં, ગીતનો રાગ પૂરવામાં અથવા તો અપમા-

---

૧ अंतकाले च मामेव स्मरन्मुक्त्वा कलेवरम् ।
यः प्रयाति स मद्भावं याति नास्त्यत्र संशयः ॥

અર્થ—મરણ વખતે મારું સ્મરણ કરતાં જે દેહ છોડે છે તે મારા સ્વરૂપને પામે છે તેમાં જરા પણ સંશય નથી. ગીતા.

નમાં પણ શ્રીહરિનું નામ લે, તો તે સર્વ પાપનો નાશ કરે છે, આમ જાણવું. પડતી વેળાએ, ઠેસખાતી વેળાએ, હાડકાં ભાંગતી વેળાએ, સર્પ કરડતી વેળાએ, તાપ આવતી વેળાએ તથા લાકડી, પથ્થર વિગેરેનો માર પડતી વેળાએ પુરુષ પરાધીન થઇને 'શ્રીહરિ' એમ ભગવાનનું નામ લે છે, તો તે યમલોકનાં દુઃખો ભોગવતો નથી. મહર્ષિઓએ વિચાર કરીને મોટાં પાપોનાં મોટાં પ્રાયશ્ચિત્તો કહ્યાં છે અને નાનાં પાપોનાં નાનાં પ્રાયશ્ચિત્તો કહ્યાં છે. જે પાપોને ઉદ્દેશીને તપશ્ચર્યાદિક દાન તથા જપ વિગેરે કર્યાં હોય તે પાપો તપશ્ચર્યાદિક પ્રાયશ્ચિત્તોથી નાશ પામે છે, પરંતુ તે પાપોનું 'સંસ્કાર' નામનું સૂક્ષ્મ સ્વરૂપ તેમનાથી નાશ પામતું નથી. તે તો ઈશ્વરના ચરણની સેવાથી નાશ પામે છે. જાણતાં અથવા અજાણતાં ઉત્તમ કીર્તિવાળા ભગવાનનું નામ લીધું હોય તો અગ્નિ જેમ કાષ્ટને બાળી નાંખે તેમ તે પુરુષનાં પાપોને બાળી નાંખે છે. કોઇ વધારે બળવાળું ઔષધ દૈવેચ્છાથી શ્રદ્ધા વિના પણ ખવાઇ ગયું હોય તો તે જેમ વૈદ્યની પાસેથી તેના ગુણ ન જાણનારા મનુષ્યને પણ પોતાનો ગુણ બતાવે છે તેમ ભગવાનના નામનો મંત્ર પણ શ્રદ્ધા વિના જાણવામાં આવ્યો હોય તો તે પોતાના પ્રભાવને નહિ જાણનારા મનુષ્યને પણ પોતાનો પ્રભાવ દર્શાવે છે, અર્થાત્ વસ્તુઓમાં જે શક્તિ રહેલી હોય છે તે શ્રદ્ધાદિકની અપેક્ષા રાખતી નથી."

આ પ્રમાણે વિષ્ણુના દૂતોએ ભગવાન્ સંબંધી ધર્મનો નિર્ણય કહી, તે બ્રાહ્મણને યમરાજાના પાશમાંથી છુટો કરીને મૃત્યુમાંથી છોડાવ્યો—મરતો બચાવ્યો. ત્યારપછી વિષ્ણુના દૂતોએ કાઢી મૂકેલા યમના દૂતો યમરાજા પાસે જઇને, હે શત્રુદમન રાજા! ત્યાં બન્યા પ્રમાણે તેમણે સર્વ વાતો તેમને કહી બતાવી. પેલો અજામિલ બ્રાહ્મણ યમના પાશમાંથી છુટો થયા પછી નિર્ભય થઇ સાજો થયો, તેણે ભગવાનના પાર્ષદોનાં દર્શન કર્યાં, અને પરમ આનંદ પામીને

મસ્તકવડે ભગવાનના પાર્ષદોને પ્રમાણ કર્યા. હે નિર્દોષ રાજા ! પછી તે કંઇ કહેવાની ઇચ્છા કરવા લાગ્યો, તેવું જાણી વિષ્ણુના દૂતો તેના દેખતાંજ ત્યાં આગળથી તુરત અંતર્ધ્યાન થઇ ગયા. અજામિલ પણ યમના દૂતો પાસેથી વેદમાં કહેલા સગુણધર્મ તથા ભગવાનના દૂતોએ કહેલો શુદ્ધ નિર્ગુણધર્મ સાંભળીને તથા શ્રીહરિનું માહાત્મ્ય સાંભળીને ભગવાનને વિષે તુરત ભક્તિવાળો થયો અને પોતાનું પાપ સાંભરી આવવાથી તેને પશ્ચાત્તાપ થવા લાગ્યો.

## અજામિલનો પશ્ચાત્તાપ.

"અરેરે !!! મેં દુષ્ટે, મનને આધીન થઇને બહુ જુઠું કર્યું, કારણ કે શૂદ્રજાતિની સ્ત્રીમાં પુત્ર ઉત્પન્ન કરીને મેં મારું બ્રાહ્મણપણું નાશ કર્યું. સારાં મનુષ્યોએ નિંદી કાઢેલો, પાપ કરનારો તથા કુલમાં કાજળરૂપ જે હું, તે મને ધિક્કાર છે. જે મેં, મુગ્ધ એવી પતિવ્રતા સ્ત્રીનો અનાદર કરીને મદિરાનું પાન કરનારી વેશ્યા સ્ત્રીને ઘરમાં રાખી. અરેરે !!! ઘરડાં, અનાથ, દુઃખી તથા મારા વિના જેનું બીજું કોઇ પણ સંબંધી નથી, એવાં મારા માતાપિતાનો પણ મેં કૃતઘ્નીએ હમણાં નીચની પેઠે ત્યાગ કર્યો. માટે હવે તો હું અત્યંત દારુણ એવા નરકમાં ખરેખર પડીશ, કે જે નરકમાં ધર્મનો નાશ કરતા કામી પુરુષો યમ તરફથી મહા દારુણ પીડાઓ ભોગવે છે. અરેરે !!! આ તે શું મને સ્વપ્ન આવ્યું છે? અથવા તો આ સર્વ અદ્ભુતકારક વૃત્તાંત મેં શું જાગૃદવસ્થામાં દીઠો છે? હાથમાં પાશ ધારણ કરનારા જેઓ હમણાંજ મને બાંધીને ખેંચતા હતા, તેઓ કયાં ગયા ? અને પાશોથી બાંધીને નરકમાં લઇ જવાતા મને છોડાવ્યો હતો, તે સારા દેખાવડા ચાર સિદ્ધ પુરુષો પણ કયાં ગયા ? હું જો કે આ જન્મમાં તો મોટો પાપી છું, તો પણ પૂર્વજન્મમાં હું ખરેખર પુણ્યવાન્ હોઇશ.

કારણ કે ઉત્તમ દેવતાઓનાં દર્શન થવાને માટે પૂર્વજન્મનું મોટું પુણ્ય હોવું જોઇએ, કે જેઓનાં દર્શનથી મારું મન નિર્મળ થયું છે. જો પૂર્વજન્મનાં મારાં મહા પુણ્ય હોય નહીં તો અપવિત્ર અને દાસીનો પતિ હું મરવા પડું તે વખતે મારી જિહ્વા ભગવાનનું નામ લઇ શકે ખરી કે? જુગારી, પાપી, બ્રાહ્મણપણાનો નાશ કરનારો અને નિર્લજ્જ હું ક્યાં? અને નારાયણ એવું મંગલકારક ભગવાનનું નામ ક્યાં? માટે હું ચિત્ત, ઇંદ્રિયો તથા પ્રાણવાયુને જીતીને તે પ્રમાણે પ્રયત્ન કરીશ, કે જે પ્રમાણે ફરીને મારો આત્મા અંધતમ નરકમાં ડુબે નહીં. વળી અવિદ્યા, તૃષ્ણા તથા કર્મથી ઉત્પન્ન થયેલા આ બંધનને તોડી નાંખીને હું સર્વ પ્રાણીઓનો સંબંધી, શાંત, મિત્રતાવાળો, દયાળુ તથા ધીરજવાળો થઇને સ્ત્રીરૂપી ભગવાનની માયા વડે ગળાયલા મારા આત્માને છોડાવીશ, કે જે સ્ત્રીએ જ મને આજ દિવસ સુધી અધમ એવા વાનરાના મુંડાની પેઠે રમાડયો છે. વળી આ દેહાદિક મિથ્યા પદાર્થ ઉપર 'મારું અને હું' એવી મિથ્યા બુદ્ધિને છોડી દઇને હું સત્ય વસ્તુ ઉપર બુદ્ધિ રાખીશ તથા ભગવાનનાં કીર્તનાદિક કરવાથી શુદ્ધ થયેલા મારા મનને ભગવાનને વિષે સ્થિર કરીશ."

શ્રીશુકદેવજી કહે છેઃ—આ પ્રમાણે સત્પુરુષનો એક ક્ષણ સમાગમ થવાથી અજામિલને ખેદ થયો અને તે પુત્રાદિકના સ્નેહરૂપી સર્વ બંધનમાંથી મુક્ત થઇને શ્રીહરિદ્વારમાં ગયો. ત્યાં તેણે દેવમંદિરમાં બેસી, યોગ ધારણ કરી, સર્વ ઇંદ્રિયોને વિષયોમાંથી વારી લઇને, મનને આત્મામાં જોડયું. ત્યારપછી ચિત્તની એકાગ્રતા વડે આત્માને, દેહથી તથા ઇંદ્રિયોથી જૂદો પાડીને પરબ્રહ્મરૂપ અને અનુભવથી જાણવામાં આવે તેવા ભગવાનના સ્વરૂપમાં જોડી દીધો. જ્યારે પરમાત્માના સ્વરૂપમાં તેની બુદ્ધિ સ્થિર

થઇ ત્યારે અજામિલે પ્રથમ જોયેલા ચાર પુરુષોને પોતાની સન્મુખ જોયા. તેઓને જોયેલા ઓળખી કાઢીને તેણે મસ્તકવડે તેમને પ્રણામ કર્યા. આ પ્રમાણે ભગવાનના પાર્ષદોનાં દર્શન કર્યા પછી, પોતાના કલેવરને ગંગાતીર્થમાં ત્યાગ કરીને તેણે તુરત ભગવાનના પાર્ષદોનું રૂપ ધારણ કર્યું. પછી તે બ્રાહ્મણ ભગવાનના પાર્ષદોની સાથે સુવર્ણના વિમાનમાં બેસીને આકાશમાર્ગે જ્યાં આગળ લક્ષ્મીપતિ વિષ્ણુ બિરાજે છે ત્યાં વૈકુંઠમાં ગયો. આ પ્રમાણે સર્વ ધર્મોનો નાશ કરનાર, દાસીનો પતિ, નિંદિત કર્મ કરવાથી ભ્રષ્ટ થયેલો અને યમ નિયમ તોડનારો અજામિલ નરકમાં નંખાવાની તૈયારીમાં હતો, પરંતુ ભગવાનનું નામ લઇને તુરત તેમાંથી છુટી ગયો હતો. માટે કર્મનાં બંધનમાંથી મોકળા થવાની ઇચ્છાવાળા પુરુષોનાં કર્મના મૂળને ભગવાનના કીર્તન વિના બીજું કોઇ પણ કાપનારું નથી, કારણ કે ભગવાનનું કીર્તન કરવાથી મન ફરીને કર્મમાં બંધાતું નથી, પરંતુ બીજાં પ્રાયશ્ચિત્તો કરવાથી તો મન રજોગુણથી મલિન રહે છે. મરવાને તૈયાર થયેલા અજામિલે જો પુત્રને બોલાવતાં ભગવાનનું નામ લીધું અને તેથી જ્યારે તે વૈકુંઠલોકમાં ગયો ત્યારે શ્રદ્ધાથી જો ભગવાનનું નામ લીધું હોય તો પછી શું જ [1]કહેવું !

ઇતિ વૈરાગ્યપ્રકરણમાં અધ્યાય ૫ મો સંપૂર્ણ.

---

१ अपि चेत्सुदुराचारो भजते मामनन्यभाक् ।
साधुरेव स मंतव्यः सम्यग् व्यवसितो हि सः ॥ गीता

અર્થ—જે માણસ એકનિષ્ઠાથી મને ( ભગવાનને ) ભજે છે, તે ગમે તેવો દુરાચારી હોય તો પણ તેને સાધુ ( ધૂતપાપ ) સમજવો, કારણ તેની બુદ્ધિ સમ્યક્ થયેલી હોય છે. ગીતા.

# અધ્યાય ૬ ઠ્ઠો.

## નરદેહપ્રશંસા. (૫-૧૯)

**अहो अमीषां किमकारिशोभनं प्रसन्न एषां स्विदुत स्वयं हरिः ॥**
**यैर्जन्मलब्धं नृषु भारताजिरे मुकुंदसेवौपयिके स्पृहा हि नः ॥ २१ ॥**

શુકદેવ કહે છેઃ—દેવતાઓ ભરતખંડમાં જન્મેલાં પ્રાણીઓને માટે આ પ્રમાણે ગાય છેઃ " ઓહોહોહો!! જેઓએ ભરતખંડમાં ભગવાન્‌ની સેવામાં ઉપયોગી એવો મનુષ્યાવતાર લીધો છે, તેઓએ એવું તે શું પુણ્ય કર્મ કર્યું હશે? અથવા તો ભગવાન્ શ્રીહરિ પોતેજ શું એઓના ઉપર પ્રસન્ન થયા હશે? કારણ કે અમને પણ એવા અવતારની ઇચ્છા થાય છે. કોઇનાથી બની શકે નહીં તેવા યજ્ઞો કરવાથી, તપો કરવાથી, વ્રતો કરવાથી તથા દાનાદિક કરવાથી તુચ્છ એવા સ્વર્ગનો કદાચ વિજય કર્યો તો પણ એમાં શો લાભ થયો? કારણ કે જ્યાં આગળ ઇંદ્રિયોને અતિશય સુખ મળવાથી ભગવાન્ નારાયણના ચરણારવિંદનું સ્મરણ થતું નથી, એટલુંજ નહીં પણ તે વિસરી જવાય છે. આ સ્વર્ગમાં અવતાર આવવાથી આપણે એક કલ્પપર્યંત જીવશું, પરંતુ ફરીને પણ આપણો જન્મ થશે માટે તેવા જન્મ કરતાં ભરતખંડની ભૂમિમાં અવતાર લઇને અલ્પ સમય આયુષ્ય ભોગવવું એ ઉત્તમ છે; કારણ કે બુદ્ધિશાલી પુરુષો ભરતખંડમાં મનુષ્યદેહને લીધે એક ક્ષણમાંજ સર્વ કર્મનો ત્યાગ કરીને શ્રીહરિનાં અભય એવાં ચરણારવિંદને સારી રીતે પામે છે. જ્યાં ભગવાન્‌ની કથારૂપી અમૃતની નદીઓ વહેતી નથી, જ્યાં ભગવાનનો આશ્રય કરનારા ઉત્તમ ભક્તજનો હોતા નથી, જ્યાં મહા ઉત્સવોવાળી ભગવાન્ યજ્ઞનારાયણની પૂજાઓ થતી નથી, તે

સ્થાન જો કે બ્રહ્મલોક હોય તો પણ ત્યાં રહેવું જોઇએ નહીં. જે પ્રાણીઓ જ્ઞાન, જ્ઞાનને માટે ઉપયોગી ક્રિયાઓ અને ક્રિયાઓને ઉપયોગી એવા પદાર્થોથી ભરપૂર એવા મનુષ્યના અવતારને મેળવ્યા છતાં પણ, મોક્ષ માટે પ્રયત્ન કરતા નથી તેઓ પારાધીના હાથમાંથી છૂટી ગયેલાં પક્ષીઓ જેમ ફરીને પણ પાછાં ઝાડ ઉપર ગાફલ થઇ જો વિહાર કરે તો બંધાઇ જાય છે, તેમ તે પ્રાણી પણ ફરીને બંધન પામે છે.

ઓહોહો!!! ભરતખંડના લોકોનું કેટલું મોટું ભાગ્ય છે! કારણ કે જે લોકો શ્રદ્ધાથી યજ્ઞમાં '**अग्नये जुष्टं निर्वपामि । इंद्राय जुष्टं निर्वपामि**' વિગેરે જૂદા જૂદા વિભાગો પ્રમાણે વિધિથી મંત્રો ભણીને ચરુ તથા પુરોડાશ જુદા જુદા દેવતાઓને '**न मम**' એમ કહીને અર્પણ કરે છે, તે પદાર્થને શ્રીહરિ જે પૂર્ણ કામનાવાળા છે તથા જેને ઇંદ્રાદિકનાં જૂદાં જૂદાં નામોથી બોલાવવામાં આવે છે, છતાં પણ સર્વ કામનાના સ્વામી એવા તે પ્રભુ પ્રસન્ન થઇને તુરતજ ગ્રહણ કરે છે. ઉપર કહેલા સકામ પુરુષો કરતાં નિષ્કામ પુરુષો વધારે ઉત્તમ છે, કારણ કે ભગવાનની પાસે યાચના કરનારને ભગવાન્ તેની ઇચ્છા પ્રમાણે માંગેલી વસ્તુ આપે છે એ વાત ખરી છે, પરંતુ તે પ્રમાણે યાચના કરવાથી ભગવાન્ મોક્ષ આપતા નથી; કારણ કે એક વસ્તુ માગ્યા પછી, ફરીને મનુષ્ય બીજી વસ્તુ માંગે છે, માટે જેઓ નિષ્કામપણે ભગવાનની સેવા કરે છે તેઓની તો ભગવાન્ પોતેજ સર્વ ઇચ્છાઓને પરિપૂર્ણ કરનારું પોતાનું [1]ચરણપલ્લવ (મોક્ષ) આપે છે.

---

१ अनन्याश्चिंतयन्तो मां ये जनाः पर्युपासते ।
तेषां नित्याभियुक्तानां योगक्षेमं वहाम्यहम् ॥

**અર્થઃ**—ભગવાન્ કહે છે, જે મનુષ્યો મને અનન્ય ભાવથી મારૂં

અમે સ્વર્ગનું જે સુખ ભોગવ્યું છે, તેમાંથી જો કંઇ બાકી રહ્યું હોય તો તે ઉત્તમ યજ્ઞના શ્રેષ્ઠ ફળને લીધે તથા સારા અધ્યાપનના અને યજ્ઞયાગાદિકના શ્રેષ્ઠ ફળને લીધે અમારો જન્મ ભરતખંડમાં થાઓ! અને ત્યાં આગળ અમને ભગવાનનાં ચરણનું સ્મરણ રહો! કે જ્યાં પોતાને ભજનારા લોકોનું શ્રીહરિ કલ્યાણ કરે છે."

ઇતિ વૈરાગ્યપ્રકરણમાં અધ્યાય ૬ ઠ્ઠો સંપૂર્ણ.

---

## અધ્યાય ૭ મો.



### બાલોપદેશ. (૧૧-૨૦)

स्वर्गिणोऽप्येतमिच्छंति लोकं निरयिण तथा ।
साधकं ज्ञानभक्तिभ्यामुभयं तदसाधकम् ॥ १२ ॥
न नरः स्वर्गतिं कांक्षेन्नारकीं वा विचक्षणः ।
नेमं लोकं च कांक्षेत देहावेशात्प्रमाद्यति ॥ १३ ॥

ભગવાન્ કહે છેઃ-આ પ્રમાણે મનુષ્ય દેહ, જ્ઞાન તથા ભક્તિના એક સાધનરૂપ છે, તેથી તે સર્વના દેહ કરતાં ઉત્તમ છે. જેમ નારકી જીવ મનુષ્યદેહની ઇચ્છા કરે છે, તેમ દેવતાઓ પણ મનુષ્યના દેહની વાંછા કરે છે, કારણ કે મનુષ્યનો દેહ જ્ઞાન તથા ભકિતનું એક સાધનરૂપ છે, પણ દેવનો કે નારકીનો દેહ જ્ઞાન તથા ભક્તિનું સાધન નથી. માટે કુશળ પુરુષે સ્વર્ગ મળે

ચિંતવન કરી મારું ઉપાસન કરે છે તેવા નિરંતર મારામાંજ અભિયુક્ત પુરુષોના થએલા યોગ-ક્ષેમનો ભાર હુંજ ચલાવુંછું.

તેવાં કર્મો કરવાં નહીં, તેમ મનુષ્યદેહ મળે તેવાં પણ કર્મો કરવાની ઇચ્છા કરવી નહીં, કારણ કે દેહમાં આસક્તિ થવાથી મનુષ્ય પોતાનું કર્તવ્ય ચૂકી જાય છે. માટે પુરુષે સાવધાન થઇને આ કલેવર અર્થસિદ્ધિ આપનારું છે, તો પણ તે નાશવંત છે, એમ જાણીને ઉપર કહેવા પ્રમાણે દેહને જ્ઞાનના તથા ભક્તિના સાધનરૂપ જાણી મૃત્યુની અગાઉ મુક્તિ માટે પ્રયત્ન કરવો જોઇએ. યમની પેઠે નિર્દય પુરુષો ઝાડને કાપવા માંડે છે, ત્યારે તે ઝાડમાં માળો ઘાલી રહેનારું પક્ષી તેના ઉપરથી આસક્તિ ઉઠાડી, તેનો ત્યાગ કરીને ઉડી જાય છે, તો તે કલ્યાણને મેળવે છે. તેમ દિવસ અને રાત્રિ કાલ આપણાં આયુષ્યને કાપવા માંડે છે, તે જાણીને મનુષ્ય ભયથી કંપે, દેહ ઉપર આસક્તિ રાખે નહીં, અને પરબ્રહ્મને ઓળખીને જીવનાદિકની તૃષ્ણાનો ત્યાગ કરે ત્યારેજ તે શાંતિ પામે છે. આ મનુષ્યદેહરૂપી એક ઉત્તમ વહાણ છે, તે સર્વ ફળોને આપનારું છે, ઘણુંજ દૃઢ છે, કોટિ ઉપાયોથી મળે નહીં તેવું છતાં દૈવેચ્છાથી મળ્યું છે, તેમાં ગુરુરૂપી કર્ણધાર છે-નાવિક અને અનુકૂલ પવનરૂપ જે હું ભગવાન્ તેનાથી ચાલે છે. આવા વહાણને મેળવીને જે પુરુષ ભવસાગરને તરતો નથી તેને આત્મહત્યા કરનારો જાણવો.

ઇતિ વૈરાગ્યપ્રકરણમાં અધ્યાય ૭ મો સંપૂર્ણ.

---

## અધ્યાય ૮ મો.



### પ્રહ્લાદોપદેશ. (૭-૬)

कौमार आचरेत्प्राज्ञो धर्मान्भागवतानिह ।
दुर्लभं मानुषं जन्म तदप्यध्रुवमर्थदम् ॥ १ ॥

**यथाहि पुरुषस्येह विष्णोः पादोपसर्पणम् ।**

**यदेष सर्वभूतानां प्रिय आत्मेश्वरः सुहृत् ॥ २ ॥**

પ્રહ્‌લાદ કહે છેઃ—“ મનુષ્યનો જન્મ ઇચ્છિત અર્થ આપનારો છે, માટે બુદ્ધિશાળી મનુષ્યે આ લોકમાં બાલ્યાવસ્થામાંથીજ વૈષ્ણવ ધર્મ પાળવો જોઇએ, કારણ કે મનુષ્ય જન્મ દુર્લભ છે, ફરીફરીને આવતો નથી અને તે પણ ક્ષણભંગુર છે; માટે ભગવાન્‌ના ચરણનું શરણ કરવું, એ યોગ્ય છે; કારણ કે, ભગવાન્ ઇશ્વર સર્વ પ્રાણીઓના આત્મા હોવાથી તેઓના મિત્ર છે તથા પ્રિય છે. ભગવાન્‌નું ભજન, સેવન મૂકીને, જેમનાથી આયુષ્યનો ફોગટ વ્યય થાય છે, એવાં વિષયસુખ માટે પ્રયાસ કરવો જોઇએ નહીં, કારણ કે, તેવો શ્રમ કરવાથી, પરમ કલ્યાણરૂપ ભગવાન્‌નાં ચરણની પ્રાપ્તિ થતી નથી. હે દૈત્યો ! વિષયોનું સુખ તો, દેહ પ્રાપ્ત થવાથી પ્રાણીઓને સર્વ અવતારોમાં મળે છે. દુઃખ જેમ પ્રયત્ન કર્યા વિના પણ દૈવયોગે મળે છે, તેમ સુખ પણ પ્રયત્ન કર્યા વિના મળે છે, માટે વિષયસુખ સારૂ શ્રમ કરવો નહીં. સંસારમાં અવતરીને આ મનુષ્યદેહ જ્યાં સુધીમાં પરિપૂર્ણ તથા સમર્થ હોય, તેટલામાં જ્ઞાની પુરુષે તુરત કલ્યાણને માટે પ્રયત્ન કરવો જોઇએ. ઇંદ્રિયાધીન પુરુષનું આયુષ્ય સો વર્ષનું કહેવાય છે, તેમાં અર્ધું આયુષ્ય એટલે પચાસ વર્ષ નિષ્ફળ જાય છે, કારણ કે પુરુષ તેટલાં વર્ષ સુધી રાત્રે નિદ્રારૂપી મહામોહમાં પડીને સૂઇ રહે છે; વિશ વર્ષ બાળક અવસ્થાના અજ્ઞાનમાં અને કુમાર અવસ્થાની રમતમાં વીતિ જાય છે, વિશ વર્ષ, વૃદ્ધાવસ્થાથી શરીર ઘેરાઇ જવાને લીધે અસમર્થપણામાં જાય છે, અને બાકીનાં વર્ષ ઘરની અંદર આસક્ત થયેલા પ્રમત્ત પુરુષને કોઇથી ન પૂરી શકાય એવી તૃષ્ણાઓમાં તથા બળવાન્ મોહમાં ચાલ્યાં જાય છે. ઇંદ્રિયને આધીન થયેલો ક્યો પુરુષ ઘરની અંદર આસક્ત થયેલા અને સ્નેહના મજબૂત

પાશોથી બંધાયેલા પોતાના આત્માને છોડાવી શકે છે ? વળી જેમ ધન, પ્રાણ કરતાં પણ વધારે પ્રિય છે અને તેથી ચોર, સેવક અને વ્યાપારી, પોતાના પ્રિય પ્રાણોનો ખર્ચ કરીને પણ જે ધનને મેળવે છે, તે ધનની તૃષ્ણાનો કયો મનુષ્ય ત્યાગ કરે ? દીકરાઓ, મનોહર દીકરીઓ, ભાઇઓ, બહેનો, ગરીબ માતા, પિતા, સુંદર એવા ઘણા સામાનથી ભરેલાં ઘર, કુલપરંપરાથી આજીવિકા, ઢોર ઢાંખર અને સેવકવર્ગને સંભારતો, સ્નેહથી બંધાયેલો, લોભથી જેની તૃષ્ણા પૂર્ણ થઇ નથી એવો, ઉપસ્થના તથા જિહ્વાના રસનેજ અધિક માનનારો, અપાર મોહથી તેમાં લાગી રહેલો તથા કોશેટાનો કીડો જેમ પોતાનું ઘર બનાવતાં નીકળવાનો માર્ગ રાખતો નથી, તેમ નિત્ય કર્મ કર્યા કરતો પુરુષ, દયાપાત્ર સ્ત્રીના એકાંત સંગનો તથા મનોહર એવા ગુપ્ત વિચારોનો કેમ ત્યાગ કરી શકે ? તેમ સંબંધીઓનો તથા કાલું કાલું બોલનારાં છોકરાંઓના સંગનો પણ કેમ ત્યાગ કરી શકે ? અને કેવી રીતે વૈરાગ્ય પામે ? મદમત્ત થયેલો મનુષ્ય કુટુંબોનું પોષણ કરવાના કામમાં ઓછા થઇ જતા આયુષ્યને તથા હણાતા પુરુષાર્થને જાણતો નથી, અને પોતે કુટુંબમાં પ્રીતિ રાખવાથી, સર્વ જગોએ ત્રિવિધ તાપથી દુઃખી થયા કરે છે, તો પણ તે તેને દુઃખરૂપ માનતો નથી. જેનું મન નિત્ય ધનમાં લાગી રહેલું હોય છે, એવો ઇંદ્રિયાધીન કુટુંબી મનુષ્ય, પારકું ધન હરી લેનારાને આ લોકમાં તથા પરલોકમાં જે દુઃખ થાય છે તે જાણે છે, તો પણ પોતાની તૃષ્ણા શાંત ન થવાથી પરનું ધન હરણ કરે છે. હે દૈત્યો ! જ્ઞાની મનુષ્ય પણ એ પ્રમાણે પોતાને વિષે તથા પારકાને વિષે ભેદદૃષ્ટિ રાખીને પોતાના કુટુંબનું પોષણ કરે છે. તે આત્મવિચાર કરવાને સમર્થ થતો નથી, પણ તે મૂઢની પેઠે અહંતા મમતામાં અટવાયા કરે છે. સ્ત્રીઓ કે જેઓનો સંગ કરવાથી પુત્રપૌત્રાદિકરૂપી બેડીમાં પડાય છે, તેઓની પાસે વિહાર કરવાના વાંદરા જેવો રાંક થઇને રહેનારો

કોઇ પણ પુરુષ, કોઇ કાળે, કોઇ પણ ઠેકાણે પોતાના આત્માને છોડવવાને સમર્થ થતો નથી. માટે હે દૈત્યો ! વિષયમાં લાગી રહેલા દૈત્યોનો સંગ દૂરથી ત્યાગ કરીને, આદિદેવ નારાયણ ભગવાન્‌નુંજ ભજન કરો, કારણ કે, સંસારનો સંગ ત્યાગ કરનારા પુરુષો નારાયણના ભજનનેજ મોક્ષ માને છે. ભગવાન્ નારાયણને પ્રસન્ન કરનારા પુરુષને બહુ પરિશ્રમ પડતો નથી, કારણ કે, તે સર્વ પ્રાણીઓના આત્મા છે અને આ લોકમાં સર્વ ઠેકાણે પ્રસિદ્ધ છે. સ્થાવરથી લઇ બ્રહ્મા સુધીના જીવોમાં, પાંચ ભૂતથી બનેલા નિર્જીવ પદાર્થોમાં, પાંચ મહાભૂતોમાં, ત્રણ ગુણોમાં, પ્રકૃતિમાં તથા મહત્તત્ત્વાદિ વિકારોમાં, અવિનાશી એવા પરમાત્મા ભગવાન્ ઇશ્વરજ એક રહેલા છે. એ પરમાત્મા પોતે વસ્તુતઃ એકજ અને નામરહિત છે, તો પણ ભોક્તારૂપે વ્યાપક કહેવાય છે. તે ભોગ્ય દેહાદિરૂપે વ્યાપક કહેવાય છે. એ પરમેશ્વરનું સ્વરૂપ કેવળ અનુભવ અને આનંદરૂપ છે, અને તેમણે ગુણોને ઉત્પન્ન કરનારી પોતાની માયા વડે પોતાના ઐશ્વર્યને અંતર્હિત કરેલું છે, એમ જાણવામાં આવે છે. માટે સર્વ પ્રાણીઓ ઉપર સ્નેહ અને દયા રાખો; કારણ કે દયાથી ભગવાન્ પ્રસન્ન થાય છે, અને આદિ એવા અનંત ભગવાન્ પ્રસન્ન થાય ત્યારે કઇ વસ્તુ દુર્લભ રહે ? તો પણ ભગવાનના ચરણની સુધાનેજ સેવનારા અને તેમનુંજ ગાયન કરનારા આપણને ધર્મ, અર્થ અને કામનું શું પ્રયોજન છે ? કારણ કે, તેઓ તો પ્રારબ્ધની ગતિથી પોતાની મેળેજ મળે છે. માટે મોક્ષની ઇચ્છા રાખવાનું કાંઇપણ પ્રયોજન નથી. ધર્મ, અર્થ તથા કામરૂપી ત્રિવર્ગ, આત્મવિદ્યા, કર્મવિદ્યા, તર્કવિદ્યા, દંડનીતિ તથા અનેક જાતની આજીવિકા, આ પ્રમાણે વેદમાં નિરૂપણ કરેલા સર્વ વિષયો પોતાના અંતર્યામી ભગવાનને પોતાનો આત્મા અર્પણ કરવામાં સાધનરૂપ થઇ પડે છે. દુર્લભ એવું આ નિર્મળ જ્ઞાન નરના સખા નારાયણે નારદને કહ્યું હતું અને

તેજ આ જ્ઞાન અકિંચન એવા ભગવાનના ઐકાંતિક ભકતોનાં ચરણારવિંદની રજમાં જે દેહધારીઓ આળોટે છે, તેઓને પણ થાય[1] છે. ”

ઇતિ વૈરાગ્યપ્રકરણમાં અધ્યાય ૮ મો સંપૂર્ણ.

---

## અધ્યાય ૯ મો.



### ઋષભદેવનો ઉપદેશ. (૫-૫)

**ऋषभ उवाचः-**

**नायं देहो देहभाजां नृलोके कष्टान्कामानर्हते विड्भुजां ये ।**
**तपो दिव्यं पुत्रका येन सत्त्वं शुद्ध्येद्यस्माद्ब्रह्मसौख्यं त्वनंतम् ॥१॥**

ઋષભદેવ ઉપદેશ કરે છે:-“ જે દુ:ખકારક વિષયો વિષ્ટા ખાનાર ભુંડોને પણ મલે છે, તેવા દુ:ખકારી વિષયો ભોગવવાને

૧ સોના જેવો મનુષ્યદેહ પ્રાપ્ત થવા છતાં લોકો પોતાના આયુષ્યનો વ્યય વિષયસુખ ભોગવવાને માર્ગે કરે છે, અર્થાત્ હાથમાં આવેલા અમૃતને છોડી દઇ મૃગજળ તરફ દોડે છે, કિંવા કલ્પતરુ વૃક્ષ રોપવાની જગોએ ભાંગ વાવવાના પ્રયત્ન કરે છે, અથવા હાથનો ચિંતામણિ આપી દઇને તેના બદલામાં કાલ્પનિક હાથી, ઘોડા, નગરો ઇત્યાદિક લેવા જેવું કરે છે. નાના પ્રકારના વિનોદ, મશ્કરી, જુગાર રમવું, અને નાહક ફાલતુ કામો કરવામાંજ પ્રાણીની તૈયારી હોય છે, પણ પ્રભુનામસ્મરણ કરવા કહેતાં જાણે બત્રીશીજ પડી ગઇ હોય તેના જેવું તેને થાય છે. ઘેર કામધેનુ આવવા છતાં તેને ન સ્વીકારવી તેવું લોકો કરે છે. અહાહા ! આશ્ચર્ય છે ! એકનાથનો અભિપ્રાય.

મનુષ્યલોકમાં આ મનુષ્યનો દેહ યોગ્ય નથી. હે પુત્રો! તમે દિવ્ય એવું તપ કરો, કે જે તપ કરવાથી તમારું અંતઃકરણ શુદ્ધ થાય અને અંતઃકરણની શુદ્ધિથી તમને પરબ્રહ્મનું અનંત સુખ મળે. મહાત્મા પુરુષોની સેવા, એજ મુક્તિનું દ્વાર છે અને સ્ત્રીઓના સંગીનો સંગ કરવો, એ નરકનું દ્વાર છે. જેઓ સમાન ભાવવાળા છે, શાંત છે, ક્રોધરહિત છે, હૃદયમાં સ્નેહ રાખનારા છે તથા સદાચારવાળા છે, તેઓને મહાત્મા જાણવા. અથવા તો જેઓ મારી પરમેશ્વરની ઉપરજ પ્રેમભક્તિરૂપી પુરુષાર્થ કરનારા છે અને દેહના ભરણપોષણ માટે વ્યવહાર કરનારા લોકો ઉપર તથા સ્ત્રી, પુત્ર અને ધનવાળાં ઘરો ઉપર પ્રીતિ ન રાખનારા, પોતાના દેહના નિર્વાહ જેટલુંજ પ્રયોજન રાખનારા અને તેથી વધારે સ્પૃહા ન રાખનારા છે તે પુરુષોને જગત્‌માં મહાત્મા જાણવા. પુરુષ જ્યારે ઇંદ્રિયોને પ્રસન્ન કરવા માટે કર્મ કરે છે ત્યારે તે ભાન વિનાનો થઇને અવશ્ય પાપકર્મ કરે છે અને તે પાપ કર્મને લીધે જે દેહ ઉત્પન્ન થાય છે તે દેહ મિથ્યા છે, છતાં પણ દુઃખ આપે છે. માટે વારંવાર પાપ કર્મ કરવાં, એ હું ઠીક માનતો નથી. જ્યાં સુધી પુરુષ આત્માનું તત્ત્વ જાણવાની ઇચ્છા કરતો નથી, ત્યાં સુધી અજ્ઞાનને લીધે તેને સ્વસ્વરૂપનું જ્ઞાન થતું નથી, અને જ્યાં સુધી ક્રિયાઓ ચાલુ હોય છે ત્યાં સુધી આ મન પણ કર્મમાં આસક્ત રહે છે અને તેને લીધે જીવને શરીરરૂપી બંધનવડે બંધાવું પડે છે. આ પ્રમાણે જ્યારે અવિદ્યાવડે આત્મસ્વરૂપ ઢંકાઇ જાય છે ત્યારે કર્મ મનને વશ કરે છે, અને મન પુરુષને કર્માધીન કરી મૂકે છે, માટે પુરુષ જ્યાં સુધી વાસુદેવ એવો જે હું તેને વિષે પ્રીતિ કરતો નથી, ત્યાં સુધી તે દેહના બંધનમાંથી છુટતો નથી. પોતાનો સ્વાર્થ સાધવામાં મૂઢ એવો વિદ્વાન્ મનુષ્ય જ્યાં સુધી ઇંદ્રિયોની ચેષ્ટાઓને મિથ્યા જાણતો નથી, ત્યાં સુધી તે એકાએક પોતાના સ્વરૂપને વિસરી જઇને

અજ્ઞાની થઇ જાય છે અને જેમાં મૈથુનસુખ મુખ્ય છે, એવા ઘરમાં ભરાઇ બેસીને ત્યાં આગળ અનંત દુઃખો ભોગવે છે. પુરુષ તથા સ્ત્રી પ્રત્યેકને પોતાના દેહનું અભિમાન તો હોય છે, પરંતુ પુરુષ તથા સ્ત્રી એકઠાં મળીને દંપતીભાવથી રહેવા માંડે છે, ત્યારે તેઓની વચ્ચે બીજી નવી અભિમાનરૂપી એક દૃઢ ગાંઠ બંધાય છે, આમ વિદ્વાનો કહે છે; અને તે અભિમાનને લીધે ઘર, ક્ષેત્ર, પુત્ર, સગાં-સંબંધી તથા ધનવિષે 'હું અને આ મારું' આવો મોહ થાય છે. માટે મનુષ્ય જ્યારે તે કર્મથી બંધાયલી મનરૂપી કઠિન ગાંઠને પોચી કરે છે ત્યારે તે દંપતી-પણામાંથી છુટે છે અને તે પછી તે અહંકારનો ત્યાગ કરી, તેમાંથી મુક્ત થઇ પરમપદને પામે છે. તેનો ઉપાય આ પ્રમાણે છેઃ–ઇશ્વર વિષે ભક્તિ, ગુરુની સેવા, તૃષ્ણાનો ત્યાગ, સુખદુઃખાદિકને સહન કરવાં, પ્રાણીઓને આ લોકમાં દુઃખો છે, આમ જાણવું, તત્ત્વ જાણવાની ઇચ્છા કરવી, તપશ્ચર્યા, સકામ કર્મનો ત્યાગ, મારા નિમિત્તેજ કર્મ કરવાં, મારી કથા કરવી, નિત્ય મારા ભકતોનો સત્સંગ કરવો, મારા ગુણો ગાવા, તથા હે પુત્રો! વૈરનો ત્યાગ કરવો, સર્વ ઉપર સમદૃષ્ટિ રાખવી, શાંતિ રાખવી, આ શરીર ઉપર તથા ઘર ઉપર જે અહંતા મમતા બંધાયલી હોય, તેનું કારણ જાણવાની ઇચ્છા કરવી, વેદાંત શાસ્ત્રનો અભ્યાસ, એકાંત સ્થલમાં વાસ, પ્રાણ, ઇંદ્રિયો તથા મનને સારી રીતે વશ કરવાં, ઉત્તમ પ્રતિની શ્રદ્ધા રાખવી, નિરંતર બ્રહ્મચર્ય પાળવું, નિરંતર સર્વ ઠેકાણે મારી ભાવના કરવામાં નિપુણતા ભરેલું પોતાનું કર્તવ્ય કર્મ કર્યા કરવું, વાણીને નિયમમાં રાખવી, અનુભવ પર્યંત જ્ઞાન મેળવવું, યોગ ( સમાધિ ), ધૈર્ય, પ્રયત્ન તથા વિવેક, આ પચીશ ઉપાયોવડે કુશળ પુરુષે પોતાના અહંકાર-રૂપી ઉપાધિનો ત્યાગ કરવો. કર્મો જેમાં વાસ કરે છે એવી તથા અવિદ્યાથી પ્રાપ્ત થયેલી એવી હૃદયના દૃઢતર અભિમાન-

રૂપી [૧]ગાંઠને સાવધ થઇને શાસ્ત્રમાં કરેલા ઉપદેશ પ્રમાણે ઉપર કહેલા ઉપાયોવડે સારી રીતે તોડી નાંખવી અને પછી તે ઉપાયોથી પણ વિરામ પામવું, અર્થાત્ તે ઉપાયોનો ત્યાગ કરવો. જો મારા લોકમાં જવાની ઇચ્છા હોય તો અને મારો અનુગ્રહ સંપાદન કરવાની ઇચ્છા હોય તો પિતાએ પુત્રોને, રાજાએ પ્રજાને અને ગુરુએ શિષ્યોને ક્રોધરહિત થઇને, ઉપર પ્રમાણે ઉપદેશ કરવો જોઇએ."

ઇતિ વૈરાગ્યપ્રકરણમાં અધ્યાય ૯ મો સંપૂર્ણ.

---

## અધ્યાય ૧૦ મો.

### ભવાટવીનું વર્ણન. (૫-૧૪)

स होवाच—

य एष देहात्ममानिनां सत्त्वादिगुणविशेषविकल्पितकुशलाकुशल-समवहारविनिर्मितविविधदेहावलिभिर्वियोगसंयोगाद्यनादिसंसारानुभवस्य द्वारभूतेन षडिंद्रियवर्गेण तस्मिन् दुर्गाध्ववदसुगमेऽध्वन्यापतित ईश्वरस्य भगवतो विष्णोर्वशवर्त्तिन्या मायया जीवलोकोयं यथा वणिक्-सार्थोऽर्थपरः स्वदेहनिष्पादितकर्मानुभवः श्मशानवदशिवतमायां संसा

---

१ भिद्यते हृदयग्रंथिश्छिद्यंते सर्वसंशयाः ।
क्षीयंते चास्य कर्माणि तस्मिन्दृष्टे परावरे ॥

અર્થ:—તે પરમ પરમાત્માનાં દર્શન થતાં તેની હૃદયગ્રંથિ તુટી જાય છે, તેના સર્વ સંશય જતા રહે છે અને સંશય જવાથી તેનાં કર્મ પણ ક્ષીણ થઇ જાય છે.

**राद्ध्यां गतो नाद्यापि विफलबहुप्रतियोगेहरस्तत्तापोपशमनीं हरिगुरुचरणारविंदमधुकरानुपदवीमवरुन्धे दस्यामुह वा एते षडिंद्रियनामानः कर्मणां दस्यव एव ते ॥ १ ॥**

શ્રીશુકદેવ કહે છેઃ–દેહને આત્મા માનનારા જીવોના જૂદા જૂદા સત્ત્વાદિક ગુણો વડે વહેમાઇ ગયેલાં, સારાં, નરસાં તથા મિશ્ર એવાં કર્મો વડે અનેક દેહ ઉત્પન્ન થાય છે અને અનેક દેહનો નાશ થાય છે. તે તે જન્મ–મરણાદિક અનાદિ સંસારનો અનુભવ કરવામાં છ ઇંદ્રિયો દ્વારભૂત થાય છે. તે ઇંદ્રિયો વડે તથા પરમેશ્વરને આધીન રહેનારી માયાવડે આ જીવલોક, અરણ્યના માર્ગની પેઠે અત્યંત વિષમ એવા સંસારરૂપી માર્ગમાં આવી પડયો છે. વાણીયાનો સંઘ જેમ ધન કમાવાની ઇચ્છાથી બહાર નિકળીને એક ગામથી બીજે ગામ જતાં ભયંકર વનમાં ચાલ્યો જાય છે, તેમ આ જીવલોક પણ સ્મશાનની પેઠે સંસારરૂપી અમંગલ વનમાં ચાલ્યો જાય છે અને પોતાના દેહથી કરેલાં કર્મોનાં ફળોને ભોગવે છે. રસ્તામાં તેને ઘણાં વિઘ્નો નડે છે, તેના અનેક ઉદ્યોગો વ્યર્થ જાય છે, આટઆટલું થયા છતાં પણ જીવલોક સંસારના તાપને ટાળનારા ગુરુરૂપ શ્રી ભગવાનનાં ચરણારવિંદમાં ભ્રમર જેવા ભકતજનોના માર્ગને હજુ સુધી સેવતો નથી, અર્થાત્ ભકિતમાર્ગને અંગીકાર કરતો નથી. ઉપર કહેલી છ ઇન્દ્રિયો સંસારરૂપી રણુવગડામાં ચોરનું કામ કરનારી છે; સાક્ષાત્ પરમ પુરુષ એવા ભગવાનની આરાધના કરવારૂપી જે ધર્મ છે તે ધર્મ પરલોકમાં કામ લાગે છે. આવી રીતે ભગવાનની આરાધના કરવામાં ઉપયોગી એવું તથા ઘણા કષ્ટથી મેળવેલું પુરુષનું જે કંઇ ધન હોય છે તેને ઇન્દ્રિય નામના ચોરો, જોવું, અડકવું, સાંભળવું, સ્વાદ લેવો, સુંઘવું, સંકલ્પવિકલ્પ કરવા, ઘરનાં તુચ્છ સુખો ભોગવવાં વગેરે કરાવીને ચોર લોકો

જેમ બાયલા નાયકવાળા અને અસ્થિર મનના સંઘના ધનને હરી જાય છે, તેમ કુબુદ્ધિવાળા તથા ઇન્દ્રિયોને આધીન રહેનારા મનુષ્યના ધર્મોપયોગી ધનને પણ લૂંટી જાય છે. આ સંસારમાં સ્ત્રીપુત્રાદિક સર્વને માત્ર નામનાં જ કુટુંબીઓ જાણવાં, પરંતુ તેઓ નહાર અને શિયાળનું કામ કરનારાં છે. નહાર અને શિયાળવાં જેમ ઘેટાંના લોભી માલિકની ઇચ્છા ન છતાં પણ તેનાં ઘેટાંને ખેંચી જાય છે, તેમ લોભી કુટુંબીને પણ ધન આપવાની ઇચ્છા ન છતાં તેનાં સ્ત્રીપુત્રાદિક તેના જોતાંજ તેણે રક્ષણ કરેલા ધનને લૂંટી જાય છે. પ્રત્યેક વર્ષે ક્ષેત્ર ખેડવામાં આવતું હોય તો પણ તેનાં બીજ બાળી નાખવામાં આવે નહીં તો વાવણી વખતે ફરીને તે ક્ષેત્ર જેમ જાળો, ઝાંખરાં, ખડ તથા લતાઓથી જંગલ જેવું થઇ પડે છે, એ પ્રમાણેજ ગૃહસ્થાશ્રમ પણ કર્મનું ક્ષેત્ર છે અને કામનાઓનો એક કરંડીઓ છે; તેમાંથી પણ કર્મો નાશ પામતાં નથી. અર્થાત્ કર્પૂરના વાસણમાંથી કર્પૂર ખુટી જાય છે, તો પણ જેમ તેનો વાસ રહી જાય છે, તેમ આ લોકમાં પણ વાસના ક્ષીણ થયા વિના કર્મો નાશ પામતાં નથી. આ સંસારમાં રહેલો જીવ ડાંસ અને મચ્છર જેવા નીચ મનુષ્યોથી તથા ટીડ, પક્ષીઓ, ચોર અને ઉંદર વિગેરેથી દુઃખી થયા કરે છે, કારણ કે તેના ધનરૂપી પ્રાણ બહારજ હોય છે. આ સંસાર ગંધર્વનગરની પેઠે મિથ્યા છતાં પણ એને અવિદ્યા, વાસના તથા કર્મો વડે રંગાયલાં મનવડે મિથ્યા દૃષ્ટિવાળો જીવ સત્ય માને છે. વળી સંસારમાં પાન, ભોજન, મૈથુન વિગેરે વ્યસનોમાં આસક્ત થઇને કોઇ ઠેકાણે ઝાંઝવાના પાણી જેવા મિથ્યા દેખાતા વિષયો તરફ તે દોડે છે. કોઇવેળા ટાઢથી પીડાતો પુરુષ જેમ અગ્નિ મેળવવાની ઇચ્છાથી કાતર બનીને ભૂતના ભડકાને લેવાની ઇચ્છા કરે છે, તેમજ તે પોતાની બુદ્ધિ વડે તથા રજોગુણ વડે ઘેરાવાથી સર્વ દોષના સ્થાનરૂપ તથા અગ્નિથી ઉત્પન્ન થયેલાં સુવર્ણને લેવાની ઇચ્છા કરે

છે. કોઇ દિવસ ઉતારા માટે નિવાસસ્થાન, પાણી, ધન વિગેરે અનેક પોતાના નિર્વાહનાં સાધનોમાં લાલસાવાળો થઇને આ સંસારરૂપી ઘાટા વનમાં આમ તેમ દોડે છે. કોઇવેળા વંટોળીઆ વાયુના જેવી સ્ત્રીઓ મનુષ્યને ખોળામાં બેસાડે છે, તે સમયે રજોગુણરૂપી ધૂળથી જીવ અંધારી રાત્રિના જેવો અંધારામય થઇ જાય છે. શાસ્ત્રની મર્યાદાનો ભંગ ન કરનારા સાક્ષીરૂપ દિશાઓના દેવતાઓને પણ તે વિસરી જાય છે. કોઇવાર "વિષયો મિથ્યા છે" આવો મનમાં તરંગ આવી જાય છે, પરંતુ દેહાભિમાનથી પાછી તેની તે સ્મૃતિ નાશ પામે છે એટલે તે ભાનવિનાનો થઇને દેહાભિમાનની વૃત્તિવડેજ ઝાંઝવાના પાણી જેવા મિથ્યા વિષયો તરફજ દોડે છે. કોઇ વખતે શત્રુઓ તથા રાજાઓ પ્રત્યક્ષમાં અથવા તો પરોક્ષમાં ઘુવડ અને તમરાના સ્વરની પેઠે ઘણાં કઠોર અને ઉત્સાહપૂર્વક સંભ્રમ ઉપજાવે તેવાં તિરસ્કારભરેલાં તથા અત્યંત કઠોર વચનો કહે છે, તે સાંભળીને જીવના કાનના મૂળમાં અને હૃદયમાં અત્યંત વ્યથા થાય છે. આ પ્રમાણે ફરતાં ફરતાં તે જ્યારે પોતાનાં પૂર્વજન્મનાં પુણ્યોને ભોગવી રહે છે, ત્યારે જીવતો મુવા સરખો તે પુરુષ, કારસ્કર તથા કાકતુંડ વિગેરે અપવિત્ર વૃક્ષો, લતાઓ તથા વિષના કૂવાઓની પેઠે આ લોકમાં અને પરલોકમાં જેઓનું ધન નિષ્પ્રયોજન છે એવા જીવતે મુવેલા નીચ પુરુષોની પાસે જાય છે. કોઇવાર એ નીચ લોકોના પ્રસંગથી ઠગાઇને પાણી વિનાની નદીમાં પડવાથી જેમ બન્ને તરફથી દુઃખ થાય છે, અર્થાત્ માથું તુરત ફુટી જાય છે અને પાછળથી વેદના પણ થાય છે, તેમ આ લોકમાં અને પરલોકમાં દુઃખદાયી એવા પાખંડી ધર્મમાં મળે છે. કોઇ વેળા અન્ન વિનાનો પુરુષ પારકાને પીડા કરતાં છતાં પણ પોતાને જ્યારે અન્ન મળતું નથી ત્યારે પિતાને, પુત્રોને અથવા તો તેઓનું સાધારણ ધન પણ જેઓની પાસે જોવામાં આવે છે, તેઓને ખાવાને તૈયાર થાય છે. કોઇ વેળા

દાવાનલની પેઠે પ્રિય પદાર્થ વિનાના અને પરિણામે દુઃખદાયી એવા ઘરમાં વાસ કરીને શોકાનલથી બળતો થકો અત્યંત ખેદ કરે છે. કોઇવેળા રાજકીય પુરુષરૂપી રાક્ષસો કાળની ગતિને લીધે પ્રતિકૂળ થઇને તેના ધનરૂપી અતિ પ્રિય પ્રાણોને હરી લે છે, ત્યારે જીવ હર્ષાદિરહિત થઇ મડદું બનીને બેસી રહે છે. કોઇવેળા મનોરથ વડે મેળવેલા પિતા, પિતામહ વિગેરે મિથ્યા પદાર્થોને સાચા માનીને સ્વપ્નાના આનંદનો અનુભવ કરે છે. કોઇ વેળા ગૃહસ્થાશ્રમમાં કરવા યોગ્ય વિસ્તારવાળા કર્મરૂપી પર્વતો ઉપર ચઢવાની ઇચ્છા કરે છે, પરંતુ લોકોનાં દુઃખો જોઇ મનમાં ખિન્ન થઇને કાંટા તથા કાંકરાવાળી જગ્યામાં પ્રવેશ કરનારા પુરુષની પેઠે દુઃખી થાય છે. કોઇવેળા સહન થઇ શકે નહીં તેવા જઠરાગ્નિથી–ક્ષુધાથી નિર્બળ થઇ જાય છે, ત્યારે પોતાના કુટુંબ ઉપર ક્રોધ કરે છે અને કોઇવેળા તેજ પુરુષને ફરીને નિદ્રારૂપી અજગર જ્યારે ગળી જાય છે, ત્યારે તે પુરુષ અંધારા કૂવામાં ડૂબી જાય છે અને ઉજ્જડ રણવગડામાં ફેંકી દીધેલા શબની પેઠે બીજું કંઇપણ જાણતો નથી. કોઇવેળા દુર્જનરૂપી હિંસક પ્રાણીઓ જ્યારે જીવની ગર્વરૂપી ડાઢને તોડી પાડે છે, ( માનભંગ કરે છે ) ત્યારે તે એક ક્ષણ પણ નિદ્રા કરતો નથી, પણ મનમાં વ્યથા થવાથી જ્ઞાનહીન થઇને આંધળાની પેઠે ઊંડા અંધારા કુવામાં ડૂબી જાય છે. કોઇવેળા વિષયરૂપી મધના ટીપાની શોધ કરતાં કરતાં પરસ્ત્રી તથા પરદ્રવ્યનું હરણ કરે છે ત્યારે રાજા અથવા તો તેઓના ઉપરી તેને મારી નાંખે છે અને જીવ અન્ત વિનાના નરકમાં પડે છે. એટલા માટે આ પ્રવૃત્તિ માર્ગમાં જે કર્મ છે તેને આ લોક તથા પરલોકના સંસારની જન્મભૂમિ કહે છે. જીવ જો તે બંધનમાંથી બચી જાય છે તો તેની પાસેથી દેવદત્ત તે પદાર્થને હરી લે છે અને દેવદત્ત પાસેથી તે પદાર્થને વળી વિષ્ણુમિત્ર હરી લે છે, પરંતુ એ તેને ભોગવી શકતો નથી.

કોઇવેળા ટાઢ તડકા વિગેરે અનેક આધિદૈવિક, આધિભૌતિક તથા આધ્યાત્મિક વિગેરે દુઃખો પડે છે ત્યારે તેઓને વારણ કરવા માટે જીવ પ્રયત્ન કરે છે, પરંતુ વારણ કરવાને સમર્થ થઇ શકતો નથી તેથી ખિન્ન થઇને અપાર ચિંતામાં ડુબી જાય છે. કોઇવાર પરસ્પર લેવડ દેવડ કરવામાં ધનના લોભને લીધે બીજાઓની પાસેથી કોડી જેટલું થોડું અથવા તો તેથી ઓછું ધન હરી લેવા માટે છળ કપટ કરે છે, તેથી બીજાઓનો દ્વેષપાત્ર થઇ પડે છે. આ પ્રમાણે આ સંસારરૂપી રણવગડાના માર્ગમાં બીજાં સુખ, દુઃખ, રાગ, દ્વેષ, અભિમાન, પ્રમાદ, ઉન્માદ, શોક, મોહ, લોભ, માત્સર્ય, અપમાન, ભૂખ, તરસ, મનની પીડા, શરીરની પીડા, જન્મ, જરા, તથા મરણ વિગેરે વિઘ્નો તેને નડે છે. કોઇ વેળા ભગવાન્‌ની માયારૂપ સ્ત્રી પોતાની ભુજારૂપી લતાથી તેનું આલિંગન કરે છે ત્યારે પુરુષ વિવેકરૂપી જ્ઞાનથી ભ્રષ્ટ થાય છે અને તેનું હૃદય સ્ત્રી સાથે વિહાર કરવા માટે ઉપયોગી એવા ઘરનો આરંભ કરવા માટે આકુલવ્યાકુલ થાય છે. સ્ત્રીનો આશ્રય કરવાથી વળગેલાં પુત્ર, પુત્રી વિગેરેનાં કાલાં કાલાં ભાષણોથી, તેઓના પોતાના તરફ જોવાથી તથા નાના પ્રકારની ચેષ્ટાઓ કરવાથી પુરુષનું હૃદય પરવશ થઇ જાય છે, અને ઇંદ્રિયાધીન એવો પુરુષ પોતાના આત્માને અન્ત વિનાના અંધારા કૂવામાં નાંખી દે છે. કોઇવેળા સમર્થ એવા ભગવાન્ વિષ્ણુનું કાલચક્ર જે પરમાણુ કાલથી લઇને છેક પરાર્ધકાલે પૂરું થાય છે; તથા જે તૃણ અને થુંબડાથી માંડીને બ્રહ્મા પર્યંત સર્વ પ્રાણીઓના આયુષ્યમાં ફેરફાર કરી તેઓનાં આયુષ્યને વેગથી હરે છે તેને દૂર કરવાનો ઉપાય પણ કોઇ કરી શકતું નથી. આવા સાવધાન રહેનારા વિષ્ણુના કાળચક્રથી મનમાં ડરીને તેનાથી પોતાની રક્ષા કરવા માટે પુરુષ, ઉપર કહેલું કાલચક્ર, જેમનું પોતાનું હથિયાર છે એવા સાક્ષાત્ યજ્ઞપુરુષ ભગવાન્‌નોજ અનાદર

આર્યશાસ્ત્રમાં જેઓનાં નામ પણ નથી એવા પાખંડી દેવતાઓને નિર્મૂલ એવી પાખંડશાસ્ત્રની રીત પ્રમાણે સેવવા યોગ્ય માને છે. જ્યારે પોતે ઠગી લીધેલા પાખંડી લોકો પોતાને સારી પેઠે ઠગી લે છે ત્યારે પુરુષ ત્યાંથી બ્રાહ્મણોના મંડલમાં જઇને વસે છે, પરંતુ ત્યાં આગળ ઉપનયન વિગેરે સંસ્કારો તથા શ્રૌત, સ્માર્ત કર્મો કરીને ભગવાન્ યજ્ઞપુરુષનું આરાધન કરવારૂપ બ્રાહ્મણોના સ્વભાવને તે ગમતો નથી, તેથી તે શૂદ્રના મંડલમાં જઇને ભળે છે. તે શૂદ્ર જાતિને, અપવિત્રપણાને લીધે વેદોક્ત આચાર પાળવાનો અધિકાર ન હોવાથી તે વાનર જાતિની પેઠે કેવળ રતિસુખ તથા કુટુંબના ભરણપોષણરૂપીજ ધંધો કરે છે, પરંતુ અગ્નિહોત્રાદિક વૈદિક કર્મો કરતો નથી. તે શૂદ્ર જાતિમાં પણ અત્યંત કૃપણ બુદ્ધિવાળો તે પુરુષ કોઇ પણ જાતનો પ્રતિબંધ રાખ્યા વિના પોતાની ઇચ્છા પ્રમાણે વિહાર કરે છે તથા એક બીજાનાં પરસ્પર મુખ જોવાં વિગેરે કર્મો કરીને તથા પાશવ કર્મ કરીને પોતાના મરણ સમયને પણ વિસરી જાય છે. કોઇ વખતે ઝાડના જેવા આ લોકના પદાર્થો સાથે રમવાની ઈચ્છા થતાં વાંદરાની પેઠે પુત્રસ્ત્રી ઉપર પ્રીતિ રાખે છે તથા મૈથુનસુખમાં આનંદ માને છે; આ પ્રમાણે તે આ સંસારરૂપી અરણ્યના માર્ગમાં સુખ દુઃખાદિક ભોગવે છે અને પર્વતની ગુફા જેવા અને મૃત્યુરૂપી હાથીના ભયથી ભરેલા રોગાદિ દુઃખમાં પડે છે. કોઇ વખતે રોગાદિકમાં આવી પડેલો જીવ ટાઢ તડકો વિગેરે દૈહિક, ભૌતિક તથા દૈવિક એવાં અનેક દુઃખોનું નિવારણ કરવાને અસમર્થ થઇ પડે છે અને અપાર દુઃખદાયી પરિણામવાળી પીડાથી મુંઝાઇને બેસી રહે છે. કોઈ વખતે પરસ્પર વ્યવહાર કરતી વેળા ધન મેળવવાની ધૂર્તવિદ્યા કરીને થોડું ઘણું ધન સંપાદન કરે છે. કોઇવાર નિર્ધન થવાથી શય્યા, આસન, ભોજન વિગેરે ઉપભોગો મળતા નથી અને કરેલા મનોરથો વ્યર્થ જાય છે ત્યારે મનોરથથી ઇચ્છેલી વસ્તુ લેવા માટે મનનાં ઠરાવ કરે છે અને તેને લીધે ચોતરફ

મનુષ્યોના તરફથી અપમાન વગેરે પામે છે. આ પ્રમાણે પરસ્પરમાં નાણાંની લેવડ દેવડના સંબંધથી વૈરાનુબંધ વધી જાય છે, છતાં પણ પૂર્વની વાસનાથી પરસ્પરમાં ધનની લેવડ દેવડ કરે છે. આ પ્રમાણે આ સંસારરૂપી માર્ગમાં જે નાના પ્રકારનાં દુઃખોથી તથા ઉપદ્રવોથી પીડા પામીને દુઃખી થાય છે અથવા તો મરી જાય છે તેનો બીજાં સાથવાળાં મનુષ્યો માર્ગમાંજ ત્યાગ કરીને અને બીજાં નવાં નવાં જન્મેલાં પ્રાણીને સાથે લઇ આગળ પ્રવાસ કરે છે. માર્ગમાં જતાં તેઓ શોક કરે છે, મૂર્છિત થાય છે, ભય પામે છે, માંહોમાંહે વાદવિવાદ કરે છે, રાડો પાડે છે, રાજી થાય છે, ગાય છે તથા ભાર ઉપાડીને ચાલ્યા કરે છે. આ પ્રમાણે મનુષ્યનો સંઘ જ્યાંથી નિકળ્યો હોય છે ત્યાં આગળ હજી સુધી સત્પુરુષ વિના બીજો કોઇપણ પુરુષ પાછો આવ્યો નથી. તે ભવાટવીના મુખસ્થાનને સંસારના માર્ગનો છેડો કહે છે. આ પ્રમાણે સંસારના પારને ન પામવાનું કારણ એ છે કે, કોઇપણ પુરુષ યોગમાર્ગની શિક્ષાને અનુસરતા નથી. માત્ર અભિમાનનો ત્યાગ કરીને શાંત સ્વભાવ રાખનારા, સર્વને અભયદાન આપનારા તથા પોતાનાં મનને વશ કરનારા એવા સંન્યાસીઓજ આ યોગની શિક્ષાને સારી રીતે જાણે છે. મોટા મોટા રાજર્ષિઓ જો કે યજ્ઞો કરે છે તથા દિગ્ગજોનો વિજય પણ કરે છે, તથાપિ તેઓ આ પૃથ્વી ઉપર “ આ મારી પૃથ્વી છે, આ મારી પૃથ્વી છે ” એવી રીતે મમતા કરી પરસ્પરમાં વૈર બાંધીને રણમાં મરણ પામે છે અને આ પૃથ્વીને છોડીનેજ પોતે ચાલી નિકળે છે. જીવ કર્મરૂપી લતાનો આશ્રય કરીને માંડ માંડ નરકરૂપી આપત્તિમાંથી છુટે છે અને સ્વર્ગમાં જાય છે, તો પણ પાછો સંસારરૂપી[1] માર્ગમાં આવીને એ પ્રમાણેજ વ્યવહાર

૧ क्षीणे पुण्ये जायते मृत्युलोके–પ્રાણી સ્વર્ગાદિ ભોગ ભોગવી પુણ્ય પૂર્ણ થવાથી પાછો મૃત્યુલોકમાં જન્મે છે.

કરે છે અને મનુષ્યોનાં ટોળાંમાં મળી જાય છે. લોકો આ પ્રમાણે ભરત રાજાનાં ચરિત્રને ગાય છે. માખી જેમ મનથી પણ ગરુડના માર્ગને પાર કરી શકે નહીં તેમ કોઇ પણ રાજા ઋષભદેવના પુત્ર મહાત્મા રાજાર્ષિ ભરતજીના માર્ગને મનથી પણ પાર પામવાને યોગ્ય નથી, કારણ કે ભરતજીએ, ભગવાન્ વિષે થયેલી આસક્તિથી ત્યાગ થઇ શકે નહીં તેવાં અને મનમાં લાગી રહેલાં સ્ત્રી, પુત્રો, સગાંસંબંધી તથા રાજ્યનો તરુણ અવસ્થામાંજ મેલની પેઠે ત્યાગ કર્યો હતો. ભરત રાજા, ત્યાગ કરી શકાય નહીં તેવી પૃથ્વીની, પુત્રોની, પોતાનાં કુટુંબની, સ્ત્રીઓની તથા પોતાની ખરી દયાદૃષ્ટિની ઇચ્છા રાખનારી અને ઇંદ્રાદિ દેવતાઓએ નિત્ય ઇચ્છવા યોગ્ય એવી લક્ષ્મીની પણ દરકાર કરતા ન હતા. મધુસૂદન એવા ભગવાન્ની સેવામાં આસક્ત મનવાળા મોટા પુરુષોને તે પ્રમાણેજ વર્તવું યોગ્ય છે, અને તેઓને મોક્ષ પણ એક તુચ્છ પદાર્થ છે. યજ્ઞમૂર્તિ, ધર્મના સ્વામી, ધર્માચરણ કરવામાં નિપુણ, અષ્ટાંગ યોગસ્વરૂપ, જ્ઞાનરૂપી ફળ આપનારા, માયાના નિંયતા તથા સર્વ જીવના અંતર્યામી એવા નારાયણ ભગવાનને હું નમસ્કાર કરું છું."

આ પ્રમાણે ભરતજીએ મૃગના દેહનો ત્યાગ કરતી વેળાએ પણ ઉદાર વચન કહ્યું હતું, અર્થાત્ તેના જેવું બીજા કોણ કરી શકે તેમ છે? ભગવદ્ભક્તોએ જેના નિર્મળ ગુણોનો તથા કર્મોનો સત્કાર કરેલો છે એવા રાજર્ષિ ભરતમુનિનું જે ચરિત્ર કલ્યાણકારક, આયુષ્ય આપનારું, ધન, યશ, સ્વર્ગ તથા મોક્ષ આપનાર છે તેને જે મનુષ્ય સાંભળે છે, વર્ણવે છે તથા તેનું માનપૂર્વક ગ્રહણ કરે છે, તે મનુષ્ય પોતાની મેળેજ સર્વ ઇષ્ટ પદાર્થોને મેળવે છે, પરંતુ કોઇ પણ વસ્તુની બીજા પાસેથી આશા રાખતો નથી.

ઇતિ વૈરાગ્યપ્રકરણમાં અધ્યાય ૧૦ મો સંપૂર્ણ.

---

# અધ્યાય ૧૧ મો.

## વિષયોથી થતું દુષ્ટ પરિણામ. (૧૧-૨૬)

**श्रीभगवानुवाचः-**

**मल्लक्षणमिमं कायं लब्ध्वा मद्धर्म आस्थितः ॥**
**आनंद परमात्मानमात्मस्थं समुपैति माम् ॥ १ ॥**

શ્રીભગવાન્ કહે છેઃ-જેથી મારું સ્વરૂપ જાણવામાં આવે એવી, મનુષ્યની કાયાને પામીને મારી ભક્તિરૂપી ધર્મમાં જે મનુષ્ય રહે છે, તે આત્મામાં નિયંતારૂપે રહેલા મને-પરમાનંદરૂપ પરમાત્માને પામે છે. જ્ઞાન-નિષ્ઠાના પ્રભાવથી ગુણમય લિંગશરીરમાંથી છુટો થયેલો પુરુષ તેને સર્વ મિથ્યા પ્રતીત થતાં અને માયારૂપ ગુણોમાં તે રહેતો છતાં પણ મિથ્યા ગુણોના સંગને પામતો નથી; છતાં પણ જ્ઞાની પુરુષે શિશ્ન તથા ઉદર પોષણ કરનારા દુષ્ટ પુરુષોનો કોઇપણ દિવસ સંગ કરવો નહીં, કારણ કે ઘણા તો શું, પણ એક દુષ્ટને અનુસરનારો પુરુષ પણ આંધળાની પાછળ હીંડનારો આંધળો જેમ ખાડામાં પડે છે તેમ 'અંધતમ' નામના નરકમાં પડે છે.

### ઐલ-પુરૂરવા રાજાનો ઇતિહાસ.

મોટો યશસ્વી ઐલ-પુરૂરવા નામનો એક ચક્રવર્તી રાજા હતો. તે પ્રથમ ઉર્વશીના વિરહથી મુંઝાઇને ઉદાસ થઈ ગયો અને પોતાનો ત્યાગ કરીને નાશી જતી ઉર્વશીની પાછળ ગાંડાની પેઠે નાગો નાગો અને બહાવરો બનીને "હે સ્ત્રી! હે ભયંકર સ્ત્રી! ઉભી રહે." આમ વારંવાર વિલાપ કરતો કરતો

દોડવા લાગ્યો. પ્રથમ મનુષ્યલોકમાં ઉર્વશી પોતાની પાસે રહેતી હતી ત્યારે ક્ષુલ્લક એવા વિષયો ભોગવતાં તે રાજા ધરાતો ન હતો અને ઉર્વશીએ પોતાનું અંતઃકરણ વશ કરેલું હોવાથી તે રાજા વર્ષમાંથી કેટલી રાત્રિઓ વીતી ગઈ છે અને હવે કેટલી રાત્રિઓ આવવાની છે તે પણ જાણતો ન હતો. ત્યારપછી ઉર્વ-શીના લોકમાં જઇ ત્યાંના વૈભવો ભોગવ્યા પછી તે રાજાને વૈરાગ્ય આવવાથી તેણે નીચે પ્રમાણે ગાથા ગાઇ હતી.

## ઐલ રાજાના ઉદ્‌ગાર.

ઐલ બોલ્યો:–" ઓહોહો!!! મારા મોહનો વિસ્તાર તો જુઓ! ઉર્વશીએ મારા કંઠનું આલિંગન કરતાં મારું મન કામથી મલિન થઇ ગયું, તેથી આટલા દિવસો અને રાત્રિઓ વહી ગયાં તે પણ મારા જાણવામાં આવ્યાં નહીં. હું ઉર્વશીથી છેતરાઇ ગયો, તેથી મેં સૂર્યોદયને તેમજ સૂર્યાસ્તને પણ જાણ્યો નહીં અને મારાં વર્ષોના દહાડાઓ વીતિ ગયા, તે પણ મારા જાણવામાં આવ્યા નહીં. અરેરે! મારા મનને ઘણોજ મોટો મોહ થયો છે કે, જે મોહથી મેં રાજાના મસ્તક ઉપર મણિરૂપ તથા ચક્રવર્તિરૂપ મારા દેહને સ્ત્રીઓનો એક ક્રીડારૂપી મૃગ બનાવ્યો છે. રાજ્ય સાથે મારા ચક્રવર્તી દેહનો એક તણખલાંની પેઠે ત્યાગ કરી કરીને ગાંડાની પેઠે રડતો રડતો અને નાગો નાગો હું દોડી જતી સ્ત્રીની પાછળ દોડયો હતો. ગધેડીની પાટુ ખાતાં પણ ગધેડો જેમ ગધેડીની પાછળ જાય છે, તેમ હું પણ દોડી જતી સ્ત્રીની પાછળ દોડયો હતો. તેમાં પ્રભાવ, બલ તથા ઐશ્વર્ય કયાંથી રહે? જેનું મન સ્ત્રીઓએ વશ કર્યું હોય, તે મનુષ્યને વિદ્યાથી, તપથી, સંન્યાસથી, શાસ્ત્રના શ્રવણથી, એકાંતમાં વાસ કરવાથી અથવા તો મૌન રહેવાથી શું ફળ થાય છે? કંઇજ નહીં. મારા પોતાના સ્વાર્થને ન જાણનાર અને મૂર્ખ છતાં પંડિતનું અભિ-

માન રાખનારા મને ધિક્કાર છે, કારણ કે મેં રાજાપણું પ્રાપ્ત કર્યા છતાં પણ સ્ત્રીઓએ મને બળદ અને ગધેડાની પેઠે જીતી લીધો હતો. મેં ઉર્વશીના અધરામૃતનું ઘણાં વર્ષો સુધી સેવન કર્યું તો પણ આહુતિથી જેમ અગ્નિ તૃપ્ત થાય નહીં તેમ મારો કામ તેનાથી તૃપ્ત થયો નહીં. પુંશ્ચલી સ્ત્રીએ હરી લીધેલા ચિત્તને આત્મારામ અને ઇંદ્રિયો જેમને જાણી શકતી નથી, એવા ભગવાન્ વિના બીજો કયો પુરુષ છોડાવી શકે છે? દેવીએ મધુર વચનોથી મને દુષ્ટ બુદ્ધિને સમજાવ્યો, તો પણ મારું મન ઇન્દ્રિયોને આધીન થઇ ગયું છે, તેથી મનમાં દાખલ થયેલો મહામોહ દૂર થતો નથી. હું ઉર્વશી ઉપર અપરાધ મૂકું છું તે મિથ્યા છે. ઉર્વશીએ મારું કંઇપણ અશુભ કર્યું નથી, પરંતુ હું મારા અજિતેંદ્રિયપણાથી મોહ પામ્યો છું; તેમાં ઉર્વશીનો શો અપરાધ? રજ્જુના સ્વરૂપને ન જાણનારા પુરુષને જેમ દોરીમાં સર્પની ભ્રાંતિ થાય, તેમાં દોરીનો અપરાધ શો? મલિન, દુર્ગંધી વિગેરેથી ભરેલો અને અપવિત્ર એવો દેહ ક્યાં? અને સુગંધ તથા કોમળતા વિગેરે ગુણો ક્યાં? સ્ત્રીઓના ગંદા દેહમાં ઉત્તમ ગુણોનો અધ્યાસ અજ્ઞાનથી થયેલો છે. વળી આ દેહમાં મમતા છે, તે પણ માયાવડે કલ્પાયલી છે. માતા–પિતા દેહને ઉપન્ન કરે છે, તેથી આ દેહ શું માતા–પિતાનો છે? સ્ત્રી આ દેહને ભોગવે છે, તેથી શું આ દેહ સ્ત્રીનો છે? ધણી આ દેહનું પાલન કરે છે, તેથી આ દેહ શું ધણીનો છે? આ દેહ છેવટે અગ્નિમાં હોમવામાં આવે છે, માટે આ દેહ શું અગ્નિનો છે? અથવા તો આ દેહને છેવટે કૂતરાં અને ગીધ પક્ષીઓ ખાઇ જાય છે, તેથી એ શું કૂતરાંનો કે ગીધ પક્ષીનો છે? દેહના સુખદુઃખનો ભોક્તા આત્મા છે, માટે શું આ દેહ આત્માનો છે? અથવા તો આ દેહ, પ્રિય એવા ઇષ્ટમિત્રોનું કલ્યાણ કરે છે, માટે એ દેહ શું ઇષ્ટમિત્રોનો છે? વિચાર કરતાં તે કોઇનો પણ નિશ્ચિત થતો નથી. અરેરે! તે અપવિત્ર

અને તુચ્છ પરિણામવાળા કલેવર વિષે મનોહર, સુંદર નાકવાળું તથા મંદ મંદ હસતું સ્ત્રીનું મુખ જોઇને, તેને વિષે પુરુષ બંધાય છે. ત્વચા, માંસ, રુધિર, નસો, મેદ, મજ્જા તથા અસ્થિથી ભરેલા આ દેહ વિષે વિહાર કરનારા પુરુષો વચ્ચે અને વિષ્ટા, મૂત્ર તથા પરુમાં વિહાર કરનારા કીડાઓ વચ્ચે કેટલો [1]અંતર છે? વિવેકી પુરુષે સ્ત્રીઓનો જેમ અંગથી સંગ કરવો નહીં, તેમ સ્ત્રીલંપટ પુરુષોનો દર્શનાદિકથી પણ સંગ કરવો નહીં, કારણકે વિષયોના તથા ઇન્દ્રિયોના સંગથી મન જેવું ક્ષોભ પામે છે, તેવું બીજી કોઇ રીતે ક્ષોભ પામતું નથી. જે વસ્તુ જોવામાં કે સાંભળવામાં આવી ન હોય, તે વસ્તુની ઇચ્છા થતી નથી; માટે ઇન્દ્રિયોને વિષયો તરફ જતી અટકાવનારા પુરુષનું મન સ્થિર થઇને શાંત થાય છે, માટે વિવેકી પુરુષે સ્ત્રીઓનો તથા સ્ત્રીઓના સંગીનો સંગ કરવો ઉચિત નથી. વિદ્વાનોને પણ ઇન્દ્રિયો વિશ્વાસ કરવા યોગ્ય નથી, ત્યારે મારા જેવાને તો તે ક્યાંથી વિશ્વાસ કરવા યોગ્ય હોય?"

શ્રી ભગવાન્ કહે છે:—હે ઉદ્ધવ! ઉપર પ્રમાણે ગાતો મહારાજ ઐલ–પુરૂરવા ઉર્વશીના લોકનો ત્યાગ કરી, મને પરમાત્માને પોતાના

---

१ भगादि कुचपर्यंतं संविद्धि नरकार्णवम् ।
ये रमंति पुनस्तत्र तरंति नरकं कथम् ॥
विष्टादि नरकं घोरं भगं च परिनिर्मितम् ।
किमु पश्यसि रे चित्त कथं तत्रैव धावसि ॥

અર્થ:–હે ચિત્ત! સ્ત્રીની વિષયેન્દ્રિયથી આરંભી એના સ્તનપર્યંતનો વિભાગ એ એક નરકનો સમુદ્ર છે અને તેમાં જે પુરૂષો રમે છે તેઓ નરકને કેવી રીતે તરી શકે? વિષ્ટા વિગેરે જેમાં છે એવું ઘોર નરક જેમ, તેમ સ્ત્રીની વિષયેન્દ્રિય પણ ઘોર નરકરૂપજ બનાવાયલી છે, માટે હે ચિત્ત! તું ત્યાં શું જુવે છે? અને ત્યાં શા માટે દોડે છે?

સ્વરૂપમાં જાણીને, જ્ઞાનથી મોહરહિત થઇ ઉપરામ પામ્યો હતો. માટે બુદ્ધિશાળી પુરુષે નીચ લોકોનો સંગ છોડી, સત્પુરુષોનો સંગ કરવો, કારણ કે સત્પુરુષો વચનોથી પોતાનો સંગ કરનારાનાં મનની આસક્તિને કાપી નાંખે છે. સત્સંગ,[1] તીર્થોના અને દેવતાઓનાં કરતાં પણ ચઢે છે. જે લોકો અપેક્ષારહિત છે, મારે વિષે ચિત્ત રાખે છે, મને પ્રણામ કરે છે, સમદૃષ્ટિવાળા છે, અહંતા મમતાથી રહિત છે, સુખદુઃખાદિક વિનાના છે, તથા કોઇ પણ જાતનો પરિગ્રહ કરતા નથી, તેઓને સત્પુરુષ જાણવા. અને હે મહાભાગ્યશાળી ઉદ્ધવ ! તે ભાગ્યશાળી પુરુષોમાં નિત્ય મારીજ કથાઓ ચાલ્યા કરે છે કે, જે હિતકારી કથાઓ, શ્રવણ કરનારાં મનુષ્યોનાં પાપને ટાળે છે. મારામાંજ પરાયણ રહેનારા જે પુરુષો શ્રદ્ધાથી તથા આદરથી તે કથાઓ સાંભળે છે, અને ગાય છે, તેઓને મારે વિષે ભક્તિ પ્રાપ્ત થાય છે. જે પુરુષને અનંત ગુણવાળા, આનંદ તથા અનુભવરૂપ પરબ્રહ્મની ભક્તિનો લાભ થાય છે, તે મહાત્મા પુરુષને બીજી કઇ વસ્તુ દુર્લભ રહે છે? કંઇ પણ અલભ્ય રહેતું નથી. અગ્નિદેવની સેવા કરનારા પુરુષની, જેમ ટાઢ, ભય અને અંધારું, એ ત્રણ વસ્તુઓનો નાશ થાય છે, તેમ સાધુ પુરુષોની સેવા કરનારાની પણ કર્મમાં જડતા, આગામી જન્મનો ભય અને તેના મૂલરૂપ અજ્ઞાન, એ સર્વ વસ્તુ દૂર થાય છે. પાણીમાં ડુબીને ડચકાં ખાતા પુરુષોને જેમ દૃઢ નૌકાજ પરમ

---

१ सत्संगत्वे निःसंगत्वं निःसंगत्वे निर्मोहत्वम् ।
निर्मोहत्वे निश्चलतत्त्वं निश्चलतत्त्वे जीवन्मुक्तः ॥

અર્થઃ—સત્સંગ કરવાથી મનુષ્યને નિઃસંગપણું આવે છે અને નિઃસંગ થવાથી તેનામાં મોહરહિતપણું પ્રાપ્ત થાય છે, મોહરહિત થવાથી તેને તત્ત્વનો નિશ્ચય થાય છે અને તત્ત્વનો-બ્રહ્મનો નિશ્ચય થવાથી તે જીવન્મુક્ત બની જાય છે.

આશ્રય છે, તેમ આ સંસારરૂપી ભયંકર સાગરમાં ડુબી જઇને તેમાંથી બહાર નિકળતા અર્થાત્ નીચ ઉંચ યોનિઓમાં જન્મતા પુરુષોને શાંત એવા બ્રહ્મવેત્તા મહાપુરુષો પરમગતિરૂપ છે. જેમ પ્રાણીઓને જીવનરૂપ અન્ન રક્ષણ કરે છે, જેમ દુઃખીઓનું હું રક્ષણ છું તથા મનુષ્યોને મરણ પછી જેમ ધર્મરૂપી ધન એક રક્ષણ કરનારું છે, તેમ સંસારરૂપી સમુદ્રમાં પડવાથી ભય પામતા પુરુષોને સત્પુરુષો રક્ષણ કરનારા છે. સૂર્ય સારી રીતે ઉદય પામે છે, ત્યારે બહારની ચક્ષુરિન્દ્રિયને સતેજ કરે છે, પરંતુ સત્પુરુષો તો સગુણ તથા નિર્ગુણ એવી જ્ઞાનરૂપી ઘણી આંખો મનુષ્યને આપે છે. માટે સત્પુરુષો દેવતા તથા બાંધવરૂપ છે, તેમજ સત્પુરુષો આત્મારૂપ તથા મારા રૂપ પણ[1] છે. ઉપર કહ્યા પ્રમાણે જ્ઞાન થયા પછી પુરૂરવા રાજાએ ઉર્વશીના લોકની ઇચ્છાનો ત્યાગ કર્યો, અને સર્વ વસ્તુનો સંગ છોડી દઇને આત્મામાંજ વિહાર કરી આનંદ માનતો તે એકલો પૃથ્વી ઉપર ફરવા લાગ્યો.

ઇતિ વૈરાગ્યપ્રકરણમાં અધ્યાય ૧૧ મો સંપૂર્ણ.

---

૧ द्वे रूपे वासुदेवस्य चलमचलमेवच ।
चलं संन्यासिनो रूपमचलं प्रतिमादिकम् ॥

અર્થઃ—ભગવાન્ વાસુદેવનાં 'ચલ' અને 'અચલ' એમ બે સ્વરૂપ છે તેમાં સંન્યાસીઓ એ ભગવાનનું ચલ સ્વરૂપ છે અને પ્રતિમા વિગેરે અચલ સ્વરૂપ છે.

## અધ્યાય ૧૨ મો.

---

### [1]યયાતિ રાજાનો પશ્ચાત્તાપ. (૯-૧૯)

श्रीशुक उवाचः—

स इत्थमाचरन्कामान् स्त्रैणोपवहमात्मनः ।
बुद्ध्वा प्रियायै निर्विण्णो गाथामेतामगायत ॥ १ ॥

શ્રી શુકદેવજી કહે છેઃ—હે રાજા ! યયાતિ રાજા એ પ્રમાણે કામનાઓનો ઉપભોગ કરતો હતો, તે વખતે સ્રીલંપટપણાને લીધે પોતાનું સ્વરૂપ ઢંકાઇ ગયું જાણીને, મનમાં ખિન્ન થયો અને પોતાની સ્રીને નીચે પ્રમાણે પુરાતની કથા કહેવા લાગ્યોઃ-

"હે ભૃગુની પુત્રી! વનમાં રહેનારા ધીર પુરુષો, ગામમાં રહેનારા વિષયી પુરુષને માટે શોચ કરે છે. મારા જેવા પૃથ્વી ઉપર રહેલા વિષયી પુરુષનું જેમાં ચરિત્ર સમાયલું છે, એવી આ પ્રાચીન કથા તમે સાંભળો.

### બકરાની કથા.

કોઇ એક બકરો વનને વિષે પોતાનું મનગમતું શોધતો ફરતો હતો, એટલામાં તેણે પોતાના કર્મને લીધે કૂવામાં પડેલી કોઇએક બકરીને દીઠી. તત્કાળ પેલા કામી બકરાએ તે બકરીનો ઉદ્ધાર કરવા માટે ઉપાય શોધ્યો અને શિંગડાની અણીવતી કૂવાના બે કિનારા ઉપરની

---

૧ વિષયોપભોગ માટે પોતાના પુત્રને પોતાની વૃદ્ધાવસ્થા આપી તેની પાસેથી તેની યુવાવસ્થા લઇને અનેક વર્ષ પર્યન્ત વિષયસેવન કરવા છતાં અતૃપ્ત એવા કોઇ એક યયાતિ રાજાની આ કથા છે.

માટી ખોદી નાંખીને, તેમાંથી બહાર નિકળવાનો રસ્તો કર્યો, કે પેલી સુંદર નિતંબવાળી બકરી કૂવામાંથી બહાર નીકળી, તેજ બકરા ઉપર આસક્ત થઇને તેને વરી. તેણે વરેલા તે બકરાને, પતિની ઇચ્છાવાળી ઘણી બકરીઓ જોવામાત્રમાં શરીરે પુષ્ટ, દાઢી–મૂછવાળા, વીર્ય રેડનારા તથા મૈથુનની ક્રિયામાં કુશળ, અને મનોહર જોઇને તે બકરાનેજ વરી અને બકરાઓમાં ઉત્તમ એવો તે એક બકરોજ તે ઘણી બકરીઓની પ્રીતિમાં વધારો કરતો, તે બકરીઓની સાથે વિહાર કરવા લાગ્યો, અને કામદેવરૂપી ગ્રહથી ગળાવાને લીધે પોતાના સ્વસ્વરૂપને વિસરી ગયો. પછી કેટલાએક દિવસો વીત્યા કેડે કૂવામાં પડેલી પેલી બકરીએ પોતાના પ્રીતમનેજ બીજી એક બકરીની સાથે રમતાં જોયો. તેના તે કર્મને પેલી બકરી સહન કરી શકી નહીં, તે ઉપરથી તે મનમાં દુષ્ટતાવાળા અને ઉપરથી સ્નેહીનો ડોળ ઘાલનારા, ક્ષણિક પ્રીતિવાળા અને વિષયોમાં આનંદ માનનારા તે કામી પતિનો ત્યાગ કરી ખિન્ન થતી પોતાના પાલકની પાસે ગઈ. આથી પેલો સ્ત્રીલંપટ બકરો પણ રાંક થઇને તે બકરીને રાજી કરવા માટે તેની પાછળ ગયો અને રસ્તામાં 'બેં બેં' શબ્દો કરવા લાગ્યો; તો પણ તે બકરીને સમજાવી શકયો નહીં. એટલામાં ત્યાં આગળ કોઇ એક બ્રાહ્મણ કે જે તે બકરીનો માલેક હતો, તેણે બકરાના લટકતા બન્ને વૃષણને કાપી નાંખ્યા; પણ સાંધવાનો ઉપાય જાણનારા તે બ્રાહ્મણે પેલી બકરીના કામભોગ માટે ફરીને તે વૃષણો સાંધી આપ્યા. વૃષણ સાંધી આપ્યા પછી તે બકરો પણ પેલી કૂવામાંથી મળી આવેલી બકરી સાથે ઘણો કાળ થયાં વિષયો ભોગવે છે, છતાં હજી સુધી પણ તે કામનાઓથી સંતુષ્ટ થતો નથી. હે સુંદર ભ્રકુટીવાળી સ્ત્રી! હું પણ તેવીજ રીતે રાંક અને તારા પ્રેમપાશમાં બંધાઇ ગયો છું અને તારી માયાથી મોહિત થયો છું; તેથી મારા પોતાના આનંદમય સ્વરૂપને ભૂલી ગયો છું. આ પૃથ્વી વિષે વ્રીહિ તથા યવ વિગેરે જેટલું ધાન્ય છે, જેટલું

સોનું છે, જેટલાં ઢોર ઢાંખર છે તથા જેટલી સ્ત્રીઓ[1] છે, તે સર્વ પદાર્થો મળે તો પણ તે સર્વ પદાર્થો તૃષ્ણાથી પરાભવ પામેલા પુરુષના મનને સંતુષ્ટ કરી શકતાં નથી. વિષયોનો ઉપભોગ કરવાથી કોઇપણ દિવસે કામના શાંત પડતી નથી, પરંતુ અગ્નિ, ઘીથી જેમ શાંત ન પડતાં વધારે વધે છે, તેમજ કામના પણ ઉપભોગથી ઘણીજ વધે છે. પુરુષ જ્યારે સર્વ પ્રાણીઓ ઉપર દુષ્ટ ભાવના કરતો નથી, પણ સમદૃષ્ટિ રાખે છે ત્યારે તે પુરુષને સર્વ દિશાઓ સુખમય લાગે છે. દુષ્ટબુદ્ધિવાળાઓથી જે તૃષ્ણાનો ત્યાગ થઇ શકતો નથી અને જે તૃષ્ણા મનુષ્ય જીર્ણ થયા છતાં પણ જીર્ણ થતી નથી, તે દુઃખોથી ભરપૂર તૃષ્ણાનો, કલ્યાણની કામનાવાળા પુરુષે ઝટ ત્યાગ કરવો જોઇએ. મા, બહેન અથવા તો દીકરી સાથે એક આસન ઉપર ભરાઇને બેસવું નહીં, કારણ કે બળવાન્ એવો ઇંદ્રિયોનો સમૂહ વિદ્વાન્‌ને પણ મોહિત કરે છે. વારંવાર વિષયોનું સેવન કરતાં મને એક હજાર વર્ષ પૂરાં થયાં; તો પણ વારંવાર તે વિષયો ઉપર તૃષ્ણા થાય છે. માટે હું તૃષ્ણાનો ત્યાગ કરી પરબ્રહ્મ વિષે મનને રાખી, સુખ-દુઃખરહિત તથા અહંકારરહિત થઇને વનમાં ફરીશ. આ જગત્‌માં જે કંઇ જોવામાં તથા સાંભળવામાં આવે છે, તે મિથ્યા

---

१ यस्य स्त्री तस्य भोगेच्छा निर्स्त्रीकस्य क्व भोगभूः ।
स्त्रियं त्यक्त्वा जगत् त्यक्तं जगत् त्यक्त्वा सुखी भवेत् ॥

स्मृति.

અર્થઃ—જેને સ્ત્રી છે તેને ભોગેચ્છા સ્વાભાવિક છે, જેને સ્ત્રી નથી તેને ભોગ ક્યાંથી ? સ્ત્રી છોડી કે જગત્ છુટયું અને જગત્ છુટયું એટલે મનુષ્ય અવશ્ય સુખીજ થાય છે.

છે, એમ જાણીને તેનું [૧]ધ્યાન પણ કરવું નહીં, તેમ તેનું સેવન પણ કરવું નહીં, કારણ કે સેવન કરવાથી અથવા તે વસ્તુઓને સંભારવાથી સંસારમાં જન્મ, મરણ તથા સ્વસ્વરૂપનો નાશ થાય છે. આમ જે જાણે તે આત્મજ્ઞાની છે."

આ પ્રમાણે પોતાની સ્ત્રીને કહીને ઇચ્છારહિત યયાતિ રાજાએ પૂરુની તરુણાવસ્થા પૂરુને પાછી આપીને તેની પાસેથી પોતાની વૃદ્ધાવસ્થા પાછી લીધી, અને રાજાઓમાં મહાશ્રેષ્ઠ એવા પૂરુને અભિષેક કરી, યયાતિ રાજા વનમાં ગયા. માળામાં રહેતું પક્ષી પાંખો આવ્યા પછી જેમ માળાનો ત્યાગ કરે છે, તેમજ યયાતિ રાજાએ પણ ઘણાં વર્ષો સુધી જે છ ઇંદ્રિયોથી વિષયો ભોગવ્યા હતા, તે ઇંદ્રિયોનો એક ક્ષણમાં ત્યાગ કરી દીધો. પ્રખ્યાતિ પામેલા યયાતિ રાજાએ તે વનમાં રહીને સર્વ સંગનો ત્યાગ કરી, આત્માના અનુભવવડે ત્રણ ગુણમય લિંગશરીરનો પણ ત્યાગ કરી, નિર્મળ અને માયાથી પર એવા પરબ્રહ્મરૂપ ભગવાનને વિષે ચિત્ત રાખીને ભગવાન્ સંબંધી ગતિને મેળવી.

ઇતિ વૈરાગ્યપ્રકરણમાં અધ્યાય ૧૨ મો સંપૂર્ણ.

---

१ ध्यायतो विषयान्पुंसः संगस्तेषूपजायते ।
संगात्संजायते कामः कामात् क्रोधोऽभिजायते ॥
क्रोधाद्भवति संमोहः संमोहात्स्मृतिविभ्रमः ।
स्मृतिभ्रंशाद् बुद्धिनाशो बुद्धिनाशात्प्रणश्यति ॥

અર્થ:—વિષયોનું હમેશાં ચિંતન કરનાર મનુષ્યની વિષયો ઉપર નિરંતર આસક્તિ થાય છે, આસક્તિ થવાથી ઇચ્છા ઉત્પન્ન થાય છે, ઇચ્છા પૂર્ણ ન થવાથી તુરત ક્રોધ થાય છે, ક્રોધથી સ્મૃતિ નષ્ટ થાય છે, સ્મૃતિ નષ્ટ થવાથી બુદ્ધિ નષ્ટ થાય છે, અને બુધ્ધિ નષ્ટ થવાથી તે મનુષ્ય પોતે પણ નાશ પામે છે. ગીતા.

# અધ્યાય ૧૩ મો.

## પૃથ્વીના ઉદ્દગાર. ( ૧૨-૩ )

**श्रीशुक उवाचः—**

**दृष्ट्वात्मनि जये व्यग्रान् नृपान् हसति भूरियम् ॥**
**अहो मां विजिगीषंति मृत्योः क्रीडांतका नृपाः ॥ १ ॥**

શ્રીશુકદેવજી કહે છેઃ—આ પૃથ્વી પોતાને જીતવા માટે વ્યગ્ર થયેલા રાજાઓને જોઇને હસે છે કે, "અહોહો ! ! ! આ કાળનાં રમકડાંરૂપ રાજાઓ મને જીતવાની ઇચ્છા કરે છે. વિદ્વાન્ રાજાઓનો પણ આ મનોરથ નિષ્ફળ થાય છે. મનોરથ વડે રાજાઓ ફીણના જેવા દેહ ઉપર અત્યંત વિશ્વાસ રાખી બેઠા છે. રાજાઓ પોતાનાં મનમાં વિચાર કરે છે કેઃ—'અમે પ્રથમ છ ઇંદ્રિયોને જીતી લઇને રાજ્યના મંત્રીઓને હરાવશું, ત્યાર પછી કંટકરૂપ શત્રુઓને હરાવીને એ રાજાના મંત્રીઓ, નગરવાસીઓ, વિશ્વાસુઓ તથા મોટા મોટા હાથીઓને તાબે કરશું. આવા ક્રમથી સમુદ્રપર્યંત આખી પૃથ્વીને તાબે કરશું.' આ પ્રમાણે તેઓનું હૃદય વિજયની આશામાં બંધાઇ રહે છે, તેથી તેઓ પોતાની પાસે ઉભેલા કાળને દેખતા નથી. કેટલાએક રાજાઓ સમુદ્રપર્યંત રહેલી જે હું (પૃથ્વી) તેને જીતીને બળાત્કારથી સમુદ્રના સામા તીર ઉપર આવેલા દેશોમાં પ્રવેશ કરે છે; ઇન્દ્રિયોનો વિજય કરવાથી આ ફળ મળે છે, પણ તે કઇ ગણત્રીમાં છે? કોઇપણ નહીં. ઇન્દ્રિયોના વિજયનું ફળ તો મોક્ષ ગણાય છે. હે કુરુવંશી રાજા! મનુઓ તથા મનુના પુત્રો મારો ત્યાગ કરીને જેમ આવ્યા હતા, તેમજ પાછા ચાલ્યા

ગયા છે, તેમને આ બુદ્ધિહીન રાજાઓ યુદ્ધમાં જીતી લેશે!!! કેવી આશ્ચર્યની વાત. મારે માટે પિતા તથા પુત્રો વચ્ચે અને ભાઇ ભાઇ વચ્ચે પણ કલેશ થાય છે, કે જે દુષ્ટોનું ચિત્ત રાજ્યમાં મમતાથી બંધાઇ ગયું હોય છે. તેઓ કહે છે કે:— 'ઓ મૂર્ખ! આ સર્વ પૃથ્વી મારીજ છે, તારી નથી.' આ પ્રમાણે બોલનારા રાજાઓ પરસ્પરમાં સ્પર્દ્ધા કરીને મારે માટે એક બીજાને મારી નાંખે છે અને પોતે પણ મરી જાય છે. પૃથુરાજા, પુરૂરવા, ગાધિ, નહુષ, ભરત, અર્જુન, માંધાતા, સગર, રામ, ખટ્વાંગ, ધુંધુહા, રઘુ, તૃણબિંદુ, યયાતિ, શર્યાતિ, સંતનુ, ગય, ભગીરથ, કુવલયાશ્વ, કકુત્સ્થ, નૈષધ, નૃગ, હિરણ્યકશિપુ, વૃત્રાસુર, લોકોને રોવરાવનાર રાવણ, નમુચિ, શંબર, ભૌમાસુર, હિરણ્યાક્ષ, તારકાસુર તથા બીજા ઘણા મોટી શક્તિવાળા દૈત્યો અને રાજાઓ સર્વ વસ્તુને જાણનારા, શૂરા, સર્વનો વિજય કરનારા તથા અજીત હતા. તે મરણધર્મવાળા લોકો મારે વિષે ઘણી મોટી મમતા બાંધી બેઠા હતા. તેઓને પણ કાળે માત્ર કથારૂપે બાકી રાખ્યા છે, અને તેઓ પોતાના મનોરથમાં નિષ્ફળ નિવડ્યા છે. હે પરીક્ષિત્ રાજા! લોકોમાં યશનો વિસ્તાર કરીને મરણ પામેલા મહાબલશાળી તે રાજાઓની આ કથાઓ મેં તમારી આગળ કહી. તે વચનના વૈભવરૂપ કથાઓ-વિજ્ઞાન અને વૈરાગ્ય કહેવાની ઇચ્છાથી કહી છે. એ કથાઓ માત્ર વાણીના વિલાસરૂપ છે, પણ પરમાર્થરૂપ નથી. ઉત્તમ કીર્તિવાળા શ્રીકૃષ્ણના અકલ્યાણનો નાશ કરનારા જે ગુણાનુવાદો વારંવાર કહેવામાં આવે છે, તેજ ભાગને પુરુષાર્થ સમજવો અને ભગવાન્ વિષે નિર્મળ ભક્તિની ઇચ્છા રાખનારા પુરુષે નિત્ય તે ભાગનુંજ વારંવાર શ્રવણ કરવું."

ઇતિ વૈરાગ્યપ્રકરણમાં અધ્યાય ૧૩ મો સંપૂર્ણ.

---

## અધ્યાય ૧૪ મો.

### સુયજ્ઞ રાજાનું વૃત્તાંત. ( ૭-૨ )

*नारद उवाचः—

उशीनरेष्वभूद्राजा सुयज्ञ इति विश्रुतः ॥
सपत्नैर्निहतो युद्धे ज्ञातयस्तमुपासत ॥ २८ ॥

નારદજી કહે છેઃ—ઉશીનર નામના દેશમાં 'સુયજ્ઞ' નામનો એક પ્રખ્યાત રાજા રાજ્ય કરતો હતો. તેને યુદ્ધમાં શત્રુઓએ મારી નાંખ્યો અને તેનાં સગાં સંબંધીઓ તેની ચારે તરફ બેસીને તેની સેવા કરવા લાગ્યાં. યુદ્ધમાં તે રાજાનું રત્નજડિત કવચ કપાઇ પડ્યું હતું, આભૂષણો તથા માળા શરીર ઉપરથી સરી ગઇ હતી, હૃદય બાણથી વિંધાઇ ગયું હતું અને તેથી તે લોહી-લુહાણ થઇને પૃથ્વી ઉપર પડેલો હતો. તેના કેશ વિખરાઇ ગયા હતા, આંખો ફાટી ગઇ હતી, તેણે ક્રોધથી દાંત વડે ઓષ્ટને કરડ્યા હતા, મુખ ધૂળથી ધૂસરું થઇ ગયું હતું અને રણ ઉપર તેનાં હાથ તથા હથિયારો કપાઇ પડેલાં હતાં. હવે તેવી દશામાં લાવી મૂકેલા પોતાના સ્વામી ઉશીનર દેશના રાજાને જોઇને તેની પટરાણીઓ દુઃખી થઇને, 'હે નાથ! અમે હણાયલી છીએ,' એ પ્રમાણે હાથથી છાતીને વારંવાર કૂટતી રાજાના ચરણ પાસે ઢળી પડી અને પછી ઘાંટો પાડીને રડવા લાગી. તે સ્ત્રીઓ, કરુણાજનક રુદન કરી મનુષ્યોનાં મનમાં શોક ઉપજાવતી સતી, વિલાપ કરવા માંડીઃ—" અરેરે! હે પ્રભો! નિર્દય વિધાતાએ હમણાં આપને

* પોતાના ભાઈ હિરણ્યાક્ષના વધ પછી શોક કરતી પોતાની માતા તેની પત્ની તથા પુત્રોને હિરણ્યકશિપુ નારદજીએ કહેલી આ વાર્તા કહે છે.

અમારી દૃષ્ટિ આગળથી અદૃશ્ય કરી મૂકયા છે. જેણે પૂર્વે તમને ઉશીનર દેશના લોકોને આજીવિકા આપનારા કર્યા હતા, તેણેજ હમણાં તેઓના શોકને વધારનારા કર્યા છે. હે મહીપતિ! કૃતજ્ઞ તથા અમારા અત્યંત સ્નેહી એવા તમારા વિના અમે કેવી રીતે જીવી શકીશું? માટે હે વીર! તમારા ચરણની સેવા કરનારી દાસીઓને જ્યાં આગળ તમે જતા હો, તે સ્થાને આવવા માટે આજ્ઞા આપો." આ પ્રમાણે રાણીઓ મરી ગયેલા પતિને લઇને વિલાપ કરતી હતી અને તેને બાળી દેવા ઇચ્છતી ન હતી. એટલામાં સૂર્યનારાયણ અસ્ત થયા. પછી ત્યાં આગળ મરી ગયેલા રાજાના સંબંધીઓનું રડવું સાંભળીને દયાથી યમરાજા પોતે બાળકનું રૂપ લઇને આવ્યા અને ત્યાં વિલાપ કરતા તે લોકોને કહેવા લાગ્યા.

## યમરાજાનો બાળકરૂપે ઉપદેશ.

"અરેરે!!! આ મનુષ્યો અવસ્થામાં મારાથી મોટાં છે અને જગત્‌માં થતાં જન્મમરણાદિકની રીતિને જાણનારાં છે, તો પણ તેઓને મહામોહ થયેલો છે. મનુષ્ય જ્યાંથી આવ્યો હતો, ત્યાં આગળ જાય છે અને પોતે પણ તેના સમાન મરણધર્મવાળાં છે, છતાં પણ તે બીજાં પ્રાણીઓનો વૃથા શોક કરે છે. અરેરે!!! તમારા કરતાં તો અમે વધારે ભાગ્યશાળી છીએ, કારણ કે માતાપિતાએ અમારો ત્યાગ કર્યો છે અને અમે બાળક છીએ તો પણ તેનો શોક કરતા નથી. તેમજ વળી અમે બળ વિનાના છીએ, તો પણ વ્હાર વિગેરે પ્રાણીઓ અમને ખાઇ જતાં નથી; કારણ કે જે ગર્ભમાં રક્ષા કરે છે, તે સર્વત્ર રક્ષા કરનાર છે. હે સ્ત્રીઓ! તે અવિનાશી ઇશ્વર પોતાની ઇચ્છાથી આ જગત્‌ને સર્જે છે, તેની રક્ષા કરે છે તથા પ્રલય કરે છે. તે ઇશ્વરનું આ સ્થાવરજંગમાત્મક જગત્ એક રમકડું કહેવાય

છે અને તે, જગત્‌નો સંહાર કરવામાં સમર્થ છે. રસ્તામાં પડેલું છતાં પણ ઇશ્વરે રક્ષેલું હોય, તો તે જીવતું રહે છે અને ઘરમાં રક્ષણ કરાયલું છતાં પણ ઇશ્વરે નાશ કરેલું હોય તો તે નાશ પામે છે. વનમાં નાંખી દીધેલો હોય અને ધણી વિનાનો હોય તો પણ તેના ઉપર ઇશ્વરની કૃપાદૃષ્ટિ હોય તો તે જીવતો રહે છે, અને ઘરમાં રક્ષા કરીને રાખેલો હોય તો પણ ઇશ્વરથી તેનો નાશ થવો સરજ્યો હોય તો તે જીવતો નથી. આ જન્મ-મરણાદિક દેહાદિકને થાય છે, પણ આત્માને થતાં નથી; કારણ કે સર્વ પ્રાણીઓ પોતાનાં લિંગશરીરે કરેલાં કર્મોવડે સમય ઉપર જન્મે છે તથા મરે છે. આત્મા જો કે તે જન્મમરણવાળા દેહમાં રહેલો છે, તથાપિ તે દેહાદિકના ધર્મોથી બંધાતો નથી, કારણ કે તે દેહના ધર્મોથી જૂદોજ છે. પુરુષને આ શરીર કેવળ અવિવેકને લીધે આત્મરૂપ જણાય છે, પરંતુ તે વસ્તુતઃ દ્રષ્ટા આત્માથી પાર્થિવ ઘરની પેઠે જૂદુંજ જોવામાં આવે છે. પાણીના પરમાણુઓમાંથી બનેલા પરપોટાની પેઠે તથા પૃથ્વીના પરમાણુઓમાંથી બનેલાં કુંડલાદિકની પેઠે, આ શરીર પણ કાળે કરીને પરિણામ પામવાથી નાશ પામે છે, પરંતુ આત્મા નાશ પામતો નથી. વળી અગ્નિ જેમ કાષ્ઠોમાં રહ્યા છતાં પણ દાહક તથા પ્રકાશક ધર્મવડે કાષ્ઠથી જૂદો જણાય છે; અને વાયુ જેમ દેહમાં રહ્યા છતાં પણ મુખ તથા નાસિકામાં જૂદોજ રહેલો જાણવામાં આવે છે; તેમજ આત્મા દેહમાં રહેલો છે, તો પણ દેહથી જૂદોજ છે. વળી આકાશ જેમ સર્વત્ર રહેલું છે, છતાં પણ તે કોઇમાં બંધાઇ રહેતું નથી અર્થાત્ અલિપ્ત રહે છે, તેમજ આત્મા, દેહ તથા ઇંદ્રિયાદિમાં રહેલો છે, છતાં પણ દેહાદિકથી જૂદો છે, માટે દેહ તથા ઇંદ્રિયાદિકના જન્મ–મરણાદિક ગુણોથી તે બંધાતો નથી. હે મૂઢ-લોકો! તમે જેનો શોક કરો છો તે આ 'સુયજ્ઞ' તો સુતો છે, માટે તમે શા માટે શોક કરો છો? કદાચ તમે કહેશો કે, ' તે આટલા

વખત સુધી સાંભળતો હતો અને તેનો ઉત્તર પણ આપતો હતો; પરંતુ હમણાં તે સાંભળતો નથી અને તેનો ઉત્તર પણ આપતો નથી; માટે અમે તેને મરી ગયેલો ધારીને શોક કરીએ છીએ,' તો પણ તમારે આ રીતે શોક કરવો યોગ્ય નથી. આ શરીરમાં પ્રાણ મુખ્ય મોટો જણાય છે, તો પણ તે શ્રોતા તથા વક્તા ગણાતો નથી; પરંતુ દેહ અને ઇન્દ્રિયોથી ભિન્ન ઇન્દ્રિયાદિકમાં પ્રકાશ કરનારા પદાર્થોનો દ્રષ્ટા જે આત્મા છે, તે સાંભળનારો તથા ઉત્તર આપનારો છે અને તે પ્રાણ તથા દેહથી જૂદો છે.

એ આત્મા દેહાદિકથી જૂદો છે, છતાં પણ તે પાંચ ભૂતો, ઇંદ્રિયો તથા મનને લીધે ઉત્પન્ન થનારા નાના મોટા દેહોને 'હું છું' એમ માની લે છે, અને જ્યારે વિવેક થાય છે ત્યારે તે વિવેકના બળથી મિથ્યાજ્ઞાનનો પણ ત્યાગ કરે છે. આત્માને જ્યાં સુધી લિંગશરીરનું અભિમાન રહે છે, ત્યાં સુધીજ તેને કર્મો બંધનકારક થાય છે; શરીરના ધર્મો તે આત્મામાં જણાય છે અને ક્લેશ થાય છે; પરંતુ લિંગદેહનું અભિમાન મટી ગયા પછી તે પ્રમાણે થતું નથી, કારણ કે વિષયાદિક, માયાને લીધેજ થાય છે પણ વસ્તુતઃ તે મિથ્યા છે. સુખ–દુઃખાદિકને સત્ય જાણવાં તથા કહેવાં, એ મિથ્યા દુરાગ્રહ છે, કારણ કે જેમ મનોરથ તથા સ્વપ્ન મિથ્યા છે, તેમજ ઇન્દ્રિયજન્ય સર્વ વિષયો પણ મિથ્યા છે. માટે વિવેકી પુરુષો આત્માને નિત્ય અને દેહને અનિત્ય સમજીને તેનો શોક કરતા નથી. તમે કહેશો કે, ઉપદેશ કરનારા જ્ઞાનીઓ પણ તે પ્રમાણે શોક કરે છે, તો જાણવું કે તેઓને દ્રઢજ્ઞાન નથી, તેઓ પોતાનો સ્વભાવ ફેરવી શકતા નથી.

## કુલિંગ પક્ષીનું દ્રષ્ટાંત.

પ્રાણીઓના નાશકર્તારૂપે ઇશ્વરે ઉત્પન્ન કરેલો કોઇ એક પારધિ, વનમાં જૂદે જૂદે ઠેકાણે જાળ પાથરીને પક્ષીઓને

લોભાવતો પોતાનું કાર્ય કરતો હતો. એટલામાં ત્યાં આગળ એક કુલિંગ પક્ષીનું જોડું ફરતું તેના જોવામાં આવ્યું. તે બન્નેમાંથી પારધિએ એકાએક કુલિંગીને લોભાવી. તે કુલિંગી કાળના ઝપાટામાં આવી જવાથી પેલી જાળની દોરીમાં બંધાઇ ગઇ. કુલિંગ પોતાની રાંકડી સ્ત્રીને તે પ્રમાણે દુઃખમાં આવી પડેલી જોઇને અત્યંત ખિન્ન થઇ ગયો, અને પોતે તેને જાળમાંથી છુટી કરવાને અસમર્થ તથા રાંક હતો, તેથી સ્ત્રી ઉપરના સ્નેહને લીધે વિલાપ કરવા લાગ્યો કે, 'અરેરે!! મારો રાંકનો શોક કરતી, રાંકડી તથા દયા કરવા યોગ્ય મારી સ્ત્રીને હરી જઇને, હે નિર્દય દૈવ! તું શું કરશે? હવે દીન, સ્ત્રી વિનાના થઇ પડેલા દુઃખી જીવતરવાળા મારા અર્ધ દેહનું મારે શું પ્રયોજન છે? માટે દૈવ મને પણ ભલે લઇ જાય. હું, જેઓને પાંખો આવી નથી એવાં અને માતા વિનાનાં બચ્ચાંઓનું કેવી રીતે પોષણ કરીશ? મંદ ભાગ્યવાળાં મારાં તે બચ્ચાંઓ માળામાં પોતાની માની વાટ જોતાં બેઠાં હશે.' આ પ્રમાણે સ્ત્રીના વિયોગથી આતુર થઇને વિલાપ કરતો અને જેનાં નેત્રોમાંથી અશ્રુઓ મુખમાં પડતાં જતાં હતાં, એવા કુલિંગ પક્ષીને પણ પાસે છુપાઇ રહેલા અને કાળે પ્રેરેલા તે પારધિએ બાણ મારી વિંધી નાંખ્યો. આ પ્રમાણે અજ્ઞાની એવા તમે પોતાનો નાશ જાણતા નથી, તેથી સો વર્ષ સુધી શોક કર્યા કરશો, તો પણ તમારા આ મરેલા પતિને મેળવશો નહીં."

આ પ્રમાણે બાળક બોલતો હતો, તે સાંભળીને રાજાનાં સર્વ સંબંધીઓ મનમાં વિસ્મય પામીને માનવા લાગ્યાં કે, 'આ જગત્ અનિત્ય તથા મિથ્યા ઉત્પન્ન થયું છે.' આટલી વાત કહીને યમરાજા ત્યાંજ અદૃશ્ય થયા. પછી સગાં સંબંધીઓએ સુયજ્ઞ રાજાની પરલોક સંબંધી જે ક્રિયા કરવાની હતી તે કરી.

માટે તમે બીજાનો કે પારકાનો શોક કરો મા. આ પોતાનો છે, આ પારકો છે, આવા દુરાગ્રહરૂપી અજ્ઞાન વિના દેહધારીઓને પોતાનો કોણ છે? તેમ પારકો કોણ છે? તેમજ પોતે કોણ છે? તથા પર પણ કોણ છે? મતલબ કે કોઇ નથી, સર્વ બ્રહ્મમય છે.

ઇતિ વૈરાગ્યપ્રકરણમાં અધ્યાય ૧૪ મો સંપૂર્ણ.

---

## અધ્યાય ૧૫ મો.

### કર્મઠ લોકોનું વિવેચન. ( ૧૧-૫ )

राजोवाचः—

**भगवंतं हरिं प्रायो न भजंत्यात्मवित्तमाः ।**
**तेषामशांतकामानां का निष्ठाऽविजितात्मनाम् ॥ १ ॥**

નિમિ રાજા પૂછે છેઃ—"હે મોટા બ્રહ્મવેત્તાઓ! તમે કહ્યું કે, ભગવાનના ભક્તો વિધિના મસ્તક ઉપર પગ દઇને પરમ ગતિને પામે છે, પરંતુ અભક્તોને વારંવાર વિઘ્નો થાય છે, ત્યારે હું તમને પૂછું છું કે, ઘણું કરીને પરાધીન મનવાળા અને તેને લીધે જેઓની તૃષ્ણા શાંત થઇ નથી, એવા જે લોકો ભગવાનની ભક્તિ કરતા નથી, તેઓની શી ગતિ થાય છે?"

ચમસ નામના યોગેશ્વર કહે છેઃ—"આદિપુરુષ એવા શ્રી નારાયણનાં મુખ, હાથ, સાથળ અને ચરણમાંથી અનુક્રમે

બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય તથા શૂદ્રો ઉત્પન્ન થયા છે, એટલે સત્ત્વ-ગુણથી બ્રાહ્મણની ઉત્પત્તિ થઇ છે; સત્ત્વ તથા રજથી ક્ષત્રિયોની ઉત્પત્તિ થઇ છે; રજ અને તમથી વૈશ્યની ઉત્પત્તિ થઇ છે અને તમથી શૂદ્રની ઉત્પત્તિ થઇ છે, તેમજ મુખાદિકમાંથી અનુક્રમે બ્રહ્મચર્ય, ગૃહસ્થ, વાનપ્રસ્થ તથા સંન્યાસ એમ ચાર આશ્રમો પણ થયા છે. તેઓમાં જે લોકો પોતાને ઉત્પન્ન કરનારા સાક્ષાત્ ગુરુરૂપ ઇશ્વર એવા નારાયણ ભગવાનને ન જાણવાથી ભજતા[1] નથી તથા જેઓ જાણતાં છતાં પણ તેમનું અપમાન કરે છે, તે કૃતઘ્ની પુરુષો વર્ણ અને આશ્રમરૂપી સ્થાનમાંથી ભ્રષ્ટ થઇને નરકમાં પડે છે. જે કેટલાએક ભગવાનની કથા સાંભળતા નથી તથા ભગવાનનું કીર્તન પણ કરતા નથી, એવા કેટલાએક દ્વિજ લોકો, સ્ત્રીઓ અને શૂદ્રાદિકો છે, તેઓના ઉપર તમારા

१ यामिमां पुष्पितां वाचं प्रवदंत्यविपश्चितः ।
वेदवादरताः पार्थ नान्यदस्तीति वादिनः ॥
कामात्मानः स्वर्गपरा जन्मकर्मफलप्रदाम् ।
क्रियाविशेषबहुलां भोगैश्वर्यगतिं प्रति ॥
भोगैश्वर्यप्रसक्तानां तयाऽपहृतचेतसाम् ।
व्यवसायात्मिका बुद्धिः समाधौ न विधीयते ॥

ગીતા.

અર્થ:—વેદવચનમાં ઉપર ઉપરનું દેખાતું ફળ જોઇ તેમાંજ જેઓ લીન થઇ ગયેલા છે, તેઓ 'તેના જેવું બીજું કશું નથી' એમ કહી સકામ બુદ્ધિથી સ્વર્ગ મેળવવાની પાછળ લાગે છે. ભોગ અને ઐશ્વર્ય મેળવવા માટે ફરી ફરી જન્મ અને કર્મ જેમાં વર્ણવેલાં છે તેવાં વાકયોની પાછળ લાગી હમેશાં સ્તુતિ કરે છે, પણ એવા પ્રકારનાં વેદવચનોનો ઉપર ઉપરનો અર્થ જાણી ભોગ અને ઐશ્વર્યમાં લીન થયેલા માણસોની બુદ્ધિ સમાધિમાં સ્થિર રહેતી નથી.

જેવા મહાત્મા લોકોએ કૃપા કરવી જોઇએ. પરંતુ જે બ્રાહ્મણો, ક્ષત્રિયો અને વૈશ્યો ઉપનયનસંસ્કારથી તથા વેદાધ્યયનથી ભગવાનના ભજનના અધિકારી થાય છે, છતાં પણ વેદમાં કહેલી ફલસ્તુતિનાં વચનો ઉપર મોહ પામીને જાણવા છતાં પણ ભગવાનને ભજતા નથી; પરંતુ કર્મો કરવામાં[1] આસક્ત થઇ રહે છે, તે અર્ધદગ્ધ લોકો ઉપેક્ષા કરવા યોગ્ય છે. 'કેવી રીતે કર્મ કરવાથી કર્મ બંધનકારક થઇ પડે નહીં?' તે વાતથી અજાણ્યા, ઉદ્ધતપણાથી વિદ્વાનોને નહીં પૂછનારા, મૂર્ખા છતાં પણ પંડિત-પણાનું અભિમાન રાખનારા જે અર્ધદગ્ધ લોકો વેદમાં કહેલાં ફળોને દર્શાવનારાં વચનોથી ઉત્કંઠિત થઇને કેવળ મૂર્ખપણાને લીધે 'આપણે અપ્સરાઓ સાથે વિહાર કરશું' એવી જે મીઠી મીઠી વાતો કરે છે, તે કર્મનિષ્ઠ લોકો રજોગુણને લીધે ભયંકર સંકલ્પ-વાળા હોય છે, મોટી તૃષ્ણાવાળા હોય છે, સર્પના સરખા ક્રૂર હોય છે, ઢોંગી હોય છે, અભિમાની હોય છે, પાપ કરનારા હોય છે અને ભગવાનના ભકતોની નિંદા કરે છે. તેઓ વૃદ્ધોની સેવા કરતા નથી, પરંતુ સ્ત્રીઓની સેવા કરે છે અને જેમાં મૈથુન-સુખ રહેલું છે, એવાં ઘરોમાં રહીને, "આજે હું આટલું કમાયો, મારી અમુક ધારણા પાર પડશે, મારી પાસે આટલું ધન છે અને હવે

---

[1] कर्मेंद्रियाणि संयम्य य आस्ते मनसा स्मरन्।
इंद्रियार्थान्विमूढात्मा मिथ्याचारः स उच्यते ॥

અર્થ:—કર્મેંદ્રિયનો નિગ્રહ કરી જે મૂર્ખ મનથી વિષયોનું ચિંતવન કરે છે તેને ઢોંગી જાણવો.

ગીતા.

આટલું થશે " વિગેરે સુખોની વાતો એક બીજાઓ[1] સાથે કર્યા કરે છે. યજ્ઞોમાં [2]દક્ષિણા કે અન્નદાન આપતા નથી; પરંતુ કમાણીને માટે અથવા તો યશને માટે યજ્ઞ કરે છે અને હિંસા કરવામાં કેટલું પાપ છે, તે ન જાણનારા કેવળ પોતાનું પેટ ભરવા માટે પશુ-

[1] इदमद्य मयालब्धमिमं प्राप्स्ये मनोरथम् ।
इदमस्तीदमपि मे भविष्यति पुनर्धनम् ॥ १ ॥
असौ मया हतः शत्रुर्हनिष्ये चापरानपि ।
ईश्वरोऽहमहं भोगी सिद्धोऽहं बलवान्सुखी ॥ २ ॥
आढ्योऽभिजनवानस्मि कोन्योऽस्ति सदृशो मया ।
यक्ष्ये दास्यामि मोदिष्य इत्यज्ञानविमोहिताः ॥ ३ ॥
अनेकचित्तविभ्रांता मोहजालसमावृताः ।
प्रसक्ताः कामभोगेषु पतंति नरकेऽशुचौ ॥ ४ ॥

અર્થ:—"આજ મેં અમુક મેળવ્યું, હવે મારો મનોરથ પૂર્ણ થશે, અમુક તો મારી પાસેજ છે, આ પણ દ્રવ્ય મારું થશે, આ શત્રુને મેં માર્યો. બીજાઓને પણ હું મારીશ, હુંજ સર્વનો સ્વામી છું, હુંજ ભોગ ભોગવનારો છું, હું સિદ્ધ છું, હું બલવાન્ છું, હું સુખી છું, હું કૃતકૃત્ય છું, મોટા કુળમાં મારો જન્મ છે, મારા જેવો બીજો કોણ છે ? હું યજ્ઞ કરીશ, હું દાન કરીશ, અને હું આનંદ પામીશ." આ પ્રમાણે અજ્ઞાનરૂપી ગાંડપણ જેને લાગ્યું છે તેવા મગજશક્તિ ખોઈ બેઠેલા અને મોહજાળમાં ફસાયલા તથા વાસનાની તૃપ્તિ કરવામાં ગર્ક થઈ ગયેલા માણસો અમંગલ એવા નરકમાંજ પડે છે.

ગીતા.

[2] यज्ञशिष्टाशिनः संतो मुच्यंते सर्वकिल्बिषैः ।
भुंजते ते त्वघं पापा ये पचंत्यात्मकारणात् ॥

અર્થ:—પંચમહાયજ્ઞ કરી, બાકી રહેલા અન્નનું જે સેવન કરે છે, તે સર્વ પાપથી મુક્ત થાય છે. જે લોકો પોતાનું પેટ ભરવા માટેજ અન્ન રાંધી ખાય છે, તે પાપી લોકો અન્ન નથી ખાતા, પણ પાપજ ખાય છે.

ઓની હિંસા કરે છે. સંપત્તિ. ઐશ્વર્ય, ઉંચા કુળમાં જન્મ, વિદ્યા, દાન, રૂપ, બળ તથા કર્મ, આમાંથી કોઇ એક વસ્તુવડે અથવા તો સર્વ વસ્તુવડે અભિમાન થાય છે, તેથી આંધળા થયેલા ખળ લોકો શ્રીહરિનું તથા શ્રીહરિના ભક્તોનું અપમાન કરે છે. આ પ્રમાણે વર્તવાથી મૂર્ખ લોકો વેદનું રહસ્ય સ્પષ્ટ છે, છતાં પણ તેને જાણતા નથી. તે આત્મપણાથી તથા ઇશ્વરપણાથી સદા સર્વ દેહધારીઓમાં રહેલા છે, છતાં પણ તે આકાશની પેઠે નિર્લેપ છે. સર્વના આત્મા હોવાથી પરમપ્રિય પુરુષાર્થરૂપ છે અને વેદમાં પણ તેમનું પ્રસિદ્ધ રીતે ગાન કરેલું છે. આવા શ્રીહરિનું કર્મનિષ્ઠ લોકો શ્રવણ પણ કરતા નથી, અને વેદનું તાત્પર્ય સર્વમાંથી નિવૃત્તિ કરવી એજ છે, છતાં પણ તેઓ મૈથુનની, માંસભક્ષણની અને મદિરાપાનની ઇચ્છાથી કહે છે કે, 'વેદ પ્રવૃત્તિનુંજ નિરૂપણ કરે છે,' 'ઋતુમાં સ્ત્રીનો સંગ કરવો, હોમવાથી અવશેષ રહેલું માંસ ખાવું, સૌત્રામણિ નામના યજ્ઞમાં મદિરાપાન કરવું.' આમ વેદમાં લખ્યું છે, તે પ્રવૃત્તિ કરવા માટે લખ્યું નથી, પરંતુ તેનું તાત્પર્ય તેનો ત્યાગ કરવામાં છે. કોઇ કહેશે કે, મૈથુન, માંસભક્ષણ તથા મદિરાપાનને માટે શાસ્ત્રમાં લખ્યું છે કે, "**ऋतौ भार्यामुपेयात, सौत्रामण्यां सुरां पिबेत्, तथा हुतशेषं भक्षयेत्**" આ સર્વ વાક્ય વિધિવાક્ય નથી. બીજા કોઇપણ પ્રમાણથી જે ક્રિયા અપ્રાપ્ત હોય તેને પ્રાપ્ત કરવાનાં જે વાક્ય હોય, તે અપૂર્વ વિધિવાક્ય કહેવાય છે. દૃષ્ટાંત તરીકે વેદમાં કહ્યું છે કે, '**स्वर्गकामो यजेत्**—સ્વર્ગની કામનાવાળાએ યજ્ઞ કરવો.' આમાં સ્વર્ગ આપનારો યજ્ઞ વેદવચન વિના બીજા કોઇ પણ પ્રમાણથી કરવો જોઇએ એવો વિધિ નથી, પરંતુ સ્વર્ગ આપનારા યજ્ઞને માટે વેદનાં વચનો છે, માટે તે અપૂર્વ વિધિવાક્ય છે. સ્ત્રીસંગ, માંસભક્ષણ, મદિરાપાન એ સર્વ, લોકો વેદનાં વચનથીજ સ્વીકારે છે એમ નથી, પરંતુ

પોતાની રુચિથી તે તે ક્રિયામાં પ્રવૃત્તિ કરે છે, માટે તે અપૂર્વ વિધિ નથી. જેમ અપૂર્વ વિધિ નથી તેમ તે 'નિયમવિધિ' પણ નથી. એક પક્ષમાં અપ્રાપ્ત વિષયને પ્રાપ્ત કરનારો વિધિ નિયમવિધિ કહેવાય છે. દૃષ્ટાંતમાં જેમ '**व्रीहीन् अवहन्ति**—શાળને ખાંડે છે,' શાળને ફોતરાં વિનાની કરવાના ઘણા ઉપાયો છે માટે જ્યારે તેને છડ્યા વિના બીજા ઉપાયથી ફોતરાં વિનાની કરશે, ત્યારે તેને છડવું અપ્રાપ્ત થશે, તે અપ્રાપ્ત બાબતને આ વિધિ પ્રાપ્ત કરે છે એટલે કહે છે કે, 'જો શાળને ફોતરાં વિનાની કરવી હોય તો તેને છડવી,' આને નિયમવાક્ય કહે છે. મૈથુન, માંસભક્ષણ અને મદિરાપાન તો સર્વદા પ્રિય હોવાથી પ્રાપ્ત છે, તે કંઇ એક પક્ષમાં અપ્રાપ્ત નથી, અને તેથીજ તેને માટે આ નિયમવાક્ય પણ નથી. વળી તે પરિસંખ્યાવાક્ય પણ નથી. બન્ને વિષયોની એક સાથે પ્રાપ્તિ થતી હોય ત્યારે જેમાં બેમાંથી એકની નિવૃત્તિ કરવી, આવું તાત્પર્ય હોય તેને પરિસંખ્યાવિધિ કહેવો. દૃષ્ટાંતમાં જેમ "**पंच पंच नखा भक्ष्याः**—પાંચ નખવાળાં પાંચ પશુઓ ખાવાં" આ વાક્યનો એવો અર્થ છે કે, પશુઓનું ભક્ષણ કરવું નહીં અને ભક્ષણ કરવું હોય તો પાંચ નખવાળાં શેઢાઇ, શેળો, ચંદનઘો, સસલો તથા કાચબો એ પાંચ વિના બીજાનું તો ભક્ષણ કરવુંજ નહીં. તેમજ માંસભક્ષણ કરવું તો યજ્ઞમાં કરવું, સ્ત્રીસંગ કરવો તો માત્ર ઋતુકાળમાંજ કરવો, અને મદિરાપાન કરવું તો સૌત્રામણિ યજ્ઞમાંજ કરવું. આ પ્રમાણે પરિસંખ્યા વિધિ પ્રાપ્ત થશે, આમ કોઈ કહેશે તો તેને પણ પરિસંખ્યા માનવામાં ત્રણ દોષ આવે છે, તે આ પ્રમાણેઃ—સ્વાર્થત્યાગ, પરાર્થકલ્પના અને પ્રાપ્તબાધ. પોતાનો અર્થ ઉડી જવો, તેને સ્વાર્થત્યાગ કહે છે. 'ઋતુમાં સ્ત્રીસંગ કરવો' આ વાક્યમાં પોતાનો અર્થ ઉડી ગયો, તેથી સ્વાર્થત્યાગ નામનો તેમાં દોષ આવ્યો. પરાર્થકલ્પના એટલે બીજા અર્થની કલ્પના કરવી તે. 'ઋતુ

[ભિના સ્ત્રીસંગ કરવોજ નહીં,' આ બીજા અર્થની કલ્પના કરી એટલે પરાર્થકલ્પના નામનો દોષ આવ્યો. તેમ જે સ્વાભાવિક રીતે પ્રાપ્ત હતું, તેમાં અટકાવ આવ્યો, તેથી પ્રાપ્તબાધ નામનો દોષ આવ્યો. માંસભક્ષણ અને મદિરાપાનમાં પણ ત્રણ દોષ સમજી લેવા. આ પ્રમાણે પરિસંખ્યામાં પણ ત્રણ દોષ આવે છે. તેથી પરિસંખ્યાવિધિ પણ થઇ શકતો નથી, માટે આ ઉપરથી સિદ્ધ થાય છે કે, 'ઋતુમાં સ્ત્રીનો સંગ ન કરે, હોમવાથી અવશેષ રહેલું માંસ ન ખાય, સૌત્રામણિમાં મદિરાપાન ન કરે તો દોષ લાગે,' એવી દૃઢ આજ્ઞાવાળાં તે વાક્યો નથી; પરંતુ તે વાક્યોનું તાત્પર્ય પ્રાપ્ત થયેલી વસ્તુને છોડવી આ છે. 'મનુષ્ય નિત્ય માંસભક્ષણ કરતો હોય તેને દેવયજ્ઞમાંજ માંસભક્ષણ કરવું, પરંતુ નિત્ય કરવું નહીં,' આમ તે કહે છે. 'જે પુરુષ નિત્ય સ્ત્રીસંગ કરતો હોય તેણે નિત્ય નહીં, પરંતુ ઋતુમાંજ સ્ત્રીસંગ કરવો,' આમ કહે છે, અને 'જે નિત્ય મદિરાપાન કરતો હોય, તેણે નિત્ય નહીં, પરંતુ સૌત્રામણિ યજ્ઞમાં મદિરા પીવી,' આમ કહે છે. માટે સૌએ મૈથુન, માંસભક્ષણ અને મદ્યપાન ત્યાગ કરવું, આવો વેદનો અભિપ્રાય છે. કોઇ શંકા કરશે કે, શાસ્ત્રમાં એક ઠેકાણે લખ્યું છે કે, 'જે પુરુષ પાસે છતાં પણ ઋતુસ્નાતા સ્ત્રીનો સંગ કરતો નથી, તે પુરુષને ગર્ભહત્યા જેટલું ભયંકર પાપ લાગે છે,' તેનું શું સમાધાન કરવું? તો તે વચનનું તાત્પર્ય એવું છે કે, જો પુરુષ અરુચિથી અથવા શત્રુતાથી પોતાની ઋતુસ્નાતા સ્ત્રીનો સંગ ન કરે તો તે ગર્ભહત્યાનો ભાગી થાય છે. આ રીતે મૈથુન, માંસભક્ષણ તથા મદિરાપાન આદિકના મનોરથોથી વ્યાકુલ થયેલા પુરુષો પોતાના પ્રિય આત્માના સ્વરૂપનું શ્રવણ કરતા નથી. ધર્મ કરવો એ ધનનું ફળ છે, કારણ કે ધર્મથી પરોક્ષ જ્ઞાન તથા તરત શાંતિ આપનારું અપરોક્ષ જ્ઞાન થાય છે. આવા ધનને અજ્ઞાની લોકો દેહાદિકના કામમાં

ખરચી નાંખે છે, પરંતુ માથા ઉપર ભમતા મહા ભયંકર મૃત્યુને દેખતા નથી. વેદો વિષે યજ્ઞમાં મદિરાપાન વિગેરે કરવાની આજ્ઞા છે, તેનું તાત્પર્ય જૂદુંજ છે. મદિરા પાન કરવું, એટલે પ્યાલાઓ ભરી ભરીને પીવા એમ સમજવું નહીં; પરંતુ મદિરાને નાકથી સૂંઘવી આટલીજ આજ્ઞા છે. યજ્ઞમાં દેવને ઉદ્દેશીને કરવામાં આવતી હિંસા, હિંસા ગણાતી નથી, પરંતુ પોતાના ખાવા માટે કરવામાં આવતી પશુઓની હિંસા, એ હિંસા ગણાય છે, અને મૈથુનની આજ્ઞા આપી છે, તેનું તાત્પર્ય પ્રજોત્પત્તિ કરવા માટે છે, વિષયસુખ ભોગવવા માટે નથી. આ રીતે વેદમાં જે ઉદ્દેશથી કહ્યું છે, તે શુદ્ધ ધર્મને કર્મકાંડીઓ જાણતા નથી. આ રીતે ધર્મના સ્વરૂપને ન જાણનારા, અક્કડ રહેનારા, અમે સત્પુરુષ છીએ એવું અભિમાન[1] રાખનારા તથા શંકા વિનાના જે કર્મઠ લોકો 'આ રીતે કરવાથી આપણા મનોરથો સિદ્ધ થશે,' એવો વિશ્વાસ રાખીને પશુઓની હિંસા કરે છે.

---

१ अहंकारं बलं दर्पं कामं क्रोधं च संश्रिताः ।
मामात्मपरदेहेषु प्रद्विषंतोऽभ्यसूयकाः ॥ १ ॥
तानहं द्विषतः क्रूरान्संसारेषु नराधमान् ।
क्षिपाम्यजस्रमशुभानासुरीष्वेव योनिषु ॥ २ ॥

અર્થ:—અહંકાર, બલ, ગર્વ, વાસના અને ક્રોધ વિગેરેને આધીન થઇ તેના પોતાના તથા બીજાના આત્મામાં રહેલો જે હું ( પરમાત્મા ) તેનો ( જેઓ ) દ્વેષ કરે છે, અને સજ્જનનું અપમાન કરે છે તે મારો દ્વેષ કરનારા પાપી નરાધમોને હું હમેશાં અસુરયોનિઓમાંજ જન્મ આપું છું.

ગીતા.

તે લોકોને મરી ગયા પછી પશુઓ[1] ખાય છે. શાસ્ત્રમાં પણ માંસ શબ્દનો એવો અર્થ કર્યો છે કે–'માં' કહેતાં મને 'સઃ' કહેતાં હું જેનું માંસ ખાઉં છું તે પરલોકમાં મને ખાશે. આવો માંસ શબ્દનો અર્થ ધર્મશાસ્ત્રમાં કરેલો છે. પરકાયામાં રહેલા ભગવાન્ શ્રીહરિ જે પોતાના આત્મરૂપ છે, તેનો દ્વેષ કરનારા તથા શબસમાન આ દેહ ઉપર તથા સ્ત્રીપુત્રાદિક પરિવાર ઉપર સ્નેહ કરનારા જે છે તે લોકો નરકમાં પડે છે. અજ્ઞાનીઓ તત્ત્વજ્ઞાનીઓના અનુગ્રહથી તરે છે અને તત્ત્વજ્ઞાનીઓ પોતાની મેળેજ તરી જાય છે, પરંતુ અર્ધદગ્ધ પુરુષો તો ધર્મ, અર્થ તથા કામને મુખ્ય માનનારા હોય છે અને તે એક ક્ષણ પણ શાંતિ ભોગવતા નથી, પણ તેઓ સ્વરૂપને ન જાણવાથી સંસારમાં જન્મમરણ પામ્યા કરે છે. આ રીતે આત્મહત્યા કરનારા, શાંતિરહિત, કર્મમાંજ જ્ઞાનસ્વરૂપ માનનારા તથા જેઓના મનોરથો કાળે કરીને નાશ પામનારા છે, એવા લોકો પોતાનું કર્તવ્ય કર્મ કર્યા વિનાજ મરણ પામે છે, અને પછી ભગવાનથી વિમુખ રહેનારા તે લોકો પોતાના પરિશ્રમથી મેળવેલાં ઘર, સંતાન, સંબંધીઓ તથા ધનને, પોતાની ઇચ્છા[2] ન છતાં પણ ત્યાગ કરીને નીચ યોનિમાં પડે છે.

ઇતિ વૈરાગ્યપ્રકરણમાં અધ્યાય ૧૫ મો સંપૂર્ણ.

---

१ असुर्या नाम ते लोका अंधेन तमसाऽवृताः ।
तांस्ते प्रेत्याभिगच्छंति ये के चात्महतो जनाः ॥

અર્થ:—કેવળ અંધકારમય વ્યાપેલો એવો અસુરોનો પ્રસિદ્ધ અસુરલોક છે; જે કોઇ આત્મઘાતી માણસો હોય છે તે મરણ પછી તે આસુરી લોકમાં જાય છે.

२ " भ्रांता एवाखिलास्तेषां क मुक्तिः केह वा सुखम् ॥

અર્થ:—એ સર્વ વિષયના મોહમાં સપડાયલા મનુષ્યોને કેવી મુક્તિ અને કેવું સુખ! શ્રુતિ.

## અધ્યાય ૧૬ મો.

---

### પ્રવૃત્તિમાર્ગવર્ણન. (૧૧–૨૧)

**श्रीभगवानुवाच:—**

**विषयेषु गुणाध्यासात्पुंसः संगस्ततो भवेत् ॥**
**संगात्तत्र भवेत्कामः कामादेव कलिर्नृणाम् ॥ १९ ॥**

**कलेर्दुर्विषहः क्रोधस्तमस्तमनुवर्तते ॥**
**तमसा ग्रस्यते पुंसश्चेतना व्यापिनी द्रुतम् ॥ २० ॥**

શ્રી ભગવાન્ કહે છેઃ—વિષયોમાં[1] ઉત્કૃષ્ટપણાનો અભ્યાસ થવાથી તે મનુષ્યોને તેની સાથે સંગ થાય છે, સંગથી કામના થાય છે અને કામના થવા પછી કામનાવાળી વસ્તુઓમાં અડચણ કરનારા પદાર્થો સાથે કલહ થાય છે; કલહથી મહા ભયંકર ક્રોધ ઉપજે છે, ક્રોધથી સંમોહ ઉત્પન્ન થાય છે અને તે સંમોહ તુરત બુદ્ધિમાં વ્યાપેલી કાર્ય અને અકાર્યની સ્મૃતિને ગળી જાય છે. હે સદ્ગુણી ઉદ્ધવ! તે પછી સ્મૃતિરહિત થયેલો પુરુષ શૂન્ય

---

१ ध्यायतो विषयान्पुंसः संगस्तेषूपजायते ।
संगात्संजायते कामः कामात्क्रोधोऽभिजायते ॥ १ ॥
क्रोधाद्भवति संमोहः संमोहात्स्मृतिविभ्रमः ।
स्मृतिभ्रंशाद् बुद्धिनाशो बुद्धिनाशात्प्रणश्यति ॥ २ ॥

અર્થઃ—વિષય સંબંધી હમેશાં વિચાર કરતાં માણસની વૃત્તિ વિષયમાં દોરાય છે. વૃત્તિ જોડાવાથી વાસના થાય છે, વાસના પૂર્ણ ન થવાથી ક્રોધ થાય છે, ક્રોધથી ભ્રાંતિ થાય છે, ભ્રાંતિથી બુદ્ધિનો નાશ થાય છે અને બુદ્ધિનો નાશ થવાથી માણસ પોતે પણ નાશ પામે છે. ગીતા.

જેવો થઇ જાય છે અને તે પછી તે પુરુષ મૂર્છિત જેવો તથા મરી ગયેલાના જેવો થઇ પડે છે અને પછી તેના પુરુષાર્થનો નાશ થાય છે. પુરુષ વિષયના અભિનિવેશથી પોતાને તેમ પરને જાણતો નથી, પણ વૃક્ષની પેઠે માત્ર મૂર્છિત અવસ્થામાં જીવન ગાળે છે અને ધમણની પેઠે મિથ્યા શ્વાસ લે છે. 'પ્રવૃત્તિવાળાં કર્મો કરનારાઓને સ્વર્ગાદિક ફળ પ્રાપ્ત થાય છે,' આમ વેદમાં કહ્યું છે, માટે તેને પુરુષાર્થની હાનિ થાયજ નહીં, આવી તમને શંકા થશે, પરંતુ તમારે તેવી શંકા કરવી નહીં, કારણ કે 'સ્વર્ગાદિક મેળવવાં એજ પરમ પુરુષાર્થ છે,' આવો વેદનો અભિપ્રાય નથી; પરંતુ 'બહિર્મુખ મનુષ્યોને મોક્ષનો ઉપદેશ કરવાની ઇચ્છાથી અવાંતર ફળોમાં રુચિ ઉત્પન્ન કરાવવી,' આજ વેદનું તાત્પર્ય છે. લૌકિક દૃષ્ટાંત તરફ જોઇએ તો બાળકને રોગની શાંતિ કરવા માટે ઓસડ પાતી વેળા તે ઓસડ તરફ રુચિ ઉત્પન્ન કરાવવા ખાંડના લાડુ[1] આપવાનું પ્રલોભન દર્શાવવામાં આવે છે, તેમ વેદની ફલશ્રુતિ પણ અજ્ઞાનીને પ્રલોભન કરવા માટે છે.

---

१ पिब निंबं प्रदास्यामि खलु ते खंडलड्डुकान् ।
पित्रैवमुक्तः पिबति न फलं तावदेव तु ॥ १ ॥

અર્થ:—હે પુત્ર ! આ કડવા લીંબડાનો રસ પી જા એટલે હું ખડીસાકર અને લાડવા આપું. આવી રીતે પિતાએ કહેવાથી પુત્ર આનંદથી તે દવા પીએ છે, પણ તેનું ફળ ખડીસાકર અથવા લાડુ મળવા એ નથી.

વળી મા કહે છે કે:—

शिखा ते वर्धते वत्स गुडूचीं श्रद्धया पिब ।

અર્થ:—હે પુત્ર ! આ ગુળવેલનો કાઢો પી એટલે તારી શિખા (ચોટલી) લાંબી થશે. આનું તાત્પર્ય પણ ઉપર મુજબજ સમજવું.

સ્મૃતિ-

તમને શંકા થશે કે, કર્મકાંડમાં તો મોક્ષનું નામ પણ સાંભળવામાં આવતું નથી અને તમે તો આ પ્રમાણે વ્યાખ્યાન કરો છો, તેનું શું કારણ હશે? તો તેના ઉત્તરમાં કહેવાનું કે, વિષયો, પ્રાણો અને પુત્રાદિક સ્વજનો, જેઓ પરિણામે પોતાને દુઃખદાયીજ છે તેઓમાં મનુષ્યો જન્મથીજ અંતઃકરણપૂર્વક આસક્તિ ધરાવે છે. તેઓ પોતાના સ્વાર્થને જાણતા નથી અને દેવતા વિગેરેના અવતારોમાં ભટકી ભટકીને પાછા વૃક્ષાદિકના અવતારોને ધારણ કરે છે. આવા અજ્ઞાની જીવને મહાપંડિત એવો વેદ, તેજ વિષયોમાં, પ્રાણાદિકોમાં અને પુત્રાદિક પદાર્થોમાં પાછો શા માટે જોડે? જો વેદ પ્રવૃત્તિમાર્ગનો ઉપદેશ કરે તો તેના આપ્તપણામાં બાધ આવે, માટે વેદ તો નિવૃત્તિમાર્ગનોજ ઉપદેશ કરે છે. આ પ્રમાણે વેદનો અભિપ્રાય છે, પરંતુ કેટલાએક દુષ્ટબુદ્ધિવાળા લોકો ( મીમાંસકો ) વેદના અભિપ્રાયને સમજ્યા વિના ઉપરથી સારાં લાગતાં, પરંતુ અંદરથી સાર વિનાનાં વેદોક્ત ફલોને પરમપુરુષાર્થ કહે છે; પરંતુ વેદના રહસ્યને જાણનારા [1]વેદવ્યાસાદિક તેમને પરમપુરુષાર્થ કહેતા નથી. કામનાવાળા, કૃપણ, લોભી, પુષ્પો જેવાં સારાં દેખાતાં નિઃસાર ફલોને ફલરૂપ જાણનારા, અગ્નિથી કરવામાં આવતા યજ્ઞોના અભિનિવેશથી વિવેક વિનાના અને જેઓને પરિણામે ધૂમમાર્ગજ મળે છે, તે લોકો આત્મતત્ત્વને જાણતા નથી. હવે હે ઉદ્ધવ! જેઓને કર્મજ પશુહિંસાનાં સાધનો છે, એવા પેટભરા કર્મ-

१ न बुद्धिभेदं जनयेदज्ञानां कर्मसंगिनाम् ।
जोषयेत्सर्वकर्माणि विद्वान् युक्तः समाचरन् ॥

અર્થઃ—કર્મમાં આસક્ત થયેલા અજ્ઞાનીઓની બુદ્ધિમાં ભેદભાવ કરવો નહીં. ડાહ્યા માણસે નિષ્કામ કર્મમાંજ શ્રદ્ધા રાખી અજ્ઞાનીઓને પણ તેમની ઇચ્છા મુજબ કર્મ કરવા દેવાં. ગીતા.

કાંડી લોકો આકળથી જેની આંખ ભરાઇ ગઇ હોય તે જેમ બીજી વસ્તુને જોઇ શકતો નથી, તેમ તે લોકો પણ પોતાના હૃદયમાં રહેલા આત્માના સ્વરૂપભૂત જે હું, જેમાંથી આ જગત્ ઉત્પન્ન થાય છે, તેને જાણતા નથી. 'માંસભક્ષણ કરવામાં અને તેને માટે હિંસા કરવામાં જો પ્રીતિ હોય તો તે યજ્ઞમાંજ કરવું,' એવી આજ્ઞા આપીને વેદમાં પરિસંખ્યા વિધિ કહ્યો છે; પરંતુ તેને 'અવશ્ય હિંસા કરવી,' આમ નિયમવિધિ સમજવો નહીં; આવો મારો વેદનો ગંભીર વિચાર છે, પરંતુ વિષયાસક્ત અને હિંસાને વિહારરૂપ માનનારા ખળ લોકો પોતાનાં સુખની ઇચ્છાથી પશુઓની હિંસા કરીને યજ્ઞોવડે પિતૃઓનું અને ભૂતપતિઓનું યજન કરે છે. ( જે લોકો પશુઓની હિંસા કરે છે, તેઓ મરી ગયા પછી તે યજ્ઞમાં મારેલાં પશુઓ પરલોકમાં તેઓને મારે છે. જે લોકો હિંસા કરવાનો વિધિ, નિયમવિધિ નથી પણ પરિસંખ્યા વિધિ છે એ પ્રમાણે જાણે છે, તે લોકો કર્મોમાં મોહ પામતા નથી. ) વાણીઓ જેમ મનમાં ઘણા ધનના મનોરથો કરીને સમુદ્રનું ઉલ્લંઘન કરી પોતાની મુડીને ગુમાવી બેસે છે, તેમ કર્મકાંડી મનુષ્યો પણ કાનને સારાં લાગે તેવાં અને સ્વપ્નસમાન આ લોકનાં તથા પરલોકનાં સુખોને હૃદયમાં સંકલ્પ કરીને ધનનો નાશ કરે છે. રજોગુણ, સત્ત્વગુણ તથા તમોગુણની નિષ્ઠાવાળા તે લોકો પોતાના સરખા ગુણવાળા [1]ઇંદ્રાદિક દેવતાઓની તથા

---

[1] यांति देवव्रता देवान् पितृन्यांति पितृव्रताः ।
भूतानि यांति भूतेज्या यांति मद्याजिनोऽपि माम् ॥

અર્થ:—દેવતાની વિધિપૂર્વક આરાધના કરનારા દેવલોકમાં જાય છે, પિતૃની આરાધના કરનારા પિતૃલોકમાં જાય છે, ભૂતોની આરાધના કરનારા ભૂતોના લોકમાં જાય છે, અને મારી-ભગવાનની ભક્તિ કરનારા મને-મુક્તિને-પણ પામે છે. ગીતા.

બીજાઓની જે રીતે ઉપાસના કરે છે, તે પ્રમાણે મારી ઉપાસના કરતા નથી. એ લોકો મનમાં વિચાર કરે છે કે, 'આ લોકમાં યજ્ઞોવડે દેવતાઓનું પૂજન કરીને સ્વર્ગમાં આનંદ કલ્લોલ કરીશું અને સ્વર્ગનાં સુખો ભોગવ્યા પછી, આ મૃત્યુલોકમાં મોટા કુલવાન્ તથા મોટા સંપત્તિવાળા થઇશું.' આ રીતે વેદની મધુરી વાણીથી જેઓનાં મન વિક્ષિપ્ત થયાં હોય છે, તેઓને મારી વાત પણ ગમતી નથી. વેદમાં કર્મકાંડ, જ્ઞાનકાંડ, તથા ઉપાસનાકાંડ, એમ ત્રણ કાંડો કહેલા છે. તે સર્વમાં જીવ સંસારી નથી, પરંતુ બ્રહ્મસ્વરૂપ છે, આવો તેઓનો અભિપ્રાય છે, પરંતુ તે અભિપ્રાય લોકો જાણતા નથી; કારણ કે વેદના મંત્રો પરોક્ષવાદવાળા છે, અને મને પણ પરોક્ષવાદ રુચે છે. આનું કારણ એ છે કે, આત્મવિદ્યાના અધિકારીઓ શુદ્ધ અંતઃકરણવાળાજ હોય છે, તેઓએજ આત્મવિદ્યા ભણવી જોઇએ, બીજા અનધિકારીઓએ જાણવી યોગ્ય નથી, કારણ કે આત્મવિદ્યામાં પ્રવૃત્તિ કરવાથી અનધિકારી લોકો કર્મનો ત્યાગ કરે છે અને તેથી ભ્રષ્ટ થઇ પડે છે.

ઇતિ વૈરાગ્યપ્રકરણમાં અધ્યાય ૧૬ મો સંપૂર્ણ.

---

## અધ્યાય ૧૭ મો.

### કામ્યકર્મવર્ણન. ( ૩-૩૨ )

कपिल उवाचः—

अथ यो गृहमेधीयान्धर्मानेवावसन्गृहे ।
काममर्थं च धर्मान्स्वान्दोग्धि भूयः पिपर्ति तान् ॥ १ ॥

કપિલ ભગવાન્ બોલ્યાઃ—જે પુરુષ ઘરમાં રહીનેજ ગૃહસ્થાશ્રમના ધર્મો પાળતાં તે ધર્મોમાંથી કામનાને તથા ધનાદિકને

સંપાદન કરે છે અને પાછા ભોગ તથા ધનાદિકને માટે તે ધર્મોને સેવે છે, તે પુરુષ કામનાને લીધે મૂઢ હોવાથી ભગવાન્‌ના આરાધનરૂપી ધર્મથી વિમુખ રહે છે અને શ્રદ્ધાસંપન્ન થઇને યજ્ઞોથી દેવતાઓનું તથા શ્રાદ્ધથી પ્રાકૃત પિતૃઓનું પૂજન કરે છે. તે દેવ તથા પિતૃઓ ઉપર થયેલી શ્રદ્ધાથી જડ બુદ્ધિવાળો, પિતૃ તથા દેવતાઓની આરાધનારૂપી વ્રત પાળનારો પુરુષ ચંદ્રલોકમાં જઇ, ત્યાં આગળ અમૃતનું પાન કરીને પાછો આ લોકમાં અવતરે છે. ગૃહસ્થાશ્રમીઓએ સંપાદન કરેલા તે લોકો, જ્યારે અનંત એવા શ્રીહરિ શેષશય્યામાં શયન કરે છે ત્યારે લય પામે છે, પરંતુ જે પુરુષો કામના માટે તથા ધનાદિકને માટે સ્વધર્માચરણ કરીને, તેમાંથી કામાદિકનો લાભ લેતા નથી, તેઓ આસક્તિ વિનાનાં કર્મોને ઇશ્વરાર્પણ કરનારા, શાંત, શુદ્ધ ચિત્તવાળા, નિવૃત્તિવાળા, ધર્મ ઉપર પ્રેમ રાખનારા, મમતારહિત અને અહંકારરહિત પુરુષ સ્વધર્મરૂપ સત્ત્વગુણને લીધે ચિત્તને શુદ્ધ કરીને સૂર્યદ્વારમાંથી સર્વત્ર વ્યાપક, પર તથા અપરના સ્વામી અને સર્વના ઉપાદાન કારણરૂપ પરમાત્માને પામે છે. બ્રહ્માને પરમેશ્વર જાણીને તેની ઉપાસના કરનારા લોકો બે પરાર્દ્ધ વર્ષ પૂરાં થયા પછી બ્રહ્માનો લય થતો હોવાથી તે પ્રલય થાય ત્યાં સુધી બ્રહ્મલોકમાં રહે છે. ત્રણગુણાત્મક, શરીરધારી બ્રહ્મા પોતાનો સો વર્ષનો સમય બરાબર ભોગવ્યા પછી પૃથ્વી, જલ, તેજ, વાયુ, મન, ઇંદ્રિયો, વિષયો, તથા પ્રાણીઓ વિગેરેથી વિંટાયલાં આ બ્રહ્માંડનો પ્રલય કરવાની ઇચ્છાથી જ્યારે ઇશ્વરમાં પ્રવેશ કરે છે ત્યારે ઉપરના લોકમાં જઇને બ્રહ્માના દેહમાં પેઠેલા પ્રાણવાયુને તથા મનને જીતનારા, વૈરાગ્યવાળા તે યોગીઓ બ્રહ્માની સાથેજ પરમાનંદરૂપ, સર્વત્ર વ્યાપક, પુરાણ પુરુષ તથા સર્વના કારણરૂપ એવા પરમાત્માને પામે છે, પરંતુ બ્રહ્માની પહેલાં પરમાત્માને પામી શકતા નથી, કારણ કે ત્યાં સુધી તેઓને દેહાભિમાન હોય છે.

માટે હે માતા! સર્વ પ્રાણીઓના હૃદયકમળમાં વાસ કરનારા અને જેનો પ્રભાવ તમે સાંભળ્યો છે એવા ભગવાનને તમે પ્રેમથી શરણે જાઓ. અર્થાત્ ભક્તિભાવથી તેમની સેવા કરો. મરીચિ, મિશ્ર વિગેરે ઋષિઓ, સનત્કુમાર વિગેરે યોગેશ્વરો, યોગમાર્ગ ચલાવનારા સિદ્ધ લોકો અને સ્થાવરજંગમાત્મક જગત્‌ના આદિદેવ બ્રહ્મા નિષ્કામ કર્મ કર્યા છતાં પણ, કર્તાપણાને લીધે ભેદદૃષ્ટિ કરે છે તથા દેહને વિષે આત્માનું અભિમાન કરે છે તો તેઓ એક વખતે જ્ઞાન તથા ઐશ્વર્યરૂપ ગુણસંપન્ન, પુરુષશ્રેષ્ઠ એવા પરબ્રહ્મને પામે છે, તો પણ દેહાભિમાન અને કર્તાપણાના દોષને લીધે પાછા સૃષ્ટિ વેળા જ્યારે કાલમૂર્તિ ઇશ્વરની પ્રેરણાથી સત્ત્વાદિક ગુણો પરિણામ પામે છે ત્યારે પાછા જેવાને તેવાજ આ લોકમાં જન્મે છે. તે કર્મ કરનારાઓ પણ ધર્મથી નિર્માણ થયેલાં પરમેષ્ઠી સંબંધી ઐશ્વર્યને સેવીને જ્યારે સૃષ્ટિસમયે સત્ત્વાદિક ગુણો પરિણામ પામે છે, ત્યારે પાછા આ લોકમાં અવતરે છે. જેઓ આ લોકમાં આસક્તિ રાખે છે, કર્મો ઉપર શ્રદ્ધા રાખે છે, નિત્ય સકામ કર્મો તથા સંધ્યાવંદન વિગેરે સર્વ નિત્ય કર્મો કરે છે, રજોગુણથી વિક્ષિપ્ત મનવાળા છે, કામનામાં આસક્ત થયેલા છે, ઇંદ્રિયાધીન છે, જેઓનું મન ઘરમાં ચોંટી રહેલું છે, જેઓ નિત્ય પિતૃઓનું પૂજન કરે છે, જેઓ મધુદૈત્યનો નાશ કરનારા એવા અને જેમનાં મોટાં પરાક્રમો ગાવા યોગ્ય છે તથા જેમનું જ્ઞાન સંસારનો નાશ કરે છે, એવા ભગવાનની કથાથી વિમુખ થઇને ધર્મના તથા અર્થના કામમાં મચ્યા રહે છે, જેઓ અચ્યુત ભગવાનની કથારૂપી અમૃતનો ત્યાગ કરીને વિષ્ટાભોજી ભુંડ જેમ વિષ્ટા ખાય છે, તેમ દુષ્ટ લોકોની કથાઓનું શ્રવણ કરે છે અને જેઓ દૈવથી ખરેખરા હણાયલા છે તથા ગર્ભાધાનથી માંડીને મરણ સુધીની ક્રિયા કરનારા છે, તેઓ સૂર્યથી દક્ષિણ માર્ગે થઇને પિતૃલોકમાં જાય છે અને પાછા પોતાના વંશમાંજ

પ્રજારૂપે અવતરે છે. હે માતા! તેઓ પ્રથમ પિતૃલોકમાં રહીને પોતાનાં પુણ્યનાં ફળો ભોગવે છે અને પુણ્યો ક્ષીણ થાય[1] એટલે દેવો તુરત તેઓનાં સુખનાં સાધનોનો નાશ કરી નાંખે છે અને તેથી તેઓ પરાધીન થઇને પાછા આ લોકમાં અવતરે છે. માટે હે માજી! તમે સર્વ ભાવથી અને ભગવાનના ગુણોનો આશ્રય કરનારી ભક્તિથી જેમનાં ચરણારવિંદ ભજવા યોગ્ય છે, એવા પરમેશ્વરનું સેવન કરો, કારણ કે વાસુદેવ ભગવાન્ વિષે જોડેલો ભક્તિયોગ તુરત વૈરાગ્યને તથા બ્રહ્મરૂપને જાણનારા જ્ઞાનને ઉત્પન્ન કરે છે.

ઇતિ વૈરાગ્યપ્રકરણમાં અધ્યાય ૧૭ મો સંપૂર્ણ.

---

## અધ્યાય ૧૮ મો.

### સંસારચક્રપ્રભાવવર્ણન. (૭-૯)

**प्रह्लाद उवाचः—**

**त्रस्तोऽस्म्यहं कृपणवत्सल दुःसहोग्रसंसारचक्रकदनाद् ग्रसतां प्रणीतः ।**
**बद्धः स्वकर्मभिरुशत्तम तेऽङ्घ्रिमूलं प्रीतोऽपवर्गशरणं ह्वयसे कदा नु ॥१६॥**

પ્રહ્લાદ કહે છેઃ—હે કૃપાવત્સલ! હું અસત્ય તથા ઉગ્ર એવા સંસારચક્રના દુઃખથી ભય પામું છું. આ સંસારચક્રમાં પણ મને

---

[1] ते तं भुक्त्वा स्वर्गलोकं विशालं क्षीणे पुण्ये मर्त्यलोकं विशन्ति ।
एवं त्रयीधर्ममनुप्रपन्ना गतागतं कामकामा लभंते ॥

**અર્થ:**—તેઓ વિશાલ એવા સ્વર્ગના ભોગ ભોગવી પુણ્ય ક્ષીણ થવાથી ફરીને મૃત્યુલોકમાં અવતરે છે. આ પ્રમાણે વેદમાં વર્ણવેલ સકામ વિધિને અનુસરનારા લોકો જન્મમરણના ફેરામાં પડ્યા જ કરે છે. ગીતા.

મારાં પોતાનાં કર્મોવડે બાંધીને હિંસક કુળોમાં નાખ્યો છે, માટે હે શ્રેષ્ઠ! હે સુંદર! આપ પ્રસન્ન થઇને મોક્ષરૂપ તથા શરણુરૂપ તમારાં ચરણુકમલમાં મને ક્યારે બોલાવશો? પ્રિય પદાર્થોના વિયોગથી તથા અપ્રિય પદાર્થના લાભથી થતા શોકાગ્નિવડે સર્વ અવતારોમાં હું બળ્યા કરું છું. આ સંસારમાં દુઃખ દૂર કરવાના જે ઉપાય છે, તે પણ દુઃખદાયી છે, છતાં પણ હે ભૂમન્! હું દેહાદિકના અભિમાનથી ભટકચા કરું છું; મને તમારી સેવા બતાવો.

હે નૃસિંહ! તમારી સેવા કરનારો હું ગુણના બંધનોમાંથી મુક્ત થઇ, તમારાં ચરણારવિંદમાં રહેનારા જ્ઞાની પુરુષોનો સંગ કરીશ અને પ્રિય, સંબંધી, પરમદેવ એવા આપની બ્રહ્માએ ગાયેલી ચરિત્રકથાઓને ગાવાથી શ્રમ વિના દુઃખોને તરી જઇશ. હે નૃસિંહ! હે વિભો! આ જગત્‌માં દુઃખી મનુષ્યોનાં દુઃખના ઉપાય જ્યાં સુધી શ્રમ વિના પ્રાપ્ત થાય છે, ત્યાં સુધી તેમના પર તમારી કૃપા હું માનું છું, પરંતુ તમે ઉપેક્ષા કરો છો ત્યારે માતાપિતા, બાળકનું રક્ષણ કરી શક્તાં નથી, ઔષધ રોગીનું રક્ષણ કરી શકતું નથી અને સમુદ્રમાં ડુબતાં મનુષ્યનું નૌકા રક્ષણ કરી શકતી નથી. ભિન્નભિન્ન સ્વભાવવાળાં, પૂર્વે ઉત્પન્ન થયેલાં માતાપિતા વિગેરે જેને વિષે, જે કારણથી, જે, જ્યારે, જેનાથી, જે સંબંધી, જેને માટે, જે રીતે, જેની પ્રેરણાથી અને જેને ઉત્પન્ન કરે છે તથા રૂપાંતર પમાડે છે, તે સર્વ આપનું સ્વરૂપ છે. કાળે ક્ષોભ પમાડેલા ગુણવાળી માયા તમારા અંશભૂત પુરુષની કૃપાદૃષ્ટિથી કર્મ કરનારા બળવાન્ વેદોક્ત કર્મમય તથા અવિદ્યાએ અર્પણ કરેલા સોળ વિકારવાળા મનને ઉત્પન્ન કરે છે, એવા સંસારમાં ચક્રરૂપ ગણાતા મનથી, હે અજન્મા! તમારા ભક્ત વિના બીજો કોણ તરી શકે? પોતાની ચૈતન્યશક્તિ

વડે બુદ્ધિના ગુણોનો નિત્ય વિજય કરનારા, માયાને પ્રેરનારા, કાર્ય તથા કારણોની શક્તિને વશ કરનારા એવા આપની માયાએ સોળ આરા (વિકાર) વાળા આ સંસારકૂપમાં હું નંખાયેલો છું, તથા શેરડીની પેઠે પીલાઉં છું અને તમારે શરણે આવ્યો છું; તેને તમારી પોતાની પાસે લ્યો. હે વિભો! સર્વ લોકપાલોનાં આયુષ્ય, લક્ષ્મી તથા વૈભવ કે જેઓને મનુષ્ય ઇચ્છે છે, તે તો મારા જોવામાં આવ્યાં છે કે જેઓ અમારા પિતાના ક્રોધયુક્ત હાસ્યથી ઉંચી ચઢેલી ભ્રકુટીના ફરકવાને લીધે નાશ પામ્યા હતા; તે અમારા પિતાને પણ તમે મારી નાંખ્યો. માટે પ્રાણીઓના વૈભવોનાં પરિણામને જાણનારો હું બ્રહ્માદિકથી માંડીને સર્વ પ્રાણીઓનાં આયુષ્યની, લક્ષ્મીની તથા ઇંદ્રિયોથી ભોગવાતાં સુખોની ઇચ્છા રાખતો નથી. તેમજ મોટાં પરાક્રમવાળી તમારી મૂર્તિથી નાશ પામતી સિદ્ધિઓને પણ ઇચ્છતો નથી; મને તો તમારા દાસની પાસે લઇ જાઓ. 'કાનને મીઠા લાગનારા પણ પરિણામે ઝાંઝવાના પાણીના જેવા સંસારના વૈભવો ક્યાં? અને સર્વ રોગોના ઉત્પત્તિસ્થાનરૂપ આ કલેવર ક્યાં?' આ પ્રમાણે મનુષ્ય જાણે છે, છતાં પણ દુર્લભ એવાં અલ્પ સુખોથી કામાગ્નિને શાંત કરતો થકો તે વૈરાગ્ય પામતો નથી. હે ઇશ! આ અધિક તમોગુણવાળા દૈત્યના કુલમાં રજોગુણથી ઉત્પન્ન થયેલો હું ક્યાં? તથા તમારી દયા ક્યાં? તમે મારા મસ્તક ઉપર પુરુષાર્થ આપનારું આપનું જે કરકમલ અર્પણ કર્યું, તે કરકમલ બ્રહ્માના, શંકરના તથા લક્ષ્મીના મસ્તક ઉપર પણ ધર્યું ન હતું. સામાન્ય પ્રાણીની પેઠે, આ બ્રહ્માદિક દેવતાઓ છે અને આ અધમ અસુર છે, એવી આપને વિષમદૃષ્ટિ નથી, કારણ કે તમે જગત્‌ના આત્મા અને પ્રિય છો, અને તેથી કલ્પવૃક્ષની પેઠે તમારી સેવા કરવાથી તમારો અમારા ઉપર અનુગ્રહ થાય છે; તેમાં જે ફલ મળે છે, તે ફલ સેવાના પ્રમાણમાં મળે છે, માટે તેમાં વિષમબુદ્ધિ જાણવી નહીં. હે ભગવન્! તમે

જેમ મારા ઉપર દયા કરી છે, એ પ્રમાણેજ સંસારરૂપી સર્પવાળા કૂવામાં પડેલા, વિષયભોગની ઇચ્છાવાળા અને વિષયી પુરુષોના પ્રસંગથી વિષયાંધરૂપ કૂવામાં પડતા મને દેવર્ષિ નારદે પોતાનો કરીને રાખ્યો છે, તે હું આપની સેવા કેમ છોડું? હે અનંત! આપે મારા પ્રાણની રક્ષા તથા મારા પિતાનો વધ કર્યો, તે પોતાના ભક્તજનનાં અને ઋષિઓનાં વચન સત્ય કરવા માટે કરેલું છે એમ હું માનું છું. અયોગ્ય કર્મ કરવાની ઇચ્છાવાળો મારો પિતા હાથમાં તરવાર લઇને બોલ્યો કે, 'મારા વિના બીજો ઇશ્વર હશે તો તે તારું રક્ષણ ભલે કરો, હું તારા મસ્તકનું છેદન કરીશ.' ( આમ કહ્યું તે વેળા ભક્તોને અભયદાન આપવા માટે આપ પ્રગટ થયા હતા. ) આ સર્વ જગતરૂપ તમે એકજ છો, કારણ કે, તમે જગતના આદિમાં તથા અંતમાં જૂદા અવશેષરૂપ રહો છો અને તેથી મધ્યમાં પણ તમે છો. તમે પોતાની માયાવડે ગુણોના પરિણામરૂપ આ જગતને સરજીને તેમાં પ્રવેશ કરેલો છે અને તમે માયાના ગુણોથી કોઇના રક્ષક તથા કોઇના હિંસક, એમ અનેકરૂપે ભાસો છો.

ઇતિ વૈરાગ્યપ્રકરણમાં અધ્યાય ૧૮ મો સંપૂર્ણ.

---

## અધ્યાય ૧૯ મો.



### સંસારમાંથી મુક્ત થવાનો માર્ગ. (૪-૨૨)

**પૃથુરુવાચ:—**

**कच्चिन्नः कुशलं नाथा इंद्रियार्थार्थवेदिनाम् ॥**
**व्यसनावाप एतस्मिन्पतितानां स्वकर्मभिः ॥ १३ ॥**

પૃથુરાજા કહે છેઃ—"હે નાથ! હે સનત્કુમાર! ઇંદ્રિયોના વિષયોનેજ પુરુષાર્થ માનનારા અમે, અમારા કર્મને લીધે, આ દુઃખથી ભરેલા સંસારમાં પડ્યા છીએ, તો પણ તમારી કૃપાથી અમારું કુશલ છે અને આપને આત્મારામને કુશલપ્રશ્ન કરવો, એ યોગ્ય નથી; કારણ કે આપની બુદ્ધિમાં "અમુક કુશલ છે અને અમુક કુશલ નથી." આવી વૃત્તિ હોતી નથી. માટે હું તમારા ઉપર વિશ્વાસ રાખીને સંસારના તાપથી બળીજળી રહેલા અમ લોકોના તથા તપસ્વીઓના સ્નેહી એવા તમને પૂછું છું કે, આ સંસારમાં તુરત કયા ઉપાયથી અમારું કલ્યાણ થાય? તમે બીજા યોગીઓના જેવા નથી. પરંતુ ખરેખર ધીર એવા આત્મજ્ઞાનીઓને વિષે આત્મરૂપે પ્રકાશો છો, આત્માનો પ્રકાશ કરનારા છો, અજન્મા છો, સિદ્ધમૂર્તિ ભગવાન્ છો તથા પોતાના ભક્તોના અનુગ્રહ માટે આ પૃથ્વી ઉપર ફરો છો."

આવું પૃથુરાજાનું ન્યાયવાળું, ગંભીર અર્થવાળું અને કાનને પ્રિય લાગે તેવું મધુર ભાષણ સાંભળીને કુમાર જાણે મંદ હાસ્ય કરતા હોય તેમ, મુખ મલકાવીને પ્રેમથી તેના પ્રત્યે બોલ્યા.

સનત્કુમારાદિ કહે છેઃ—હે મહારાજ! સર્વ પ્રાણીઓના હિતમાં મન રાખનારા આપ વિદ્વાને પણ સારો પ્રશ્ન કર્યો. મહાત્મા પુરુષોની બુદ્ધિ આવીજ હોય છે. સદ્ગુણવાળા શ્રોતા તથા વક્તા, એ બન્નેના સમાગમને મહાત્મા પુરુષો માન્ય કરે છે, કારણ કે જે સમાગમમાં સારાં ભાષણો તથા પ્રશ્નો સર્વનું કલ્યાણ કરનારાં હોય છે. હે રાજન્! મધુસૂદન ભગવાન્નાં ચરણારવિંદોના ગુણો ગાવામાં તથા સાંભળવામાં તમારી ઉત્કૃષ્ટ પ્રીતિ છેજ અને તેવી ઉત્કૃષ્ટ તથા નિષ્ઠાવાળી પ્રીતિ મનમાં રહેલા કામરૂપી મલનો તથા માન, માયા વિગેરે કષાયનો નાશ કરે છે. સારા વિચારવાળાં

શાસ્ત્રોમાં મનુષ્યોના કલ્યાણનું સાધન આટલુંજ નિશ્ચિત કર્યું છે કે, "આત્માથી જૂદાં દેહ, ગેહ વિગેરે વસ્તુઓ ઉપર વૈરાગ્ય રાખવો તથા નિર્ગુણ બ્રહ્મસ્વરૂપ આત્મા ઉપર દૃઢ પ્રીતિ રાખવી. શ્રદ્ધા રાખવાથી, ભગવાનના ધર્મો પાળવાથી, ભગવાનનાં તત્ત્વના વિષયો જાણવાની ઇચ્છાથી, આત્મજ્ઞાનનાં સાધનો ઉપર નિષ્ઠા રાખવાથી, મહાયોગેશ્વરોની સેવા કરવાથી, નિત્ય ભગવાનની પવિત્ર કથા સાંભળવાથી, ધન સંપાદન કરવાની ઇચ્છાવાળા તથા કામના મેળવવાની ઇચ્છાવાળા રજોગુણી અને તમોગુણી પુરુષોનો સંબંધ ત્યાગ કરવાથી, તેઓએ માન્ય કરેલા ધનનો તથા કામનો ત્યાગ કરવાથી, એકાંત સ્થાનમાં રહેવાની ઇચ્છા કરવાથી, સ્વસ્વરૂપમાં સંતોષ રાખવાથી અને તેમાં પણ ભગવાનના ગુણગાનમાં "આટલું બસ છે" આવો સંતોષ નહીં રાખવાથી, કોઇની પણ હિંસા ન કરવાથી, ઉપશમાદિક શાંત વૃત્તિ સંપાદન કરવાથી, પોતાનું હિતચિંતન કરવાથી, ભગવાનનાં [2]ચરિત્રરૂપી ઉત્તમ અમૃતનું સ્મરણ કરવાથી, નિષ્કામ

---

१ भोगैकवासनां त्यक्त्वा त्यज त्वं भेदवासनाम् ॥
भावाभावौ ततस्त्यक्त्वा निर्विकल्पः स्थिरो भव ॥ १ ॥

અર્થ:—સર્વ ઉપભોગ્ય પદાર્થોમાંથી વાસના છોડી દઇ તે સંબંધી ભેદબુદ્ધિ છોડી દેવી, અને તેના લાભ વિગેરેથી થતા રાગદ્વેષોનો ત્યાગ કરી કલ્પનારહિત થઇ રહેવું. શ્રુતિ.

२ श्रद्धावाँल्लभते ज्ञानं तत्परः संयतेंद्रियः ॥
ज्ञानं लब्ध्वा परां शांतिमचिरेणाधिगच्छति ॥ २ ॥

અર્થ:—ઇંદ્રિયનિગ્રહ કરી ગુરુ તથા વેદાંતશાસ્ત્રોમાં શ્રદ્ધા રાખનાર ભાવિકોને જ્ઞાન પ્રાપ્ત થાય છે અને જ્ઞાન થવાથી મોક્ષરૂપી શાંતિ મળે છે.

ગીતા.

યમ તથા નિયમો પાળવાથી, કોઇની પણ નિંદા ન કરવાથી, [1]સુખદુઃખાદિક સહન કરવાથી તથા ભક્તોના કાનમાં આભૂષણરૂપ ભગવાનના ગુણો ગાવાથી ભક્તિમાં વધારો થાય છે; અને તેથી કાર્યકારણરૂપ સર્વ જડ પદાર્થો પર વૈરાગ્ય ઉપજે છે, તથા નિર્ગુણ એવા પરબ્રહ્મ ઉપર પ્રયત્ન વિના પ્રેમ થાય છે.' ગુરુની સેવા કરનારા પુરુષને જ્યારે પરમાત્માને વિષે ખરી પ્રીતિ થાય છે ત્યારે અરણીમાંથી ઉત્પન્ન થતો અગ્નિ જેમ અરણીને બાળીને ભસ્મ કરે છે, તેમ તે આચાર્યની સહાયતાવાળો પુરુષ પણ જ્ઞાન[2] તથા વૈરાગ્યના બળથી, અવિદ્યા આદિક પાંચ ( અવિદ્યા,

---

१ मात्रास्पर्शास्तु कौंतेय शीतोष्णसुखदुःखदाः ।
आगमापायिनोऽनित्यास्तांस्तितिक्षस्व भारत ॥ १ ॥
यं हि न व्यथयंत्येते पुरुषं पुरुषर्षभ ॥
समदुःखसुखं धीरं सोऽमृतत्वाय कल्पते ॥ २ ॥

અર્થ:—હે અર્જુન! સુખ, દુઃખ, ઠંડું, ગરમ વિગેરે ઇંદ્રિયોને નડનાર ક્ષણિક વિકાર થાય છે તે સહન કરી સંસારમાં રહેવું. જે પુરુષ સુખદુઃખને સરખાં સમજી રહે છે તેજ પીડા ન પામતાં અંતે મોક્ષ પામે છે. ગીતા.

२ अमानित्वमदम्भित्वमहिंसा क्षान्तिरार्जवम् ॥
आचार्योपासनं शौचं स्थैर्यमात्मविनिग्रहः ॥
इन्द्रियार्थेषु वैराग्यमनहंकार एव च ।
जन्ममृत्युजराव्याधिदुःखदोषानुदर्शनम् ॥
असक्तिरनभिष्वंगः पुत्रदारगृहादिषु ।
नित्यं च समचित्तत्वमिष्टानिष्टोपपत्तिषु ॥
मयि चानन्ययोगेन भक्तिरव्यभिचारिणी ।
विविक्तदेशसेवित्वमरतिर्जनसंसदि ॥
अध्यात्मज्ञाननित्यत्वं तत्त्वज्ञानार्थदर्शनम् ।
एतज्ज्ञानमिति प्रोक्तमज्ञानं यदतोऽन्यथा ॥

અસ્મિતા, રાગ, દ્વેષ અને અભિનિવેશ. ) ક્લેશવાળાં તથા પાંચ ભૂતવાળાં અને જીવના આવરણરૂપ લિંગશરીરને બાળીને¹ ભસ્મ કરે છે, જેથી તે ફરીને ઉત્પન્ન થઇ શકતું નથી. લિંગશરીર બળીને ભસ્મ થયા પછી પુરુષ, કર્તા ભોક્તા વિગેરે ગુણોમાંથી મુક્ત થાય છે અને દ્રષ્ટા તથા દશ્યાદિકનો જે ભેદ પ્રથમ જોવામાં આવતો હતો, તે પણ તેનો નાશ પામે છે; ત્યારે જાગૃત થયેલો પુરુષ જેમ સ્વપ્નના પદાર્થને દેખતો નથી, તેમ લિંગશરીરરહિત જ્ઞાની પુરુષ પણ પોતાની બહારના ઘટપટાદિકને દેખતો નથી. પુરુષ દ્રષ્ટા, દશ્ય તથા બન્નેનો સંબંધ કરાવનારા અહંકારને જે જાગ્રત અવસ્થામાં તથા સ્વપ્નાવસ્થામાં જુવે છે, તે અંતઃકરણને લીધેજ જુવે છે; પરંતુ સુષુપ્તિમાં અંતઃકરણ ન હોવાથી તેમાંનું કંઇ પણ દેખતો નથી. દૃષ્ટાંત તરીકે જગત્‌માં પાણી, અરીસો વિગેરે વસ્તુઓ હોય તોજ પુરુષ પોતાનાં અને પરનાં પ્રતિબિંબનો

---

અર્થ:—હે અર્જુન ! નિરભિમાનપણું, દંભરાહિત્ય, અહિંસા, સહનશીલતા, સરળપણું, ગુરુની સેવા, શુદ્ધતા, સ્થિરતા, આત્મનિગ્રહ, ઇંદ્રિયો-સંબંધી વૈરાગ્ય, અહંકારરહિતપણું, જન્મ, મૃત્યુ, વાર્ધક્ય, વ્યાધિ, દુઃખ વિગેરેમાં દોષ જોવા, ઘર, સ્ત્રીપુત્રાદિકમાં ઉદાસીનતા, નિરંતર સુખદુઃખ વિગેરે ઇષ્ટાનિષ્ટ આવતાં મનમાં સમાનબુદ્ધિ રાખવી, મારામાં એકનિષ્ઠાથી ભક્તિ રાખવી, એકાંતવાસ કરવો, જનસમુદાયમાં વધારે ન રહેવું, હમેશાં આત્મવિચાર કરવામાં તત્પર રહેવું અને તત્ત્વજ્ઞાનનો હમેશાં અનુભવ લેવો, એ સર્વને જ્ઞાન કહેવાય છે, અર્થાત્ જ્ઞાન પ્રાપ્ત કરવાનું એ સાધન છે; તેનાથી જુદું જે છે તે અજ્ઞાન સમજવું. ગીતા.

१ यथैधांसि समिद्धोऽग्निर्भस्मसात्कुरुतेऽर्जुन ।
ज्ञानाग्निः सर्वकर्माणि भस्मसात्कुरुते तथा ॥

અર્થ:—હે અર્જુન ! જેમ અગ્નિ લાકડાંને બાળીને ભસ્મ કરે છે તે પ્રમાણે જ્ઞાનરૂપી અગ્નિ સર્વકર્મનો નાશ કરે છે. ગીતા.

ભેદ જોઇ શકે છે; પરંતુ પાણી કે અરીસો ન હોય તો પોતાનાં અને પરનાં પ્રતિબિંબનો ભેદ જોઇ શકતો નથી. વિષયોનું મનન કરનારાઓની ઇંદ્રિયોને વિષયો પોતાના તરફ ખેંચી જાય છે, ત્યાર પછી ઇંદ્રિયો મનને પોતાના તરફ ખેંચી જાય છે અને પછી મન, બુદ્ધિની વિચાર કરવાની ચેતનાશક્તિને હરી લે છે. દૃષ્ટાંત તરીકે જેમ કિનારા ઉપર ઉગેલાં થુંબડાં પોતાનાં મૂળિયાંવડે ધરામાંથી પાણીને ચૂસી લે છે, પરંતુ તે વાત અજ્ઞાની મનુષ્ય જાણી શકતો નથી, તેમ ઇંદ્રિયોના હરણની વાત પણ તે જાણતો નથી. બુદ્ધિમાંથી વિચારશક્તિનો નાશ થયા પછી પૂર્વાપરનું સ્મરણ નાશ પામે છે અને પૂર્વાપરનું સ્મરણ નાશ પામવા પછી જ્ઞાનનો પણ નાશ થાય છે અને તેમ થયાથી 'પોતેજ પોતાનો નાશ કર્યો,' આમ વિવેકી પુરુષો કહે છે. જે આત્માને લીધેજ આપણને આ સઘળું પ્રિય લાગે છે, તે આત્માનો પોતેજ નાશ કરવો, એના જેવી પુરુષને આ જગત્માં બીજી કોઇપણ સ્વાર્થની હાનિ નથી. ધનની તથા કામનાની ઇચ્છા કરવાથી મનુષ્યોના સર્વ પુરુષાર્થનો નાશ થાય છે. મનુષ્ય ઇચ્છાને લીધે શાસ્ત્રના જ્ઞાનથી તથા અનુભવના જ્ઞાનથી ભ્રષ્ટ થઇને સ્થાવરપણાને પામે છે, માટે જે પુરુષને તીવ્ર એવો સંસાર તરવાની ઇચ્છા હોય તેણે ધર્મ, અર્થ, કામ તથા મોક્ષનો અત્યંત નાશ કરનારા સંસારનો કોઇપણ દિવસ સંગ કરવો નહીં. ચાર પુરુષાર્થમાં પણ મોક્ષ, એ અત્યંત ઉત્તમ પુરુષાર્થ ગણાય છે, કારણ કે ધર્મ, અર્થ તથા કામમાં નિત્ય કાળનો ભય રહેલો છે, પરંતુ મોક્ષમાં કાળનો ભય નથી. આ જગત્માં ગુણોના પરસ્પર મળવાથી બ્રહ્માદિ દેવતાઓ તથા આપણે પ્રાણીઓ ઉત્પન્ન થયાં છીએ, તે સર્વના મનોરથોનો કાલ નાશ કરે છે, તેથી તેઓને ખરું સુખ મળતું નથી. માટે હે રાજા! 'દેહ, ઇંદ્રિયો, પ્રાણ, બુદ્ધિ તથા અહંકારથી વિંટાયલા આ સ્થાવર-

જંગમાત્મક જગત્‌ના હૃદયમાં જે અંતર્યામિપણાથી પ્રત્યક્ષ દેખાય છે, જે કાલાદિકથી માપમાં આવતા નથી અને જે પ્રત્યેકમાં પ્રકાશે છે, તે બ્રહ્મરૂપ હું છું,' એમ તમે જાણો. જેની માયાનું જ્ઞાન થવાથી નાશવંત કાર્યકારણરૂપ આ જગત્ માળામાં સર્પ-બુદ્ધિની પેઠે જે પરમાત્મામાં મિથ્યા ભાસે છે, તે નિત્ય, મુક્ત, પરિશુદ્ધ, જ્ઞાનસ્વરૂપ તથા કર્મને લીધે મલીન થયેલી માયાનો પરાભવ કરનારા પરબ્રહ્મને શરણે હું જાઉં છું. જેમનાં ચરણકમલનાં પાંદડાંરૂપી આંગળિયોની કાંતિની ભક્તિ કરવાથી મહાત્માઓ દેહાભિમાનરૂપી કઠણ ગાંઠને તોડી નાંખે છે કે જે ગાંઠને, ઇંદ્રિયોને વિષયમાં જતી રોકનારા અને મનમાંથી વિષયાસક્તિને દૂર કરનારા બીજા યોગીઓ તોડી શકતા નથી, તે શરણભૂત વાસુદેવનું ભજન કરો. જેઓ છ ઇંદ્રિયોરૂપ ઝૂડવાળા આ સંસારસાગરને યોગાદિકનાં સાધનોવડે તરવાની ઇચ્છા કરે છે તેઓને આ લોકમાં મોટો પરિશ્રમ થઇ પડે છે. માટે હે પૃથુરાજા ! તમે ભગવાન્‌નાં ભજવા યોગ્ય ચરણારવિંદને નૌકા કરીને દુઃખરૂપી દુસ્તર સાગરને તરો.

ઇતિ વૈરાગ્યપ્રકરણમાં અધ્યાય ૧૯ મો સંપૂર્ણ.

---

## અધ્યાય ૨૦ મો.



### વિરક્તોપદેશ ( ૨-૨ ).

**श्रीशुक उवाचः—**

शब्दस्य हि ब्रह्मण एष पंथा यन्नामभिर्ध्यायति धीरपार्थैः ।
परिभ्रमंस्तत्र न विंदयेऽर्थान् मायामये वासनया शयानः ॥ २ ॥

શુકદેવજી કહે છેઃ–વેદનાં કર્મોનાં ફળો બતાવવાનો આ એવો માર્ગ છે કે, જેમાં દર્શાવેલાં અર્થ વિનાનાં સ્વર્ગાદિક નામો સાંભળીને સાધક મનુષ્યની બુદ્ધિ, તે તે લોકોમાં જવાની ઇચ્છા કરે છે, પરંતુ સુખની વાસનાથી નિદ્રા કરતો પુરુષ જેમ સ્વપ્નામાં માત્ર સુખનેજ દેખે છે, પરંતુ વસ્તુતઃ તેનો જેમ ઉપભોગ કરી શકતો નથી, તેમ માયિક કર્મમાર્ગમાં ભ્રમણ કરનારાં મનુષ્ય પણ કર્મથી પ્રાપ્ત થયેલા તે તે લોકમાં ભટકે છે, પરંતુ ત્યાં તેને અવિનાશિ એવું સુખ મળતું નથી, માટે જ્ઞાની મનુષ્યે નામ-માત્ર સંસારના ભોગ્ય પદાર્થોમાંથી જેટલા પદાર્થોવડે શરીરનો નિર્વાહ થઇ શકે, તેટલા પદાર્થો માટેજ પ્રયત્ન કરવો, પરંતુ 'તેમાં સુખ નથી' આવો નિશ્ચય કરીને તેમાં આસક્ત થવું નહીં. કદાચ શરીરના નિર્વાહ માટે જોઇતા પદાર્થો પ્રયત્ન વિના મળી શક્તા હોય તો, તે મેળવવામાં પરિશ્રમ કરવો એ વ્યર્થ છે, એમ જાણી તેને માટે પ્રયત્ન કરવો નહીં. હે મહારાજ! શરીરના નિર્વાહ માટે અનેક ભોગ્ય પદાર્થો પ્રયત્ન વિના પણ મળી શકે છે માટે તેને માટે શ્રમ કરવો એ વ્યર્થ છે, કારણ કે, સુવાને માટે પૃથ્વી છે, છતાં શય્યા માટે શા સારુ શ્રમ કરવો જોઇએ? બે હાથ સ્વાધીન છે, છતાં ઓસીકાનું શું પ્રયોજન છે? અંજલી (ખોબો) સ્વાધીન છે, છતાં જૂદાં જૂદાં ભોજનોનાં ઘણાં વાસણોનું શું પ્રયોજન છે? તથા દિશારૂપી વલ્કલ વિગેરે છે, છતાં વસ્ત્રોનું શું પ્રયોજન છે? ટાઢ તડકાથી શરીરની રક્ષા માટે વસ્ત્રો જોઇએ તો શું માર્ગમાં જુનાં ચીથરાંઓ પડ્યાં નથી? શરીરના નિર્વાહને માટે જો અન્ન જોઇએ તો બીજાનું પોષણ કરનારાં વૃક્ષો, ફળ તથા ફૂલરૂપી ભિક્ષા શું આપતાં નથી? તૃષાની નિવૃત્તિ માટે જલની ઇચ્છા હોય તો પાણીથી ભરેલી નદીઓ શું સુકાઇ ગઇ છે? રહેવા માટે ઠેકાણું જોઇએ તો શું પર્વતની ગુફાઓ કોઇએ રોકેલી છે? કદાચ ઉપર કહેલી વસ્તુ આપણને મલે

નહીં, તો પણ અજીત ભગવાન્ શું પોતાને શરણે આવેલાનું રક્ષણ કરતા નથી?

આ પ્રમાણે યાચના કર્યા વિના શરીરનો નિર્વાહ થાય છે, તો હે જ્ઞાની લોકો! ધનના દુષ્ટ મદથી આંધળા બની ગયેલા પુરુષોની તમે શા માટે સેવા કરો છો? ઉપર કહ્યા પ્રમાણે વિરક્ત એવા સ્વસ્વરૂપનો નિશ્ચય કરીને આત્માના અનુભવથી થયેલા આનંદવડે નિવૃત્તિને પામેલા તે પુરુષે પોતાના હૃદયમાં સ્વતઃ પ્રકાશમાન્, આત્મરૂપ હોવાથી પ્રિય લાગતા, સત્યસ્વરૂપ, ભજન કરવા યોગ્ય ગુણવાળા તથા નિત્ય એવા પરમાત્માને ૧ભજવા અર્થાત્ તેમની મનમાં ધારણા કરવી કે જે ધારણાથી, સંસારનાં જન્મ-મરણને આપનારી અવિદ્યા–માયા–નાશ પામે છે.

ઇતિ વૈરાગ્યપ્રકરણમાં અધ્યાય ૨૦ મો સંપૂર્ણ.

---

१ अनन्याश्चिंतयंतो मां ये जनाः पर्युपासते ॥
तेषां नित्याभियुक्तानां योगक्षेमं वहाम्यहम् ॥ १ ॥

અર્થઃ—જે લોક મારું ધ્યાન ધરી અનન્યભાવથી મારી ભક્તિ કરે છે તેનો યોગ અને ક્ષેમ હુંજ ચલાવું છું, કારણ તેની મારા પરજ દૃઢ નિષ્ઠા હોવાથી તેની જીવિકાની ચિંતા અવશ્ય રીતે મારેજ રાખવી પડે છે. ગીતા.

## અધ્યાય ૨૧ મો.

---

### બ્રહ્મચારીના ધર્મો. (૭-૧૨)

**नारद उवाचः—**

**ब्रह्मचारी गुरुकुले वसन्दान्तो गुरोर्हितम् ।**
**आचरन्दासवन्नीचो गुरौ सुदृढसौहृदः ॥ १ ॥**

નારદ કહે છેઃ—બ્રહ્મચારીએ ગુરુને ઘેર રહેવું, જીતેંદ્રિય રહેવું, ગુરુનું હિત કરવું, દાસની પેઠે નમ્રતા સાથે રહેવું, ગુરુ ઉપર અતિ દૃઢ પ્રીતિ રાખવી, સાંજે તથા સવારે ગુરુ, અગ્નિ, સૂર્ય અને ઉત્તમ દેવતાઓની ઉપાસના કરવી, સવારે અને સાંજે સાવધાન રહીને ગાયત્રીનો જપ કરવો તથા મૌન રહેવું. ગુરુ ભણવા માટે બોલાવે ત્યારે ગુરુ પાસેથી ધ્યાનપૂર્વક વેદાધ્યયન કરવું, ભણવાના આરંભમાં તથા અંતમાં મસ્તકવડે ગુરુના ચરણમાં પ્રણામ કરવા, શાસ્ત્રમાં કહ્યા પ્રમાણે મેખલા, મૃગચર્મ, વસ્ત્ર, જટા, દંડ તથા કમંડલુ ધારણ કરવાં અને હાથમાં દર્ભની સળીઓ રાખવી. પ્રભાતમાં તથા સાયંકાલે ભિક્ષા માગીને ગુરુને અર્પણ કરવી. ગુરુ આજ્ઞા કરે તો ભોજન કરવું, નહીંતર કોઇ વેળા ઉપવાસ પણ કરવો. સારો સ્વભાવ રાખવો, મિતાહાર કરવો, ડહાપણથી રહેવું, સર્વ બાબતો ઉપર શ્રદ્ધા રાખવી, ઇન્દ્રિયોનો વિજય કરવો, સ્ત્રીઓ સાથે તથા સ્ત્રીજિત પુરુષોની સાથે ઉપયોગ જેટલોજ વ્યવહાર રાખવો. માત્ર બ્રહ્મચારીએજ નહીં, પરંતુ ગૃહસ્થ વિના બીજા સર્વ આશ્રમવાળાએ સ્ત્રીએ સંબંધી વાતચિત કરવી નહીં, કારણ કે મથન કરનારી ઇન્દ્રિયો મનને બળાત્કારથી હરણ કરે છે. તરુણ બ્રહ્મચારીએ તરુણ

એવી ગુરુપત્નીની પાસે પોતાના કેશ ઓળાવવા નહીં, શરીર ઉપર મર્દન, સ્નાન તથા આંખમાં અંજન અંજાવવું નહીં, કારણ કે પ્રમદા–તરુણ સ્ત્રી અગ્નિસમાન કહેવાય છે અને તરુણ પુરુષ ઘીના ઘડા જેવો ગણાય છે. પુત્રીની સાથે પણ એકાંતમાં મેળાપ કરવો નહીં, પરંતુ ભિક્ષાદિકના પ્રસંગમાં અથવા તો સર્વ મનુષ્યના સમક્ષ ઉપયોગ જેટલો તેની સાથે વ્યવહાર રાખવો. જીવ સ્વસ્વરૂપનો સાક્ષાત્કાર કરીને 'આ સર્વ દેહાદિક મિથ્યા છે,' આવો નિશ્ચય કરીને, જ્યાં સુધી સ્વતંત્ર થતો નથી, ત્યાં સુધી તેને, દ્વૈતભાવના એટલે 'આ પુરુષ, આ સ્ત્રી' આવું જ્ઞાન મટતું નથી, અને તેને લીધે તેને વિષય ભોગવવાનો વિચાર થઇ આવે છે, માટે દ્વૈતબુદ્ધિ તેણે તજી દેવી. ઉપર કહેલા ધર્મો ગૃહસ્થના તથા સંન્યાસીના પણ સમજવા. તેમાં ગૃહસ્થે ઋતુસમયે સ્ત્રીપાસે જવું અને ગુરુની સેવા બને તો કરવી. જેઓ વ્રત ધારણ કરનારા એટલે બ્રહ્મચારી, વાનપ્રસ્થ તથા સંન્યાસીઓ હોય છે, તેઓએ આંખમાં આંજણ આંજવું નહીં, શરીર ઉપર તેલ ચોપડવું નહીં, મર્દન કરવું નહીં, સ્ત્રીને અથવા સ્ત્રીનાં ચિત્રને પણ જોવું નહીં, માંસ, મદિરા, પુષ્પની માળા, ચંદનનો લેપ તથા અલંકારોનો ત્યાગ કરવો. આ પ્રમાણે દ્વિજવર્ણે ગુરુને ઘેર રહી, પોતાની શક્તિ તથા અધિકાર પ્રમાણે વેદોનો, અંગોનો અને ઉપનિષદોનો અભ્યાસ કરવો અને તેનો અર્થ સમજી લઇને પછી જો પોતાનામાં શક્તિ હોય તો ગુરુની આજ્ઞા પ્રમાણે ગુરુને ઇષ્ટ દક્ષિણા આપીને પોત પોતાને ઘેર અથવા તો વનમાં જવું અથવા તો સંન્યાસી થવું કે, નૈષ્ઠિક બ્રહ્મચારી થઇને ગુરુને ત્યાં વસવું અને અગ્નિમાં, ગુરુમાં, આત્મામાં તથા સર્વ પ્રાણીમાં પોતાના આશ્રયરૂપ જીવોની સાથે તેઓના નિયંતારૂપે પેઠેલા હોય તેમ દેખાતા, પરંતુ ખરી રીતે તેમાં ન પેઠેલા ભગવાનનું ચિંતન કરવું.

ઇતિ વૈરાગ્યપ્રકરણમાં અધ્યાય ૨૧ મો સંપૂર્ણ.

## અધ્યાય ૨૨ મો.

---

### ગૃહસ્થાશ્રમીના ધર્મો. (૭-૧૪).

**युधिष्ठिर उवाच:—**

**गृहस्थ एतां पदवीं विधिना येन चाञ्जसा।**
**याति देवऋषे ब्रूहि मादृशो गृहमूढधीः ॥ १ ॥**

યુધિષ્ઠિર રાજા કહે છે:—હે નારદ મુનિ! મારા જેવો ઘરમાં મૂઢ બુદ્ધિવાળો ગૃહસ્થ પુરુષ, જે ઉપાયથી સંન્યાસીની પદવીને એટલે મોક્ષને શ્રમ વિના પામે, તેવો ઉપાય મને કહો.

નારદ કહે છે કે:—હે રાજા! ગૃહસ્થે ઘરમાં રહીને યથોચિત સર્વ ક્રિયાઓ કરવી અને તે સર્વ સાક્ષાત્ શ્રીકૃષ્ણાર્પણ કરીને મહામુનિઓની સેવા કરવી. નિત્ય ભગવાનના અવતારની કથા-રૂપી અમૃતનું પાન કરવું તથા શ્રદ્ધાસંપન્ન થઇ સમય પ્રમાણે શાંત સ્વભાવવાળા મહાત્માજનોનો સમાગમ કરવો. સ્વપ્નામાંથી જાગૃત થઇને ઉઠેલો મનુષ્ય જેમ સ્વપ્નામાં જોયેલાં પુત્રાદિક ઉપરની આસક્તિ છોડી દે છે, તેમજ ગૃહસ્થે પોતે, દેહ, સ્ત્રી, પુત્ર, ચાકર, નોકર વિગેરે કે જેઓ પોતાનો એક દિવસે ત્યાગ કરનારાં છે, તેઓનો સંગપણ સત્સંગદ્વારા ધીરે ધીરે છોડી દેવો. વળી વિવેકી મનુષ્યે, દેહનો ને ઘરનો જેટલો ઉપયોગ હોય તેટલોજ તેમની સાથે સંબંધ રાખવો અને આ મનુષ્યલોકમાં વિરક્ત થઇને તેમના ઉપર પ્રીતિવાળો હોય તેમ મનુષ્યાવતારને ગાળવો, અર્થાત્ પુરુષાર્થ કરવો. જ્ઞાતિબંધુઓ, માતા, પિતા, પુત્રો,

ભાઇઓ અને બીજાં સંબંધીઓ જે વાત કહે તથા જે ઇચ્છા જણાવે તેમાં અહંભાવરહિત થઇને અનુમોદન આપવું. પૃથ્વીમાંથી મળેલું ધનાદિક તથા દૈવેચ્છાથી મળેલું જે કંઇ ધન ઇશ્વર આપે, તે સર્વનો ઉપયોગ કરીને વિવેકી મનુષ્યે પોતાથી બને તે પ્રમાણે ઉપર કહ્યા પ્રમાણે વર્તવું. જેટલાથી પોતાનું પેટ ભરાય તેટલુંજ ધાન્ય પ્રાણીનું પોતાનું છે, પરંતુ તેના કરતાં અધિકને માટે જે મનુષ્ય અભિમાન રાખે છે, તે ચોર કહેવાય છે અને શિક્ષાને પાત્ર છે. વળી મૃગ, ઊંટ, ગધેડાં, વાંદરાં, ઉંદર, સર્પો, પક્ષી તથા માખીઓને પોતાના પુત્ર[1] સમાન ગણવાં, કારણ કે, એઓની અને પુત્રોની વચ્ચે ઝાઝું અંતર નથી. ગૃહસ્થે પણ કપટથી ધર્મ, અર્થ તથા કામ સંપાદન કરવાં નહીં, પરંતુ દેશકાળને અનુસરીને દૈવ જેટલું આપે તેટલું ભોગવવું. કૂતરાંઓ, પાપીઓ તથા ચાંડાલાદિક સુધીનાં પ્રાણીઓને પણ પોતાના અન્નમાંથી યોગ્ય રીતે વહેંચી આપવું અને પોતાની સ્ત્રી કે, જે એક પોતાની સેવા કરવા માટે હોય છે, અને જેમાં મનુષ્યોને 'આ મારી છે,' આવો આગ્રહ છે, તેને પણ ધર્મશાસ્ત્રમાં કહ્યાપ્રમાણે અતિથિઓની સેવા કરવામાં લગાડવી. જેને માટે પુરુષો પોતાના પ્રિય પ્રાણો પણ ત્યાગ કરે છે અને પિતાને કે ગુરુને પણ મારે છે, તે સ્ત્રી ઉપરથી જેણે મમતા છોડી દીધી હોય તેણે અજિત ભગવાનને જીત્યા એમ જાણવું. જે અંતે કીડા, વિષ્ટા અથવા ભસ્મજ થવાનું છે, તે તુચ્છ શરીર ક્યાં? દેહનાં સુખોને માટે જેના ઉપર પ્રીતિ થાય છે એવી સ્ત્રી ક્યાં? અને સર્વવ્યાપક આત્મા

---

१ विद्याविनयसंपन्ने ब्राह्मणे गवि हस्तिनि ।
शुनि चैव श्वपाके च पंडिताः समदर्शिनः ॥ १ ॥

અર્થઃ—ઉત્તમ વિદ્યા સંપાદન કરેલો વિનયશીલ બ્રાહ્મણ, ગાય, હાથી, કૂતરો તેમજ ચાંડાલને વિષે જ્ઞાનીઓ સરખી દૃષ્ટિથી જુવે છે. ગીતા.

ક્યાં ? જે અન્નાદિક પ્રારબ્ધથી મળે, તેમાંથી [૧]પંચમહાયજ્ઞો કરી, બાકી બચેલા અન્નમાંથી પોતાની આજીવિકા કરવી અને આજીવિકા ચલાવતાં જે બાકી બચે, તેના ઉપર મમતા રાખવી નહીં. આ પ્રમાણે વર્તવાથી બુદ્ધિમાન્ મનુષ્ય પરમહંસોની ગતિને પામે છે. પોતાની આજીવિકામાંથી જે ધન મળે, તેમાંથી નિત્ય દેવ, ઋષિ, પિતૃ, મનુષ્ય તથા પ્રાણીઓનું પૂજન કરવું તથા પોતાનું પણ પોષણ કરવું. આ પ્રમાણે કરવાથી અંતર્યામી પુરુષનું પૂજન થાય છે. જ્યારે પોતાને અધિકાર વિગેરે સર્વ યજ્ઞની સામગ્રીઓ મળે, ત્યારે વેદમાં કહેલા અગ્નિહોત્રાદિકના વિધિથી પૂજન કરવું. સર્વ યજ્ઞોના ભોક્તા ભગવાન્, બ્રાહ્મણોને ભોજન કરાવ્યાથી જેવા પ્રસન્ન થાય છે તેવા અગ્નિના મુખમાં ઘી વિગેરે હોમવાથી પણ પ્રસન્ન થતા નથી, માટે બ્રાહ્મણ, દેવતા, મનુષ્ય તથા બીજાં પ્રાણીઓને દાન, માન આપીને તેઓમાં રહેલા અંતર્યામી ભગવાન્નું[૨] તમે પૂજન કરો, કારણ કે અંતર્યામી પ્રભુનું મુખ્ય મુખ બ્રાહ્મણોજ છે.

ઇતિ વૈરાગ્યપ્રકરણમાં અધ્યાય ૨૨ મો સંપૂર્ણ.

---

૧ यज्ञशिष्टाशिनः संतो मुच्यंते सर्वकिल्बिषैः ।
भुञ्जते ते त्वघं पापा ये पचंत्यात्मकारणात् ॥

અર્થ:—પંચમહાયજ્ઞ કરી અવશેષ રહેલા અન્નનું જેઓ સેવન કરે છે તેઓ સર્વ પાપમાંથી મુક્ત થાય છે, પણ જેઓ કેવળ પોતાના માટેજ પેટ ભરવા માટે અન્ન બનાવે છે તેવા પાપી લોક તો અન્ન ન ખાતાં પાપજ ખાય છે. ગીતા.

૨ ये मे मतमिदं नित्यमनुतिष्ठंति मानवाः । श्रद्धावंतोऽनसूयंतो मुच्यंते तेऽपि कर्मभिः ॥
ये त्वेतदभ्यसूयंतो नानुतिष्ठंति मे मतम् । सर्वज्ञानविमूढांस्तान्विद्धि नष्टानचेतसः ॥

અર્થ:—જે પુરુષો નિત્ય મારા વચન પર વિશ્વાસ રાખી ઇર્ષ્યારહિત થઇને મારા કહેવા પ્રમાણે વર્તે છે તે સર્વ કર્મોમાંથી મુક્ત થાય છે; પરંતુ મારાં કહેલાં

## અધ્યાય ૨૩ મો.



### વાનપ્રસ્થોના ધર્મો. (૧૧-૧૮)

**श्रीभगवानुवाच:—**

**वनं विविक्षुः पुत्रेषु भार्यां न्यस्य सहैव वा ।**
**वन एव वसेच्छांतस्तृतीयं भागमायुषः ॥ १ ॥**

શ્રી ભગવાન્ કહે છેઃ-વાનપ્રસ્થાશ્રમમાં રહેવાની ઇચ્છા હોય તો ગૃહસ્થે પોતાની સ્ત્રીની પુત્રોને ભલામણ આપીને અથવા તો સ્ત્રીને સાથેજ લઇને વનમાં જવું અને આયુષ્યનો ત્રીજો ભાગ એટલે પંચોતેર વર્ષ પૂર્ણ થાય ત્યાં સુધી શાંતપણે વનમાં રહેવું. આનું કારણ એ છે કે, પંચોતેર વર્ષ પછી ઇંદ્રિયો ક્ષીણ થાય છે, તેથી થોડાક વૈરાગ્ય હોય, તો પણ સંન્યાસ લેવામાં અડચણ આવતી નથી. વાનપ્રસ્થે વનમાં ઉત્પન્ન થતાં પવિત્ર કંદમૂળ તથા ફળોથી પોતાની આજીવિકા કરવી, અને વલ્કલવસ્ત્ર, ખડ, પાંદડાં અથવા મૃગચર્મ પહેરવાં. માથાના વાળ, શરીર ઉપરનાં રુવાડાં, નખ અને દાઢી ઉતારવી નહીં. શરીરનો મેલ પણ રહેવા દેવો અને દાંતને પાણીથી ધોઇ ઉજળા કરવા નહીં. સવારે, બપોરે અને સાંજે પાણીમાં ડૂબકી મારીને નહાવું અને ઉઘાડા મેદાનમાં જમીન ઉપર સૂવું. ઉનાળામાં પંચાગ્નિ તાપવો, ચોમાસામાં ઉઘાડા ભાગમાં બેસી, વરસાદને માથે ઝીલી, અભ્રાવકાશ નામનું વ્રત કરવું અને શિયાળામાં ગળા સુધી પાણીમાં રહીને ઉદકવાસ નામનું વ્રત કરવું.

---

વચનોની ચિકિત્સા કરે છે અને મારા કહેવા પ્રમાણે વર્તતા નથી તેઓ તો ગમે તેવા સાવધ હશે તો પણ તેમની બુદ્ધિ ભ્રષ્ટ થઇ નાશ પામવાનીજ એ નક્કી સમજ. ગીતા.

આ પ્રમાણે તપશ્ચર્યા કરવી, અગ્નિથી પાકેલું ખાવું અથવા તો કાળે કરીને પાકેલાં ફળાદિક ખાવાં. ખાંડણીથી અથવા તો પથ્થરથી કુટીને ખાવું, અથવા તો દાંતરૂપી ખાંડણીઆવડે ખાવું એટલે દાંતથી કરડીને અથવા ચાવીને ખાવું. પોતાની આજી-વિકાનાં સર્વ સાધન પોતેજ મેળવી લેવાં અને દેશ, કાળ તથા બળને જાણનારા વાનપ્રસ્થે નવું અન્ન આવે, એટલે પ્રથમ સંગ્રહ કરી રાખેલું અન્ન કાઢી [1]નાખવું. વનમાં ઉત્પન્ન થયેલાં ધાન્યાદિકોથી વાનપ્રસ્થે સમયે સમયે કરવા માટે કહેલા આગ્રહાયણ આદિક યજ્ઞોમાં ચરુ, પુરોડાશ વિગેરેનો હોમ કરવો, પરંતુ વેદમાં કહેલાં પશુ-ઓથી મારું યજન કરવું નહીં. વળી વાનપ્રસ્થે અગ્નિહોત્ર, દર્શ, પૂર્ણમાસ અને ચાતુર્માસ્ય યજ્ઞો પણ ગૃહસ્થની પેઠે કરવા, આમ વેદ જાણનારાઓ કહે છે. આ પ્રમાણે તપ કરવાથી શરીરમાં માત્ર નાડીરૂપે રહેલો વાનપ્રસ્થ, તપોમય જે હું, તેનું આરાધન કરી મહર્લોકમાં જાય છે અને ત્યાંથી મને પામે છે; પરંતુ જે મનુષ્ય મહાકષ્ટથી કરેલાં મોટાં કલ્યાણકારક તપનો ક્ષુદ્ર સુખને માટે ઉપયોગ કરે છે, તે મનુષ્ય કરતાં બીજો મૂર્ખ કોણ? આ રીતે જીવતાં સુધી જે રહે છે, તેનો મોક્ષ થાય છે. પંચોતેર વર્ષ પૂરાં થઇ ગયા પછી થોડો વૈરાગ્ય હોય તો પણ સંન્યાસ લેવાનો અધિકાર છે, પરંતુ પંચોતેર વર્ષની પહેલાંજ વૃદ્ધાવસ્થાથી પોતાના નિયમો પાળવાને અશક્ત હોય અને શરીર કંપતું હોય, તો તેણે અગ્નિનો પોતાને વિષે આરોપ કરીને અર્થાત્ અગ્નિહોત્રનો ત્યાગ કરી મારે વિષે ચિત્ત રાખીને અગ્નિમાં પ્રવેશ કરવો અને જ્યારે કર્મના ફળરૂપ અને પરિણામે નરકસમ દુઃખદાયી

---

१ लब्धे नवे नवेऽन्नाद्ये पुराणं तु परित्यजेत् ॥

અર્થ:—નવીન નવીન અન્ન વિગેરે મળે કે સંગ્રહ કરેલું જીનું અન્ન ત્યાગી દેવું. નારદ.

સર્વ લોકો ઉપર વૈરાગ્ય થાય કે તે સમયે સારી રીતે અગ્નિહોત્રનો ત્યાગ કરીને સંન્યાસાશ્રમ ગ્રહણ કરવો.

ઇતિ વૈરાગ્યપ્રકરણમાં અધ્યાય ૨૩ મો સંપૂર્ણ.

---

## અધ્યાય ૨૪ મો.

---

### સંન્યાસીના ધર્મો. ( ૧૧-૧૮ ).

श्रीभगवानुवाच—

इष्ट्वा यथोपदेशं मां दत्वा सर्वस्वमृत्विजे ।
अग्नीन्स्वप्राण आवेश्य निरपेक्षः परिव्रजेत् ॥ १३ ॥

શ્રીભગવાન્ કહે છે:-શાસ્ત્રમાં સંન્યાસ લેવાનો એવો વિધિ છે કે, 'આઠ શ્રાદ્ધ કરીને પ્રાજાપત્ય નામની ઇષ્ટિથી મારું યજન કરવું, પછી સર્વ ધન, ઋત્વિજોને આપીને અગ્નિઓનો પોતાને વિષે આરોપ કરવો, એટલે અગ્નિહોત્રનો ત્યાગ કરવો અને સર્વ તૃષ્ણાનો ત્યાગ કરીને સંન્યાસ લેવો.' બ્રાહ્મણ સંન્યાસ લે છે ત્યારે દેવતાઓ "આ અમારાં સ્થાનો ઉલ્લંઘન કરીને પરબ્રહ્મને પામશે" એવી અસહિષ્ણુતાથી સ્ત્રીઓ વિગેરેમાં પ્રવેશ કરીને તે દ્વારા તેને વિઘ્ન કરે છે, માટે સંન્યાસ લેતી વેળા સ્ત્રી વિગેરેના ખેદ તરફ દૃષ્ટિ ન કરતાં સંન્યાસ લેવો. મુનિએ વસ્ત્ર રાખવું હોય તો ગુદા ઢંકાય તેટલું વસ્ત્ર ધારણ કરવું. દંડ અને પાત્ર વિના બીજી કોઇ પણ વસ્તુઓ જેનો પ્રૈષોચ્ચારથી ત્યાગ કર્યો છે તે વસ્તુઓ આપત્તિ વગર રાખવી નહીં. પૃથ્વી ઉપર જોઇને પગ મૂકવો, પાણીને વસ્ત્રથી

ગાળીને પીવું, વાણી સત્યથી પવિત્ર થયેલી બોલવી અને મનમાં વિચાર કરતાં જે સારું જણાય તે કરવું. હે ઉદ્ધવ! મૌનવ્રત રાખવું, એ વાણીનો દંડ છે; સકામ કર્મ કરવાં નહીં, એ દેહનો દંડ છે; અને પ્રાણાયામ કરવો, એ ચિત્તનો દંડ છે. આ ત્રણ દંડ જેને ન હોય તે દંડી સંન્યાસી કહેવાતો નથી. તેણે બ્રાહ્મણાદિક ચાર વર્ણોમાંથી નિંદિત અને પતિત લોકોનો ત્યાગ કરીને બીજાઓના ઘરની ભિક્ષા લેવી, તેઓમાં પણ ઉત્તમોત્તમની મળે ત્યાં સુધી કનિષ્ઠોની ભિક્ષા લેવી નહીં, તેમજ ભિક્ષા લેવા જનાર સંન્યાસીએ પ્રથમ મનમાં ન ધારેલાં સાત ઘેર ભિક્ષા માગવા માટે જવું અને ત્યાંથી જે મળે તેટલાથી સંતોષ પામવો. ભિક્ષા માંગી લાવી, ગામ બહાર જલાશય ઉપર જવું અને ત્યાં આચમન લઇ, જળવડે અન્નને પ્રોક્ષણાદિક કરીને શુદ્ધ કરવું અને જેટલું આણ્યું હોય તેટલું અન્ન મૌન રહીને ખાવું. જો કોઇ માગવા આવે તો તેને થોડુંક[1] આપવું અને બાકી રહે તે પોતે ખાવું. આ પૃથ્વી ઉપર એકલા ફરવું, કોઇનો સંગ કરવો નહીં, ઇંદ્રિયોને નિયમમાં રાખવી, આત્મામાંજ વિલાસ કરવો, આત્મામાંજ સંતોષ માનવો, અને 'સર્વ ઠેકાણે આત્મા એકજ છે,' આવું જ્ઞાન રાખીને સમદૃષ્ટિ રાખવી; નિર્જન તથા નિર્ભય સ્થાનમાં વાસ કરવો, મારી ભક્તિથી અંતઃકરણ શુદ્ધ રાખવું અને સંન્યાસીએ મારી સાથે

१ माधुकरे तु नैवेद्यं भैक्ष्ये नान्येषु विद्यते ।
नैवेद्यकं क्षिपेदप्सु त्रितयं भौतिकं बहिः ॥

અર્થઃ—મધુકરી માગીને લાવેલા અન્નમાંથી નૈવેદ્ય દેવું, ઇતર વૃત્તિમાં નૈવેદ્ય નથી; નૈવેદ્ય પાણીમાં નાખી દેવું અને ભૂતોનો ભાગ બહાર જુદોજ આપવો. અથવા તેટલામાં કોઇ આવી અન્નની યાચના કરે તો તેને થોડું વિભાગ કરી આપવું અને બાકીનું પોતે ભક્ષણ કરવું.

સ્મૃતિ.

અભેદ બુદ્ધિથી એક આત્માનુંજ ચિંતન કરવું. વળી જ્ઞાન ઉપર નિષ્ઠા રાખીને પોતાને થતાં બંધનનો તથા મોક્ષનો વિચાર કરવો. તે એ પ્રમાણે કે, "ઇંદ્રિયોનો વિક્ષેપ એ બંધ છે અને ઇન્દ્રિયોનો નિગ્રહ એ મોક્ષ[1] છે." માટે સંન્યાસીએ છ ઇન્દ્રિયોને નિયમમાં રાખી, મનમાં સારી ભાવના કરીને ફરવું અને મનને વિષે મોટું દુઃખ સંપાદન કરીને ક્ષુલ્લક કામનાઓથી વિરામ રાખવો. ભિક્ષા માટે નગર, ગામ, નેસડા તથા સંઘોમાં જવું અને નિત્ય પવિત્ર દેશ, નદીઓ, પર્વતો, વન અને આશ્રમવાળી પૃથ્વી ઉપર એકલા ફરવું. નિત્ય વાનપ્રસ્થોના આશ્રમમાંથી ભિક્ષા માગી લાવવી, કારણ કે વાનપ્રસ્થોનું અન્ન શિલોંચ્છ વૃત્તિથી આણેલું હોય છે, માટે તે ખાવાથી અંતઃકરણ શુદ્ધ થાય છે અને તેનાથી પુરુષ મોહરહિત થઇને શરીરથી મુક્ત થાય છે. આ જગત્માં જે પદાર્થો જોવામાં આવે છે, તેને સાચા જાણવા નહીં, પરંતુ તે પદાર્થો નાશવંત છે, માટે આ લોક અને પરલોક વિષે મનમાં આસક્તિ ન રાખતાં તે લોકનાં સુખો માટે કર્તવ્યકર્મોથી વિરામ પામવું. આ મમતાના સ્થાનકરૂપ જગત્, મન, વાણી તથા પ્રાણથી સંયુક્ત એવો આ અહંકારના સ્થાનરૂપ દેહ તથા સર્વ સુખ, એ સર્વનો આત્મામાં જે ભાસ થાય છે, તે માયા માત્ર અને

---

१ बन्धनं विषयासक्तिर्मुक्त्यै निर्विषयं स्मृतम् ॥

અર્થ:—વિષયાસક્તિથી માણસ બંધનને પામે છે, અને તેજ વિષયમુક્ત થયો કે મુક્તિ મેળવે છે.

શ્રુતિ.

મિથ્યા છે, એ પ્રમાણે સમજી દૃષ્ટાંતોથી તેનો ત્યાગ કરી, આત્મામાં[1] નિષ્ઠા રાખીને એ મિથ્યા પદાર્થોને સંભારવા નહીં.

ઇતિ વૈરાગ્યપ્રકરણમાં અધ્યાય ૨૪ મો સંપૂર્ણ.

---

## અધ્યાય ૨૫ મો.

### પરમહંસના ધર્મો. (૧૧-૧૮).

**श्रीभगवानुवाच:—**

**ज्ञाननिष्ठो विरक्तो वा मद्भक्तो वाऽनपेक्षकः ।**
**सालिंगानाश्रमांस्त्यक्त्वा चरेदविधिगोचरः ॥ २८ ॥**

શ્રીભગવાન્ કહે છેઃ-બહારના પદાર્થો ઉપર વૈરાગ્ય પામીને મોક્ષની ઇચ્છા ન રાખનારો મારો ભક્ત હોય તેણે દંડાદિકનાં ચિહ્નવાળા આશ્રમધર્મનો ત્યાગ કરી, પોતાથી પાળી શકાય તેટલા આશ્રમધર્મો પાળવા, પરંતુ શાસ્ત્રના દાસ થઇને ફરવું નહીં. વિવેકી છતાં બાળકની પેઠે માન અપમાનનો વિવેક ન રાખતાં રમવું, કુશળ છતાં ફળની ઇચ્છા ન રાખતાં જડની પેઠે

---

१ योऽन्तःसुखोऽन्तरारामस्तथांतर्ज्योतिरेव यः ।
स योगी ब्रह्मनिर्वाणं ब्रह्मभूतोऽधिगच्छति ॥

અર્થઃ—આત્મસ્વરૂપમાં આનંદી રહી આત્મસ્વરૂપજ જેને વિશ્રાંતિ-સ્થાન છે, અને આત્મસ્વરૂપથીજ જે પ્રકાશિત થાય છે તેવા બ્રહ્મમય થયેલ યોગીને અખંડ બ્રહ્મસુખ મળે છે.

ગીતા.

ફરવું, વિદ્વાન્ છતાં ઉન્મત્તની પેઠે લોકોને પ્રસન્ન ન કરતાં મરજીમાં આવે તેમ બોલવું, વેદાર્થ ઉપર ભક્તિભાવ છતાં લોકોનો સંગ ન થાય તે માટે બળદની પેઠે અનિયમિત રીતે વર્તવું. વેદના કર્મકાંડસંબંધી વાદ ઉપર પ્રીતિ રાખવી નહીં, પાખંડી થવું નહીં, વેદવિરુદ્ધ મિથ્યા તર્કો કરવા નહીં અને શુષ્ક વાદવિવાદોમાં કોઇપણ પક્ષ ગ્રહણ કરવો નહીં. કોઇપણ મનુષ્યથી ઉદ્વેગ પામવો નહીં, ધીર થઇ કોઇને ખિન્ન પણ કરવો નહીં, પરના દુષ્ટ વચનો સહન કરવાં, કોઇનું અપમાન કરવું નહીં અને પશુની પેઠે આ દેહને માટે કોઇ સાથે વૈર કરવું નહીં. ચંદ્ર જેમ પાણીનાં જૂદાં જૂદાં પાત્રોમાં એકજ રહે છે તેમ પરમાત્મા પણ પોતાને વિષે અને જૂદાં જૂદાં પ્રાણીઓમાં એકજ રહેલા છે, માટે આત્મસ્વરૂપે તેમ દેહદષ્ટિએ વૈર રાખવું યોગ્ય નથી, કારણ કે સઘળાં શરીરો કારણરૂપે એકજ છે. કોઇવાર સમય પ્રમાણે ખાવાનું મળે નહીં, તો ધીર એવા ત્યાગી પુરુષે ખેદ કરવો નહીં અને મળે તો પ્રસન્ન થવું નહીં, કારણ કે લાભ અથવા અલાભ એ બન્ને દૈવને આધીન છે; પરંતુ આહાર માટે પ્રયત્ન કરવો, કારણ કે પરમહંસે પણ પ્રાણ ધારણ કરવા જોઇએ, કેમ કે પ્રાણ હોય તો તત્ત્વજ્ઞાન મેળવી શકાય અને તત્ત્વજ્ઞાન થાય તો મોક્ષ મળે. દૈવેચ્છાથી સારું અથવા તો નરતું જેવું અન્ન મળે તેવું અન્ન ખાઇ લેવું, તે પ્રમાણેજ વસ્ત્ર, શય્યા વિગેરે જે જે વસ્તુઓ દૈવેચ્છાથી મળે તે તે વસ્તુ પરમહંસે ગ્રહણ કરવી. જ્ઞાની એવા પરમહંસે પવિત્રતા, સ્નાન, આચમન તથા બીજા નિયમો વિધિની પ્રેરણાથી કરવા નહીં, પરંતુ ઇશ્વરની જેમ લીલાથી પવિત્રતા, સ્નાન, આચમન તથા બીજા બીજા નિયમો પાળવા, કારણ કે સર્વ નિયમો પાળવા જતાં જ્ઞાનનિષ્ઠામાં અંતરાય પડે છે. તને શંકા થશે કે, જ્ઞાની શા માટે શાસ્ત્રવચનને આધીન ન રહે? પરંતુ તારી સમજણમાં ભૂલ છે.

વિધિવચનને વશ રહેવું, આ ભેદદૃષ્ટિવાળાનું કામ છે, પણ તે ભેદદૃષ્ટિ જ્ઞાનીને હોતી નથી, અને પૂર્વે જે હતી, તે મારા જ્ઞાનથી નાશ પામે છે. જો કે દેહ પડતાં સુધીમાં કોઇ કોઇ વખતે ભેદદૃષ્ટિ જોવામાં આવે છે, તો પણ તે ભેદદૃષ્ટિને મિથ્યારૂપે જાણે છે, અને તેથી જ્ઞાની દેહ પડ્યા પછી મારા [1]રૂપજ થાય છે.

ઇતિ વૈરાગ્યપ્રકરણમાં અધ્યાય ૨૫ મો સંપૂર્ણ.

---

## અધ્યાય ૨૬ મો.

### કલિયુગની સ્થિતિ. (૧૨-૨).

**श्रीशुक उवाचः-**

**ततश्चानुदिनं धर्मः सत्यं शौचं क्षमा दया ॥**
**कालेन बलिना राजन्नंक्ष्यत्यायुर्बलं स्मृतिः ॥ १ ॥**

શ્રીશુકદેવજી કહે છેઃ—હે રાજા! તે પછી બળવાન્ એવા કાળના પ્રભાવથી દિવસે દિવસે ધર્મ, સત્ય, પવિત્રતા, ક્ષમા, દયા, આયુષ્ય, બળ અને સ્મૃતિ નાશ પામશે. કલિયુગમાં જે

---

૧ यथा नद्यः स्यंदमानाः समुद्रेऽस्तं गच्छन्ति नामरूपे विहाय ।
तथा विद्वान्नामरूपाद्विमुक्तः परात्परं पुरुषमुपैति दिव्यम् ॥
श्रुति.

અર્થઃ—જેમ વહેતી નદીઓ સમુદ્રમાં પ્રવેશ કરીને પોતાનાં નામરૂપને છોડી તેમાં લીન થઇ જાય છે તેજ પ્રમાણે જ્ઞાની પણ નામરૂપથી મુક્ત થતાં પરથી પણ પર એવા દિવ્ય પુરુષ પરમાત્માને પામે છે.

મનુષ્યોની પાસે ધન હશે તે મનુષ્યો કુલીન, સદાચારી અને ગુણી કહેવાશે. વધારે બળવાન્ હશે, તેજ ધર્મનિષ્ઠ અને ન્યાયી ગણાશે. સ્ત્રી અને પુરુષના સંબંધમાં પ્રીતિજ કારણરૂપ થશે, પરંતુ ઉત્તમ કુલ અને ગોત્રાદિક કામ લાગશે નહીં. પરસ્પર લેવડ–દેવડમાં કપટજ કરવામાં આવશે. સ્ત્રીના તથા પુરુષના ઉત્તમપણામાં રતિની કુશળતા કારણ ગણાશે, પરંતુ કુલ કે આચાર ઉપરથી ઉત્તમતા ગણાશે નહીં. બ્રાહ્મણપણામાં માત્ર જનોઇજ રહેશે, પરંતુ ખરું બ્રાહ્મણપણું રહેશે નહીં. આશ્રમોને ઓળખવામાં તથા પરસ્પર માન આપવામાં તેઓના દંડ તથા મૃગચર્મ વિગેરે ચિહ્નોજ કારણરૂપ થઈ પડશે, પરંતુ તેઓનો સદાચાર કારણરૂપ ગણાશે નહીં. જેઓ ન્યાયાધીશને લાંચ આપશે નહીં, તેનો ન્યાય રાજસભામાં હાર પામશે. બહુ બોલશે તેજ પંડિત ગણાશે, નિર્ધન મનુષ્ય દુર્જન કહેવાશે, ઢોંગજ સજ્જનતામાં ગણાશે અને પરણવામાં માત્ર ક્રિયા નહીં, પરંતુ સ્ત્રીને ગ્રહણ કરવી તેજ ક્રિયા કહેવાશે. નહાવું એજ શણગાર ગણાશે. જે જળાશય દૂર હશે તે તીર્થ ગણાશે, પરંતુ માતા પિતા વગેરે તીર્થ ગણાશે નહીં. વાળને તેલ નાંખીને સાફ રાખવા એજ શોભા ગણાશે, પણ વિદ્યા શોભા ગણાશે નહીં. પોતાનું પેટ ભરવું એજ પુરુષાર્થ ગણાશે, પરંતુ પરોપકાર પુરુષાર્થ ગણાશે નહીં. જેમાં લુચ્ચાઇ વિશેષ હશે તે મનુષ્ય સત્યવાદી ગણાશે, પરંતુ ખરો સત્યવાદી સત્યવાદી ગણાશે નહીં. કુટુંબનું પોષણ કરવું એજ ચતુરાઇ ગણાશે અને ધર્માચરણ કીર્તિને માટે કરવામાં આવશે. આ રીતે દુષ્ટ પ્રજાઓથી પૃથ્વીનું મંડલ ઘેરાઇ જશે, ત્યારે બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શુદ્રોમાં જે બળવાન્ હશે તે રાજા થશે અને લોભી, નિર્દય તથા ચોરના જેવી વૃત્તિના નીચ રાજાઓ જ્યારે સ્ત્રીઓનું અને ધનનું હરણ કરવા માંડશે ત્યારે પ્રજા વનમાં નાશી જશે અને ત્યાં શાક, મૂળ, માંસ, મધ, ફળ, ફૂલ તથા બીઆંઓ ખાશે, તેમજ દુકાળથી તથા રાજાઓના કરોથી

પીડા પામતી તે પ્રજા અનાવૃષ્ટિથી, ટાઢથી, તડકાથી, વરસાદથી અને ઝાકળથી દુઃખી થઇને તથા માંહો માંહે લઢીને નાશ પામશે. ભૂખ, તરસ, રોગ, સંતાપ તથા ચિંતાથી લોકો દુઃખી થશે. વળી લોકોનું કલિયુગમાં મોટામાં મોટું આયુષ્ય વિશ કે બહુ તો ત્રિશ વર્ષનું થશે. કલિના દોષથી લોકોનાં શરીર ઠીંગણાં થઇ જશે, વર્ણો તથા આશ્રમવાળા મનુષ્યોનો વેદોક્ત ધર્મ નાશ પામશે. પાખંડ ધર્મો વૃદ્ધિ પામશે. રાજાઓ ઘણું કરીને ચોર જેવા થઇ જશે. મનુષ્યો ચોરી, મિથ્યા ભાષણ, વૃથા હિંસા વિગેરે અનેક પ્રકારની આજીવિકાઓ લઇ બેસશે. ચારે વર્ણો શૂદ્ર જેવા થઇ જશે. ગાયો બકરી જેવડી થશે. આશ્રમોમાં પણ માત્ર એક ગૃહસ્થાશ્રમજ ઘણું કરીને રહેશે. સંબંધીઓમાં વહેવાઇ વેલાઓજ સંબંધી કહેવાશે. ઔષધિઓ ઘણું કરીને સૂક્ષ્મ થઇ જશે, વૃક્ષોમાં ઘણું કરીને ખીજડાઓજ બાકી રહેશે. વરસાદમાં ઘણું કરીને વિજળીઓજ જોવામાં આવશે. ઘરો વેદના ધ્વનિથી તથા ધર્મકર્મથી રહિત થશે. આ પ્રમાણે તીક્ષ્ણ ધર્મવાળો કલિયુગ ઘણો ખરો વીતી ગયા પછી ભગવાન મનુષ્યોના ધર્મની રક્ષા કરવા માટે સત્ત્વગુણથી અવતાર ધારણ કરશે. સ્થાવર તથા જંગમના ગુરુ, ઇશ્વર અને સર્વના આત્મારૂપ શ્રીવિષ્ણુનો જન્મ સાધુ પુરુષોના ધર્મનું રક્ષણ કરવા માટે અને કર્મનાં બંધનો તોડવા માટે છે. તે ભગવાન્ દક્ષિણમાં શંભલ નામના ગામમાં વિષ્ણુયશા નામના એક ઉત્તમ અને મહાત્મા બ્રાહ્મણને ઘેર "કલ્કિ" નામે પ્રગટ થશે. તે જગત્પતિ, આઠ સિદ્ધિઓવાળા તથા અનુપમ કાંતિવાળા કલ્કિ ભગવાન્ દેવે આપેલા, ઉતાવળા વેગવાળા અને નીચ લોકોનું દમન કરનારા ઘોડા ઉપર બેસીને, તે વેગવાળા ઘોડાથી પૃથ્વી ઉપર ફરીને રાજાના વેષમાં ઢંકાયલા કરોડો ચોરોને તરવાર વડે મારશે. સર્વ ચોર લોકો નાશ પામ્યા પછી નગરના તથા દેશના લોકોને તે ભગવાનના અંગમાં લગાડેલાં

ચંદનાદિકના પવિત્ર સુગંધવાળા વાયુનો સ્પર્શ થશે, તેથી તે લોકોનાં મન નિર્મળ થશે, અને સત્ત્વગુણી ભગવાન્ વાસુદેવ તેઓનાં હૃદયમાં રહેશે, તેથી તેઓની પ્રજોત્પત્તિ દૃઢ બાંધાવાળી થશે. આ પ્રમાણે ભગવાન્ કલ્કિ જ્યારે અવતાર ધારણ કરશે, ત્યારે સત્યયુગનો પ્રવેશ થશે અને સત્ત્વગુણી પ્રજાની ઉત્પત્તિ થશે. જ્યારે ચંદ્ર, સૂર્ય અને બૃહસ્પતિ એ ત્રણે ગ્રહો એક સાથેજ પુષ્ય નક્ષત્રમાં પ્રવેશ કરશે ત્યારે સત્યયુગનો આરંભ થશે.

ઇતિ વૈરાગ્યપ્રકરણમાં અધ્યાય ૨૬ મો સંપૂર્ણ.

---

## અધ્યાય ૨૭ મો.

—:*०*:—

### ચતુર્યુગના લોકોની સ્થિતિ. (૧૨-૩)

राजोवाचः—

केनोपायेन भगवन्कलेर्दोषान् कलौ जनाः ।
विधमिष्यंत्युपचितांस्तन्मे ब्रूहि यथा मुने ॥ १६ ॥

પરીક્ષિત્ રાજા પૂછે છેઃ—હે મુનિમહારાજ! કલિકાળના લોકોએ વૃદ્ધિ પામેલા કલિયુગના દોષોને કેવી રીતે ટાળવા? તે ઉપાયો મને કહો. વળી યુગો, યુગના ધર્મો તથા પ્રલયનાં અને કલ્પનાં પ્રમાણો કે જે મહાત્મા અને ઇશ્વર એવા કાલમૂર્તિ શ્રીવિષ્ણુની ગતિરૂપ ગણાય છે, તે પણ મને કહો.

શ્રીશુકદેવજી કહે છેઃ—હે રાજા! સત્યયુગમાં ચાર પાયાવાળો ધર્મ પ્રવર્તે છે, અને તે સમયનાં મનુષ્યો તેને ધારણ કરે છે.

સત્ય, દયા, તપ અને દાન, આ ચાર વ્યાપક એવા ધર્મના પાયા છે.

સત્યયુગનાં માણસોની સ્થિતિઃ–સત્યયુગમાં લોકો બહુ સંતોષી, દયાળુ, સર્વ પ્રાણીઓના મિત્ર, શાંત, અંતરિંદ્રિયનો નિગ્રહ કરનારા, દુઃખાદિક સહન કરનારા, આત્મારામ, સમદૃષ્ટિવાળા તથા આત્મજ્ઞાનના અભ્યાસી હોય છે.

ત્રેતાયુગનાં માણસોની સ્થિતિઃ—ત્રેતાયુગમાં મિથ્યા ભાષણ, હિંસા, અસંતોષ તથા ક્લેશ, આ ચાર અધર્મના પાયાઓથી ધીરે ધીરે ધર્મના પાયાઓનો ચોથો ભાગ નાશ પામે છે. હે રાજા! ત્રેતાયુગમાં ઘણા ખરા લોકો ક્રિયામાં તથા તપમાં નિષ્ઠાવાળા હોય છે, બહુ હિંસા કરનારા હોતા નથી, વિષયલંપટ હોતા નથી, ધર્મ, અર્થ અને કામને સેવનારા હોય છે, વેદાધ્યયન કરવામાં ઘણાજ કુશળ હોય છે અને વર્ણોમાં બ્રાહ્મણ ઉત્તમ ગણાય છે.

દ્વાપરયુગનાં માણસોની સ્થિતિઃ—દ્વાપરયુગમાં હિંસા, અસંતોષ, મિથ્યાભાષણ તથા દ્વેષ, આ ચાર અધર્મના પાયાઓથી, તપ, દયા, સત્ય અને દાન આ ચાર ધર્મના પાયાઓમાંથી ધીરે ધીરે અર્ધ ભાગ નાશ પામે છે. દ્વાપર યુગમાં ઘણાખરા લોકો યશસ્વી, મહાગૃહસ્થ, પોતાના સ્વાધ્યાયમાં કુશળ, ધનવાન્, કુટુંબી તથા આનંદી હોય છે, અને વર્ણોમાં બ્રાહ્મણો તથા ક્ષત્રિયો ઉત્તમ ગણાય છે.

કલિયુગનાં માણસોની સ્થિતિઃ—કલિયુગમાં તો અધર્મોના વૃદ્ધિ પામતા પાયાઓ વડે ધર્મનો એક ચતુર્થાંશ બાકી રહે છે અને તે પણ છેવટે ક્ષીણ થઇને નાશ પામે છે. કલિયુગમાં

ઘણા ખરા લોકો લોભી, દુરાચારી, નિર્દય, વૃથા વૈર કરનારા, ભાગ્યહીન તથા અતિ તૃષ્ણાવાળા હોય છે અને વર્ણોમાં શૂદ્રો તથા દાસ લોકો ઉત્તમ ગણાય છે. સત્ત્વ, રજ તથા તમ, આ ત્રણ ગુણો પુરુષોમાં જોવામાં આવે છે અને તે ગુણો કાલની પ્રેરણાથી ચિત્ત વિષે ફર્યા કરે છે. જ્યારે મન, બુદ્ધિ અને ઇંદ્રિયો સત્ત્વગુણમાં સારી રીતે રહે ત્યારે સત્ય યુગ જાણવો, કારણ કે તેને લીધે જ્ઞાનમાં તથા તપમાં રુચિ થાય છે. હે બુદ્ધિમાન્ ! જ્યારે પ્રાણીઓને સકામ કર્મો ઉપર પ્રેમ થાય ત્યારે રજોગુણની વૃત્તિવાળો ત્રેતાયુગ આવ્યો જાણવો; જ્યારે પ્રાણીઓને લોભ, અસંતોષ, માન, દંભ, મત્સર તથા સકામ કર્મોમાં પ્રીતિ થાય ત્યારે રજોગુણ અને તમોગુણ જેમાં મુખ્ય છે એવો દ્વાપર યુગ જાણવો; અને જ્યારે લોકોમાં કપટ, મિથ્યાભાષણ, આલસ્ય, નિદ્રા, હિંસા, દુ:ખ, શોક, મોહ, ભય અને દીનતા થવા માંડે ત્યારે તમોગુણ જેમાં મુખ્ય છે એવો કલિયુગ આવ્યો જાણવો. કલિયુગના લોકો ક્ષુદ્રદૃષ્ટિવાળા, અલ્પ ભાગ્યવાળા, ઘણું ખાનારા, વિષયલંપટ તથા નાણાં વિનાના થશે અને સ્ત્રીઓ વ્યભિચારિણી તથા પોતાની ઇચ્છાનુસાર વર્તનારી થશે. દેશોમાં ચોરનો વધારો થશે, વેદો પાખંડીઓથી દૂષિત થશે. રાજાઓ પ્રજાનું ભક્ષણ કરશે અને બ્રાહ્મણો ઉપસ્થ તથા ઉદરનું પોષણ કરવામાંજ પરાયણ થશે. બ્રહ્મચારીઓ સદાચારહીન અને પવિત્રતારહિત થશે, ગૃહસ્થો ભિક્ષા ન આપતાં પોતે ભિક્ષા માગશે, તપસ્વી લોકો વનનો ત્યાગ કરીને ગામમાં રહેશે અને સંન્યાસીઓ ધનના લાલચુ થશે. સ્ત્રીઓ નીચી કાયાવાળી, ઘણું ખાનારી, ઘણાં છોકરાં જણનારી, લજ્જા વિનાની, નિત્ય કઠોર શબ્દો બોલનારી, બહુ ચોરી કરનારી, અને સાહસ કરનારી થશે. કપટ કરનારા નીચ વ્યાપારીઓ વ્યાપાર કરશે અને સૌ લોકો આપત્કાલ ન આવ્યા છતાં પણ, સત્પુરુષોએ ધિક્કારી કાઢેલી આજીવિકાને

સારી માનશે. ચાકરો પોતાનો ધણી સર્વ કરતાં શ્રેષ્ઠ છતાં, પણ નિર્ધન હશે તો તેનો ત્યાગ કરશે. તેમ ધણી પણ પોતાના કુલપરંપરાનો ચાકર જો દુઃખી સ્થિતિમાં આવી પડશે તો તેનો ત્યાગ કરશે અને વસુકી ગયેલી ગાયોનો પણ ત્યાગ કરશે. કલિયુગમાં લોકો પિતા, ભાઇ, મિત્ર, સંબંધીઓ અને જ્ઞાતિબંધુઓનો ત્યાગ કરીને સ્ત્રી સંબંધી સ્નેહજ રાખશે તથા સ્ત્રીઓને આધીન થયેલા દીન લોકો, સાળાઓ તથા સાળીઓ સાથેજ સલાહ કરશે. તપસ્વીઓના જેવા વેષથી આજીવિકા કરનારા શૂદ્રો દાનાદિકનો પ્રતિગ્રહ કરશે. ધર્મ ન જાણનારા લોકો ઉંચાં આસનો ઉપર બેસીને ધર્મનો ઉપદેશ કરશે. હે રાજા! પૃથ્વી અન્ન વિનાની થશે, ત્યારે લોકો નિત્ય ઉદાસ રહેશે, દુકાળ અને રાજાના કરોથી પીડા પામશે તથા અનાવૃષ્ટિના ભયથી આતુર થઇ જશે. વળી કલિયુગમાં લોકો વસ્ત્ર, અન્નપાન, શયન, મૈથુન, સ્નાન તથા આભૂષણો વિનાના થઇ પડશે અને પિશાચના જેવા ભયંકર દેખાવના થશે. વળી કલિયુગમાં લોકો એક કોડી જેટલા ધનને માટે પણ લઢીને સ્નેહનો ત્યાગ કરશે, પોતાના વહાલા પ્રાણોનો પણ ત્યાગ કરશે તથા પોતાના સંબંધીઓનો પણ નાશ કરશે. મનુષ્યો પોતાનાં વૃદ્ધ માતાપિતાની રક્ષા કરશે નહીં અને શિશ્ન તથા ઉદરનું પોષણ કરનારાં હલકાં માતાપિતાઓ સર્વ વિષયોમાં કુશલ એવા પોતાના પુત્રોની પણ રક્ષા કરશે નહીં. હે રાજા! જગત્‌ના પરમ ગુરુ તથા ત્રણ લોકના અધિપતિઓ પણ જેમના ચરણારવિંદને નમે છે, એવા ભગવાન્ અચ્યુતની પાખંડથી ભિન્ન મતવાળા મનુષ્યો ઘણું કરીને કલિયુગમાં પૂજા કરશે નહીં. પુરુષ મરણસમયે આતુર દશામાં આવતી વેળા, પડતી વેળા, ઠેસ ખાતી વેળા અથવા તો પરાધીન દશામાં જો ભગવાનનું નામ લે તો, તે કર્મરૂપી બંધનમાંથી છૂટો થઇને ઉત્તમ ગતિને પામે છે, પરંતુ કલિયુગમાં લોકો આવી ઉત્તમ ગતિ આપનારા

ભગવાન્‌ની પૂજા કરશે નહીં. હવે હું તમને કલિયુગના દોષો દૂર કરવાનો ઉપાય કહું છું.

## ભગવદ્‌ભક્તિમહિમા.

ભગવાન્ શ્રીપુરુષોત્તમ મનમાં વાસ કરવાથી કલિયુગને લીધે થયેલા અને દ્રવ્ય, દેશ તથા ચિત્તથી ઉત્પન્ન થયેલા મનુષ્યોના સર્વ દોષોને હરે છે. ભગવાન્‌નું નામ સાંભળવાથી, કીર્તન કરવાથી, પૂજા કરવાથી અથવા તો આદર આપવાથી પણ મનુષ્યોનાં હૃદયમાં રહેલા ભગવાન્ તેમનાં દશ હજાર જન્મનાં પાપને ટાળે છે. જેમ સુવર્ણમાં રહેલો અગ્નિ ધાતુના સંબંધથી થયેલી કાળાશ વિગેરે દોષને ટાળે છે, તેમ હૃદયમાં રહેલા ભગવાન્ પણ યોગીઓની અશુભ વાસના ટાળે છે. ભગવાન્ એવા અનંત શ્રીહરિ હૃદયમાં રહેવાથી જે પ્રમાણે મનુષ્યનો અંતરાત્મા અત્યંત શુદ્ધ થાય છે, તે પ્રમાણે ઉપાસના, તપ, પ્રાણાયામ, મૈત્રી, તીર્થસ્નાન, વ્રત, દાન અથવા તો જપ કરવાથી પણ અંતરાત્મા અત્યંત શુદ્ધ થતો નથી. માટે હે રાજા! હવે તમે મરવાની તૈયારીમાં છો, તેથી તમે સાવધાન થઇને સર્વ રીતે ભગવાન્‌ને હૃદયમાં ધારણ કરો, કારણ કે જેથી તમે પરમ ગતિ પામો. હે રાજા! મરવાની તૈયારીમાં જે હોય, તેણે ભગવાન્ પરમેશ્વરનું ધ્યાન કરવું, એટલે સર્વના આત્મા અને સર્વના આશ્રય એવા ભગવાન્ તેને પોતાનું સ્વરૂપ આપે છે. હે રાજા ! દોષના ભંડારરૂપ કલિયુગમાં એક મોટો ગુણ છે, તે એ છે કે શ્રીકૃષ્ણનું કીર્તન કરવાથીજ મનુષ્ય સર્વ બંધનોમાંથી છૂટો થઇને પરમપદને પામે છે. સત્યયુગમાં વિષ્ણુનું ધ્યાન કરવાથી જે ફળ થાય છે, અને ત્રેતાયુગમાં યજ્ઞોવડે યજન કરવાથી જે ફળ થાય છે, તેજ ફળ કલિયુગમાં શ્રીહરિનું કીર્તન કરવાથી થાય છે.

ઇતિ વૈરાગ્યપ્રકરણમાં અધ્યાય ૨૭ મો સંપૂર્ણ.

---

## અધ્યાય ૨૮ મો.

### અજગરમુનિની કથા. (૭-૧૩).

**नारद उवाचः—**

**तं शयानं धरोपस्थे कावेर्यां सह्यसानुनि ।**
**रजस्वलैस्तनूदेशैर्निगूढामलतेजसम् ॥ १२ ॥**

નારદજી કહે છે:—ભગવાનના પ્રિયભક્ત પ્રહ્‌લાદ લોકોની રીતભાત જાણવા માટે કેટલાએક કાર્યભારીઓને સાથે લઇને લોકોમાં ફરતા હતા; તેમણે કાવેરી નદીના તીર ઉપર આવેલા સહ્યાદ્રિ પર્વતના શિખર ઉપર એક અવધૂત યોગીને ધરણી ઉપર સૂતેલા દીઠા. તેમનું ઉજ્જ્વલ તેજ પૃથ્વી ઉપર સૂવાથી ધૂળ મય થયેલા શરીરવડે ઢંકાઇ ગયું હતું. કર્મ, આકૃતિ, વાણી કે વર્ણાશ્રમ વિગેરેનાં ચિન્હો ઉપરથી, 'તે આ હશે કે નહીં હોય' એમ કોઇ મનુષ્યો તેમને ઓળખી શક્તાં ન હતાં. મહાભગવદ્ભક્ત પ્રહ્‌લાદ તે યોગીને નમસ્કાર કરી શાસ્ત્રમાં કહ્યા પ્રમાણે તેમની પૂજા કરી, તેમનાં ચરણમાં મસ્તક મૂકીને જ્ઞાનની ઇચ્છાથી તેમને આ પ્રમાણે પૂછવા લાગ્યા:—

પ્રહ્‌લાદજી પૂછે છે:-" ઉદ્યમી અને ભોગ ભોગવનારા મનુષ્યની પેઠે તમે સ્થૂલ કાયા ધારણ કરો છો. ઉદ્યમી પુરુષોને ધન મળે છે, અને ધનવંતો આ લોકમાં નાના પ્રકારના ભોગો ભોગવે છે અને તેથી ભોગ ભોગવનારાઓનુંજ શરીર ખરેખર પુષ્ટ હોય છે, બીજાઓનું શરીર પુષ્ટ હોતું નથી. હે મહારાજ! આપ ઉદ્યમ કરતા નથી, સૂતા રહો છો અને જેનાથી ભોગ-

વૈભવ મળે છે, તે ધન તો તમારી પાસે નથી, તો હે બ્રહ્મ-દેવ! ભોગ ભોગવ્યા વિના પણ તમારો આ દેહ શાથી પુષ્ટ થયો છે? તે કારણ જો કહેવા યોગ્ય હોય તો મને કહો. તમે વિદ્વાન્ છો, સર્વ કરવા સમર્થ છો, નિપુણ બુદ્ધિવાળા છો, વિચિત્ર વાતોથી લોકોને રંજન કરનારા છો, સમદૃષ્ટિવાળા છો અને લોકો કર્મ કરે છે, તે જુવોછો, છતાં પણ ઉદ્યમ ન કરતાં શાંત રહો છો."

નારદ કહે છેઃ—દૈત્યના રાજા પ્રહ્લાદે આ પ્રમાણે મહામુનિને પ્રશ્ન કર્યો, એટલે તેની વાણીરૂપી અમૃતને આધીન થઇ ગયેલા મુનિએ મુખ મલકાવી તેના પ્રત્યે આપ્રમાણે કહ્યું.

બ્રાહ્મણ કહે છેઃ—"હે દૈત્યરાજા! આર્ય લોકોમાં માન પામેલા તમે મનુષ્યોને આ લોકમાં પ્રવૃત્તિ તથા નિવૃત્તિથી કયાં સ્થાનો મળે છે, તે સર્વ આત્મજ્ઞાનવડે જાણો છો, કારણ ભગવાન્ નારાયણદેવ, શુદ્ધ ભક્તિથી તમારા હૃદયમાં વિરાજે છે અને સૂર્ય જેમ અંધારાનો નાશ કરે છે, તેમ તે કેવળ ભક્તિથી અજ્ઞાનનો નાશ કરે છે. તથાપિ હે રાજા! હું સાંભળ્યા પ્રમાણે તમારા પ્રશ્નોનો ઉત્તર આપું છું. જેઓ પોતાનાં અંતઃકરણને શુદ્ધ કરવાની ઇચ્છા રાખતા હોય તેમણે આપની સંભાવના કરવી જોઇએ. સંસારના જન્મ-મરણરૂપી પ્રવાહને વહેનારી તૃષ્ણા કે, જે પેટ પૂરતી કામનાઓથી પણ ધરાતી નથી, તે તૃષ્ણાએ મારી પાસે નાના પ્રકારનાં કર્મો કરાવી મને અનેક યોનિમાં વારા ફરતી નાંખ્યો છે. તે હું કર્મોવડે ભટકતો ભટકતો દૈવેચ્છાથી આ લોકમાં આ મનુષ્યદેહમાં આવ્યો છું કે, જે મનુષ્યદેહ પુણ્ય કરવાથી સ્વર્ગ આપે છે, પાપ કરવાથી નીચ યોનિ આપે છે, પુણ્યપાપના મિશ્રપણાથી મનુષ્યયોનિમાં જન્મ આપે છે અને

નિવૃત્તિપણાથી મોક્ષ આપે છે. સ્ત્રીપુરુષો મનુષ્યાવતારમાં પણ સુખ મેળવવા માટે તથા દુઃખ દૂર કરવા માટે અનેક ઉપાયો કરે છે, તો પણ તેઓને તેઓની ધારણાથી ઉલટું ફળ મળે છે, તે જોઇને હું નિવૃત્તિમાર્ગને સેવું છું. સુખ એ આ જીવનું સ્વરૂપ છે અને સર્વ ક્રિયાઓ બંધ પડ્યા પછી તે પોતાની મેળેજ પ્રકાશે છે. 'ભોગો મનોરથોથી કલ્પેલા છે અને નાશવંત છે,' એમ જાણીને હું નિરુદ્યમી બેસી રહું છું અને પ્રારબ્ધને લીધે મળતા ભોગો ભોગવું છું. પોતાનો સુખરૂપ પુરુષાર્થ પોતાને વિષેજ છે અને દ્વૈત પદાર્થ પણ મિથ્યા છે, છતાં પણ પુરુષ તેને વિસરી જઇને સંસારના ભયંકર પ્રવાહમાં પડે છે. જેમ કોઇ અજાણ્યો મનુષ્ય સેવાળથી ઢંકાયલાં ખરાં પાણીને છોડી દઇને, પાણી પીવાની ઇચ્છાથી ઝાંઝવાનાં પાણી તરફ દોડે છે, તેમ 'પોતાનાં સ્વરૂપ વિના બીજે ઠેકાણે સુખ છે,' આમ જાણનારો અજ્ઞાની પુરુષ ખરાં સુખને છોડીને વિષયો તરફ દોડે છે. ભાગ્યહીન પુરુષો દૈવાધીન દેહાદિક પદાર્થોથી સુખ મેળવવાની તથા દુઃખ દૂર કરવાની ઇચ્છાથી, જે જે ક્રિયાઓ કરે છે તે તે સર્વ ક્રિયાઓ નિષ્ફળ થાય છે. આધ્યાત્મિક, આધિભૌતિક તથા આધિદૈવિક દુઃખોથી કોઇપણ દિવસ નહિ છૂટનારા અને મરણધર્મવાળા પ્રાણીને મહાકષ્ટથી કોઇ વખત કદાચ ધન કે સુખ મળે, તો પણ તેનાથી શું ? હું તો ધનવંતોને પણ દુઃખ દેખું છું, કારણ કે તેઓ લોભાયા હોય છે, મનને વશ હોય છે, ભયને લીધે રાત્રે તેઓને નિદ્રા આવતી નથી અને તેઓ દિવસે પુત્રાદિકની સર્વની શંકા રાખે છે. પ્રાણવાળાને તથા ધનવાળાને રાજાથી, ચોરથી, શત્રુથી, પોતાનાં મનુષ્યોથી, પશુથી, પક્ષીઓથી, યાચકોથી, કાળથી તથા પોતાથી પણ નિત્ય ભય રહે છે. મનુષ્યોને જેની તૃષ્ણાથી શોક, મોહ, ભય, ક્રોધ, પ્રીતિ, દીનતા તથા પરિશ્રમ વિગેરે થાય છે, તે પ્રાણ અને ધનની તૃષ્ણાનો વિદ્વાનોએ ત્યાગ કરવો

જોઇએ. આ લોકમાં મધમાખી તથા અજગર, એ બે અમારા મોટા ગુરુ છે. એના ઉપદેશથી અમે વૈરાગ્યને તથા સંતોષને પામીએ છીએ. હું મધમાખી પાસેથી સર્વ વિષયોમાં વૈરાગ્ય રાખવાનું શિખ્યો છું. મધમાખી મહા દુઃખથી મધ એકઠું કરે છે, તે મધ બીજા લોકો જેમ મધમાખીને ઉડાડીને છીનવી લે છે તેમ મનુષ્ય પણ એક મનુષ્યે મહાકષ્ટથી જે ધન મેળવ્યું હોય તે ધનને તેના મેળવનારાને મારી નાંખીને હરી જાય છે. હું કંઇ પણ કામકાજ કરતો નથી અને દૈવેચ્છાથી જે કંઇ મળે છે, તેટલાથી સંતોષ માનું છું. જો મળતું નથી તો હું બલશાળી અજગર પેઠે ઘણા દિવસો સૂધી સૂઇ રહું છું. કોઈ દિવસે થોડું તો કોઇ દિવસે વધારે; કોઇ દિવસે સ્વાદવાળું તો કોઇ દિવસે સ્વાદ વિનાનું; કોઇ દિવસે ઘણા ગુણવાળું, તો કોઇ દિવસે ગુણ વિનાનું અન્ન ખાઇને દેહનું પોષણ કરું છું. કોઇ દિવસે શ્રદ્ધાથી મળે છે તો કોઇ દિવસે અપમાનથી પણ મળે છે, તે પ્રમાણે મળતાં અન્નને ખાઇ લઉં છું, અને ભોજન કર્યા પછી દૈવેચ્છા પ્રમાણે દિવસે અને રાતે હરકોઇ સ્થાનમાં પડ્યો રહું છું. પ્રારબ્ધ કર્મનો ઉપભોગ કરનારો અને જે મલે તે ઉપર સંતોષ રાખનારો હું રેશમી, સુતરાઉ, ચામડાં, ચિથરાં, વલ્કલ અથવા તો બીજાં પણ જે કંઇ વસ્ત્ર મળે છે, તેનાથી અંગ ઢાંકું છું. કોઇ વખતે ધરતી ઉપર ખડ, પાંદડાં, પત્થર કે રાખ ઉપર સૂઇ રહું છું. કોઇવાર પરની ઇચ્છાથી મહેલમાં પલંગ ઉપર બીછાવેલી તળાઇ ઉપર સૂઉંછું. કોઇવેળા નાહી, શરીર ઉપર ચંદનનો લેપ કરી, સારાં સારાં વસ્ત્રો અને આભૂષણો પહેરી, રથમાં, હાથી ઉપર કે ઘોડા ઉપર બેસીને ફરવા નિકળું છું અને કોઇ વેળા વૃક્ષની પેઠે નાગોજ ફર્યા કરું છું. પરસ્પર ઉલટા સ્વભાવવાળા લોકોની હું નિંદા કરતો નથી, તેમ તેમની સ્તુતિ પણ કરતો નથી. હું તો માત્ર સર્વનું કલ્યાણ થાય અને સર્વની

પરમાત્મામાં એકતા થાય, એવી ઇચ્છા રાખું છું. સત્યસ્વરૂપ જાણનારા મુનિએ ભેદને મનોવૃત્તિમાં હોમવો, મનોવૃત્તિને પદાર્થોના વિભ્રમવાળા મનમાં હોમવી, મનને અહંકારમાં હોમવું, અહંકારને મહત્તત્ત્વદ્વારા માયામાં હોમવો, અને તે માયાને સ્વસ્વરૂપના અનુભવમાં હોમવી અને પછી એ જ્ઞાની એવા મુનિએ સર્વ ક્રિયાનો ત્યાગ કરી પોતાના અનુભવવડે સ્વસ્વરૂપમાં રહીને સર્વથી વિરામ પામવું. મારું આચરણ આ રીતે અત્યંત ગુપ્ત તથા લોક અને શાસ્ત્રથી વિરુદ્ધ છે, તો પણ આપ ભગવાનના પ્રિય ભક્ત છો, તેથીજ મેં તમારી આગળ એ વર્ણવી બતાવ્યું છે.

ઇતિ વૈરાગ્યપ્રકરણમાં અધ્યાય ૨૮ મો સંપૂર્ણ.



# ભક્તિપ્રકરણ.

## અધ્યાય ૧ લો.

### મુમુક્ષુને ઉપદેશ. (૧૧-૧૦).

श्रीभगवानुवाच:—

मयोदितेष्ववहितः स्वधर्मेषु मदाश्रयः।
वर्णाश्रमकुलाचारमकामात्मा समाचरेत् ॥ १ ॥

શ્રીભગવાન્ બોલ્યા:-મુમુક્ષુએ મેં પંચરાત્રાદિક શાસ્ત્રોમાં કહેલા વૈષ્ણવના ધર્મોમાં સાવધાન રહીને, મારો આશ્રય કરીને, તે ધર્મોમાં વિરોધ આવે નહીં તેમ વર્ણના અને આશ્રમના આચારો પાળવા. શુદ્ધ અંતઃકરણવાળા પુરુષે, વિષયોમાં જેઓનું મન લાગી રહેલું છે એવા દેહધારીઓ, વિષયોને સત્ય માનીને જે જે કાર્યોનો આરંભ કરે છે, તેમને તે તે કાર્યોમાં વિપરીત ફળ થાય છે, તે જોયા કરવાં, કે જેને લીધે નિષ્કામપણું મળે. ઇંદ્રિયોથી જે જે વિષયો જાણવામાં આવે, તે તે વિષયો મિથ્યા છે, કારણ કે તેઓ અનેક પ્રકારના હોય છે. જે જે પદાર્થો અનેક હોય છે તે તે પદાર્થો નાશવંત હોય છે. દૃષ્ટાંતમાં જેમ મનથી ઉત્પન્ન થતાં સ્વપ્નો અને મનોરથો અનેક પ્રકારનાં હોવાથી મિથ્યા છે; આવાં અનુમાનો કરવાથી પણ નિષ્કામપણું થાય છે. મારી ભક્તિમાં પરાયણ

રહેનારા પુરુષે સકામ[૧] કર્મો ત્યાગ કરવાં અને નિષ્કામ એવાં નિત્ય તથા નૈમિત્તિક કર્મોજ કરવાં, અને આત્મતત્ત્વમાં બરાબર રીતે પ્રવૃત્તિ થયા પછી તે નિત્ય અને નૈમિત્તિક[૨] કર્મોનો પણ આદર કરવો નહીં. વળી મારામાં પરાયણ થયેલા પુરુષે નિત્ય અહિંસાદિક યમો આદરથી સેવવા અને આત્મજ્ઞાનમાં વિરોધ આવે નહીં તેમ સ્નાનાદિક નિયમો પણ પાળવા તથા મને જાણનારા, મારારૂપ તથા શાંત ગુણવાળા ગુરુની ઉપાસના કરવી. ગુરુસેવા કરનારા પુરુષે સરળ રહેવું, મત્સરનો ત્યાગ કરવો, આળસનો ત્યાગ કરવો, સ્ત્રીપુત્રાદિક ઉપર મમતા રાખવી નહીં, ગુરુ ઉપર ગાઢ પ્રેમ રાખવો, વ્યગ્રતાથી દૂર રહેવું, સત્ય વસ્તુ જાણવાની ઇચ્છા રાખવી, ઇર્ષ્યા રાખવી નહીં, વ્યર્થ બોલવું નહીં, સ્ત્રી, સંતાન, ઘર, ક્ષેત્ર, કુટુંબી તથા ધન વિગેરેમાં ઉદાસીન રહેવું તથા એવો વિચાર કરવો કે, "સર્વ શરીરમાં આત્મા એક હોવાથી સર્વને પોતાનાં સ્ત્રીપુત્રાદિકથી જે સુખ મળે છે, તે સુખ મનેજ મળે છે. માટે મારાં સ્ત્રીપુત્રાદિક ઉપર મારે શામાટે મમતા રાખવી ?" આવો વિચાર

---

१ कर्मजं बुद्धियुक्ता हि फलं त्यक्त्वा मनीषिणः ।
जन्मबंधविनिर्मुक्ताः पदं गच्छंत्यनामयम् ॥

અર્થઃ—સારી બુદ્ધિવાળા જ્ઞાની લોકો, કર્મવાળાં ફળોની ઇચ્છા છોડી જન્મમરણના ફેરામાંથી છુટવા પ્રયત્ન કરે છે, અને તેમાંથી મુક્ત થઇને ઉપદ્રવરહિત શ્રેષ્ઠ એવા મોક્ષપદને મેળવે છે. ગીતા.

२ मोक्षार्थी न प्रवर्तेत तत्र काम्यनिषिद्धयोः ।
नित्यनैमित्तिके कुर्यात् प्रत्यवायजिहासया ॥

અર્થઃ—મોક્ષ મેળવવાની ઇચ્છાવાળાએ સકામ અને નિષેધ કર્મો કરવા પ્રવૃત્ત થવું નહીં, પરંતુ પ્રત્યવાય ન થાય માટે નિત્ય નૈમિત્તિક કર્મો કરતા રહેવું. સ્મૃતિ.

કરીને સ્ત્રીપુત્રાદિક ઉપર ઉદાસીન રહેવું અને ગુરુસેવા કરવી. " જેમ બાળવાનાં કાષ્ઠોથી તેને બાળનારો અગ્નિ જૂદો છે, તેમ સ્થૂલ તથા સૂક્ષ્મ દૃશ્ય દેહથી તેનો દ્રષ્ટા આત્મા[1] જૂદો છે; તથા જેમ પ્રકાશ્ય એવાં કાષ્ઠોથી તેનો પ્રકાશ કરનારો અગ્નિ જૂદો છે, તેમ જડ એવા સ્થૂલ તથા સૂક્ષ્મ દેહથી તેને જણાવનારો સ્વયંપ્રકાશ આત્મા પણ જૂદો છે." આવા વિચારોથી આત્માને દેહાદિકથી જૂદો જાણવો, કે જેના જ્ઞાનથી સ્ત્રીપુત્રાદિક ઉપરની મમતા મટીને ઉદાસીનપણું રહે. " જેમ લાકડામાં અંદર પેઠેલો અગ્નિ લાકડાંને લીધે નાશ પામે છે, ઉત્પન્ન થાય છે, નાનો દેખાય છે, મોટો દેખાય છે, તથા અનેક પ્રકારનો લાગે છે, પરંતુ તે સર્વ ગુણો પોતાથી થયેલા નથી, તે પ્રમાણેજ દેહની અંદર રહેલો આત્મા પણ દેહને લીધેજ અનિત્યતા આદિક દેહના ગુણોને અનુભવે છે, પરંતુ તેના પોતાના તે ગુણો નથી; આત્મા નિત્ય, અનાદિ, મુક્ત તથા એક છે, ત્યારે દેહ નાશવંત, ઉત્પન્ન થયેલો, બદ્ધ અને અનેક છે, માટે આત્મા દેહથી જૂદો છે. અગ્નિને તો કાષ્ઠની સાથે સંબંધ હોવાથી કાષ્ઠના ધર્મો પ્રાપ્ત થાય છે; પરંતુ આત્મા તો અસંગ હોવાથી તેને દેહ અથવા તો દેહના ધર્મ સાથે કેમ સંબંધ ઘટે ? અને સંબંધ થયો હોય તો તે સંબંધની નિવૃત્તિ કેમ થઇ શકે ?" આવી કેટલાએક શંકા કરશે, પરંતુ તે શંકા નિર્મૂળ છે, કારણ કે આ સ્થૂલ સૂક્ષ્મ દેહ ઇશ્વરને આધીન રહેનારા માયાના ગુણોથી રચાયલો છે, તે દેહને વિષે ' હું ' પદને લીધે જીવને સંસાર થયેલો છે, તે આત્મવિદ્યાથી એટલે સ્વસ્વરૂપના જ્ઞાનથી મટે છે. એટલા માટે કાર્યકારણના સમુદાયરૂપ દેહમાં રહેલા, નિર્વિશેષ તથા પર

---

૧ देहाऽत्मबुद्धिजं पापं न तद्गोवधकोटिभिः ॥

અર્થ:—જડ દેહજ આત્મા છે એવી બુદ્ધિ થવા રૂપી જે પાપ છે તે કોટી ગોહત્યાના પાપથી પણ અધિક પાપ છે.

એવા આત્માને જાણુવાની ઇચ્છાથી સારી રીતે જાણીને આ દેહાદિકમાં થયેલી સત્ય બુદ્ધિનો સ્થૂલસૂક્ષ્મ વસ્તુના વિચારથી ત્યાગ કરવો. ઉપનિષદ્માં ગુરુને નીચલી અરણી કહેલી છે અને શિષ્યને ઉપરની અરણી કહેલી છે, અને ઉપદેશરૂપી મધ્યના મથન કરવાના કાષ્ઠમાંથી બ્રહ્મવિદ્યારૂપી અગ્નિ ઉત્પન્ન થાય છે અને તે અગ્નિ પરમ સુખ આપે છે. કુશલ ગુરુએ[1] શિષ્યને અર્પણ કરેલી અને કુશલ શિષ્યે સંપાદન કરેલી એ બ્રહ્મવિદ્યા અત્યંત પવિત્ર છે. તે બ્રહ્મવિદ્યા ગુણોના કાર્યરૂપ સંસારનો તથા જેઓમાંથી ઉત્પન્ન થયેલું આ જગત્ જીવને સંસારમાં જન્મમરણ કરાવે છે, તે ગુણોને પણ બાળી નાંખીને લાકડાં વિનાના અગ્નિની પેઠે પોતે પણ શાંત થઇ જાય છે. આ પ્રમાણે કાર્ય, કારણ અને વિદ્યાનો અંતરાય ન રહેવાથી જીવ સાક્ષાત્ પરમાનન્દરૂપ થઇ જાય છે.

ઇતિ ભક્તિપ્રકરણમાં અધ્યાય ૧ લો સંપૂર્ણ.

---

१ गुरुर्ब्रह्मा गुरुर्विष्णुर्गुरुर्देवो महेश्वरः ॥

અર્થ:—ગુરુજ બ્રહ્મા, ગુરુજ વિષ્ણુ અને ગુરુજ મહેશ્વર છે.

ગુરૂગીતા.

# અધ્યાય ૨ જો.

## સદ્‌ગુરુનો આશ્રય કેમ કરવો ? ( ૧૦-૮૭ ).

श्रुतय ऊचुः—

विजितहृषीकवायुभिरदान्तमनस्तुरगं ।
य इह यतंति यंतुमतिलोलमुपायखिदः ॥
व्यसनशतान्विताः समवहाय गुरोश्चरणं ।
वणिज इवाज संत्यकृतकर्णधरा जलधौ ॥ २० ॥

" પરમાત્માના સ્વરૂપને જાણવા માટે જિજ્ઞાસુએ પોતાની પાસે કંઇ ન હોય તો યજ્ઞકાષ્ઠ પણ હાથમાં લઇને, બ્રહ્મનિષ્ઠ વેદવેત્તા ગુરુની[1] પાસે જવું, " કારણ કે " આચાર્યવાળો[2] પુરુષ પરબ્રહ્મને જાણે છે. " ઇત્યાદિ શ્રુતિવચનાનુસાર શ્રુતિઓ સદ્‌ગુરુનો આશ્રય કરવા માટે કહેલી સ્તુતિ કરે છે.

શ્રુતિઓ કહે છેઃ—હે જન્મરહિત ઇશ્વર ! જે પુરુષો ગુરુનાં ચરણનો આશ્રય લીધા વિના ઇંદ્રિયો અને પ્રાણને જીતનારા યોગીથી વશ થઇ શકે નહીં, તેવા મનરૂપી ઘોડાને વશ કરવાનો પ્રયત્ન કરે છે, તેઓ પોતાના ઉપાયોમાં મુંઝાઇ જઇને સેંકડો દુઃખોથી વ્યાકુલ થઇ પડે છે અને વાણીઆઓ

---

१ तद्विज्ञानार्थं स गुरुमेवाभिगच्छेत्समित्पाणिः श्रोत्रियं ब्रह्मनिष्ठम् ॥

અર્થઃ—બ્રહ્મજ્ઞાન પ્રાપ્ત કરવાની ઇચ્છાવાળા પુરુષે હાથમાં સમિધ્ લઇને પણ વેદને જાણનાર બ્રહ્મનિષ્ઠ ગુરુને શરણે જવું. શ્રુતિ.

२ आचार्यवान् पुरुषो वेद ।—આચાર્યવાળો પુરુષ પરબ્રહ્મને જાણે છે.

જેમ સમુદ્રમાં ખારવાનો આશ્રય ન કરવાથી અત્યંત દુઃખ પામે છે, તેમજ તેઓ પણ આ જન્મમરણરૂપી સંસારસિંધુમાં અત્યંત દુઃખ પામે છે.

તમારી સેવા કરનારા ભક્તજનોને સર્વ સુખોના સ્થાનરૂપ એવા આપ પરમાનંદ આત્માનો લાભ થયા પછી, પોતાનાં કુટુંબીઓ, પુત્ર, દેહ, ધન, ઘર, પૃથ્વી, પ્રાણ અને રથો વિગેરે અતિ તુચ્છ એવાં સુખસાધનો શા ઉપયોગમાં આવે છે ? કાંઇ પણ ઉપયોગમાં આવતાં નથી. પરંતુ પરમાર્થસુખને ન જાણનારા અને તેને લીધેજ સ્ત્રીની સાથે રહીને રતિસુખમાં પ્રવૃત્તિ કરનારા પુરુષોને પોતાની મેળેજ નાશ થનારા સાર વિનાના આ સંસારમાં પોતાનાં કુટુંબી વિગેરે કયો પદાર્થ સુખ આપે છે? કોઇ પણ આપતો નથી; અર્થાત્ ‘ સ્વજનાદિકનું સુખ નાશવંત અને નિઃસાર હોવાથી પરિણામે દુઃખદાયી છે. ’ આમ સમજીને તમારું ભજન કરવું યોગ્ય છે. ઉપર કહ્યા પ્રમાણે ગુરુના ઉપદેશથી આત્મતત્ત્વ જાણીને સારાસારના વિવેક વડે સર્વ વસ્તુ ઉપર વૈરાગ્ય માનીને મહાત્મા પુરુષોના સંગથી તેજ પરબ્રહ્મને સારી રીતે યુક્તિઓ પૂર્વક મનમાં ધારણ કરવા માટે તે મુનિઓ તીર્થોમાં ફરે છે.

જેઓ મદરહિત છે, જેઓનાં અંતઃકરણમાં આપનાં ચરણારવિંદ બિરાજે છે તથા જેઓનાં ચરણનું જલ મનુષ્યોનાં પાતકોને નાશ કરે છે, એવા ઋષિલોકો પણ સત્સંગ[1]

---

[1] सत्संगत्वे निस्संगत्वं निसंगत्वे निर्मोहत्वम् ।
निर्मोहत्वे निश्चलतत्त्वं निश्चलतत्त्वे जीवन्मुक्तः ॥

आचार्य.

અર્થ માટે ૧૦ મા પેજની નોટ જુઓ.

માટે પૃથ્વી ઉપર પુણ્યકારક ઘણાં તીર્થોને તથા ભગવાનનાં મન્દિરોને અને ભગવાનનાં પવિત્ર ક્ષેત્રોને સેવે છે, પરંતુ પુરુષોનાં વિવેક, સ્થૈર્ય, ક્ષમા, દયા, શાંતિ વિગેરેનો નાશ કરનારાં ઘરોને સેવતા નથી. હે પ્રભો ! જે ઋષિઓ નિત્ય, સુખસ્વરૂપ અને આત્મરૂપ જે તમે, તેને વિષે એકવાર પણ મનને ધારણ કરે છે, તેઓ પણ વિવેકાદિકનો નાશ કરનારા ઘરનું સેવન કરતા નથી, ત્યારે મહા સમર્થ ઋષિઓ તો કેમજ ઘરનું સેવન કરે ? માટેજ મનુષ્યે સદ્ગુરુનો આશ્રય કરી પરમાનન્દરૂપ ભગવાનને પ્રાપ્ત કરવા.

ઇતિ ભક્તિપ્રકરણમાં અધ્યાય ૨ જો સંપૂર્ણ.

---

## અધ્યાય ૩ જો.

### સદ્ગુરુ પાસેથી શું શિખવું ? ( ૧૧-૩ ).

**प्रबुद्ध उवाचः—**

**तस्माद्गुरुं प्रपद्येत जिज्ञासुः श्रेय उत्तमम् ॥**
**शाब्दे परे च निष्णातं ब्रह्मण्युपशमाश्रयम् ॥ २१ ॥**

યોગેશ્વર પ્રબુદ્ધ કહે છેઃ-ઉત્તમ પ્રતિનું કલ્યાણ કેમ થાય ? તે જાણવાની ઇચ્છાવાળા પુરુષે વેદમાં નિપુણ હોવાથી સંશય ટાળનારા તથા અપરોક્ષાનુભવ કરવાથી શિષ્યોના મનમાં પોતાનો ઉપદેશ દઢ રીતે બેસાડનારા અને અગાધ શાંતિવાળા ગુરુને

શરણે જવું. અને ગુરુ ઉપરજ આત્મભાવની અને ઇષ્ટદેવની[1] ભાવના કરીને નિષ્કપટ ભક્તિથી તેમની પાસેથી ભગવદ્ધર્મો[2] શિખવા, કે જે ધર્મોથી આત્મરૂપ તથા ભક્તોને પોતાનું સ્વરૂપ આપનારા ભગવાન્ પ્રસન્ન થાય છે. પ્રથમ મનમાં સર્વ વિષયો ઉપર વૈરાગ્ય લાવવો, સાધુ પુરુષોનો સમાગમ–સંગ કરવો, પોતાનાથી હીન-પ્રાણી ઉપર દયા કરવી, સમાનની સાથે મિત્રતા કરવી, ઉત્તમોની આગળ નમ્રતા રાખવી, માટી અને જલ વિગેરેથી શરીરની પવિત્રતા રાખવી, સરલતા આદિથી મનની પવિત્રતા રાખવી, સ્વધર્મનું આચરણ કરવું, ક્ષમા, વૃથા ભાષણનો ત્યાગ, વેદપાઠ વિગેરે, સરલતા, ઋતુસમયે પોતાની સ્રીસાથે સમાગમ, બ્રહ્મચર્ય, પ્રાણિમાત્રનો અદ્રોહ, અને સુખદુઃખ અને ટાઢતડકાથી હર્ષ-શોકરહિત થતાં શિખવું. ' સર્વ પદાર્થોમાં સત્ તથા ચિત્રૂપે આત્મા રહેલો છે, ' આવો વિચાર કરતાં શિખવું. ' ઇશ્વર તેઓમાં નિયંતા રૂપે રહેલા છે, ' આવો વિચાર કરતાં શિખવું. એકાંતમાં રહેવાની ટેવ પાળવી, ઘર આદિકનું અભિમાન છોડી દેવું, એકાંત સ્થળમાં પડેલાં ચીથરાં અથવા તો શુદ્ધ વલ્કલ વસ્ત્ર પહેરવાં, અને જે કંઇ મળે તેટલા ઉપર સંતોષ રાખવો. ભગવાનનું પ્રતિપાદન કરનારાં શાસ્ત્રો ઉપર શ્રદ્ધા રાખવી, બીજાં શાસ્ત્રોની નિંદા કરવી નહીં, પ્રાણાયામથી મનને દંડ આપવો, મૌનથી વાણીને દંડ આપવો તથા યથાર્થ ભાષણ કરવાની, અંતઃકરણનો નિગ્રહ કરવાની અને

---

१ यस्य देवे परा भक्तिर्यथा देवे तथा गुरौ ।

અર્થઃ—જે પ્રમાણે પરમેશ્વર પ્રત્યે ભકિત હોય છે તે પ્રમાણે ગુરુ-પ્રત્યે ભકિત રાખવી.　　ગુરૂગીતા.

૨ नैषा तर्केण मतिरापनेया प्रोक्ताऽन्येनैव सुज्ञानाय प्रेष्ठः ॥

અર્થઃ—બ્રહ્મજ્ઞાન તર્ક વિતર્ક કરવાથી પ્રાપ્ત થતું નથી, પણ ગુરુએ ઉપદેશ કરવાથી તેનો સાક્ષાત્કાર થઇ શકે છે.　　શ્રુતિ.

ઇન્દ્રિયોનો પણ નિગ્રહ કરવાની ટેવ રાખવી. અદ્ભુત કર્મો કરનારાં શ્રીહરિનાં જન્મ, કર્મ તથા ગુણો સાંભળવા. તેમનું કીર્તન કરવું, તેમનું ધ્યાન કરવું તથા ભગવાન્ નિમિત્તેજ સર્વ કર્મ કરવાં. યજ્ઞ, દાન, તપ, જપ, સદાચાર, ગંધ, પુષ્પાદિ પોતાના પ્રિય પદાર્થો અને સ્ત્રી, પુત્ર, ઘર તથા પ્રાણ—એ સર્વ દાસપણાથી ઇશ્વરને અર્પણ કરતાં શીખવું. આ રીતે ભગવાન્જ જેઓના આત્મા તથા સ્વામી છે એવાં મનુષ્યો ઉપર સ્નેહ કરવો, સ્થાવર જંગમની સેવા કરવી, મનુષ્યોમાં પણ સ્વધર્મનિષ્ઠ મનુષ્યોની વિશેષ સેવા કરવી અને તે કરતાં પણ વૈષ્ણવ જનની અધિક સેવા કરવી. પરસ્પરમાં ભગવાન્ના પવિત્ર યશની કથા કરવી, યશોવર્ણનથી મનને રંજન કરવું, તેમજ પરસ્પર સુખની તથા દુઃખની નિવૃત્તિ પણ કરી લેવી. આ પ્રમાણે વર્તનારા તથા પાપના પુંજનો નાશ કરનાર ભગવાન્નું સ્મરણ કરનાર તથા કરાવનાર ભક્તોનાં શરીરમાં સાધનભક્તિથી પ્રેમલક્ષણા ભક્તિ ઉત્પન્ન થાય છે અને તે ભક્તિથી ભક્તોનાં શરીરમાં રોમાંચ ઉભાં થાય છે. વળી આવા અલૌકિક ભક્તો કોઇવેળા ભગવાન્નું સ્મરણ કરતાં રડે છે, કોઇવેળા હસે છે, કોઇવેળા પ્રસન્ન થાય છે, કોઇવેળા પરસ્પર વાતો કરે છે, કોઇવેળા નાચે છે, કોઇવેળા ગાય છે. કોઇવેળા ભગવાન્ની લીલાનું અનુકરણ કરે છે અને કોઇવેળા તદાકાર થવાથી શાંત થઇને મૌન ધારણ કરે છે. આ રીતે ભગવાન્ના ધર્મો શિખતો તથા નારાયણમાં પરાયણ રહેતો પુરુષ ભગવાન્ના ધર્મોથી ઉત્પન્ન થયેલી ભક્તિના પ્રભાવથી દુસ્તર એવી માયાને પણ પરિશ્રમ વિના તરી જાય છે.

ઇતિ ભક્તિપ્રકરણમાં અધ્યાય ૩ જો સંપૂર્ણ.

---

# અધ્યાય ૪ થો.

---

## હરિભક્તિ વિના જીવનની નિષ્ફળતા. (૨-૩).

**शौनक उवाचः—**

**एतच्छुश्रूषतां विद्वन्सूत नोऽर्हसि भाषितुम् ॥**
**कथा हरिकथोदर्काः सतां स्युः सदसि ध्रुवम् ॥ १४ ॥**

શૌનક કહે છે:—હે વિદ્વન્ સૂત! સાંભળવાની ઇચ્છાવાળા અમને તમે કહેવાને યોગ્ય છો, કારણ કે સત્પુરુષોની સભામાં પરિણામે જેમાં ભગવાન્‌ની કથાઓ હોય એવી કથાઓજ અવશ્ય થાય છે. તે પાંડવના પૌત્ર મહારથી પરીક્ષિત્ રાજા મોટા ભગવદ્‌ભક્ત હતા, જેણે બાલક અવસ્થામાં રમકડાંઓ સાથે રમતી વખતેજ શ્રીકૃષ્ણની પૂજારૂપી ક્રીડાને અંગીકાર કરી હતી. વળી શુકદેવજી પણ ભગવાન્ વાસુદેવના ભક્ત હતા, માટે તે બન્નેનો સંવાદ અમને કહો; કારણ કે સત્પુરુષના સમાગમમાં મહાકીર્તિવાળા ભગવાન્‌ના ગુણોની ઉદાર (મોટી) એવી કથાઓ થાય છે. સૂર્યના ઉદયથી આરંભીને અસ્ત થતાં સુધીમાં પુરુષોનો જે ક્ષણ, ઉત્તમ કીર્તિવાળા ભગવાન્‌ની કથામાં જાય છે, તે વિના પુરુષોનાં બાકીના આયુષ્યને તે સૂર્ય વૃથા હરી જાય છે. કેવળ જીવન ધારણ કરવું અથવા શ્વાસોચ્છ્વાસ લેવા એ મનુષ્યના આયુષ્યનું ફળ નથી. જો તેમ હોય તો શું વૃક્ષો જીવતાં નથી? શું ધમણો શ્વાસ લેતી નથી? તથા બીજાં ગામનાં પશુઓ પણ આહાર વિહાર કરતાં નથી? કરે છે, પણ શ્રીહરિનું નામ જેના કાનમાં કોઇ પણ દિવસ પ્રાપ્ત થયું નથી, તે પુરુષ પશુ, કૂતરાં, ભુંડ, ઉંટ,

તથા ગધેડા સમાન છે. જે પુરુષના કાનરૂપી પડીઆઓ ભગવાનના પરાક્રમનું પાન કરતા નથી, તેને ખેદ સાથે કહેવું પડશે કે, તે વૃથા દરના સમાન જાણવા. તથા હે સૂત! જે પુરુષની જીભ કીર્તિવાળા ભગવાનની કથાઓને ગાતી નથી, તે પુરુષની જીભને દેડકાની જીભસમાન દુષ્ટ જાણવી. પાઘડી અથવા તો મુકુટથી શોભાયમાન છતાં, પણ જેનું મસ્તક મુકુંદ ભગવાનને નમતું નથી, તેને કેવળ ભારરૂપ જાણવું. જે હાથ સુવર્ણનાં કડાંઓથી શોભાયમાન હોય, છતાં ભગવાનની સેવા કરતા ન હોય તેને શબતુલ્ય જાણવા. મનુષ્યોનાં જે નેત્રો વિષ્ણુની પ્રતિમાનાં દર્શન કરતાં ન હોય, તેને મોરપીછના ચાંદલા સમાન જાણવાં. મનુષ્યનાં જે ચરણો ચાલીને ભગવાનના મંદિરમાં જતાં ન હોય, તે ચરણોને વૃક્ષના મૂળ જેવાં સમજવાં. જે મનુંષ્ય કોઇ દિવસ ભગવાનના ચરણારવિંદની રજને પ્રાપ્ત થતો નથી, તેને જીવતાં પણ શબના સમાન જાણવો. જે મનુષ્ય શ્રીવિષ્ણુનાં ચરણમાં લાગેલા તુલસીના ગંધને સૂંઘીને, તેનું અનુમોદન કરતો નથી, તેને શ્વાસ લેતાં છતાં પણ શબના સમાન જાણવો. અરેરે!!! શ્રીહરિ ભગવાનનાં નામો લેવાથી જેઓની આંખમાં આંસુ આવતાં નથી, શરીરમાં રોમાંચ થતાં નથી તથા બીજો વિકાર પણ થતો નથી, તેનું હૃદય પત્થરના જેવું સમજવું.

ઇતિ ભક્તિપ્રકરણમાં અધ્યાય ૪ થો સંપૂર્ણ.

---

# અધ્યાય ૫ મો.

## ભક્તિની શ્રેષ્ઠતા. (૧૧–૧૪).

**उद्धव उवाचः—**

**वदंति कृष्ण श्रेयांसि बहूनि ब्रह्मवादिनः ।**
**तेषां विकल्पप्राधान्यमुताहो एकमुख्यतः ॥ १ ॥**

**भवतोदाहृतः स्वामिन्भक्तियोगोऽनपेक्षितः ॥**
**निरस्य सर्वतः संगं येन त्वय्याविशेन्मनः ॥ २ ॥**

ઉદ્ધવજી કહે છેઃ—હે પ્રભો! વેદ જાણનારાઓ ઘણાં સાધનો કહે છે, તો તે પ્રત્યેક સાધનોને મુખ્ય જાણવાં કે, તેઓમાં એક સાધનને મુખ્ય જાણવું? હે સ્વામિન્! આપે કહ્યું કે નિષ્કામ એવો ભક્તિયોગ ઉત્તમ સાધન છે, કે જેને લીધે સર્વ ઉપરથી આસક્તિને ઉઠાડીને આપને વિષે મન પ્રવેશ કરે, પણ બીજાઓ વળી બીજાં સાધનો કહે છે, માટે હું પૂછું છું કે, પ્રત્યેક સાધનો ફળ આપવામાં મુખ્ય છે કે, કેટલાંએક સાધનો મુખ્ય છે અને કેટલાંએક સાધનો ગૌણ છે? પ્રત્યેક સાધનો જો ફળદાયી છે, તો તે સર્વે સમાન ફળ આપે છે કે ઓછાં વધતાં ફળ આપે છે? આનો ઉત્તર આપો.

શ્રીભગવાન્ બોલ્યાઃ—ભક્તિજ સર્વ કરતાં શ્રેષ્ઠ ફળ આપે છે, માટે તે ઉત્તમ છે અને બીજાં સાધનો તો લોકોએ પોતપોતાની બુદ્ધિપ્રમાણે અજ્ઞાનથી કલ્પી કાઢેલાં છે, અને તે ક્ષુદ્ર ફળ આપે છે. કાળે કરીને પ્રલયસમયે નાશ પામેલી આ વેદ નામની વાણી મેં પૂર્વે બ્રહ્માને કહી હતી, કે જે વાણીમાં મારું મનન કરાવનારો ધર્મ

રહેલો છે. તે વેદાત્મક વાણી બ્રહ્માએ પોતાના વડા પુત્ર મનુને કહી હતી અને તેમની પાસેથી ભૃગુ વિગેરે સાત મોટા બ્રહ્મર્ષિઓ શિખ્યા હતા. તે પ્રજાપતિઓની પાસેથી તેઓના પુત્ર, દેવતાઓ, દાનવો, યક્ષો, મનુષ્યો વિગેરે શિખ્યા હતા. તેઓની પ્રકૃતિઓ [1]સત્ત્વગુણી, રજોગુણી અને તમોગુણી હોવાથી ઘણા પ્રકારની હોય છે, અને તે વાસનાઓને લીધે તે પ્રાણીઓનાં જૂદાં જૂદાં શરીરો તથા ભિન્ન ભિન્ન બુદ્ધિઓ થયેલી છે, કે જેથી તે સર્વ લોકોએ પોતપોતાની બુદ્ધિ અનુસાર વેદના ભિન્ન ભિન્ન અર્થો કર્યા છે. આ પ્રમાણે કેટલાંએક મનુષ્યોની બુદ્ધિઓ સ્વભાવના વિચિત્રપણાને લીધે જૂદી હોય છે. કેટલાંએક મનુષ્યો ભણેલાં ન હોય છતાં પણ ઉપદેશની પરંપરાને લીધે તેઓની બુદ્ધિઓ જૂદીજ હોય છે; અને કેટલાંએકની બુદ્ધિઓ વેદવિરુદ્ધ[2] પાખંડમતને અનુસરનારી હોય

---

१ सत्त्वं रजस्तम इति गुणाः प्रकृतिसंभवाः ।
निवध्नंति महावाहो देहे देहिनमव्ययम् ॥

અર્થઃ—હે મહાબાહુ અર્જુન! સત્ત્વ, રજ અને તમ એ ત્રણે ગુણો પ્રકૃતિથીજ ઉત્પન્ન થયેલા હોઇને અવિનાશી એવા પુરુષનું આ દેહમાં બંધન કરે છે. ગીતા.

२ यामिमां पुष्पितां वाचं प्रवदंत्यविपश्चितः ।
वेदवादरताः पार्थ नान्यदस्तीति वादिनः ॥
कामात्मानः स्वर्गपरा जन्मकर्मफलप्रदाम् ।
क्रियाविशेषबहुलां भोगैश्वर्यगतिं प्रति ॥
भोगैश्वर्यप्रसक्तानां तयापहृतचेतसाम् ।
व्यवसायात्मिका बुद्धिः समाधौ न विधीयते ॥

અર્થઃ—હે પાર્થ! વેદવચનના ઉપર ઉપરના શબ્દાર્થમાંજ લીન થઇને, તે સિવાય કશુંજ નથી એમ કહેનારા અજ્ઞાનીઓ સકામ બુદ્ધિથી સ્વર્ગનો

છે. હે પુરુષશ્રેષ્ઠ ઉદ્ધવ ! આ પ્રમાણે મારી માયાવડે મોહિત બુદ્ધિવાળા પુરુષો પોતાનાં કર્મો[1] અને પોતાની ઇચ્છા પ્રમાણે નાના પ્રકારનાં કલ્યાણનાં સાધનો કહે છે. મીમાંસક લોકો ધર્મને; સાહિત્યશાસ્ત્રીઓ [2]યશને; વાત્સ્યાયનાદિક કામશાસ્ત્રીઓ[3]

માર્ગ ગ્રહણ કરવા પ્રયત્ન કરે છે, અને ભોગ, ઐશ્વર્ય મેળવવા માટે વારંવાર જન્મરૂપી કર્મફળ આપનારી ક્રિયાઓ જેમાં છે એવાં વાક્યોનીજ સ્તુતિ કરે છે, પણ તે સ્તુતિરૂપ વાણીથી હણાયલા ચિત્તવાળા અને તેથીજ એવા પ્રકારનો ઉપર ઉપરનો અર્થ કરી ભોગ અને ઐશ્વર્યમાં લીન થયેલા મૂર્ખાઓની નિશ્ચયાત્મક બુદ્ધિ સમાધિમાં સ્થિર રહેતી નથી. ગીતા.

१ मोक्षार्थी न प्रवर्तेत तत्र काम्यनिषिद्धयोः ।
नित्यनैमित्तिके कुर्यात् प्रत्यवायजिहासया ॥

અર્થ:—મોક્ષ મેળવવાની ઇચ્છા કરનારે સકામ અને નિષિદ્ધ કર્મ કરવા પ્રવૃત્ત થવું નહીં, પરંતુ દોષ ન લાગે એ હેતુથી નિત્ય નૈમિત્તિક કર્મ માત્ર કરતા રહેવું. (મીમાંસકનો મત.)

२ यावत्कीर्तिर्मनुष्यस्य पुण्या लोकेषु गीयते ।
तावद्वर्षसहस्राणि स्वर्गलोके महीयते ॥

અર્થ:—જ્યાં સુધી મનુષ્યની નિર્મળ કીર્તિ લોકોમાં ગાવામાં આવે છે, તેટલા હજાર વર્ષ તે સ્વર્ગલોકમાં આનંદથી રહે છે.

(અલંકારશાસ્ત્રકારનો મત.)

३ शास्त्रमर्यादात्यागपूर्वकं भोजनं विषयोपभोगमेव पुरुषार्थं वदन्ति ।
भस्मीभूतस्य देहस्य पुनरागमनं कुतः ॥
तस्मात्सर्वप्रयत्नेन ऋणं कृत्वा घृतं पिबेत् ॥ इति वचनात् ।

અર્થ:—શાસ્ત્રની મર્યાદા છોડી ભોજન કરવું અને વિષય ભોગવવા એજ પુરુષાર્થ છે, એમ કેટલાક કહે છે, કારણ શરીર બળીને રાખ થયા પછી આવો નરદેહ ફરીને ક્યાંથી મળશે ? માટે બને ત્યાં સુધી કર્જ કરીને પણ ઘૃત વિગેરે પી લેવું સારું. (નાસ્તિકોનો મત.)

કામને; યોગશાસ્ત્રીઓ સત્ય, દમ અને શમને; રાજનીતિ રચનારાઓ ઐશ્વર્યને; ચાર્વાકમતાનુયાયી લોકો દાનને અને ભોગને તથા બીજા કેટલાએક યજ્ઞ, તપ, દાન, વ્રત, નિયમ તથા યમને પુરુષાર્થ કહે છે. આ સર્વ પુરુષોને કર્મ કરવાથી જે લોકો મળે છે, તે લોકો આદિ અને અંતવાળા, પરિણામે દુઃખદાયી, તુચ્છ આનંદવાળા[1] અને શોકથી[2] વ્યાપ્ત હોય છે. હે સભ્ય ઉદ્ધવ ! માટે ભક્તિ સર્વ કરતાં શ્રેષ્ઠ છે. મારે વિષે ચિત્ત રાખનારા તથા બીજા સર્વ વિષયો ઉપર તૃષ્ણારહિત થયેલા પુરુષને મારાપર આનન્દસ્વરૂપની સ્ફુરણાથી જે સુખ મળે છે, તે સુખ [3]વિષયોમાં લાગી રહેલા પુરુષોને ક્યાંથી મળે ? બીજાઓને જ્યારે સર્વાધિક સુખ મળે છે ત્યારે મારા ભક્તને સંપૂર્ણ સુખ મળે છે. કોઇપણ વસ્તુની દરકાર ન કરનારા, અંત-

१ सदृशं चेष्टते स्वस्याः प्रकृतेर्ज्ञानवानपि ।
प्रकृतिं यांति भूतानि निग्रहः किं करिष्यति ॥

અર્થ:—મનુષ્ય ગમે તેટલો જ્ઞાનવાળો અને નિશ્ચયી હોય તો પણ તે પોતાની પ્રકૃતિ પ્રમાણે વર્તે છે. તેમજ સર્વ ભૂતમાત્ર પોને પોતાની પ્રકૃતિ પ્રમાણે વર્તે છે, ત્યારે આગ્રહપૂર્વક 'અમુક કરવું નથી' એમ તેણે નિશ્ચય કર્યો હોય તો પણ તેનો શો ઉપયોગ ? ગીતા.

२ यत्कृतं तन्नश्वरमिति व्याप्तिः ॥

અર્થ:—જે કરેલું છે તે નાશવંત છે એમ સમજવું.

બાલપ્રબોધિની.

३ बाह्यस्पर्शेष्वसक्तात्मा विन्दत्यात्मनि यत्सुखम् ।
स ब्रह्मयोगयुक्तात्मा सुखमक्षय्यमश्नुते ॥

અર્થ:—જેનું અંતઃકરણ શબ્દસ્પર્શાદિ બાહ્ય વિષયોમાં ગયું નથી અને જે બ્રહ્મમય થયેલ છે એવો યોગ-યુક્ત પુરુષજ અક્ષય્ય સુખનો ઉપભોગ કરી શકે છે. ગીતા.

રિંદ્રિયોનો નિગ્રહ કરનારા, શાંત, સમદૃષ્ટિવાળા અને મારા ધ્યાન-વડેજ મનમાં સંતોષ રાખનારા પુરુષને સર્વ દિશાઓ સુખકારી થઇ પડે છે. મારા વિષે મનને અર્પણ કરનારા ભક્તજનો મારા વિના બીજા બ્રહ્માની પદવીને, ઇન્દ્રના આસનને, ચક્રવર્તિપણાને પાતાલના રાજ્યને, પોતાની સિદ્ધિઓને અથવા તો મુક્તિને, એમ કોઇપણ પદાર્થને ઇચ્છતા નથી.

ઇતિ ભક્તિપ્રકરણમાં અધ્યાય ૫ મો સંપૂર્ણ.

---

## અધ્યાય ૬ ઠ્ઠો.

---

### ભક્તિયોગના પ્રકાર. (૩-૨૯).

**देवहूतिरुवाच—**

**भक्तियोगस्य मे मार्गं ब्रूहि विस्तरतः प्रभो ॥ २ ॥**

દેવહૂતિ કહે છેઃ–હે પ્રભુ કપિલ! ભક્તિયોગ સર્વથી શ્રેષ્ઠ છે, તેમ તમારું કહેવાનું પ્રયોજન છે, તો મને વિસ્તારથી ભક્તિ-યોગનો માર્ગ કહો.

શ્રીકપિલભગવાન્ કહે છેઃ–હે માતા! ઘણા માર્ગોને લીધે ભક્તિમાર્ગ ઘણા પ્રકારનો કહેવાય છે, તેમ સ્વભાવરૂપી સત્ત્વ, રજ તથા તમની ભિન્ન ભિન્ન વૃત્તિઓવડે પુરુષોના અભિપ્રાયોમાં પણ ભેદ પડે છે; અર્થાત્ પુરુષોના સંકલ્પો પણ ગુણ પ્રમાણે ભિન્ન ભિન્ન હોય છે. જેઓ કોઇને પીડા કરવાના વિચારથી, કપટ કરવાના વિચારથી અથવા તો પરનો ઉત્કર્ષ સહન ન કર-વાથી, ક્રોધ કરીને તથા ભેદદૃષ્ટિ રાખીને પ્રતિમાદિકમાં મારી

પૂજા કરે છે તેઓ ત્રણ જાતના તામસિક ભક્ત કહેવાય છે; જેઓ વિષયોની ઇચ્છાથી અથવા તો યશની ઇચ્છાથી અથવા તો ઐશ્વર્યની ઇચ્છાથી ભેદ રાખીને પ્રતિમાદિકમાં મારું પૂજન કરે છે, તેઓ ત્રણ પ્રકારના રજોગુણી ભક્ત કહેવાય છે; અને જેઓ પાપ નાશ કરવા માટે કર્મો અર્પણ કરીને, 'ઇશ્વરને પ્રસન્ન કરવા માટે ઇશ્વરનું યજન કરવું જોઇએ, તે વિના કર્મો નિષ્ફળ થાય છે,' એમ માની તે માટે ભેદદૃષ્ટિ રાખીને મારી મૂર્તિ વિગેરેમાં ભક્તિ કરે છે તે સત્ત્વગુણી ભક્ત; એમ ત્રણ પ્રકારના, સત્ત્વગુણી, રજોગુણી તથા તમોગુણી ભક્ત કહેવાય છે. મારા ગુણો સાંભળતાંજ ગંગાજલની જેમ સાગરના તરફ અવિચ્છિન્ન ગતિ થાય છે, તેમ સર્વના અંતર્યામિરૂપ જે હું પુરુષોત્તમ તેને વિષે મનુષ્યના મનની અવિચ્છિન્ન ગતિ થાય છે, તેને નિર્ગુણ ભક્તિ સમજવી. આ નિર્ગુણ ભક્તિયોગનું લક્ષણમેં તમને કહ્યું. જેઓ ભક્તિ કરવાની ઇચ્છાવાળા હોય છે તેઓને હું સાલોક્ય ( મારી સાથે એકલોકમાં વાસ ), સાર્ષ્ટિ ( મારા જેવું ઐશ્વર્ય ), સામીપ્ય ( મારી પાસે રહેવું ), સારૂપ્ય ( મારા જેવું રૂપ ) અને એકત્વ ( મારા સ્વરૂપમાં મળી જવું ) એ આપું છું, તો પણ તેઓ મારી સેવા વિના બીજું કંઇપણ લેતા નથી; અને તેજ નિર્ગુણ ભક્તિયોગ કહેવાય છે, કે જે ભક્તિયોગથી મનુષ્ય ત્રિગુણાત્મક સંસારનો ત્યાગ કરીને પરબ્રહ્મને પામે છે. વળી ' શ્રદ્ધાદિકની સાથે નિત્ય નૈમિત્તિક સ્વધર્મ પાળવો, જેમાં બહુ હિંસા ન હોય તેવી ( પંચરાત્રમાં કહેલી ) નિષ્કામ ક્રિયાઓ નિત્ય કરવી, મારી પ્રતિમા વિગેરેનાં નિત્ય દર્શન કરવાં, તેનો સ્પર્શ કરવો, તેની પૂજા કરવી, સ્તુતિ કરવી તથા પ્રણામ વિગેરે કરવા, પ્રાણિમાત્રમાં મારી ભાવના કરવી, વૈરાગ્ય રાખવો, મહાત્મા પુરુષોને બહુજ માન આપવું, દીન ઉપર દયા કરવી, પોતાના સમાન સાથે મિત્રતા કરવી, યમ-નિયમ પાળવા, જ્ઞાન

આપનારાં શાસ્ત્રો[1] સાંભળવાં, મારાં નામ લેવાં, સરળતા રાખવી, સાધુ પુરૂષોનો સંગ કરવો,' આટલા ગુણો ધારણ કરવાથી મારા ભક્તનું અંતઃકરણ સંપૂર્ણ રીતે શુદ્ધ થાય છે અને પુરુષનું શુદ્ધ અંતઃકરણ મારા ગુણો સાંભળતા માત્રમાંજ મારા પ્રત્યે પરિશ્રમ વિના આવે છે. પવન જેને એક ઠેકાણેથી બીજે ઠેકાણે ખેંચી જાય છે, તે ગંધ જેમ પોતાના સ્થાનકમાંથી નાસિકાની પાસે પોતાની મેળે આવે છે, તેમ વિકારરહિત તથા ભક્તિયોગમાં પરાયણ થયેલું મન પણ મારા સ્વરૂપની પાસે આવે છે. હું સર્વ પ્રાણીઓમાં સદા અંતર્યામિરૂપે રહેલો છું, છતાં મનુષ્ય મારી અવજ્ઞા કરીને મૂર્તિની પૂજા કરે તો તે વ્યર્થ પ્રયત્ન કરે છે એમ જાણવું. હું કે જે સર્વ પ્રાણીઓમાં આત્મારૂપે તથા ઇશ્વરરૂપે રહું છું, તેની ઉપેક્ષા કરીને જે મનુષ્ય મૂર્ખપણાથી મૂર્તિમાં મારી પૂજા કરે છે તે રાખમાંજ ઘી હોમે છે, એમ સમજવું. વળી સર્વની કાયામાં રહેનાર જે હું તેનો દ્વેષ કરનાર, [2]અભિમાની, ભેદદૃષ્ટિવાળા તથા પ્રાણીઓની સાથે વૈર કરનારા મનુષ્યનું ચિત્ત, મૂર્તિપૂજા કર્યા છતાં પણ શાંતિ પામતું નથી. હે નિર્દોષ માતા!

---

१ श्रद्धावांल्लभते ज्ञानं तत्परः संयतेंद्रियः ।
ज्ञानं लब्ध्वा परां शांतिमचिरेणाधिगच्छति ॥

અર્થઃ—ઇંદ્રિયનિગ્રહ કરી ગુરુ અને શાસ્ત્ર ઉપર શ્રદ્ધા રાખી જે ભાવિક રહે છે તેને જ્ઞાન પ્રાપ્ત થાય છે, અને જ્ઞાન થવાથી તેને તુરતજ મોક્ષરૂપી શાંતિ મળે છે. ગીતા.

२ देहाभिमाने गलिते विज्ञाते परमात्मनि ।
यत्रयत्र मनो याति तत्रतत्र समाधयः ॥

અર્થઃ—દેહાદિકનું અભિમાન જ્યારે નષ્ટ થાય અને પરમાત્માનો સાક્ષાત્કાર થાય ત્યારે તેથી મન જ્યાં જ્યાં જાય ત્યાં ત્યાં તેને સમાધિ રહે છે.

ભગવાન્ શંકરાચાર્ય.

મનુષ્ય નાના મોટા પદાર્થોની સામગ્રી બનાવીને, તેનાથી મારી મૂર્તિની સેવા કરતો હોય તો પણ તે જો પ્રાણીઓની નિંદા કરતો હોય તો હું તેના ઉપર પ્રસન્ન થતો નથી. મનુષ્ય જ્યાં સુધી સર્વ પ્રાણીઓમાં વાસ કરનારા પરમાત્માને પોતાના હૃદયમાં રહેલા છે, એમ જાણતો નથી, ત્યાં સુધી તેણે પોતાના વર્ણને અનુસરતાં કર્મો કરીને પ્રતિમા વિગેરેમાં ઇશ્વરનું પૂજન કરવું. જે મનુષ્ય પોતામાં અને પારકામાં જરાપણ અંતર રાખે છે, તે ભેદદૃષ્ટિવાળા મનુષ્યને હું [1]મૃત્યુરૂપે ભયંકર ભય ઉત્પન્ન કરું છું, માટે સર્વ પ્રાણીઓમાં અતર્યામિરૂપે વાસ કરનારો જે હું તેની દાન, માન, મૈત્રી તથા [2]સમદૃષ્ટિથી મનુષ્યે પૂજા કરવી.

ઇતિ ભક્તિપ્રકરણમાં અધ્યાય ૬ ઠ્ઠો સંપૂર્ણ.

---

१ उदरमंतरं कुरुतेऽथ तस्य भयं भवति ॥

અર્થઃ—ઇશ્વરથી હું ( આત્મા ) જુદો છું, એમ જે જાણે છે તેને ભય ઉત્પન્ન થાય છે, એટલે તે જન્મ-મરણરૂપી યંત્રના ફેરામાં ભ્રમણ કર્યા કરે છે. શ્રુતિ.

२ अद्वेष्टा सर्वभूतानां मैत्रः करुण एव च ।
निर्ममो निरहंकारः समदुःखसुखः क्षमी ॥
संतुष्टः सततं योगी यतात्मा दृढनिश्चयः ।
मय्यर्पितमनोबुद्धिर्यो मे भक्तः स मे प्रियः

અર્થઃ—કોઇપણ ભુતમાત્રનો દ્વેષ ન કરતાં સર્વ પ્રાણિમાત્ર સાથે મૈત્રી રાખી તેમના પર દયા કરનાર, મમત્વ તથા અભિમાનરહિત, સુખદુઃખ સરખું સમજનાર, ક્ષમાશીલ, સંતુષ્ટ રહેનાર, યોગનિષ્ઠ, જિતેંદ્રિય, આત્મામાં દૃઢ નિશ્ચય રાખનાર અને મારામાંજ મન, બુદ્ધિ રાખનાર જે મારો ભક્ત છે તે મને પ્રિય છે. ગીતા.

## અધ્યાય ૭ મો.

---

### ભગવાનને ભક્તિજ પ્રિય છે. (૧૧-૧૧)

**उद्धव उवाचः—**

**एतन्मे पुरुषाध्यक्ष लोकाध्यक्ष जगत्प्रभो ॥**
**प्रणतायाऽनुरक्ताय प्रपन्नाय च कथ्यताम् ॥ २७ ॥**

ઉદ્ધવજી કહે છે:—હે જીવોના અધ્યક્ષ! હે લોકોના અધ્યક્ષ! હે જગત્‌ના અધ્યક્ષ! આ વાત અતિ ગુહ્ય છે, માટે હું જે તમને પ્રણામ કરું છું અને તમારા ઉપર પ્રેમ ધરાવી તમારે શરણે આવ્યો છું, તેને આપ એ કહો. હે ભગવન્! તમે પરબ્રહ્મ છો; આકાશની પેઠે સર્વ સાથે અસંગ છો; પ્રકૃતિથી પર છો; ઇચ્છા પ્રમાણે જૂદાં જૂદાં શરીર ધારણ કરનારા આપ ભક્તની ઇચ્છાથી અવતર્યા છો, માટે 'આપ સાધુ કોને કહો છો અને સાધુઓને આપની કેવી ભક્તિ કરવી માન્ય છે?' તે મારા પ્રશ્નનો આપ ઉત્તર આપો.

શ્રીભગવાન્ બોલ્યાઃ—સાધુ પુરુષમાં નિચે પ્રમાણે બત્રીસ લક્ષણો હોય છે.

સાધુપુરુષનાં લક્ષણોઃ—પારકા દુઃખને સહન ન કરનાર, સર્વ પ્રાણીઓનો દ્રોહ ન કરનાર, ક્ષમાવંત, સત્યવાદી, ઇર્ષાદિકથી રહિત, સુખદુઃખમાં સમાન રહેનાર, શક્તિપ્રમાણે સર્વનો ઉપકાર કરનાર, વિષયોથી અક્ષોભ્ય મનવાળો, ઇંદ્રિયોનો વિજય કરનાર, કોમળ મનવાળો, સદાચારી, પરિગ્રહરહિત, લૌકિક સુખને માટે કંઇપણ પ્રયત્ન ન કરનાર, મિતાહારી, શાંત,

સ્વધર્મમાં દૃઢ બુદ્ધિવાળો, માત્ર મારોજ આશ્રય કરનાર, આત્મતત્ત્વનું મનન કરનાર, સાવધાન, વિકારરહિત, દુઃખવખતે ધીરજ ધરનાર, ક્ષુધા, તૃષા, શોક, મોહ, જરા અને મૃત્યુને પોતાને વિષે ન માનનાર, માનની ઇચ્છા ન ધરનાર, બીજાઓને માન આપનાર, ઉપદેશ કરવામાં કુશળ, કોઇને પણ નહીં ઠગનાર, દયાથીજ સર્વ કાર્ય કરનાર તથા વિવેકી જે હોય તેને સાધુ–મહાત્મા પુરુષ જાણવો.

વેદ મારું સ્વરૂપ છે અને તેણે ઉપદેશ કરેલા સ્વધર્મો પાળવાથી અંતઃકરણની શુદ્ધિ થાય છે અને ન પાળવાથી તેમ થતું નથી, એમ જાણવા છતાં પણ તે સ્વધર્મો પ્રભુના ધ્યાનમાં વિક્ષેપ કરનારા છે, આમ ધારીને તથા ઉપર કહેલા ગુણો અને દોષો જાણીને મારા કહેલા સર્વ સ્વધર્મોનો ત્યાગ કરી, જે મને ભજે તેને ઉત્તમ સાધુ જાણવો. હું કે જે દેશકાલાદિકના માપથી રહિત છું, સર્વનો આત્મા છું, સચ્ચિદાનંદ છું, તેને જાણીને અથવા તો મનન આદિકથી સારી રીતે જાણીને જેઓ એકાંત ભક્તિથી ભજે છે, તેઓને હું ઉત્તમ ભક્તો જાણું છું. હવે હું ભક્તિનું લક્ષણ કહું છું તે સાંભળો.

ભક્તિનાં લક્ષણોઃ—મારી મૂર્તિઓનાં તથા મારા ભક્તોનાં દર્શન[1] કરવાં, સ્પર્શ કરવો તથા પૂજન કરવું; વળી તેઓની સેવા કરવી, સ્તુતિ કરવી, તેઓની આગળ સરલતાથી રહેવું અને તેઓનાં

---

[1] दर्शनादर्चनादस्य त्रिसप्तकुलसंयुताः ।
अज्ञा मुक्तिपदं यांति किं पुनस्तत्परायणाः ॥

અર્થઃ—સાધુનાં દર્શનથી અને સેવાથી અજ્ઞાની લોકો પણ પોતાની એકવિશ પેઢી સાથે મુક્તિ પામે છે, તો જેઓ બ્રહ્મનિષ્ઠ છે તેમને વિષે તો કહેવાનુંજ શું ! અર્થાત્ તેઓ તો અવશ્ય મુક્તિ પામે છે.

ગુણ અને કર્મોનાં વખાણ કરવાં. હે ઉદ્ધવ! મારી કથા સાંભળવા ઉપર શ્રદ્ધા રાખવી, મારું ધ્યાન કરવું, જે કંઇ મળે તે સર્વ મને અર્પણ કરવું, દાસપણાથી શરીર પણ મને અર્પણ કરવું, મારાં જન્મ તથા કર્મનું વર્ણન કરવું, મારા જન્માષ્ટમી આદિક ઉત્સવોને અનુમોદન આપવું, ગીત, નૃત્ય તથા વાજાં વગાડવાં અને સભાઓ કરીને મારા મંદિરમાં ઉત્સવ કરવો, વર્ષમાં જે જે ઉત્સવોનાં પર્વ આવે તે તે પર્વે યાત્રા કરવી, તથા મોટાં નૈવેદ્યો કરવાં; વેદની અથવા તો તંત્રની દીક્ષા ગ્રહણ કરવી, મારાં વ્રત ધારણ કરવાં, મારી મૂર્તિઓના સ્થાનમાં શ્રદ્ધા રાખવી તથા મારે માટે ફૂલનાં ને ફળનાં ઉપવનો કરવાં; વિહારસ્થાનો બાંધવામાં તથા નગર અને મંદિર બાંધવાના કામમાં શક્તિ હોય તો પોતે આશ્રય આપવો અને શક્તિ ન હોય તો બીજાઓની સાથે એકઠા થઇને ઉદ્યમ કરવો; કપટ વિના વાસીદું વાળવું, લીંપવું, પાણી છાંટવું, મંડળો ભરવાં વિગેરે કર્મોથી દાસની પેઠે મારા મંદિરની સેવા કરવી, અભિમાન રાખવું નહીં, દંભ રાખવો નહીં અને કરેલું કામ ગાઇ બતાવવું નહીં; મને અર્પણ કરેલા સ્થાવર પદાર્થો પોતે ઉપયોગમાં લેવા નહીં, બીજા દેવતાઓને અર્પણ કરેલા પદાર્થો મારી પૂજાના ઉપયોગમાં લેવા નહીં અને લોકમાં જે જે વસ્તુ પોતાને ઘણીજ ગમતી હોય તથા જે જે વસ્તુ પોતાને અત્યંત પ્રિય હોય, તે તે વસ્તુ મને નિવેદન કરવી. આ પ્રમાણે નિવેદન કરેલી તે વસ્તુ અનંત[1] ફળ આપે છે.

---

१ षड्भिर्मासोपवासैस्तु यत्फलं परिकीर्तितम् ।
विष्णोर्नैवेद्यसिक्थेन तत्फलं भुंजतां कलौ ॥

हृदि रूपं मुखे नाम नैवेद्यमुदरे हरेः ।
पादोदकं च निर्माल्यं मस्तके यस्य सोऽच्युतः ॥

અર્થઃ—૭ મહિના ઉપવાસ કરતાં જે ફળ મળે છે તે ફળ કલિ-

હે ઉદ્ધવ ! સૂર્ય, અગ્નિ, બ્રાહ્મણ, ગાય, વૈષ્ણવ, હૃદયાકાશ, પવન, પાણી, પૃથિવી, પોતાનો આત્મા તથા સર્વે પ્રાણીઓ—આ અગીઆર મારી પૂજા કરવાનાં સ્થાન છે. હે ઉદ્ધવ ! વેદમાં કહેલાં સૂક્તોથી સૂર્યમાં મારું પૂજન કરવું, ઘાસ વિગેરેથી ગાયોમાં મારું પૂજન કરવું, હૃદયાકાશમાં ધ્યાનનિષ્ઠાથી મારું પૂજન કરવું, પ્રાણદૃષ્ટિથી વાયુમાં મારું પૂજન કરવું, જળાદિક વસ્તુઓથી તર્પણ કરીને જળમાં મારું પૂજન કરવું, જૂદા જૂદા ભોગો આપીને આત્મામાં મારું પૂજન કરવું, સર્વ પ્રાણીઓમાં હું ક્ષેત્રરૂપે રહેલો છું એમ માની સર્વત્ર સમદૃષ્ટિ રાખીને મારું પૂજન કરવું. આ સ્થાનોમાં શંખ, ચક્ર, ગદા અને પદ્મ ધારણ કરનારા, ચાર ભુજાવાળા તથા શાંત એવા મારા સ્વરૂપનું ધ્યાન કરવું, જિતેંદ્રિય રહેવું અને મંત્રમાં કહેલા વિધિ પ્રમાણે મારું પૂજન કરવું. જે જિતેંદ્રિય પુરુષ યજન કરીને તથા વાવ કૂવા વિગેરે ખોદાવીને ઉપર કહ્યા પ્રમાણે મારું પૂજન કરે છે, તેને મારા ઉપર ભક્તિ થાય છે અને ઉત્તમભક્તિવાળા સાધુ પુરુષની સેવાથી તે મારું જ્ઞાન મેળવે છે. હે ઉદ્ધવ ! ઘણું કરીને સત્સંગથી થતા ભક્તિયોગ વિના સંસાર તરવાનો બીજો કોઇ ઉત્તમ ઉપાય નથી. હું સત્પુરુષોનો આશ્રય છું, માટે સત્પુરુષોનો સમાગમ કરવાથી મારી તુરત પ્રાપ્તિ થાય છે.

ઇતિ ભક્તિપ્રકરણમાં અધ્યાય ૭ મો સંપૂર્ણ.

---

યુગમાં વિષ્ણુ ભગવાનને અર્પણ કરેલાં નૈવેદ્યમાંથી એક ભાગ ભક્ષણ કરનારને મળે છે. જે માણસ હૃદયમાં શ્રીહરિનું રૂપ, મુખમાં નામ, ઉદરમાં નૈવેદ્ય અને ચરણામૃત, અને મસ્તક ઉપર નિર્માલ્ય ચડાવે છે તે સાક્ષાત્ અચ્યુતજ કહેવાય છે. શ્રીધર.

# અધ્યાય ૮ મો.



## દાંભિક ભક્તિનું વર્ણન. (૧૦-૮૭)

श्रुतय ऊचुः—

यदि न समुद्धरंति यतयो हृदि कामजटा
दुरधिगमोऽसतां हृदिगतोऽस्मृतकंठमणिः ॥
असुतृपयोगिनामुभयतोप्यसुखं भगव-
न्ननपगतान्तकादनधिरूढपदाद्भवतः ॥ २६ ॥

શ્રુતિઓ કહે છેઃ—જે ઉપર જણાવ્યા પ્રમાણે ભગવાનનું સેવન કરે છે, તે સંસારના બંધનમાંથી[1] છુટે છે અને બીજાઓ સંસારમાં જન્મમરણ પામે છે, એમ કહ્યું. હવે જેઓ સંસારનો સંગ ત્યાગ કરીને, ભગવાનના માર્ગમાં પ્રવૃત્ત થયા છતાં પણ, ઓકી કાઢેલું ખાનારા પુરુષની પેઠે, પાછી તજી દીધેલી કામનાઓને સેવે છે, તેઓ ભગવાનને પામતા નથી, તેમ આ લોકમાં પણ, તેઓ સુખ પામતા નથી, કિંતુ નિંદ્ય યોનિમાં અવતાર લે છે, આમ શોચ કરતી શ્રુતિઓ "**कामान् यः कामयते**—જે પુરુષ કામનાની ઇચ્છા કરે છે," ઇત્યાદિક કહે છેઃ—હે મહારાજ! જેઓ

१ लभंते ब्रह्मनिर्वाणमृषयः क्षीणकल्मषाः ।
छिन्नद्वैधा यतात्मानः सर्वभूतहिते रताः ॥

અર્થઃ—હે અર્જુન! જેમનાં પાપ નાશ પામેલાં છે એવા અને સંશય દૂર કરી આત્મનિગ્રહ દ્વારા સર્વ પ્રાણીનું હિત કરનારા ઋષિઓ—સાધુપુરુષો અખંડ બ્રહ્મસુખને પ્રાપ્ત કરે છે.

ગીતા.

સર્વ સંગનો ત્યાગ કરીને સંન્યાસી[1] થયા છતાં પોતાના હૃદયમાં રહેલી કામવાસનાને ઉખેડી નાંખતા નથી, તે દુષ્ટ વાસનાવાળા સંન્યાસીઓના હૃદયમાં રહેલા તમે, જેમ કોઇએ કંઠમાં મણિ પહેરેલો હોય, તે પુરુષ તે મણિને વિસરી જાય અને તેની શોધ કરવા માંડે તો પણ તેને જેમ કોઇ પણ ઠેકાણેથી મણિ મળતો નથી, તેમજ તમે પણ તે દુષ્ટ સંન્યાસીઓને પ્રાપ્ત થતા નથી. કામવાસનાવાળા સંન્યાસીઓનો એટલેથીજ છુટકો નથી, પરંતુ ઇન્દ્રિયોને તૃપ્ત કરવામાં તત્પર રહેનારા દાંભિક[2] યોગીઓને આ લોકમાં તેમજ પરલોકમાં દુઃખ મળે છે. તે એ રીતે કે, કદી પણ મટનાર નહીં એવા મૃત્યુરૂપ આપથી આ લોકમાં દુઃખ મળે છે અને જેમનું સ્વરૂપ પ્રાપ્ત થતું નથી એવા આ આપથી પરલોકમાં ભય મળે છે, અર્થાત્ લોકોને રંજન કરવા, ધન મેળવવું વિગેરે કષ્ટોથી તથા ભોગવિલાસ બહારના લોકોના જાણવામાં આવશે એવા ભયથી, આ લોકમાં કષ્ટ ભોગવે છે અને પરલોકમાં વર્ણાશ્રમધર્મથી ભ્રષ્ટ થવાને લીધે નરકદુઃખ પામે છે. સંન્યાસીઓને કંઇ પણ કર્તવ્યકર્મ હોતું નથી, તે તો પોતાના પ્રારબ્ધ કર્મને આધીન થઇને

---

१ अनाश्रितः कर्मफलं कार्यं कर्म करोति यः ।
स संन्यासी च योगी च न निरग्निर्न चाक्रियः ॥

અર્થઃ—કર્મફળ ઉપર આશા ન રાખતાં જે કર્તવ્યકર્મ કરે છે તેજ સંન્યાસી અને તેજ યોગી છે, પરંતુ જેણે અગ્નિકાર્ય કિંવા યોગસાધન છોડી દીધાં હોય તેજ સંન્યાસી કે યોગી કહેવાતો નથી. ગીતા.

२ कर्मेंद्रियाणि संयम्य य आस्ते मनसा स्मरन् ।
इंद्रियार्थान्विमूढात्मा मिथ्याचारः स उच्यते ॥

અર્થઃ—કર્મેન્દ્રિયોનો નિગ્રહ કરી જે મૂર્ખ મનથી સ્મરણ કરતો વિષયોનું ચિંતન કરે છે તેને ઢોંગી સમજવો. ગીતા.

સુખનો ઉપભોગ કરે છે, માટે આ લોકમાં અને પરલોકમાં તેને સુખ નથી. જે પુરુષને ભગવાનના સ્વરૂપનું જ્ઞાન થયું છે, તે પુરુષ કર્મફળના આપનાર ઇશ્વર પાસેથી પ્રગટ થયેલાં પોતાનાં પૂર્વજન્મનાં પુણ્યપાપનાં શુભાશુભ ફળને બીલકુલ જાણતા નથી, તેમજ વળી તે વખતે તેઓ દેહાભિમાની લોકોની પ્રવૃત્તિ-નિવૃત્તિ કરાવનારી વિધિનિષેધરૂપ વાણીને પણ જાણતા નથી, કારણ કે પ્રત્યેક યુગમાં પ્રગટ થનારા સંપ્રદાય પ્રમાણે પ્રતિ દિવસ તમારું શ્રવણ કરવાથી તમે તે પ્રાણીઓના એક મોક્ષ-ગતિરૂપ થઇ પડો છો. કહેવાનો અભિપ્રાય એ કે, જે પુરુષને તત્ત્વજ્ઞાન થયું છે, તેઓને કર્મના અધિકાર વિષે શંકાજ નથી, અને જેઓ નિત્ય તમારી કથા સાંભળવામાં તત્પર રહે છે, તેઓને પણ તમારી પ્રાપ્તિ થાય છે, પરંતુ બીજા દાંભિક[1] લોકોને આ લોકમાં અને પરલોકમાં દુઃખજ મળે છે.

ઇતિ ભક્તિપ્રકરણમાં અધ્યાય ૮ મો સંપૂર્ણ.

---

१ कामान्यः कामयते मन्यमानः स कर्मभिर्नायते तत्रतत्र ।

અર્થઃ—જે પુરુષ વિષયોના દોષ ધ્યાનમાં ન લેતાં તેના ગુણ તરફ ધ્યાન દઇ તેમના ભોગની ઇચ્છા કરે છે, તે મનુષ્ય તેવી ઇચ્છાથી વિષય-પ્રાપ્તિ માટે તે તે યોનિમાં જન્મે છે, એટલે કામવાસના તેને કર્મ કરાવે છે અને તે કર્મથી તે કામાન્ધ જીવ તે તે યોનિમાં જન્મે છે.

શ્રુતિ.

# અધ્યાય ૯ મો.

## ભગવદ્ભક્તોનાં લક્ષણો. (૧૧-૨)

राजोवाचः—

अथ भागवतं ब्रूत यद्धर्मो यादृशो नृणाम् ।
यथाचरति यद् ब्रूते यैर्लिंगैर्भगवत्प्रिय: ॥ ४४ ॥

નિમિરાજા પૂછે છે:—હે મહારાજ! હવે મને ભગવદ્ભક્તોનું સ્વરૂપ કહો. ભગવદ્ભક્ત કયા ધર્મમાં નિષ્ઠા રાખે? ભગવદ્ભક્તનો કેવો સ્વભાવ હોય? મનુષ્યોમાં ભગવદ્ભક્ત કેવું આચરણ કરે? કેવી રીતે બોલે? અને કયાં ચિહ્નો રાખવાથી ભગવાનને પ્રિય થઇ પડે છે તે કહો.

હરિનામના યોગેશ્વર કહે છે:—"હું ચૈતન્યરૂપ પરબ્રહ્મરૂપે સર્વ પદાર્થોમાં વ્યાપક છું, તેમ સર્વ પદાર્થો મારા પરબ્રહ્મ સ્વરૂપમાં અધ્યાસરૂપે રહેલા છે." આ પ્રમાણે જે જાણે છે, તેને ઉત્તમ ભગવદ્ભક્ત જાણવો; જે મનુષ્ય ઈશ્વર ઉપર પ્રેમ, ઈશ્વરના ભક્તો સાથે [1]મૈત્રી, મૂર્ખો ઉપર કૃપા તથા શત્રુઓ ઉપર ઉપેક્ષા રાખે,

१ अद्वेष्टा सर्वभूतानां मैत्र: करुण एव च ।
निर्ममो निरहंकार: समदु:खसुख: क्षमी ॥
संतुष्ट: सततं योगी यतात्मा दृढनिश्चय: ।
मय्यर्पितमनोबुद्धिर्यो मे भक्त: स मे प्रिय: ॥

અર્થ:—કોઇપણ ભૂતમાત્રનો દ્વેષ ન કરતાં સર્વ પ્રાણિમાત્ર સાથે મૈત્રી રાખી તેમના પર દયા કરનાર, મમત્વ તથા અભિમાનરહિત, સુખદુ:ખને સમાન જાણનાર, ક્ષમાશીલ, સદા સંતુષ્ટ રહેનાર, યોગનિષ્ટ, જિતેન્દ્રિય, આત્મામાં દૃઢનિશ્ચય રાખનાર અને મારામાંજ મન, બુદ્ધિ, રાખનાર જે મારો ભક્ત છે તે મને પ્રિય છે. ગીતા.

તેને મધ્યમ ભગવદ્ભક્ત જાણવો, કારણ કે તે પ્રથમ કરતાં જરાક ભેદબુદ્ધિવાળો હોય છે, તથા જે મનુષ્ય શ્રદ્ધા રાખીને મૂર્તિમાંજ ભગવાન્‌ની પૂજા કરે, પરંતુ ભગવાન્‌ના ભક્તોની પૂજા કરે નહીં, તેને પ્રાકૃત ભગવદ્ભક્ત એટલે ભક્તિનો આરંભ કરનારો જાણવો. ઉત્તમ ભગવદ્ભક્ત ભગવાન્‌માં ચિત્ત લાગેલું હોવાથી વિષયોને ગ્રહણ કરતો નથી અને કદાચ ઇંદ્રિયોથી વિષયોનું ગ્રહણ થઇ જાય છે, તો આ જગત્‌ને ભગવાન્‌ની માયારૂપ માનીને, પ્રતિકૂલ વિષયોનો દ્વેષ કરતો નથી, તેમ અનુકૂલ વિષયોથી પ્રસન્ન થતો નથી, આથી તેને ઉત્તમ ભગવદ્ભક્ત જાણવો. વળી જે પુરુષ ભગવાન્‌નું અવિચ્છિન્ન સ્મરણ રહેવાથી, દેહના ધર્મરૂપ જન્મ-મરણ, પ્રાણના ધર્મરૂપ ક્ષુધા-તૃષા, મનના ધર્મરૂપ ભય, બુદ્ધિના ધર્મરૂપ તૃષ્ણા, અને ઇંદ્રિયોના ધર્મરૂપ પરિશ્રમ વિગેરે સાંસારિક ધર્મોથી મુંઝાય નહીં, તેને ઉત્તમ ભગવદ્ભક્ત જાણવો. જેના ચિત્તમાં કામ, કર્મ અથવા તો વાસનાનાં બીજની ઉત્પત્તિ પણ ન હોય, તથા જેને એક ભગવાન્‌નોજ આશ્રય હોય તેને ઉત્તમ ભગવદ્ભક્ત જાણવો. જે પુરુષને ઉંચા કુળમાં જન્મ થવાનો, તપાદિક કર્મનો, વર્ણનો, આશ્રમનો કે જાતિનો આ દેહ વિષે અહંકાર થતો નથી, તે પુરુષ ભગવાન્‌ને પ્રિય હોય છે. જે પુરુષને ધનમાં પોતાનું કે પારકું આવો ભેદ હોતો નથી, તેમજ દેહમાં હું અને બીજો આવો ભેદ હોતો નથી તથા જે સર્વ પ્રાણીઓ ઉપર સમદૃષ્ટિ રાખે છે અને શાંત હોય છે, તેને ઉત્તમ ભગવદ્ભક્ત જાણવો. જે પુરુષ ત્રણ લોકના વૈભવ માટે ભગવાન્‌માં મન રાખનારા દેવાદિકોને પણ દુર્લભ હોવાથી શોધ કરવા યોગ્ય એવાં ભગવાન્‌નાં ચરણારવિંદના ધ્યાનમાંથી લવ તથા અર્ધનિમેષ પણ ચૂકતો નથી, તેને ઉત્તમ ભગવદ્ભક્ત જાણવો. તૃષ્ણાથી તાપ થતો હોય તો ભગવાન્‌નાં ચરણારવિંદમાંથી ભ્રષ્ટ થવાય છે, પરંતુ ભગવત્સેવાનું સુખ મળવાથી તૃષ્ણાનો તાપ થતોજ નથી. ચંદ્રનો ઉદય થયા પછી જેમ સૂર્યનો તાપ

રહેતો નથી, તેમ ભગવાનૂનાં ઘણાં પરાક્રમી ચરણુની આંગળી- ઓમાં રહેલા નખરૂપ મણિઓની ચંદ્રિકાથી ભક્તના હૃદયનો તૃષ્ણાદિક તાપ મટી જાય છે. તે તાપ પાછો તેને કેવી રીતે પરાભવ કરી શકે ? પરાધીન દશામાં પણ જેમનું નામ લેવાથી જે પાપના પુંજનો નાશ કરે છે તથા પ્રેમરજ્જુવડે જેમનાં ચરણકમળ બંધાઇ ગયાં છે, એવા ભગવાન્ જેના હૃદયમાંથી દૂર ખસતા ન હોય તે પુરુષને ઉત્તમ ભગવદ્ભક્ત જાણવો.

ઇતિ ભક્તિપ્રકરણમાં અધ્યાય ૯ મો સંપૂર્ણ.

---

## અધ્યાય ૧૦ મો.

### ભક્તોની યોગ્યતા. (૧૧-૧૪).

श्रीभगवानुवाचः—

न तथा मे प्रियतम आत्मयोनिर्न शंकरः ॥
नच संकर्षणो न श्रीर्नैवाऽऽत्मा च यथा भवान् ॥ १४ ॥

શ્રીભગવાન્ કહે છે:—હે ઉદ્ધવ ! મને આપ જેવા પ્રિય લાગો છો, તે પ્રમાણે બ્રહ્મા મારા પુત્ર છતાં પણ પ્રિય લાગતા નથી, શંકર મારા સ્વરૂપ છતાં પણ મને પ્રિય લાગતા નથી, બલભદ્ર ભાઇ છતાં પણ મને પ્રિય લાગતા નથી, લક્ષ્મીજી પ્રિય પત્ની છતાં પણ મને પ્રિય લાગતાં નથી, તેમજ મને મારું પોતાનું શરીર પણ પ્રિય લાગતું નથી. હું તૃષ્ણા વિનાના, શાંત, વૈર વિનાના, અને સમદૃષ્ટિવાળા મારા ભક્તના ચરણની રજવડે મારા આત્માને

પવિત્ર કરું, એવી ઇચ્છાથી તેની પાછળ[1] પાછળ ફરું છું. કોઇ પણ વસ્તુનો સંગ્રહ ન કરનાર, મારા ઉપર સ્નિગ્ધ મન રાખનાર, શાંત, નિરભિમાન, સર્વ જીવો ઉપર પ્રેમ રાખનાર તથા વિષયોએ જેઓના મનનો સ્પર્શ કર્યો નથી, એવા મારા ભક્તો મને પ્રસન્ન કરે છે; તેઓજ નિષ્કામ સુખને જાણે છે, બીજાઓ જાણતા[2] નથી. આ તો ઉત્તમ ભક્તની વાત કહી, પરંતુ મારો પ્રાકૃત ભક્ત પણ કૃતકૃત્ય હોય છે. ઇંદ્રિયાધીન મારા પ્રાકૃત ભક્તને વિષયો પોતા તરફ ખેંચે છે, તો પણ તે ઘણું કરીને સમર્થ એવી ભક્તિવડે વિષયોથી પરાભવ પામતો નથી. હે ઉદ્ધવ! મોટી જ્વાલાવાળો અગ્નિ જેમ કાષ્ઠને બાળીને ભસ્મ કરે છે, તેમ મારી ભક્તિ પણ સર્વ પાપોને બાળીને ભસ્મ કરે છે. વળી વૃદ્ધિ પામેલી મારી ભક્તિ મને જે પ્રમાણે વશ કરે છે, તે પ્રમાણે મને યોગ, સાંખ્ય, ધર્મ, વેદાધ્યયન, તપ અથવા તો દાન પણ વશ કરતાં નથી. સર્વમાં પ્રિય આત્મરૂપ હું કેવળ શ્રદ્ધાથી કરેલી ભક્તિ વડેજ સત્પુરુષને વશ થાઉં છું. તેમજ મારી ભક્તિ, ચાંડાલોને પણ જાતિદોષમાંથી પવિત્ર કરે છે. સત્ય અને દયાવાળો ધર્મ તથા તપવાળી વિદ્યા પણ મારી ભક્તિથી રહિત ચિત્ત પુરુષને સંપૂર્ણ રીતે પવિત્ર કરતાં નથી. શરીરમાં જ્યાં સુધી રૂંવાડાં ઉભાં થાય નહીં, ચિત્ત પીગળી જાય નહીં, તથા આનંદાશ્રુનાં ટીપાંઓ પડે

---

૧ मद्भक्ता यत्र गायंति तत्र तिष्ठामि नारद ।

અર્થ:—હે નારદ! મારા ભક્તો જ્યાં મારું ગાન કરે છે ત્યાં હું રહું છું.

૨ मां हि पार्थ व्यपाश्रित्य येऽपि स्युः पापयोनयः ॥
स्त्रियो वैश्यास्तथा शूद्रास्तेऽपि यांति परां गतिम् ॥

અર્થ:—હે અર્જુન! મારો આશ્રય કરનાર, સ્ત્રિયો, વૈશ્ય, શૂદ્ર વિગેરે જે કોઇ પાપયોનિમાં જન્મેલાં હોય તે પણ પરમ ગતિને પામે છે.

ગીતા.

નહીં, ત્યાં સુધી ભક્તિ કેવી રીતે જાણવામાં આવે? અને ભક્તિ વિના અંતઃકરણ કેવી રીતે શુદ્ધ થાય? જે પુરુષની વાણી ગળગળી થઇ જાય, મન વારંવાર પીગળી જાય તથા જે પુરુષ લજ્જા મૂકીને કોઇ વેળા રડે તો કોઇ વેળા હસે, કોઇ વેળા ઉંચા સ્વરથી ગાય તો કોઇ વેળા નાચવા માંડે, તેને મારો ભક્ત જાણવો, અને તે મારી ભક્તિવાળો પુરુષ જગત્‌ને પવિત્ર કરે છે. સુવર્ણ જેમ અગ્નિમાં તપાવવાથી પોતાના મેલનો ત્યાગ કરે છે અને પાછું પોતાના મૂળ સ્વરૂપને પામે છે, તેમ ચિત્ત પણ મારી ભક્તિના યોગથી પોતાની કર્મવાસનાઓનો ત્યાગ કરીને પાછું મારા રૂપ થાય છે. મારી પવિત્ર કથાઓ સાંભળવાથી તથા તેઓનું વર્ણન કરવાથી જેમ જેમ ચિત્ત સ્વચ્છ થતું જાય છે તેમ તેમ સૂક્ષ્મ વસ્તુરૂપ પરબ્રહ્મ તેના જોવામાં આવે છે. દૃષ્ટાંતમાં જેમ જેમ આંજણ આંજવાથી નેત્ર નિર્મળ થતાં જાય છે તેમ તેમ તે ઝીણી વસ્તુ જોઈ શકે છે. જે મનુષ્ય વિષયોનું ચિંતન કર્યા કરે છે, તેનું ચિત્ત વિષયોમાં લાગી રહે છે, તેમ મારું સ્મરણ કરનારાનું ચિત્ત મારે વિષે લાગી રહે છે. બીજાં સાધનો તથા બીજાં ફળો સ્વપ્નની તથા મનોરથની પેઠે મિથ્યા છે, માટે તેઓનો ત્યાગ કરીને મારા ભજનથી શુદ્ધ કરેલા ચિત્તને મારે વિષે સ્થિર કરો. સ્ત્રીઓનો તથા તેના સંગીઓનો સંગ ત્યાગ કરીને આત્મસ્વરૂપમાં નિષ્ઠ થવું અને નિર્ભય તથા એકાંત સ્થળમાં બેસી આળસનો ત્યાગ કરીને મારું ધ્યાન કરવું. સ્ત્રીઓના સંગથી તથા તેઓના સંગી સ્ત્રીલંપટ પુરુષોના સંગથી પુરુષને જેવાં બંધન તથા કલેશ થાય છે તેવાં બંધન કે કલેશ બીજાનો પ્રસંગ કરવાથી થતાં નથી; માટે (મારા ભક્તે) કામશાસ્ત્રના માર્ગોનો ત્યાગ કરવો જોઇએ.

ઇતિ ભક્તિપ્રકરણમાં અધ્યાય ૧૦ મો સંપૂર્ણ.

# અધ્યાય ૧૧ મો.

## ભક્તિ પ્રાપ્ત કરવાનો ઉપાય. (૭-૭)

प्रह्लाद उवाच—

तत्रोपायसहस्राणामयं भगवतोदितः ॥
यदीश्वरे भगवति यथा यैरञ्जसा रतिः ॥ २९ ॥

પ્રહ્લાદ કહે છેઃ—જે ધર્મોથી ભગવાન્ શ્રીહરિ વિષે શ્રમ વિના ભક્તિ થાય, તે ધર્મો હજારો ઉપાયોમાં શ્રેષ્ઠ છે, એમ દેવર્ષિ નારદે કહ્યું હતું. ગુરુની સેવા, ભક્તિ તથા મેળવેલી સર્વ વસ્તુ ભગવાનને અર્પણ કરવી, સાધુઓનો તથા ભક્તોનો સંગ કરવો, ઇશ્વરનું આરાધન કરવું, ભગવાનની કથામાં શ્રદ્ધા રાખવી, ભગવાનનાં ગુણોનાં તથા કર્મોનાં કીર્તન કરવાં, ભગવાનનાં ચરણારવિંદનું ધ્યાન કરવું, તેમની પ્રતિમાઓનાં દર્શન તથા પૂજા આદિક કરવાં, એ સર્વ ધર્મો અંતરંગ સાધનો છે અને તેના વડે ભગવાનની સેવા કરવી. 'ભગવાન્ એવા શ્રીહરિ સર્વ પ્રાણીઓ વિષે રહેલા છે.' આવો વિચાર કરીને મનવડે તે પ્રાણીઓની કામનાઓ પૂરી કરીને સર્વ પ્રાણીઓનો સારી રીતે સત્કાર કરવો. જિતેંદ્રિય પુરુષો એ પ્રમાણે ભગવાન્ ઉપર ભક્તિ કરે છે અને તે ભક્તિથી ભગવાન્ વાસુદેવની પ્રીતિ સંપાદન કરે છે. ભગવાનનાં કર્મો, સર્વ શ્રેષ્ઠ ગુણો અને લીલાવતારોથી કરેલાં પરાક્રમોને સાંભળીને ભક્તના મનમાં અત્યંત આનંદ થાય, શરીરમાં રોમાંચ થાય, તે અશ્રુઓથી ગળગળો થઇ જાય, કંઠ ખુલ્લો મૂકીને ગાવા માંડે, શબ્દ કરવા માંડે, નૃત્ય કરે, ભૂત વળગ્યું હોય તેમ કોઇ વેળા હસે, કોઇ વેળા રાડો પાડે, કોઇ વેળા ધ્યાન

કરે, કોઇ વેળા મનુષ્યને પગે લાગે, અને વારંવાર નિઃસાસા નાંખીને હે હરિ ! હે જગત્પતિ ! હે નારાયણ ! એમ લજ્જા વગર જ્યારે બોલે ત્યારે તેને આત્મસ્વરૂપની પ્રાપ્તિ થઇ છે, એમ કહેવાય છે. અને આત્મસ્વરૂપનો જ્યારે લાભ થાય ત્યારે મનુષ્ય સર્વ બંધનો-માંથી છૂટીને મનમાં તથા શરીરમાં ભગવાન્‌ની ભાવનામય થઇને, કર્મનાં બીજરૂપ અજ્ઞાનને તથા વાસનાઓને બાળી નાંખીને મોટા ભક્તિયોગવડે ભગવાન્‌ને પામે છે. આ લોકમાં મનવડે ભગવાન્‌નું મનન કરવું, કારણ કે તે, મલિનઅંતઃકરણવાળા પ્રાણીનાં જન્મમરણનો નાશ કરનાર છે અને તેજ પરબ્રહ્મ તથા મોક્ષનું સુખ છે, એમ પંડિતો કહે છે; માટે તમે હૃદયમાં હૃદયના ઇશ્વર-અંતર્યામી ભગવાન્‌નું ભજન કરો. હે દૈત્યોના બાળકો ! શ્રીહરિની ઉપાસના કરવામાં શો અતિ શ્રમ છે? કારણ કે, તે આપણા પોતાના હૃદયમાં આકાશની પેઠે રહેલા છે, આપણા પોતાના આત્મા છે અને સર્વ પ્રાણીઓના સખા છે, માટે તમે તેમની ઉપાસના કરો. વળી સર્વ પ્રાણીઓની પેઠે સામાન્ય રીતે વિષયો સંપાદન કરવામાં શું ફળ છે ? વિષયોમાં નિષ્ઠા રાખવાથી તો સૂકરાદિક પ્રાણીના સમાન થવાય છે. ધન, સ્ત્રીઓ, પશુ, પુત્રાદિક, ઘર, પૃથ્વી, હાથી, ભંડાર, વૈભવો તથા બીજા સર્વ પ્રકારના અર્થ તથા કામનાઓ ચંચળ છે. તેઓ ક્ષણભંગુર આયુષ્યવાળાં મનુષ્યનું કેટલું હિત કરે ? તેવી રીતેજ યજ્ઞો કરીને મેળવેલા સ્વર્ગાદિક લોકો પણ નાશવંત છે, કારણ કે, તે લોકો પુણ્યના પ્રમાણમાં ઓછાવધતા સુખવાળા, ઇર્ષાદિક દોષોથી મલિન અને અમુક અવધિ પછી નાશ પામનારા છે; માટે જેમાં કોઇ પણ જાતનું દૂષણ જોવામાં કે સાંભળવામાં આવ્યું નથી એવા એક ભગવાન્‌ના સ્વરૂપની પ્રાપ્તિ કરવા માટે તેનું સેવન કરો. વિદ્વાન્‌નું માન ધરાવનારો મનુષ્ય આ લોકમાં જે ફળની ઇચ્છાથી કર્મ કરે છે, તે તેનાથી ઉલટું ફળ

અવશ્ય મેળવે છે. કર્મ કરનારા પુરુષનો વિચાર સુખ મેળવવાનો અને દુઃખમાંથી છૂટવાનો હોય છે, પરંતુ કર્મ કરવાથી સદા દુઃખ મળે છે અને ન કરવાથી પુરુષ સુખમાં વિંટાયલો રહે છે. આ લોકમાં પુરુષ જેને માટે કામ્ય કર્મો કરીને કામનાઓની ઇચ્છા કરે છે, તે દેહ પારકો, ક્ષણભંગુર અને અંતે નાશ થનારો તથા પાછો ઉત્પન્ન થનારો છે. આ પ્રમાણે અહંતા મમતાના સ્થાનરૂપ દેહ પણ પારકો છે, ત્યારે સંતાન, સ્ત્રીઓ, ઘર, ધનાદિક, રાજ્ય, ભંડાર, હાથી, મંત્રીઓ, ચાકર તથા સંબંધીઓ, જેઓ દેહથી જૂદાં છે અને મમતાનાં પાત્ર છે, તેઓ પારકાં હોય તેમાં શું કહેવું ? આત્મા અવિનાશી અને આનંદનો એક સમુદ્ર છે. તે આત્માને, તુચ્છ તથા દેહની સાથે નાશ પામનારા અને અજ્ઞાનથી પુરુષાર્થરૂપ લાગતા પુત્રાદિક અનર્થોનું શું પ્રયોજન છે ? હે અસુરો ! પૂર્વજન્મનાં કર્મોથી ગર્ભાદિક અવસ્થાઓમાં ક્લેશ પામતાં પ્રાણીઓને આ લોકમાં પુત્રાદિક વિગેરેથી કેટલું સુખ મળે છે, તે કહો? પ્રાણી, પોતારૂપ માનેલા દેહવડે કર્મો કરે છે અને કર્મોથી દેહને ધારણ કરે છે. આ પ્રમાણે કર્મ તથા દેહ, એ બન્ને અજ્ઞાનથી થાય છે, માટે ધર્મ, અર્થ તથા કામ જેને આધીન છે, એવા ચેષ્ટારહિત આત્મરૂપ શ્રીહરિને નિષ્કામપણાથી સેવો. શ્રીહરિ ભગવાન્ પોતે ઉત્પન્ન કરેલાં પાંચ મહાભૂતોથી રચાયલાં સર્વ પ્રાણીઓના પ્રિય આત્મા અને અંતર્યામી છે. દેવ, અસુર, મનુષ્ય, યક્ષ અથવા તો ગંધર્વ, હરકોઇ પણ ભગવાન્નાં ચરણનું ભજન કરવાથી અમારી પેઠે કલ્યાણના ભાગી થાય છે. હે દૈત્યોના પુત્રો ! બ્રાહ્મણપણું, દેવપણું અથવા તો ઋષિપણું, સદાચાર, બહુશાસ્ત્રવેત્તાપણું, તેમ દાન, તપ, યજ્ઞ, શૌચ અને વ્રતો–આ સર્વ ભગવાન્‌ને પ્રસન્ન કરવાને સમર્થ નથી. શ્રીહરિ ભગવાન્ તો નિર્મળ ભક્તિથીજ પ્રસન્ન થાય છે, બાકી બીજું સર્વ નાટકરૂપ સમજવું. હે દૈત્યો ! સર્વને પોતાના

સમાન જાણીને, સર્વ પ્રાણીઓના આત્મરૂપ ભગવાન્ શ્રીહરિને વિષે ભક્તિ કરો. દૈત્યો, યક્ષો, રાક્ષસો, સ્ત્રીઓ, શૂદ્રો, વ્રજવાસીઓ, આહીરો, પક્ષીઓ, મૃગો તથા બીજા પાપી જીવો, ભક્તિ કરવાથી ભગવાન્‌ના સ્વરૂપને પામ્યા છે. આ લોકમાં ભગવાનની અખંડ ભક્તિ કરવી તથા 'સર્વમાં પરમાત્મા છે,' આવી જે દૃષ્ટિ કરવી, એટલોજ પુરુષનો મુખ્ય સ્વાર્થ જાણવો.

ઇતિ ભક્તિપ્રકરણમાં અધ્યાય ૧૧ મો સંપૂર્ણ.

---

## અધ્યાય ૧૨ મો.

### સાધુના સમાગમનું માહાત્મ્ય. ( ૧૧-૧૨ )

श्रीभगवानुवाचः—

न रोधयति मां योगो न सांख्यं धर्म एव च ।
न स्वाध्यायस्तपस्त्यागो नेष्टापूर्तं न दक्षिणा ॥ १ ॥
व्रतानि यज्ञश्छंदांसि तीर्थानि नियमा यमाः ।
यथाऽवरुंधे सत्संगः सर्वसंगापहो हि माम् ॥ २ ॥

શ્રીભગવાન્ કહે છેઃ—હે ઉદ્ધવ! સર્વ સંગોને ટાળનારો સત્સંગ જે પ્રમાણે મને વશ કરે છે, તે પ્રમાણે યોગ, તત્ત્વવિચાર, ધર્મ, વેદાધ્યયન, સંન્યાસ, યજ્ઞ, વાવકૂવા વિગેરે નવાણો ખોદાવવાં, દક્ષિણા, વ્રત, દેવપૂજા, મંત્રો, તીર્થો, નિયમો અને યમો પણ મને વશ કરતાં નથી. દૈત્યો, રાક્ષસો, પશુઓ, પક્ષીઓ, ગંધર્વો, અપ્સરાઓ, નાગલોકો, સિદ્ધલોકો, ચારણો, યક્ષો, વિદ્યાધરો, મનુષ્યોમાં પણ વૈશ્યો, શૂદ્રો, સ્ત્રીઓ તથા ચાંડાલો કે જેઓ રજોગુણી તથા તમો-

ગુણી હતા, તેઓ પણ તે તે યુગમાં હે ઉદ્ધવ! કેવળ સત્સંગથીજ મને પામ્યા છે. વળી વૃત્રાસુર, પ્રહ્લાદ, વૃષપર્વા, બલિરાજા, બાણાસુર, મયદાનવ, વિભીષણ, સુગ્રીવ, હનુમાન્, જાંબવાન્, ગજેંદ્ર, જટાયુ પક્ષી, તુલાધાર વાણીઓ, ધર્મવ્યાધ, કુબ્જા, વ્રજની ગોપીઓ, યજ્ઞ કરનારા બ્રાહ્મણોની સ્ત્રીઓ તથા તેવાં બીજાં પણ ઘણાં સત્સંગથી મને પામ્યાં છે. આ લોકો વેદ ભણ્યા ન હતા, તેઓએ ભણવા માટે મહાત્માઓની સેવા પણ કરી ન હતી તેમ તપ પણ કર્યું ન હતું, તો પણ સત્સંગથી મને પામ્યાં હતાં. યોગથી, તત્ત્વવિચારથી, દાનથી, વ્રતથી, તપથી, યજ્ઞથી, વ્યાખ્યાનથી, વેદાધ્યયનથી તથા સંન્યાસ લેવાથી પણ મનુષ્ય પ્રયત્ન કરવા છતાં જે મને પ્રાપ્ત થતો નથી, તે મને ગોપીઓ, ગાયો, વૃક્ષો, મૃગો, નાગો તથા બીજા પણ મૂઢ બુદ્ધિવાળા જીવો સત્સંગથી ઉત્પન્ન થયેલી એક ભક્તિવડે પરિશ્રમ વગરજ પ્રાપ્ત થયેલ છે. જે વખતે અક્રૂરજી મને બલદેવ સાથે મથુરા તેડી જવા લાગ્યા, તે વખતે જેઓનું ચિત્ત દૃઢભાવથી મારે વિષે આસક્ત હતું, એવી ગોપીઓ વિરહને લીધે અત્યંત માનસિક દુઃખનો અનુભવ કરવા લાગી અને મારા વિના કોઇ પણ વસ્તુ તેઓએ સુખાકારી દીઠી નહીં. હે ઉદ્ધવ! વૃન્દાવનમાં ફરતો અત્યંત પ્રિય એવો જે હું, તેની સાથે રહેવાથી ગોપીઓ જે રાત્રીઓને અર્ધા ક્ષણની પેઠે ગાળી કાઢતી હતી, તે રાત્રીઓ મારો વિયોગ થવાથી તેમને એક કલ્પના જેવડી થઇ પડી હતી. સમાધિમાં બેઠેલા યોગીઓને જેમ પોતાનાં નામ તથા રૂપ જાણવામાં આવતાં નથી, તેમજ ગોપીઓ પણ મારે વિષે આસક્ત બુદ્ધિવાળી થઇને પતિપુત્રાદિકનું, પોતાના દેહનું, આ લોકનું તથા પરલોકનું ભાન ભૂલી ગઇ હતી; અને સમુદ્રમાં જેમ નદીઓ મળી જાય છે, તેમજ મારા સ્વરૂપમાં લીન થઇ ગઇ હતી. આ પ્રમાણે મારી ઉપર પ્રીતિ રાખનારી સેંકડો અને હજારો અબળાઓ મારા

સ્વરૂપથી અજાણી હતી. માટે હે ઉદ્ધવ ! તમે શ્રુતિ, સ્મૃતિ, વિધિ, નિષેધ, પ્રવૃત્તિવાળું કર્મ, નિવૃત્તિવાળું કર્મ, સાંભળવાયોગ્ય તથા સાંભળેલું, એ સર્વનો ત્યાગ કરીને, હું કે જે સર્વ પ્રાણીઓમાં એક આત્મરૂપ છું તેને, 'આખું વિશ્વ પરમાત્મરૂપ છે,' આવા ભાવથી શરણે આવો અને મને પ્રાપ્ત થઇને સંસારના સર્વ ભયમાંથી છૂટા થાઓ.

ઇતિ ભક્તિપ્રકરણમાં અધ્યાય ૧૨ મો સંપૂર્ણ.

---

## અધ્યાય ૧૩ મો.

### સાધુ અને દેવની તુલના. (૧૧-૨)

वसुदेव उवाचः—

भगवन्भवतो यात्रा स्वस्तये सर्वदेहिनाम् ।
कृपणानां यथा पित्रोरुत्तमश्लोकवर्त्मनाम् ॥ ३ ॥
भूतानां देवचरितं दुःखाय च सुखाय च ॥
सुखायैव हि साधूनां त्वादृशामच्युतात्मनाम् ॥ ४ ॥

વસુદેવજી કહે છેઃ—હે ભગવન્ ! માતાપિતાનું આગમન જેમ પુત્રોનું કલ્યાણ કરે છે, અને ભગવાન્‌નો માર્ગ દર્શાવનારા મહાત્માઓનું આગમન જેમ કૃપણ લોકોનું કલ્યાણ કરે છે, તેમ આપ ભગવત્સ્વરૂપનું આગમન પણ સર્વ પ્રાણીઓનું કલ્યાણ કરનારું છે. દેવતાઓ પણ મોટા પુરુષો સમાન નથી, કારણ કે દેવતાઓનું ચરિત્ર પ્રાણીઓને કોઇ વેળા સુખકારક થઇ પડે છે, તો કોઇવેળા દુઃખકારક પણ થઇ પડે છે. એટલે દેવતાઓ વૃષ્ટિ

કરે છે તો પ્રાણીઓ સુખી થાય છે અને અતિવૃષ્ટિ કરે છે તો પ્રાણીઓ દુઃખી થાય છે, પરંતુ તમારા સરખા નિર્મળ મનના તથા ભગવાનના ઉપર સર્વ ભાવથી નિષ્ઠા રાખનારા સાધુ પુરુષોનાં ચરિત્રો સુખકારક હોય છે. દેવતાઓ સુખ આપે છે, તો પણ તેઓ ભજનને અનુસારે સુખ આપે છે, પરંતુ મહાત્મા પુરુષો તેવા નથી. જેઓ દેવતાઓને જે પ્રમાણે ભજે છે, તેઓને દેવતા પણ તેજ પ્રમાણે ફળ આપે છે. અર્થાત્ પુરુષ જે પ્રમાણે કર્મ કરે છે, તે પ્રમાણે તેની છાયા પણ કર્મ કરે છે. આમ દેવતાઓ માત્ર કર્મને સહાય કરનારા છે, પરંતુ મહાત્માઓ તેવા નથી. તેઓ તો દીન ઉપર દયા રાખનારા છે. હે મહારાજ ! અમે આપના આગમનથીજ પવિત્ર થયા છીએ, તથાપિ આપને ભગવાનના ધર્મો વિષે અમે પ્રશ્ન કરીએ છીએ, કે જે ધર્મો સાંભળીને મનુષ્ય સર્વ ભયમાંથી મુક્ત થાય છે. મેં પૂર્વે દેવની માયાથી મોહિત થઇને પૃથ્વી ઉપર મુક્તિ આપનારા ભગવાનને પ્રજા માટે ભજ્યા હતા; પરંતુ મોક્ષ માટે ભજ્યા ન હતા, માટે હે સુવ્રત ! અમે ચારે તરફ ભયથી ભરેલા અને અનેક દુઃખોથી ભરપૂર એવા સંસારમાંથી પરિશ્રમ વિના છુટી જઇએ, એવો પ્રત્યક્ષ ઉપદેશ આપ અમને આપો.

નારદજી બોલ્યાઃ—હે યાદવોમાં શ્રેષ્ઠ! તમે સર્વને પવિત્ર કરનારા ભગવાનના ધર્મો પૂછો છો, એ તમારો વ્યવસાય ઉત્તમ છે. હે વસુદેવ! ભગવાનના ધર્મો સાંભળવાથી, તેમનો પાઠ કરવાથી, તેમનું ધ્યાન કરવાથી, આદર આપવાથી તથા તેમનામાં સંમતિ આપવાથી તેઓ આખા વિશ્વના દ્રોહ કરનારને પણ પવિત્ર કરે છે.

ઇતિ ભક્તિપ્રકરણમાં અધ્યાય ૧૩ મો સંપૂર્ણ.

---

# અધ્યાય ૧૪ મો.

## ભાગવતધર્મ. ( ૧૧-૨૯ )

**श्रीकृष्ण उवाचः—**

**कुर्यात्सर्वाणि कर्माणि मदर्थं शनकैः स्मरन् ॥**
**मय्यर्पितमनश्चित्तो मद्धर्मात्ममनोरतिः ॥ ९ ॥**

શ્રીભગવાન્ બોલ્યાઃ—હે પરમપ્રિય ઉદ્ધવ ! મારું સ્મરણ કરતાં કરતાં સર્વ કર્મો મારે માટેજ કરવાં અને ધીરે ધીરે મનને તથા ચિત્તને મારે વિષે લગાડવાં, તથા મારા ધર્મો ઉપરજ મનની તથા ચિત્તની પ્રીતિ રાખવી. મારા ભક્તોએ અને મહાત્માઓએ સેવેલા પવિત્ર દેશોમાં નિવાસ કરવો. દેવો, અસુરો તથા મનુષ્યોમાં ઉત્પન્ન થયેલા મારા ભક્તોનાં આચરણોને અનુસરવું. પોતે એકલા અથવા તો ભકતોની સાથે મળીને ચક્રવર્તીની વિભૂતિઓ વડે તથા નૃત્ય અને સંગીત વડે પર્વણીને દિવસે મારે માટે યાત્રાઓ અને મહોત્સવો કરાવવા. નિર્મળ અંતઃકરણવાળા ભક્તે સર્વ પ્રાણીઓમાં અને પોતાને વિષે બહાર તથા અંદરના ભાગમાં મનેજ વ્યાપી રહેલો જોવો, કારણ કે હું આકાશની પેઠે અસંગ હોવાથી સર્વમાં રહ્યા છતાં પણ આવરણરહિત છું, અને બહાર તથા અંદર પરિપૂર્ણરૂપે રહેલો છું. હે મહાકુશળ ઉદ્ધવ ! જે મનુષ્ય મારા કહેવા પ્રમાણે કેવળ જ્ઞાનનો આશ્રય કરીને તથા સર્વ પ્રાણીઓને મારારૂપ માનીને તે સર્વનો સત્કાર કરે છે, તેને હું પંડિત માનું છું. જે મનુષ્ય બ્રાહ્મણમાં અને ઢેડમાં, ચોરમાં અને દાતામાં, સૂર્યમાં અને તણખામાં તથા શાંતમાં અને ક્રૂરમાં સમદૃષ્ટિ કરે છે અર્થાત્ તે સર્વને બ્રહ્મરૂપ જુવે છે, તેને પંડિત જાણવો. જે પુરુષ સર્વ મનુષ્યોમાં વારંવાર મારી ભાવના

કરે છે, તે મનુષ્યને સમાન સાથે સ્પર્દ્ધા, ચઢીયાતા સાથે ઈર્ષા, હલકા ઉપર તિરસ્કાર અને પોતાને થયેલો અહંકાર, થોડા કાળમાં નાશ પામે છે. ઉપહાસ કરનારા પોતાના મિત્રોને દેહાભિમાનથી થતા 'અમુક ઉત્તમ છે તો અમુક નીચ છે' આવા વિચારોનો તથા તેથી થતી લજ્જાનો ત્યાગ કરીને કૂતરાં, ચાંડાલ, બળદ અને ગધેડાં સુધીનાં સર્વ પ્રાણીઓને પૃથ્વી ઉપર પડીને દંડવત્ પ્રણામ કરવા. જ્યાં સુધી સર્વ પ્રાણીઓ વિષે મારી ભાવના ઉત્પન્ન થાય નહીં, ત્યાં સુધી ઉપર કહેવા પ્રમાણે વાણી, મન તથા કાયાની વૃત્તિઓથી મારી ઉપાસના કર્યા કરવી. આ પ્રમાણે ઉપાસના કરવાથી મનુષ્યને આખું જગત્ બ્રહ્મરૂપ ભાસે છે અને ઇશ્વરબુદ્ધિ થવાથી બ્રહ્મવિદ્યા મળે છે. જ્ઞાનીએ બ્રહ્મવિદ્યાનો લાભ થવાથી સર્વ સંશય ટાળીને આખું જગત્ બ્રહ્મરૂપ દેખાય, એટલે સર્વ ક્રિયાથી ઉપરામ પામવું અને મન, વાણી અને કાયાની વૃત્તિઓથી સર્વ પ્રાણીઓ ઉપર મારો ભાવ કરવો. આ ઉપાયને હું સર્વ ઉપાયોમાં શ્રેષ્ઠ માનું છું. હે ઉદ્ધવ! મારાં આવાં નિષ્કામ કર્મો કરતી વેળા કદાચ તેમાં ભૂલ થઇ જાય છે, તો પણ તેથી કંઇ હાનિ થતી નથી, કારણ કે, નિર્ગુણપણાને લીધે નિષ્કામ ધર્મજ ઉત્તમ છે, એમ મેં નિશ્ચય કર્યો છે. હે ઉત્તમ ભક્ત ઉદ્ધવ! ભય તથા શોકાદિકથી થતા ભાગવા, નાસવા જેવા લૌકિક પરિશ્રમ નિરર્થક છે, પણ જો માયાથી પર એવો જે હું તેને વિષે તે અર્પણ કરવામાં આવે તો તે પણ ધર્મરૂપજ થઇ પડે છે. અર્થાત્ મને ઉદ્દેશીને નિષ્કામપણે કરવામાં આવતી ક્રિયામાં વિઘ્ન આવતું નથી. 'મિથ્યા તથા પરિણામે નાશવંત એવા મનુષ્યદેહવડે આ જન્મમાંજ સત્ય તથા અવિનાશિ એવા મારા સ્વરૂપને પામવું,' એ બુદ્ધિમાનોની બુદ્ધિ અને વિવેકીઓનો વિવેક છે.

ઇતિ ભક્તિપ્રકરણમાં અધ્યાય ૧૪ મો સંપૂર્ણ.

## અધ્યાય ૧૫ મો.



### યોગેશ્વર કવિનો ઉપદેશ. ( ૧૧-૨ ).

**विदेह उवाचः—**

**दुर्लभो मानुषो देहो देहिनां क्षणभंगुरः ॥**
**तत्रापि दुर्लभं मन्ये वैकुंठप्रियदर्शनम् ॥ २९ ॥**

**अत आत्यंतिकं क्षेमं पृच्छामो भवतोऽनघाः ॥**
**संसारेऽस्मिन्क्षणार्धोऽपि सत्संगः सेवधिर्नृणाम् ॥ ३० ॥**

**धर्मान्भागवतान्ब्रूत यदि नः श्रुतये क्षमम् ॥**
**यैः प्रसन्नः प्रपन्नाय दास्यत्यात्मानमप्यजः ॥ ३१ ॥**

વિદેહ રાજા પૂછે છેઃ—હે યોગીઓ ! દેહધારી જીવોને આ મનુષ્યદેહ જો કે ક્ષણભંગુર છે, તો પણ તે મોક્ષ મેળવવાનું સાધન હોવાથી દુર્લભ છે, અને તેમાં પણ હું ભગવાનના ભક્તોનું દર્શન વિશેષ દુર્લભ માનું છું. હે પાપરહિત યોગીઓ ! મારી સર્વોત્તમ કલ્યાણકારી વસ્તુ કઇ છે? તે હું આપને પૂછું છું, કારણ કે આ સંસારમાં મનુષ્યોને અર્ધ ક્ષણ પણ સત્સંગ મળવો, તે એક ભંડારના સમાન ગણાય છે. જો ભગવદ્ધર્મો અમારે સાંભળવા જેવા હોય તો તે અમને કહો, કે જે ધર્મોથી પ્રસન્ન થયેલા ભગવાન્ પોતાના ભક્તોને પોતાનું સ્વરૂપ પણ અર્પણ કરે છે.

યોગેશ્વર કવિ કહે છેઃ—આ સંસારમાં ભગવાનનાં ચરણારવિંદની ઉપાસના કરવી, એજ સર્વ પ્રકારના ભયને મટાડનારું ઉત્તમ કલ્યાણકારી સાધન છે, એમ હું માનું છું, કારણ કે

જે ઉપાસના કરવાથી દેહાદિક મિથ્યા પદાર્થોમાં 'હું અને મારું' એમ અભિમાન કરવાથી નિત્ય મનમાં ખિન્ન રહેતા પુરુષનો સંસારનો સર્વ ભય નાશ પામે છે. મનુ, યાજ્ઞવલ્કય આદિક દ્વારા વર્ણાશ્રમોના ધર્મો કહાવીને, અજ્ઞાની પુરુષોને પરિશ્રમ વિના આત્મજ્ઞાન થવા માટે ભગવાને પોતે શ્રીમુખથી જે ઉપાયો કહ્યા છે, તે ઉપાયોને ભગવત્સંબંધી ધર્મો જાણવા. હે રાજા! યોગાદિકમાં જેમ મનુષ્યને વિઘ્ન નડે છે, તેમ આ ભગવદ્ધર્મમાં મનુષ્યને કોઇ પણ દિવસ વિઘ્નો નડતાં નથી. શ્રુતિ તથા સ્મૃતિ આ બન્ને દ્વિજવર્ગનાં નેત્રો ગણાય છે, તેમાંથી એકને ન જાણતો હોય તે કાણો ગણાય છે, અને બન્નેને ન જાણતો હોય તે આંધળો ગણાય છે. લોકમાં જેમ અંધને આગળ ગતિ કરવામાં મોટાં દુઃખ પડે છે, તેમજ આ ભગવદ્ધર્મમાં ગતિ કરનારો કદાચ તે બંન્ને નેત્રો વિંચીને આગળ ગતિ કરે છે, એટલે કે આંધળો જેમ એક પગલું મૂકીને આગળ પગલું માંડે છે, તેમ તે કોઇ કોઇ કર્મો છોડી દઇને કોઇ કોઇ કર્મો કરે છે, તો પણ તે ફળરહિત થતો નથી. શાસ્ત્રોક્ત કર્મોજ ભગવાન્‌ને અર્પણ કરવાં, એવો કંઇ નિયમ નથી, પરંતુ મનથી, વાણીથી, કાયાથી, ઇંદ્રિયોથી, બુદ્ધિથી, અહંકારથી તથા અધ્યાસથી માનેલા બ્રાહ્મણપણાના સ્વભાવથી, જે જે કંઇ કર્મ કરવામાં આવે, તે તે સર્વ કર્મ પરમાત્મા નારાયણને અર્પણ કરવાં.[1] આ પ્રમાણે અર્પણ કરવાથી તે સર્વ કર્મો ભગવદ્ધર્મ ગણાય છે. "અજ્ઞાનથીજ

---

१ यत्करोषि यदश्नासि यज्जुहोषि ददासि यत् ।
यत्तपस्यसि कौंतेय तत्कुरुष्व मदर्पणम् ॥

અર્થઃ—હે અર્જુન! તું જે કરે છે, જે ખાય છે, જે હવન કરે છે, જે દાન આપે છે અને જે તપ કરે છે, તે સર્વ મને અર્પણ કર.
ગીતા.

ભય ઉત્પન્ન થાય છે અને જ્ઞાનથી તે મટી શકે છે, માટે ઇશ્વરના ભજનનું શું પ્રયોજન છે? માત્ર જ્ઞાન સંપાદન કરવું, કે જેથી અજ્ઞાનકલ્પિત ભય દૂર થાય," આવી કોઇ શંકા કરે, પરંતુ તે શંકા નિર્મૂળ છે, કારણ કે, ભગવાન્‌ની માયાથી[1] ભય ઉત્પન્ન થાય છે, પણ ભગવાન્‌થી નહિ, માટે બુદ્ધિશાળી મનુષ્યે તે ભગવાન્‌નુંજ ભજન કરવું યોગ્ય છે. કદાચ તમારા મનમાં આવશે કે, "દેહાદિકના અભિમાનથી ભય ઉત્પન્ન થાય છે અને તે અભિમાન, દેહના અહં-કારથી થાય છે, અને તે અહંકાર સ્વસ્વરૂપના અજ્ઞાનથી થાય છે, તેમાં બિચારી માયાનો શું દોષ?" પરંતુ આમ માનવું યોગ્ય નથી, કારણ કે, તે મનુષ્ય જ્યારે પરમાત્માથી વિમુખ થાય છે, ત્યારે તે ભગવાન્‌ની માયાથી[2] સ્વસ્વરૂપને વિસરી જાય છે અને તેને લીધે 'હું દેહ છું, હું દુઃખી છું, હું સુખી છું,' આવો તેને ભ્રમ થાય છે, અને એવી દ્વૈતબુદ્ધિ થવાથી મનુષ્યને ભય ઉત્પન્ન થાય છે. આ પ્રમાણે લૌકિક માયા વિષે પણ પ્રસિદ્ધ છે. માટે બુદ્ધિશાળી મનુષ્યે ગુરુવિષે ઇશ્વરબુદ્ધિ તથા આત્મ-બુદ્ધિ કરીને એકાંતભક્તિથી માયાના નિયંતા પરમાત્માની ભક્તિ કરવી. તારા મનમાં શંકા થતી હશે કે, "ચિત્ત વિષયોથી વિક્ષિપ્ત હોય તો ભગવાન્‌ની ઐકાંતિક ભક્તિ થઇ શકે નહીં અને

१ दैवी ह्येषा गुणमयी मम माया दुरत्यया ।
मामेव ये प्रपद्यंते मायामेतां तरंति ते ॥

અર્થ:—મારી અદ્‌ભૂત ત્રિગુણાત્મિકા માયા તરી જવી કઠિન છે, તો પણ જે પુરુષ મારે શરણે આવે છે તે અવશ્ય એ માયાને તરી જાય છે.
ગીતા.

२ उदरमंतरं कुरुतेऽथ तस्य भयं भवति ।

અર્થ:—ઇશ્વરથી હું (આત્મા) જુદો છું, એમ જે જાણે છે તેને ભય ઉત્પન્ન થાય છે એટલે તે જન્મમરણરૂપી યંત્રમાં ફસાઇ ભ્રમણ કર્યા કરે છે.
શ્રુતિ.

એકાંતિક ભક્તિ થઇ શકે નહીં ત્યારે અભય તો ક્યાંથીજ થાય?" પરંતુ તારી આ શંકા નિર્મૂળ છે, કારણ કે વિષયો એ ખરી વસ્તુજ નથી, કિંતુ તે એક મનનો વિલાસ માત્ર છે, માટે મનને નિયમમાં રાખીને ભજન કરવાથી અભય મળે છે. આ દેખાતો દ્વૈતપ્રપંચ જો કે મિથ્યા છે, તો પણ સ્વપ્ન તથા મનોરથની પેઠે તે ચિંતન કરનારા મનમાં પ્રતીત થાય છે, માટે જ્ઞાની પુરુષે કર્મોના સંકલ્પ-વિકલ્પ કરનારા મનને રોકવું. મનને રોકવાથી મનુષ્યને ભગવાન્‌ને વિષે અનન્યભક્તિ થઇ શકે છે અને અનન્યભક્તિથી ભજન કરતાં અભય પ્રાપ્ત થાય છે. ભગવાન્‌ના મહા કલ્યાણકારક અવતારો, કર્મો તથા અવતારનાં અર્થવાળાં જે નામો જગત્‌માં પ્રસિદ્ધ છે, તેઓનું લજ્જા અને સ્પૃહા છોડીને, શ્રવણ તથા ગાન કરતાં જગત્‌માં ફરવું. ભગવાન્‌નાં નામનાં તથા કર્મનાં કીર્તન કરવાથી જેમનું હૃદય પીગળી જાય છે એવા ભગવાન્‌ના ભક્તો, ઉપર પ્રમાણે નિયમ રાખીને, દાંભિકની પેઠે માત્ર લોકોને દેખાડવા માટે નહીં, પરંતુ ઝોડે પકડી પાડેલા પુરુષની પેઠે પરાધીન થઇને કોઇ વેળા "ભગવાન્ ભક્તની આગળ હારી ગયા છે," એમ ધારીને હસે છે; કોઇ વેળા "ઘણા દિવસ સુધી ભગવાને પોતાની ઉપેક્ષા કરી છે," એમ ધારીને રડે છે; કોઇ વેળા અત્યંત ઉત્કંઠિતપણાથી ચીસો પાડે છે; કોઇ વેળા મોટા હર્ષમાં આવી જઇને ગાય છે અને કોઇ વેળા 'જય જય' એવા શબ્દો બોલી નાચે છે. ભગવદ્‌ભક્તે 'આકાશ, વાયુ, અગ્નિ, જલ, પૃથ્વી, નક્ષત્રાદિક તેજ, પ્રાણીઓ, દિશાઓ, વૃક્ષાદિક, નદીઓ, સમુદ્રો તથા જે કંઇ પદાર્થ છે, તે સર્વ ભગવાન્‌નું સ્વરૂપ છે,' એમ માનીને અનન્યભાવથી[1] તે સર્વને પ્રણામ કરવા. "આ ગતિ તો

१ यद्यत्पश्यति चक्षुर्भ्यां तत्तदात्मेति भावयेत् ॥

અર્થઃ—જે જે પદાર્થ નજરે દેખાય તે તે પદાર્થમાં આત્મભાવના કરવી. શ્રુતિ.

આરૂઢ યોગીઓને પણ ઘણે જન્મે માંડમાંડ મળે છે, ત્યારે નામના કીર્તનથી એક જન્મમાં તો કેમજ મળે?" આવી શંકા કરવી પણ વ્યર્થ છે, કારણ કે ભોજન કરતાં પ્રત્યેક કોળીએ તો શું, પરંતુ પ્રત્યેક કણે જેમ આનંદ, ઉપરાંત પોષણ તથા ક્ષુધાની નિવૃત્તિ થાય છે, તેમ ભગવાન્‌ને ભજનારા પુરુષને પણ ભજન કરતી વખતે એક પ્રેમલક્ષણાભક્તિ, પ્રેમપાત્ર ભગવત્સ્વરૂપની સ્ફૂર્તિ તથા ઘર વિગેરેમાં વૈરાગ્ય થાય છે, અને ઘણા કોળીઆઓ જમવાથી જેમ સુખાદિકમાં વૃદ્ધિ થઇને પરમસુખ થાય છે, તેમ ઘણું ભજન કરવાથી પણ ભક્તિ વિગેરેમાં વૃદ્ધિ થઇને પરમ ભક્તિનો લાભ થાય છે. હે રાજા ! આ રીતે અવિચ્છિન્ન ભાવથી ભગવાન્‌નાં ચરણનું ભજન કરનારા વૈષ્ણવને ભક્તિ, જ્ઞાન તથા વૈરાગ્ય થાય છે ત્યારે તે સાક્ષાત્ પરમ શાંતિને પામે છે.

ઇતિ ભક્તિપ્રકરણમાં અધ્યાય ૧૫ મો સંપૂર્ણ.

---

## અધ્યાય ૧૬ મો.

—*○*—

### કપિલોપદેશ. (૩-૨૫)

देवहूतिरुवाचः—

अथ मे देव संमोहमपाक्रष्टुं त्वमर्हसि ॥
योऽवग्रहोऽहं ममेतीत्येतस्मिन्योजितस्त्वया ॥ १० ॥
तं त्वागताऽहं शरणं शरण्यं स्वभृत्यसंसारतरोः कुठारम् ॥
जिज्ञासयाऽहं प्रकृतेः पूरुषस्य नमामि सद्धर्मविदां वरिष्ठम् ॥ ११ ॥

દેવહૂતિ કહે છેઃ—હે દેવ ! આ દેહમાં 'હું તથા મારું' આવો જે ખોટો દુરાગ્રહ તમારી માયાવડે મેં બાંધ્યો છે, તે દુરાગ્રહ તમારે દૂર કરવો જોઇએ. આપ શરણાગતનું રક્ષણ કર-

નારા છો, પોતાના દાસના સંસારરૂપી વૃક્ષને કુવાડાની પેઠે કાપી નાંખનારા છો અને સત્યધર્મવેત્તાઓમાં શ્રેષ્ઠ છો. હું પ્રકૃતિ તથા પુરુષનું સ્વરૂપ જાણવાની ઇચ્છાથી તમારે શરણે આવી છું અને તમને નમસ્કાર કરું છું.

મૈત્રેય કહે છેઃ—આ પ્રમાણે પુરુષોને મોક્ષમાં પ્રીતિ વધારનારી પોતાની માતાની નિર્દોષ ઇચ્છા સાંભળીને, મનમાં તેને અભિનંદન આપ્યું અને પછી આત્મજ્ઞાની, સત્પુરુષોની ગતિરૂપ તથા જરા હસવાથી જેમનું મુખ શોભતું હતું એવા ભગવાન્ કપિલદેવ બોલ્યા.

શ્રીકપિલદેવ કહે છેઃ—આધ્યાત્મિક વિદ્યામાં એટલે બ્રહ્મવિદ્યામાં નિષ્ઠા રાખવાથી પુરુષોનું કલ્યાણ થાય છે, આવો મારો મત છે, કારણ કે, જે બ્રહ્મવિદ્યામાં દુઃખનો તથા સુખનો અત્યંત વિનાશ રહેલો છે. પૂર્વે સર્વાંગમાં કુશળ એવા બ્રહ્મવિદ્યા સંબંધી ઉપાય સાંભળવાની ઇચ્છાવાળા ઋષિઓને, મેં જે ઉપાય કહી બતાવ્યો હતો, તે ઉપાય હે નિર્દોષ માતા! હમણાં તમને પણ કહું છું.

"ચિત્તજ[1] આ જીવને બંધન કરનારું અને મુક્તિ આપનારું છે," આમ શાસ્ત્રકારોએ માનેલું છે. ચિત્ત જો વિષયોમાં[2] લપટાય છે, તો તે બંધનકારક થઇ પડે છે; અને પરમાત્મામાં પરાયણ

૧ मन एव मनुष्याणां कारणं बन्धमोक्षयोः ॥

અર્થઃ—માણસને બંધ અને મોક્ષનું કારણ એક મનજ છે. શ્રુતિ.

૨ बन्धनं विषयासक्तं मुक्त्यै निर्विषयं स्मृतम् ॥

અર્થઃ—વિષયાસક્ત મન તેજ બંધન છે અને નિર્વિષય જે મન તે મોક્ષને માટે થાય છે. શ્રુતિ.

થાય છે, તો મુક્તિકારક નિવડે છે. વળી જ્યારે "હું" અને "મારું" એવા અભિમાનથી[1] થયેલા કામ અને લોભ વિગેરે મલોથી મુક્ત થઇને પુરુષ શુદ્ધ તથા સુખદુઃખરહિત સમતાવાળો થાય છે, ત્યારે જ્ઞાન, વૈરાગ્ય અને ભક્તિવાળું તેનું ચિત્ત પ્રકૃતિથી પર, ભેદરહિત, સ્વયંપ્રકાશ, સૂક્ષ્મ, ઉદાસીન, એકસ્વરૂપ તથા આત્મસ્વરૂપ પરમાત્માને અખંડરૂપે જુવે છે અને દેહાદિકને બળરહિત જુવે છે. યોગીઓએ પરબ્રહ્મની પ્રાપ્તિ માટે સર્વ જગત્‌રૂપ ભગવાનૂની ભક્તિ કરવી, એજ ઉત્તમ ઉપાય છે; એ વિના બીજો કોઇ પણ કલ્યાણકારી માર્ગ નથી. 'વિષયોનો પ્રસંગ કરવો, એ ત્રુટે નહીં તેવો આત્માને લાગેલો એક પાશ છે,' એમ વિદ્વાનો જાણે છે, પરંતુ 'તે પ્રસંગ જો સાધુઓની સાથે કર્યો હોય તો તે એક મોક્ષનું ઉઘાડું દ્વાર છે,' એમ વિદ્વાનો કહે છે.

સુખદુઃખ સહન કરનારા, દયાશીલ, સર્વ પ્રાણીઓની સાથે સ્નેહ રાખનારા, શત્રુ વિનાના, શાંત, શાસ્ત્ર પ્રમાણે વર્તન રાખનારા, સારા સ્વભાવને આભૂષણ માનનારા, મારે વિષે એકાંત ભાવથી દૃઢ ભક્તિ કરનારા, મારે માટે સર્વ કર્મનો ત્યાગ કરનારા, પોતાનાં મનુષ્યોની સાથે અને બંધુઓની સાથે સ્નેહ નહીં રાખનારા, નિત્ય મારી કથા સાંભળનારા, મારું વર્ણન કરનારા અને મારે વિષે મનને ધારણ કરનારા સત્પુરુષોને અધ્યાત્મ વિગેરે વિવિધ તાપો દુઃખ આપતા નથી. હે સદ્‌ગુણી માતા! તે સાધુ પુરુષો સર્વ પ્રકારના સંગથી મુક્ત હોય છે, માટે તેઓનો સંગજ યાચવા યોગ્ય છે, કારણ કે, સાધુ પુરુષો વિષયસંગના દોષનો નાશ કરે છે. સત્પુરુષોના પ્રસંગમાં મારાં પરાક્રમને જણાવનારી તથા

---

१ देहादीनात्मत्वेनाभिमन्यते सोऽभिमान आत्मनो बन्धः ॥

અર્થ:—દેહાદિક અનાત્મ વસ્તુમાં આત્મભાવના કરીને વિષયમાં અભિમાન કરવું તેજ આત્માનું બંધન જાણવું. શ્રુતિ.

હૃદય અને કાનને રસાયનરૂપ મારી કથાઓ સાંભળવામાં આવે છે અને તે કથાઓ સાંભળવાથી, અવિદ્યાની નિવૃત્તિ થાય છે અને તેથી મળી શકે તેવા શ્રીહરિને વિષે અનુક્રમે શ્રદ્ધા, રતિ અને ભક્તિ થાય છે. મારી સૃષ્ટિરચના વિગેરે લીલાનું મનન કરવાથી ઉત્પન્ન થયેલી ભક્તિવડે પુરુષને ઐહિક તથા પારલૌકિક વિષયોમાં વૈરાગ્ય ઉત્પન્ન થાય છે, અને પછી તે વૈરાગ્યના ઉપાયવડે યોગ ધારણ કરી, યોગના સરલ ઉપાયોવડે મનનો નિરોધ કરવાનો પ્રયત્ન કરે છે અને પછી તે વિષયોની સેવા ન કરવાથી, વૈરાગ્યવડે વધેલા જ્ઞાનથી, યોગથી તથા મારે વિષે અર્પણ કરેલી ભક્તિથી સર્વમાં આત્મરૂપે રહેલા મને આ લોકમાંજ પામે છે.

દેવહૂતિએ પૂછયું:—તમારે વિષે કેવી ભક્તિ કરવી યોગ્ય છે? અને હું જે સ્ત્રીજાતિ છું, તેણે કેવી ભક્તિ કરવી જોઇએ, કે જે ભક્તિથી હું શ્રમ વિના તમારા મોક્ષરૂપ સ્વરૂપને પામું? તમને પ્રાપ્ત કરાવનારો જે યોગ તમે કહ્યો, તે, હે નિર્વાણમૂર્તિ! કેવા પ્રકારનો યોગ છે?

શ્રીકપિલદેવ બોલ્યા:—હે માતા! વિષયોને ગ્રહણ કરવા ઉપરથી જાણવામાં આવતી અને વેદોક્ત કર્મ કરનારી વિકારરહિત મનવાળા પુરુષની ઇંદ્રિયોની વૃત્તિને સત્ત્વગુણી શ્રીભગવાન્‌માંજ સ્વાભાવિક રીતે રાખવી, તેને નિર્નિમિત્ત ભક્તિ જાણવી, અને તે ભક્તિને સિદ્ધ કરતાં પણ શ્રેષ્ઠ સમજવી, કે જે ભક્તિ, જઠરાગ્નિ જેમ ખાધેલા પદાર્થને પચાવેછે તેમ લિંગ શરીરનો નાશ કરે છે; પરંતુ જેઓ મારા ચરણની સેવામાં પ્રીતિ રાખનારા અને મારે માટેજ ક્રિયા કરનારા કેટલાએક ભક્તો છે, તેઓ મારી સાયુજ્ય મુક્તિને ઇચ્છતા નથી, પરંતુ તેઓ એકઠા મળીને પરસ્પર મારાં પરાક્રમોની પ્રશંસા કરે છે. હે માતા! તે મહાત્મા પુરુષો પ્રસન્ન

મુખવાળાં, રાતાં નેત્રવાળાં તથા વરદાન આપનારાં મારાં અલૌકિક અને મનોહર રૂપોનાં દર્શન કરે છે તથા તેઓની સાથે મનોહર વાણીથી વાતચિત કરે છે, અને તે જોવાયોગ્ય સુંદર અવયવવાળાં, ઉદાર, વિલાસ કરનારાં, મનોહર હાસ્ય કરનારાં, મધુરતાથી જોનારાં, તથા મધુર ભાષણ કરનારાં રૂપોએ જેઓનાં મનને અને પ્રાણોને મુગ્ધ કરી મૂકયાં છે એવા ભક્તજનો મુક્તિની ઇચ્છા પણ કરતા નથી, તો પણ મારી ભક્તિ તેઓને મુક્તિ આપે છે. અવિદ્યા દૂર થયા પછી તેઓ, સત્યલોકાદિકમાં મળતી મારી માયાની ભોગસંપત્તિઓને, ભક્તિ કરવાથી તેની પાછળ મળતી અણિમા આદિક આઠ સિદ્ધિઓને તથા વૈકુંઠલોકની કલ્યાણકારી સંપત્તિને ઇચ્છતા નથી, તો પણ તેઓ મારા પરમાત્માના વૈકુંઠ લોકમાં તે સંપત્તિઓને ભોગવે છે. વળી હે શાંતગુણી માતા ! હું જેઓને આત્માના જેવો પ્રિય છું, પુત્રના જેવો પ્રીતિપાત્ર છું, મિત્રના જેવો વિશ્વાસપાત્ર છું, ગુરુના જેવો ઉપદેશ કરનારો છું, સંબંધીના જેવો હિતકારી છું, અને ઇષ્ટદેવના જેવો પૂજ્ય છું, એટલે એ પ્રમાણે સર્વ ભાવથી જેઓ મારી સેવા કરનારા છે, તે ભક્ત પુરુષો કોઇ પણ દિવસ વૈભવ વિનાના થતા નથી, તેમ મારું શસ્ત્ર એવું કાળચક્ર પણ તેઓનો નાશ કરતું નથી. આ લોક તથા પરલોકમાં ગતિ કરનારો દેહ, દેહની પાછળ રહેલાં સ્ત્રી, પુત્રો, ધન, પશુઓ તથા ઘર વિગેરે જે છે તે સર્વનો તથા બીજા પદાર્થોનો જેઓ ત્યાગ કરીને અનન્ય ભક્તિથી સર્વત્ર વ્યાપક એવા મને ભજે છે, તેઓનો હું સંસારમાંથી ઉદ્ધાર કરું છું. હું પ્રકૃતિ તથા પુરુષનો સ્વામી છું અને સર્વ પ્રાણીઓનો આત્મા છું; મારો આશ્રય કર્યા વિના સંસારનો તીવ્ર ભય ટળતો નથી. પવન મારા ભયથી વાય છે, સૂર્ય મારા ભયથી તપે છે, ઇંદ્રદેવ મારા ભયથી પાણી વરસે છે, અગ્નિ

મારા ભયથી જગત્‌ને બાળે છે, અને મૃત્યુ મારા ભયથી જગત્‌માં ફરે છે. વળી યોગીઓ પોતાનાં કલ્યાણ માટે જ્ઞાન તથા વૈરાગ્યવાળા ભક્તિયોગવડે મારાં સર્વત્ર નિર્ભય ચરણારવિંદનો આશ્રય કરે છે. આ જગત્‌માં પુરુષોના કલ્યાણનો ઉદય કરવાનું સાધન એટલુંજ છે કે, પુરુષે તીવ્ર ભક્તિયોગથી મારે વિષે મનને અર્પણ કરીને તેને સ્થિર કરવું.

ઇતિ ભક્તિપ્રકરણમાં અધ્યાય ૧૬ મો સંપૂર્ણ.

---

## અધ્યાય ૧૭ મો.

—*:०:*—

### નારદોપદેશ. (૪-૨૯)

**नारद उवाचः—**

**प्राणेंद्रियमनोधर्मानात्मन्यध्यस्य निर्गुणः ।**
**शेते कामलवान् ध्यायन्ममाहमिति कर्मकृत् ॥ २५ ॥**

નારદ કહે છેઃ—હે રાજન્! જીવ પોતે પરબ્રહ્મરૂપ છે, તો પણ જ્યારે પરમગુરુ ભગવાન્ પરમાત્માને વિસરી જાય છે, માયાથી ઉત્પન્ન થયેલા આ દેહાદિકમાં બંધાય છે અને દેહાભિમાની થઇ, તે દેહને વશ થઇ સાત્ત્વિક, રાજસ તથા તામસ આદિ કર્મો કરે છે ત્યારે તે પોતાના કર્માનુસાર અવતાર લે છે. સાત્ત્વિક કર્મો કરવાથી કોઇ વેળા એ પુષ્કળ પ્રકાશવાળા અવતાર પામે છે, રાજસ કર્મો કરવાથી ઘણા શ્રમવાળા, કર્મથી ભરેલા અને પરિણામે દુઃખદાયી અવતાર પામે છે અને તામસ કર્મો કરવાથી અજ્ઞાન તથા શોકથી ભયંકર એવા અવતારો પામે છે. એ પ્રમાણે મંદબુદ્ધિવાળો જીવ પોતાનાં કર્મ

પ્રમાણે કોઇવાર પુરુષ, કોઇવાર સ્ત્રી, કોઇવાર નપુંસક, કોઇવાર દેવતા, કોઇવાર મનુષ્ય તથા કોઇવાર પક્ષી થઇને અવતરે છે, અને ભૂખથી ઘેરાયલો ગરીબ કૂતરો, જેમ ઘેરઘેર રખડીને ભાગ્ય પ્રમાણે કોઇ ઠેકાણેથી અન્નનો અને કોઇ ઠેકાણેથી લાકડીનો માર ખાય છે તેમ વિષયની ઇચ્છાવાળો જીવ પણ સ્વર્ગમાં, પાતાળમાં અથવા મૃત્યુલોકમાં ઉંચાનીચા જન્મોમાં ભટકતો, પ્રારબ્ધ પ્રમાણે સુખદુઃખને પામે છે. દુઃખો દૂર કરવાનો તેને એક પણ ઉપાય મળતો નથી અને કદાચ ઉપાય કરે છે, તો પણ દૈવથી, પ્રાણીઓથી તથા શરીરથી થતાં દુઃખોમાંનાં એક દુઃખથી પણ તે જીવ છૂટો થઇ શકતો નથી. જેમ કોઇ પુરુષ માથા ઉપર વજનદાર ભાર ઉંચકીને જતો હોય ને વધારે ભાર લાગવાથી પેલા ભારને માથા ઉપરથી કાંધ ઉપર લઇ લે છે, પરંતુ એમ કરવાથી પેલો ભાર કંઇ ઓછો થતો નથી, તેમજ સર્વ ઉપાયો દુઃખમય છે, માટે તે તે ઉપાયો કરવાથી પણ પ્રાણી દુઃખમાંથી છૂટો થઇ શકતો નથી. હે નિર્દોષ રાજા ! એક સ્વપ્નામાં આવેલું બીજું સ્વપ્ન જેમ પહેલા સ્વપ્નાને મટાડી શકતું નથી, તેમ દુઃખરૂપ કર્મો પણ કેવળ કર્મો કરવાથીજ દૂર થતાં નથી; કારણ કે બન્ને કર્મો અવિદ્યાને લીધે પ્રાપ્ત થાય છે, માટે તે સમાન છે. જીવ ઉપાધિરૂપ મનવડે સ્વપ્નામાં હોય ત્યાં સુધી તેની સ્વપ્નાવસ્થા દૂર થતી નથી, તેમજ વસ્તુતઃ જોતાં સંસાર મિથ્યા છે, તો પણ વિષયોનું મનન કરનારા જીવને સંસાર છૂટતો નથી, માટે જે અજ્ઞાનને લીધે પુરુષાર્થરૂપ આત્માને જેમાં અનર્થની પરંપરા સમાયલી છે, તેવો સંસાર વળગ્યો છે તે, અજ્ઞાનના ગુરુરૂપ પરમાત્માની પરમ ભક્તિ કરવાથીજ નાશ થાય છે. વાસુદેવ એવા ભગવાન્ વિષે સારી રીતે કરેલો ભક્તિયોગ, વૈરાગ્ય તથા જ્ઞાનને ઉત્પન્ન કરે છે. હે પ્રાચીનબર્હિષ્ રાજર્ષિ ! તે ભક્તિ, ભગવાન્‌ની કથાનું શ્રવણ કરવાથી થોડાજ સમયમાં મળે છે. માટે નિત્ય ભગવાન્‌ની કથાને સાંભળનારા, શ્રદ્ધાળુ તથા

તે કથાનું નિત્ય શ્રવણ કરનાર મનુષ્યને થોડા સમયમાંજ ભગવાન્ વિષે ભક્તિયોગ થાય છે. હે રાજા ! જ્યાં આગળ નિર્મળ મનના સદ્‌ગુણી ભગવાન્‌ના ભકતો ભગવાન્‌ના ગુણો ગાવામાંજ તથા સાંભળવામાં સ્થિર ચિત્તવાળા થઇને રહેતા હોય, તે ઠેકાણે મહાત્મા પુરુષોના મુખમાંથી ભગવાન્‌નાં ચરિત્રરૂપી અમૃતની નદીઓ ચોતરફ વહ્યા કરે છે, અને જે લોકો અત્યંત તૃષાથી તે નદીઓના જલનું સાવધ કરેલા કાનથી પાન કરે છે તે ભક્તિરસિક લોકોને ભૂખ, તરસ, ભય, શોક અને મોહ બાધ કરતાં નથી; પણ જો સત્સંગ કરે નહિ તો ઉપર કહેલા સ્વાભાવિક શોક, મોહ વિગેરેથી તથા આળસથી ખિન્ન થયેલા લોકોને નિત્ય ભગવાન્‌ના કથારૂપી સુધાસાગરમાં પ્રીતિ થતી નથી. સાક્ષાત્ બ્રહ્મા, ભગવાન્ શંકર, મનુ, દક્ષ વિગેરે પ્રજાપતિઓ, સનક વિગેરે નૈષ્ઠિક બ્રહ્મચારીઓ, મરીચિ અત્રિ, અંગિરા, પુલસ્ત્ય, પુલહ, ક્રતુ, ભૃગુ, વસિષ્ઠ, હું તથા નારદ આટલા બ્રહ્મવાદીઓ વેદવાણીના વેત્તા છીએ અને તપશ્ચર્યા, વિદ્યા તથા સમાધિવડે અદ્યાપિ સુધી સર્વના સાક્ષી પરમેશ્વરને શોધીએ છીએ, તો પણ તેમને જોઇ શકયા નથી. લોકો અર્થથી પણ પાર પહોંચાય નહીં, એવા મહાવિસ્તારવાળા વેદના અર્થ વિચારે છે, તો પણ તેઓ મંત્રોએ પ્રતિપાદન કરેલાં ઇન્દ્રયાદિકનાં સ્વરૂપોવાળા સાકાર દેવતાઓનું ભજન કરે છે, પરંતુ તેઓ પરમાત્માને ઓળખતા નથી; પણ અંતઃકરણમાં સારી રીતે ધ્યાન કરેલા ભગવાન્ જેના ઉપર અનુગ્રહ કરે છે તે મનુષ્યની લોકલજ્જા તથા કર્મમાર્ગમાં થયેલો આગ્રહ દૂર થાય છે, માટે હે પ્રાચીનબર્હિષ્ રાજા ! અજ્ઞાનને લીધે પુરુષાર્થરૂપે દેખાતા યજ્ઞનાં કર્મો માત્ર કાનનેજ મીઠાશ આપનારાં છે, પરંતુ પરમ વસ્તુને દેખાડતાં નથી, માટે તે કર્મો ઉપર તમારે પુરુષાર્થ બુદ્ધિ કરવી નહીં. ધૂમાડાથી જેઓની મલિન બુદ્ધિ થયેલી હોય છે, એવા જે લોકો “કર્મ કરવાં, એજ વેદનું તાત્પર્ય છે,”

એમ કહે છે, તેઓ વેદના ખરા અર્થને જાણતા નથી, કારણ કે જેમાં ભગવાન્ વાસુદેવ રહેલા છે, એવા વેદમાં કહેલા સ્વસ્વરૂપ પરમાત્માને તેઓ જાણતા નથી. તું તો મહામૂર્ખ છે, કારણ કે આખી પૃથ્વી ઉપર પૂર્વ દિશા તરફ અણીવાળા દર્ભોને પાથરીને ઘણા પશુઓનો સંહાર કરી 'હું મોટો યજ્ઞ કરનારો છું,' આવા અભિમાનમાં તું આવી ગયો છે અને તે અવિવેકપણાને લીધે ખરાં કર્મને જાણતો નથી, પણ ભૂલી ગયો છે. ભગવાન્ જેથી સંતુષ્ટ થાય તેજ કર્મ, અને જેથી ભગવાનને વિષે મન સ્થિર થાય તેજ વિદ્યા જાણવી. ભગવાન્ શ્રીહરિ પોતેજ સર્વ દેહધારીઓના આત્મા છે, સ્વતંત્ર કારણ છે તથા ઇશ્વર છે. માટેજ લોકોને શ્રીહરિનાં ચરણ શરણરૂપ છે અને તેથી મનુષ્યોનું આ લોકમાં તથા પરલોકમાં કલ્યાણ થાય છે. જે પરમાત્મા છે તેજ આપણો અત્યંત પ્રિય આત્મા છે અને તેનું ભજન કરવાથી લેશ પણ ભય રહેતો નથી. જે મનુષ્ય આ પ્રમાણે જાણે છે, તેને વિદ્વાન્ જાણવો અને જે વિદ્વાન્ હોય તે ગુરુ તથા પરમાત્મા ગણાય છે.

નારદ કહે છેઃ—હે પુરુષશ્રેષ્ઠ રાજા! ક્ષુદ્ર પદાર્થોનું ભક્ષણ કરનારો તથા ચરનારો એક મૃગ પુષ્પોની વાડીમાં સ્ત્રીની સાથે સાથે ફરે છે અને તે સ્ત્રીમાં આસક્ત થઇ રહ્યો છે, તેના કાન ભમરાઓના ગુંજારવમાં લોભાઇ રહેલા છે, તેના આગળ પ્રાણનો નાશ કરનારા વાઘો ઉભા છે, તો પણ તેઓને ગણકાર્યા વિના તે ચાલ્યો જાય છે. પાછળથી પારધિયે મારેલા બાણથી જેની પીઠ ભેદાઇ ગઇ છે, આવા મૃગને તું શોધી કાઢ.

નારદજીના આ પ્રશ્નનો કાંઇપણ ઉત્તર રાજા તરફથી મળ્યો નહીં, ત્યારે નારદજી પોતે તેનો ઉત્તર આપતા બોલ્યા કે, તું પોતેજ મૃગરૂપ

છે, પુષ્પની પેઠે પરિણામે નીરસ થઇ જનારી સ્ત્રીઓવાળા ઘરમાં સ્ત્રીઓની સાથે રહે છે, ફૂલની મધુર સુગંધની પેઠે અત્યંત હલકાં અને કામ્ય કર્મના ફળથી મળતાં જિહ્વાનાં તથા ઉપસ્થ આદિકનાં અલ્પસુખોને શોધ્યા કરે છે. સ્ત્રીઓની સાથે રહેવાથી તેઓ પર તારું મન આસક્ત થયેલું છે. ભમરાઓના મધુર ગુંજારવોની પેઠે સ્ત્રીઓના અત્યંત મધુર ભાષણોથી તારા કાન લોભાયલા છે, અને આગળ ઉપર રહેલા નહારની પેઠે દિવસ, રાત્રિ, પખવાડિયાં એ વિગેરે કાળના વિભાગો તારાં આયુષ્યનો નાશ કરે છે, છતાં તેઓને ગણકાર્યા વિના તું ઘરમાં અનેક ક્રીડાઓ કરે છે અને કાળરૂપી પારધિ છાનો માનો તારી પાછળ ફરીને ગુપ્ત બાણથી તને વીંધી નાંખે છે. હે રાજા ! આ પ્રમાણે તારી દશા થયેલી છે, તેનો તું પોતે વિચાર કરીને તારા ચિત્તને હૃદયમાં સ્થિર કર અને બહિર્વૃત્તિઓને ચિત્તમાં રોક, એટલે ઇંદ્રિયોને તેના વિષયોમાં જતી અટકાવ. જેમાં નીચ કામી પુરુષોની કથાઓ થાય છે એવા ગૃહસ્થાશ્રમનો ત્યાગ કર, જીવોના આશ્રયરૂપ પરમાત્માને પ્રસન્ન કર અને ક્રમે ક્રમે સર્વ વિષયોમાંથી અળગો થઇ જા.

ઇતિ ભક્તિપ્રકરણમાં અધ્યાય ૧૭ મો સંપૂર્ણ.

# અધ્યાય ૧૮ મો.

## પ્રહ્‌લાદજીના ઉદ્‌ગાર. (૭-૯)

प्रह्लाद उवाचः—

नैतन्मनस्तव कथासु विकुंठनाथ ।
संप्रीयते दुरितदुष्टमसाधु तीव्रम् ॥
कामातुरं हर्षशोकभयैषणार्तं ।
तस्मिन्कथं तव गतिं विमृशामि दीनः ॥ ३९ ॥

પ્રહ્‌લાદજી કહે છેઃ—હે વૈકુંઠનાથ ! પાપવડે દૂષિત થયેલું, બહિર્મુખ, અસ્થિર, કામનાથી વ્યાપ્ત અને હર્ષ, શોક, ભય તથા તૃષ્ણાથી આતુર એવું મારું આ મન, તમારી કથાથી પ્રસન્ન થતું નથી, માટે હું દીન, મારી ગતિનો મારા મનમાં કેવી રીતે વિચાર કરી શકું ? હે અચ્યુત ! તૃપ્તિ ન પામતી જિહ્વા, એક તરફથી મને ખેંચે છે; બીજી તરફથી શિશ્ન, કામેચ્છાથી મને ખેંચે છે; ત્રીજી તરફથી ત્વચા ઈંદ્રિય, સ્પર્શ સુખ માટે મને ખેંચે છે; ચોથી તરફથી પેટ, આહાર માટે ખેંચે છે; પાંચમી તરફથી શ્રવણેંદ્રિય, મધુર શબ્દો સાંભળવા માટે મને ખેંચે છે; છઠ્ઠી તરફથી ઘ્રાણેંદ્રિય (નાસિકા) સુગંધ લેવા માટે મને ખેંચે છે; સાતમી તરફથી ચપળ એવાં નેત્ર, સુંદર રૂપ જોવા મને ખેંચે છે; તે પ્રમાણે કર્મેન્દ્રિયો પોતપોતાના વિષયો તરફ મને ખેંચે છે; અર્થાત્ ઘણી શોક્યો જેમ પોતાના ભર્તારને ઉતરડી નાંખે, તેમજ ઈંદ્રિયો મને ઉતરડી નાંખે છે. હે મહારાજ ! હુંજ કેવળ આવી દુઃખી દશાને પામ્યો છું એમ નથી, પરંતુ એ પ્રમાણેજ બીજાં મનુષ્ય પણ દુઃખી છે. તેઓ સંસારરૂપી વૈતરણી નદીમાં

પડેલાં છે, એકબીજાથી થતાં જન્મ, મરણ તથા ભક્ષણથી અત્યંત ડરે છે, પોતાની સાથે કલહ, વૈર અને મૈત્રી કર્યા કરે છે, માટે હે નિત્યમુક્ત પ્રભુ! આવાં મૂઢ મનુષ્યો ઉપર કૃપા કરીને તેઓને સંસારરૂપી વૈતરણીમાંથી બહાર કાઢી, તેમની રક્ષા કરો. કદાચ આપ કહેશો કે, 'મારે એકલાએ સર્વ મનુષ્યોનો કેવી રીતે ઉદ્ધાર કરવો?' તો તેના ઉત્તરમાં કહેવાનું કે, હે અખિલગુરુ! હે ભગવન્! આપ આ સર્વ જગત્નાં ઉત્પત્તિ, સ્થિતિ તથા પ્રલય કરો છો તો તમને આ સર્વ જગત્નો ઉદ્ધાર કરવામાં શું શ્રમ પડવાનો છે? હે આતુરજનના બંધુ! મૂઢ મનુષ્યો ઉપર અનુગ્રહ કરવો, એમાંજ આપની મહત્તા સમાયલી છે; અને તો પછી તમારા ભક્તજનોની સેવા કરનારા અમ લોકોનો તમે ઉદ્ધાર કરશો, તેમાં નવાઇ શી? હે પરમાત્મા! આપનાં પરાક્રમોનાં ગાયનરૂપી મહાઅમૃતમાં મારું મન ડૂબેલું છે, તેથી હું તો તરી શકાય નહીં તેવી સંસારરૂપી વૈતરણી નદીથી ઉદ્વેગ પામતો નથી, પરંતુ જેઓનું મન તમારી કથાથી વિમુખ છે તથા જેઓ મિથ્યા ઇંદ્રિયોનાં સુખને માટે કુટુંબોનો ભાર વહ્યા કરે છે, તેવા મૂઢ લોકોનો હું શોક કરું છું. હે દેવ! કદાચ તમે કહેશો કે, 'તું તારે મુક્તિ લઇ લે, બીજાં મૂઢ મનુષ્યોને તો તત્ત્વવેત્તા મુનિઓ ઉપદેશ આપશે,' તો તેના ઉત્તરમાં કહેવાનું કે, મુનિઓ તો ઘણું કરીને પોતાની મુક્તિ કરવાની ઇચ્છાથી વનમાં એકાંત પ્રદેશમાં તપશ્ચર્યા કરે છે, બીજાનું કંઇ પણ કાર્ય કરવામાં તત્પર રહેતા નથી; માટે હું આ કૃપણ લોકોને છોડીને એકલો મુક્તિ પામવાની ઇચ્છા રાખતો નથી. આટલું બધું આપને કહેવાનું કારણ એ છે કે, આ સંસારાટવીમાં ભટકતા લોકોને તમારા વિના બીજો આશ્રય હું જોતો નથી. ગૃહસ્થાશ્રમમાં મૈથુનાદિકનું જે સુખ છે, તે તુચ્છ છે. શરીરમાં ખરજ આવવાથી બન્ને હાથવતી ખંજવાળવું પડે અને જેમ એક દુઃખ મટાડતાં બીજું દુઃખ ઉત્પન્ન થાય છે, તેમજ વિષયસુખોમાં પણ એક દુઃખ

દૂર કરતાં બીજું દુઃખ આવી પડે છે. કૃપણ લોકો બહુ દુઃખો ભોગવે છે, તો પણ તેઓ સંસારના વિષયસુખથી ધરાતા નથી, પરંતુ કોઇક ધીરજવાન્ મનુષ્યજ આપની કૃપાથી ખરજની પેઠે કામની ખરજને પણ સહન કરે છે. મૌન, ચાંદ્રાયણાદિ વ્રત, શાસ્ત્રશ્રવણ, તપશ્ચર્યા, વેદાધ્યયન, સ્વધર્માચરણ, વ્યાખ્યાન, એકાંતનિવાસ, જપ તથા સમાધિ, આ દશ મોક્ષનાં સાધન છે, પરંતુ એ સાધનો ઘણું કરી ઇંદ્રિયાધીન મનુષ્યોને આજીવિકામાં ઉપયોગી થઇ પડે છે તથા દાંભિક મનુષ્યોને ઉદરપોષણ માટે ઉપયોગી થઇ પડે છે અને સમય ઉપર ઉપયોગી થતાં પણ નથી. બીજમાંથી અંકુર અને અંકુરમાંથી બીજ, એમ પ્રવાહરૂપે ચાલતાં તમારાં આ કાર્ય–કારણરૂપ બે સ્વરૂપ વેદે પ્રકટ કરેલાં છે. પ્રાકૃતરૂપરહિત જે તમે તેનાંજ તે રૂપ છે, પરંતુ તમારાથી જૂદાં નથી. મથન કરવાથી જેમ અગ્નિ લાકડામાં રહેલો છે, તે જોવામાં આવે છે, તેમજ જિતેંદ્રિય પુરુષો યોગાભ્યાસથી કાર્ય–કારણ બન્નેમાં રહેલા તમને સાક્ષાત્ જુવે છે. કાર્ય–કારણ તમારા વિના બીજા પ્રધાન તથા પરમાણુ આદિથી ઉત્પન્ન થતાં નથી. હે વ્યાપકદેવ! વાયુ, અગ્નિ, પૃથ્વી, આકાશ, પાણી, શબ્દાદિક વિષયો, પ્રાણ, ઇન્દ્રિયો, મન, ચિત્ત, અહંકાર, સ્થૂલ તથા સૂક્ષ્મ, એ સર્વ તમેજ છો અને મન વડે તથા વચન વડે જે કંઇ પ્રકાશિત થાય છે, તે સર્વ તમારાથી જુદું નથી. આ ગુણો, ગુણવાનો, મહત્તત્ત્વાદિક મન વિગેરે, દેવતાઓ અને મનુષ્યો, આદિ તથા અંતવાળાં છે. તેઓ, હે મહાકીર્તિવાળા ઈશ્વર! આદિ તથા અંતરહિત તમારા સ્વરૂપને જાણતા નથી, આમ વિચાર કરીને બુદ્ધિશાળી પુરુષો અધ્યયનાદિક વ્યાપારનો ત્યાગ કરીને, કેવળ તમારીજ ઉપાસના કરે છે. માટે હે પૂજ્યતમ! નમસ્કાર, સ્તુતિ, સર્વ કર્મો અર્પણ કરવાં, પૂજન, આપનાં ચરણનું સ્મરણ, કથાનું

શ્રવણ, એ રીતે તમારી છ અંગવાળી સેવા કર્યા વિના પરમહંસોને મળી શકે તેવા ભગવાન્‌ની મનુષ્ય કેવી રીતે ભક્તિ કરી શકે? અને ભક્તિ કર્યા વિના મોક્ષ પણ મળે નહીં, અને સેવા વિના ભક્તિની સિદ્ધિ પણ થાય નહીં, એટલા માટે પ્રથમ માગેલું તમારું દાસત્વ તમે મને આપો.

ઇતિ ભક્તિપ્રકરણમાં અધ્યાય ૧૮ મો સંપૂર્ણ.

---

## અધ્યાય ૧૯ મો.

—:*०*:—

### પૂજાવિધિનો પ્રકાર. (૧૬-૨૭)

**उद्धव उवाचः--**

**क्रियायोगं समाचक्ष्व भवदाराधनं प्रभो ।**
**यस्मात्त्वां ये यथाऽर्चंति सात्वताः सात्वतर्षभ ॥ १ ॥**

ઉદ્ધવજી કહે છેઃ—હે પ્રભુ! ભક્ત લોકો જે કારણ માટે તમારી જે પ્રમાણે પૂજા કરે છે, તે ભક્ત લોકો, તેનું કારણ તથા તેના વિધિ સાથે આપની પૂજા કરવાનો પ્રકાર મને આપ કહો.

શ્રી ભગવાન્ બોલ્યાઃ—હે ઉદ્ધવ! કર્મકાંડરૂપી ભગવાન્‌ની પૂજાનો વિધિ છેડા વિનાનો છે, તે હું તમારી પાસે કહેવા માંડું તો તેનો પાર આવે નહીં, માટે હું તમને અનુક્રમે તે યથાર્થ રીતે ટૂંકામાં તે પૂજાનો વિધિ કહી બતાવીશ.

(૧) પૂજાના પ્રકાર તથા કાળઃ—વૈદિક, તાંત્રિક તથા મિશ્ર, એમ ત્રણ પ્રકારે મારી પૂજા થાય છે. તે ત્રણમાંથી જે વિધિ

સારો લાગે, તે વિધિથીજ મારું પૂજન કરવું. પુરુષ જ્યારે પોતાના વેદમાં કહેલા વિધિ પ્રમાણે દ્વિજપણાને પ્રાપ્ત થાય છે, ત્યારે તે ભક્તિથી તથા શ્રદ્ધાથી સારી રીતે મારી પૂજા કરે છે, તે વિધિ હું તમને કહું છું, તે તમે મારી પાસેથી સાંભળો. મનુષ્યે ભક્તિસંપન્ન થઇને ગુરુરૂપ જે હું, તેની નિષ્કપટપણાથી પૂજાના પદાર્થો વડે, મૂર્તિમાં, પૃથ્વીમાં, અગ્નિમાં, સૂર્યમાં, પાણીમાં, હૃદયમાં અથવા તો બ્રાહ્મણને વિષે પૂજા કરવી.

## પૂર્વવિધિ.

પૂજા કરનારા પુરુષે પ્રથમ દાંત ધોઇને અંગોની શુદ્ધિ માટે નહાવું. નહાતી વેળા વૈદિક તથા તાંત્રિક મંત્રો ભણી, માટી વિગેરે લઇને હાથ પગ તથા અંગોને શુદ્ધ કરીને પછી નહાવું. ઈશ્વર વિષેજ સંકલ્પ કરનારા પુરુષે વેદમાં સંધ્યોપાસનાદિક જે કર્મો અવશ્ય કરવાં કહ્યાં છે, તે કર્મો કરવાં અને તેઓની સાથે કર્મોનાં બંધનનો નાશ કરનારી મારી પૂજા કરવી.

## મૂર્તિના પ્રકાર.

દેવતાની પ્રતિમા શિલાની, કાષ્ઠની, ધાતુની, માટીની, ચંદનાદિકની, ચિત્રની, રેતીની, મણિની તથા માનસિક, આ રીતે આઠ પ્રકારની કહેલી છે. તેમાંથી જો હૃદયમાં પૂજા કરવી હોય તો માનસિક મૂર્તિની પૂજા કરવી. સ્થિર તથા ચલ એમ મારી બે પ્રકારની મૂર્તિ હોય છે, તે મૂર્તિઓમાં પ્રાણપ્રતિષ્ઠા કરવાથી મારો નિવાસ થાય છે.

## આવાહન તથા વિસર્જન.

હે ઉદ્ધવ! સ્થિર મૂર્તિમાં પૂજા કરવી હોય તો નિત્ય તેનું આવાહન તથા વિસર્જન કરવાં નહીં. ચલ મૂર્તિમાં આવાહન તથા વિસર્જન કરવા માટે વિકલ્પ કહ્યો છે. તેમાં પણ શાલિગ્રામને

માટે ના કહેલી છે. રેતીની મૂર્તિમાં અવશ્ય આવાહનાદિક કરવાં અને બીજી મૂર્તિઓમાં આવાહનાદિક કરે અથવા તો ન કરે તો પણ ચાલે. પૃથ્વીમાં પૂજા કરવી હોય તો આવાહન અને વિસર્જન બન્ને કરવાં.

## પ્રતિમાનું સ્નાન.

માટીની, આલેખેલી તથા ચિત્ર વિનાની બીજી મૂર્તિઓને નવરાવવી અને મૃત્તિકા આદિકની મૂર્તિઓનું સ્નાનને ઠેકાણે માર્જન કરવું.

## પૂજાસામગ્રી.

સકામ ભક્તે અત્યંત શોભાયમાન પદાર્થોવડે મારી મૂર્તિ વિગેરેમાં પૂજા કરવી, અને મારી જો હૃદયમાં પૂજા કરવી હોય તો મનોમય પદાર્થોથી પૂજા કરવી.

## અધિષ્ઠાન તથા ઉપચારભેદ.

હે ઉદ્ધવ! સ્નાન કરાવવાની તથા આભૂષણો ધરાવવાની ઇચ્છા હોય તો મારી ધાતુ વિગેરેની મૂર્તિમાંજ ધરવાં. પૃથ્વી ઉપર પૂજા કરવી હોય તો જૂદાં જૂદાં સ્થાનોમાં અંગ તથા પ્રધાન દેવતાઓની જૂદા જૂદા મંત્રોથી સ્થાપના કરવી. અગ્નિમાં પૂજા કરવી હોય તો ઘીથી ભીંજાયલું હવિ અગ્નિમાં હોમવું. સૂર્યમાં પૂજા કરવી હોય તો ઉપસ્થાન તથા અર્ઘ્યાદિકથી પૂજા કરવી. પાણીમાં પૂજા કરવી હોય તો તર્પણ વિગેરેથી પૂજા કરવી. ભક્તજન શ્રદ્ધાથી મને [1]પાણી અર્પણ કરે તો તે પણ મને પ્રિય લાગે છે, પરંતુ ભક્તિહીન મનુષ્ય ગંધ, પુષ્પ, ધૂપ, દીપ

१ पत्रं पुष्पं फलं तोयं यो मे भक्त्या प्रयच्छति ।
तदहं भक्त्युपहृतमश्नामि प्रयतात्मनः ॥

**અર્થ**:—જે મનુષ્ય પત્ર, પુષ્પ, ફળ, પાણી એમાંનું જે કંઇ મને ભક્તિપૂર્વક અર્પણ કરે છે તે વિશુદ્ધજનનું ભક્તિયુક્ત તે હું આનંદથી ગ્રહણ કરું છું. ગીતા.

અને અન્નાદિક ઘણા પદાર્થો મને અર્પણ કરે, તો પણ તે મને પ્રસન્ન કરી શકતા નથી, ત્યારે બીજા તો કેમજ પ્રસન્ન કરે ?

## મુખ્ય નિયમ--પૂજાનો ક્રમ.

પૂજા કરનારાએ નાહીને શુદ્ધ થવું, સર્વ સામગ્રીઓ એકઠી કરીને પોતાની પાસે રાખવી; પૂર્વ દિશા તરફ મુખ કરીને આસન ઉપર બેસવું અને પછી પૂજાનો આરંભ કરવો. જો સ્થિર મૂર્તિની પૂજા કરવી હોય તો મૂર્તિની સન્મુખ બેસવું અને પછી પૂજાનો આરંભ કરવો. પૂજા કરવાના આરંભમાં ગુરુ આદિક વડિલજનને પ્રણામ કરવા અને પછી પોતાને વિષે ન્યાસ કરીને મારી મૂર્તિ વિષે ન્યાસ કરવા, અને પછી મારી મૂર્તિ ઉપરથી નિર્માલ્ય વિગેરે ઉતારીને હાથથી તે મૂર્તિને સ્વચ્છ કરવી અને પાણીથી ભરેલા પૂર્ણ કુંભનો તથા પ્રોક્ષણપાત્રનો શાસ્ત્રમાં કહ્યા પ્રમાણે ચંદનપુષ્પાદિકથી સંસ્કાર કરવો. તે પછી પ્રોક્ષણપાત્રના પાણીથી પૂજાના સ્થાનને, પૂજાના પદાર્થોને તથા પોતાના શરીરને પ્રોક્ષણ કરીને પાદ્ય, અર્ઘ્ય, આચમન માટે તૈયાર કરેલાં ત્રણ પાત્રોને પાણીથી ભરવાં તથા જૂદા જૂદા પદાર્થો નાંખીને તૈયાર કરવાં. તે આ રીતે કે, પાદ્યના પાત્રમાં શામો, દૂર્વા, કમળ તથા માટી વિગેરે નાંખવાં, અર્ઘ્યના પાત્રમાં ગંધ, પુષ્પ, અક્ષત, યવ, દર્ભના અગ્રભાગ, તલ, સર્ષવ અને દૂર્વા નાંખવાં તથા આચમનના પાત્રમાં જાઇ, લવિંગ તથા કંકોલ નાંખવાં. તે પછી આચાર્યે પાદ્યના પાત્રને હૃદયના મંત્રથી, અર્ઘ્યપાત્રને મસ્તકના મંત્રથી અને આચમનના પાત્રને ગાયત્રીની શિખાના મંત્રથી મંત્રીને છેવટે ગાયત્રીવડે તે ત્રણે પાત્રોનું અભિમંત્રણ કરવું.

## ધ્યાનવિધિ.

પછી કોઠામાં રહેલા વાયુથી દેહનું શોષણ કરી, આધારચક્રમાં રહેલા અગ્નિથી તેને બાળી નાખી, લલાટમાં રહેલા ચંદ્રમાના

અમૃતથી ભીંજવીને અમૃતમય કરવું અને તે પછી તે દેહમાં રહેલા હૃદયકમલમાં રહેલી ઉત્તમ એવી નારાયણની મૂર્તિનું ધ્યાન કરવું. જે મૂર્તિનું ધ્યાન સિદ્ધલોકો પ્રણવના અકાર, ઉકાર, મકાર તથા બિંદુની પછી અનુકરણાત્મક નાદના છેડામાં કરે છે. ઘર જેમ દીવાની પ્રભાથી ભરાઇ જાય, તેમ પોતાના સ્વરૂપની ભાવનાથી, ચિંતવેલી તે મૂર્તિ પોતાના દેહમાં વ્યાપી જાય એટલે તેની, પ્રથમ પોતાના દેહમાંજ માનસિક પૂજાના ઉપચારોથી પૂજા કરવી અને તન્મય થઇ જવું.

## પ્રધાનપૂજા.

તે પછી મૂર્તિ આદિકમાં તેનું આવાહન કરીને પછી મારા અંગન્યાસ કરવા અને ત્યાર પછી મારું પૂજન કરવું. ધર્માદિક આઠ તથા નવ શક્તિઓથી મારું આસન ગોઠવવું. તે આ રીતે કે, ધર્મ, જ્ઞાન, વૈરાગ્ય અને ઐશ્વર્યથી, તે આસનના અગ્નિ ખૂણા આદિ ચાર ખૂણાઓના ચાર પાયાઓ કલ્પવા. અધર્મ, અજ્ઞાન, અવૈરાગ્ય અને અનૈશ્વર્ય, એ ચારથી પૂર્વાદિક દિશાઓમાં તે આસનોના, ઇંસ, ઉપળાં વિગેરે અવયવો કલ્પવા. ત્રણ ગુણોને તે આસનની પાટી કલ્પવી અને તેની પૂર્વાદિક દિશાઓમાં તથા મધ્યભાગમાં વિમલા, ઉત્કર્ષણી, જ્ઞાતા, ક્રિયા, યોગા, પ્રહ્વી, સત્યા, ઈશાના તથા અનુગ્રહા, આ નવ શક્તિઓની કલ્પના કરવી; અને તે આસન ઉપર આઠ દલવાળા તથા કળી કેસરાંઓથી ઉજ્જવલ દેખાતા એક કમળની કલ્પના કરવી. તે પછી વેદ તથા તંત્રમાં કહેલા ભોગ અને મોક્ષના લાભ માટે મને પાદ્ય, આચમન તથા અર્ઘ્ય આદિક ઉપચારો અર્પણ કરવા.

## ઉપપૂજા.

તે પછી સુદર્શન, પાંચજન્ય, ગદા, ખડ્ગ, બાણ, ધનુષ્ય, હલ, મુસલ, કૌસ્તુભ, માળા તથા શ્રીવત્સની પૂજા કરવી. તે એ

પ્રમાણે કે, સુદર્શનાદિક આઠ આયુધોની આઠ દિશામાં પૂજા કરવી અને કૌસ્તુભાદિક ત્રણ આભૂષણોની વક્ષઃસ્થલમાં પૂજા કરવી. નંદ, સુનંદ, ગરુડ, પ્રચંડ, ચંડ, મહાબલ, બલ અને કુમુદેક્ષણ, આ આઠ મારા–ભગવાનના પાર્ષદોની આઠ દિશામાં પૂજા કરવી અને તે ગરુડની સન્મુખમાં પૂજા કરવી. અર્ધ્યાદિકથી ચાર ખૂણાઓમાં દુર્ગા, વિનાયક, વ્યાસ અને વિશ્વસેનની પૂજા કરવી, વામભાગમાં ગુરુઓની પૂજા કરવી અને પૂર્વાદિક દિશાઓમાં ઇંદ્રાદિક ચાર લોકપાલોની પૂજા કરવી. તે પૂજા ભગવાનના સન્મુખભાગમાં કરવી.

## સ્નાનવિધિ.

પોતાની પાસે વૈભવ હોય તો ચંદન, અગર, વાળો, કપૂર તથા કેસરથી સુવાસિત કરેલા જળવડે મંત્રો ભણીને નિત્ય ભગવાન્‌ને નવરાવવા. તે વખતે ‘ સુવર્ણધર્મ ’ નામનો અનુવાક્, ‘ મહાપુરુષવિદ્યા ’ નામનો શ્લોક, પુરુષસૂક્ત, નીરાજન અને રૌહિણ વિગેરે સામના મંત્રો ભણવા.

## અર્ચનવિધિ.

ઉપર કહેલા મંત્રોથી નવરાવ્યા પછી મારા ભક્તે પ્રેમપૂર્વક ઘટતી રીતે વસ્ત્ર, ઉપવીત, આભૂષણ, પત્રભંગની રચના, માળા તથા સુગંધી ચંદનાદિકનો લેપ ધરાવીને મને શણગારવો.

## નૈવેદ્યસમર્પણ.

પૂજા કરનારાએ શ્રદ્ધાથી મને પાદ્ય, આચમન, ગંધ, અક્ષત, પુષ્પ, ધૂપ, દીપ તથા નૈવેદ્યો અર્પણ કરવાં. જો સંપત્તિ હોય તો ગોળ, દૂધપાક, ઘી, પુરીઓ, પુડાઓ, લાડુઓ, કંસાર, દહિં અને દાળનું નૈવેદ્ય ધરવું. અભ્યંગ, મર્દન, અરીસો, દાતણ, પંચામૃતનું નાવણ, ભક્ષ્ય ( કરડીને ખવાય તેવા પદાર્થો ) અને ભોજ્ય

( દાળ ભાત વિગેરે પદાર્થો ) ધરવા તથા ગાયન, નૃત્ય વિગેરે પર્વે પર્વે મારી આગળ કરવાં અને વૈભવ હોય તો રોજ રોજ તે પ્રમાણે કરવું. અધિક ફળની ઇચ્છાવાળાઓએ અગ્નિમાં પૂજા કરવી. તેનો વિધિ આ પ્રમાણે છે.

## અગ્નિપૂજા.

શાસ્ત્રમાં કહેલા વિધિપ્રમાણે મેખલા, ગર્ત તથા વેદી સાથે કુંડ બનાવવો અને તે કુંડમાં અગ્નિને પધરાવીને તે પ્રજ્વલિત થાય કે તેને હાથવતી ચારે તરફથી એકઠો કરવો. તે પછી શાસ્ત્રમાં કહ્યા પ્રમાણે દર્ભવડે પરિસ્તરણ કરીને ચારે તરફ પ્રોક્ષણ કરવું. પછી શાસ્ત્રમાં કહ્યા પ્રમાણે વ્યાહૃતિઓ ભણીને સમિધ્ નાંખવારૂપી 'અન્વાધાન' નામનું કર્મ કરવું. તે પછી અગ્નિના ઉત્તર ભાગમાં હોમની ઉપયોગી સામગ્રીઓ મૂકીને પ્રોક્ષણીપાત્રમાં રહેલા પાણીથી તેનું પ્રોક્ષણ કરીને અગ્નિને વિષે નીચે પ્રમાણે મારું ધ્યાન ધરવું. "તપાવેલા સુવર્ણસમાન કાંતિવાળા, શંખ, ચક્ર, ગદા અને કમળથી શોભાયમાન, ચાર બાહુવાળા, શાંતસ્વરૂપ, કમળનાં કેસરાં જેવા શોભાયમાન, પીળાં વસ્ત્ર ધારણ કરનારા, ચળકાટ મારતા મુકુટ, કડાં, કંદોરા અને બાજુબંધથી શોભતા, વક્ષઃસ્થલમાં શ્રીવત્સને ધારણ કરનારા, કંઠમાં કૌસ્તુભમણિને ધારણ કરનારા તથા વનમાળા પહેરનારા." આવા મારા રૂપનું ધ્યાન કરતાં કરતાં મારી પૂજા કરવી.

## હુવનવિધિ.

ઘીથી ભીંજવેલાં લાકડાંને અગ્નિમાં નાંખવાં અને ચારે તરફ ઘીની ધારાવાડી કરીને બે આધાર તથા બે આજ્યભાગ આપીને અષ્ટાક્ષર મંત્રવડે તથા પુરુષસૂક્તવડે પ્રત્યેક ઋચાઓએ આહુતિ લઇને ધર્માદિક દેવતાઓને ઉદ્દેશીને અનુક્રમે 'સ્વાહા' જેમના અંતમાં છે એવાં નામો લઇને અગ્નિમાં ઘીથી ભીંજવેલું હવિ હોમવું.

## અગ્નિપૂજાની પુષ્પાંજલિ.

આ પ્રમાણે સ્વિષ્ટકૃત્ નામનો હોમ કરીને પછી પૂજા કરનારા સમજુ પુરુષે અગ્નિમાં રહેલા અંતર્યામી ભગવાનનું પૂજન કરવું અને તેમને નમસ્કાર કરીને તેમના પાર્ષદોને બલિદાન આપવું. તે પછી નારાયણસ્વરૂપ પરબ્રહ્મનું સ્મરણ કરતાં કરતાં મૂળમંત્ર ( અષ્ટાક્ષર ) નો જપ કરવો. તે પછી ભગવાન્ ભોજન કરી રહ્યા એવું ધ્યાન કરીને તેમને આચમન કરાવીને જે ઉચ્છિષ્ટ હોય તે વિશ્વક્સેનને અર્પણ કરવાની કલ્પના કરી, તેની આજ્ઞા લઇને પછી પોતે ભોજન કરવું. તે પછી સુગંધિ તામ્બૂલ વિગેરે મુખવાસ આપીને ફરી પુષ્પાંજલિથી પૂજન કરવું.

## પૂજા પછીનું કર્તવ્ય.

ગાતાં, સ્તુતિ કરતાં, નાચતાં, મારાં કર્મોનો પોતાને વિષે આવિર્ભાવ કરતાં તથા મારી કથાઓ સાંભળતાં અને સંભળાવતાં વ્યગ્રપણાને દૂર કરીને પ્રતિદિવસ બે ઘડી અવકાશ લેવો, અર્થાત્ બે ઘડી, વ્યગ્રપણાનો ત્યાગ કરીને મારાં ગીતાદિકમાં ગાળવી. પુરાણોક્ત નાનાં મોટાં સ્તોત્રોથી તથા દેશી ભાષાનાં નાનાં મોટાં ભજનોથી મારી સ્તુતિ કરીને "હે ભગવન્ ! પ્રસન્ન થાઓ," આમ કહી મને દંડવત્ પ્રણામ કરવા. મારાં બે ચરણમાં મસ્તક મૂકી, બે હાથથી મારાં બે ચરણ પકડી કહેવું કે, "હે ઇશ્વર! હું મૃત્યુરૂપી જેમાં ઝૂડ છે એવા સંસારસાગરથી ભય પામીને તમારે શરણે આવ્યો છું, મારું રક્ષણ[1] કરો."

---

[1] अन्यथा शरणं नास्ति त्वमेव शरणं मम ।
तस्मात् कारुण्यभावेन रक्षस्व परमेश्वर ॥

અર્થઃ—હે પરમેશ્વર ! હું તમારેજ શરણે આવ્યો છું, કારણ શરણ જવાને બીજું કોઇ ઠેકાણુંજ નથી તેથી કૃપા કરી આપ મારું રક્ષણ કરો.

આ પ્રમાણે મારી પ્રાર્થના કરીને મેં આપેલું મારું નિર્માલ્ય મસ્તક ઉપર આદર સાથે ચઢાવીને જો મારું વિસર્જન કરવાનું હોય તો પ્રતિમામાં જે જ્યોતિ રહેલું છે તેનું પાછું હૃદયમાં રહેલા જ્યોતિમાંજ વિસર્જન કરવું. જ્યારે જે મૂર્તિ ઉપર શ્રદ્ધા ઉત્પન્ન થાય ત્યારે તે મૂર્તિ વિષે મારી પૂજા કરવી, કારણ કે, સર્વના આત્મારૂપ હું સર્વ પદાર્થોમાં તેમજ સર્વ પ્રાણીઓમાં રહેલો છું. આ પ્રમાણે વૈદિક અને તાંત્રિક પૂજાના વિધિઓથી જે પુરુષ મારી પૂજા કરે છે, તે પુરુષ આ લોકમાં તથા પરલોકમાં, એમ ઉભય લોકમાં મારી પાસેથી ઇચ્છાનુસાર સિદ્ધિને પામે છે.

## પ્રતિમાસ્થાપન.

સમર્થ પુરુષે મારી મૂર્તિનું સ્થાપન કરીને એક મજબૂત મંદિર બંધાવવું તથા નિત્યની પૂજાઓમાં, પર્વણીના દિવસોમાં, લોકોના મોટા મેળાઓમાં તથા વસંતાદિકના ઉત્સવોમાં ઉપયોગી થઇ પડે તેવી સુંદર પુષ્પોની વાડીઓ તથા ક્ષેત્રો મને અર્પણ કરવાં. મોટા પર્વના દિવસોમાં તથા પ્રતિદિવસે પૂજા, ભોગ વિગેરે ચાલુ રહેવા માટે ક્ષેત્રો, દુકાનો, ગામડાંઓ અને નગરો મારા મંદિરમાં અર્પણ કરીને મનુષ્ય મારા જેવા ઐશ્વર્યને પામે છે. મારી પ્રતિષ્ઠા કરવાથી ચક્રવર્તિપણાને પામે, મારા મંદિરમાં ક્ષેત્રાદિક આપવાથી ત્રણ લોકનાં રાજ્યને પામે, મારી પૂજાદિક કરવાથી બ્રહ્મલોકને પામે અને એ ત્રણે કરવાથી મનુષ્ય મારા સમાન-પણાને પામે છે. ઉપર જે કહ્યું તે સકામ ભક્તને માટે કહ્યું છે. જે પુરુષ નિષ્કામ એવા ભક્તિયોગથી મારી પૂજા કરે છે, તે મનેજ પામે છે તથા ભક્તિયોગને પણ પામે છે.

## વૃત્તિનો અપહાર.

જે મનુષ્ય દેવતા અને બ્રાહ્મણની પોતે આપેલી અથવા તો બીજાઓએ આપેલી આજીવિકા હરી લે છે, તે મનુષ્ય એક

લાખ વર્ષ સુધી નરકમાં વિષ્ટા ખાનારો કીડો થાય છે. આવાં કર્મોનું જે ફળ મળે છે, તે કર્તાને, સહાય કરનારાને, પ્રેરણા કરનારાને તથા અનુમોદન આપનારાને મૃત્યુ પછી પરલોકમાં સરખું મળે છે, કારણ કે, તે સર્વ કર્મના ભાગી છે; પરંતુ તેમાં વિશેષ આટલું છે કે, જેણે વિશેષ સત્કર્મ કર્યું હોય, તેને તેનું ફળ પણ અધિક મળે છે.

ઇતિ ભક્તિપ્રકરણમાં અધ્યાય ૧૯ મો સંપૂર્ણ.

---

## અધ્યાય ૨૦ મો.



### ઉપાસનાવર્ણન. ( ૨-૩ )

शुक उवाचः—

ब्रह्मवर्चसकामस्तु यजेत ब्रह्मणस्पतिम् ॥
इंद्रमिंद्रियकामस्तु प्रजाकामः प्रजापतिम् ॥ २ ॥

શુકદેવજી કહે છેઃ—હેરાજન્! મનુષ્યોને ભિન્ન ભિન્ન કામનાઓ હોય છે. જેને બ્રહ્મતેજની કામના હોય, તેણે બ્રહ્માનું યજન કરવું, જેને ઇંદ્રિયોની શક્તિ વધારવાની ઇચ્છા હોય તેણે ઇંદ્રનું યજન કરવું, જેને સંતાનની ઇચ્છા હોય તેણે દક્ષ આદિ પ્રજાપતિઓનું યજન કરવું, જેને લક્ષ્મી મેળવવાની ઇચ્છા હોય તેણે દુર્ગાદેવીનું યજન કરવું, જેને તેજની ઇચ્છા હોય, તેણે અગ્નિનું યજન કરવું, ધનની ઇચ્છાવાળાએ આઠ વસુઓનું યજન કરવું, પરાક્રમની ઇચ્છાવાળાએ આગ્રહપૂર્વક અગીઆર રુદ્રોનું યજન કરવું,

અન્નાદિકની ઇચ્છાવાળાએ અદિતિનું યજન કરવું, સ્વર્ગની ઇચ્છાવાળાએ બાર આદિત્યનું યજન કરવું, રાજ્યની ઇચ્છાવાળાએ સત્તાવિશ વિશ્વદેવતાઓનું યજન કરવું, દેશમાં રહેનારી પ્રજાને સ્વાધીન કરવાની ઇચ્છાવાળા રાજાએ સાધ્ય નામના દેવતાઓનું યજન કરવું, આયુષ્યની ઇચ્છાવાળાએ અશ્વિનીકુમારોનું યજન કરવું, પ્રતિષ્ઠાની ઇચ્છાવાળા પુરુષે લોકોનાં માતાપિતારૂપ દ્યાવા–પૃથિવી આકાશ તથા પૃથ્વી—નું યજન કરવું, રૂપની ઇચ્છાવાળાએ ગંધર્વનું યજન કરવું, સ્ત્રીની ઇચ્છાવાળાએ ઉર્વશી અપ્સરાનું યજન કરવું, સર્વના અધિપતિપણાની ઇચ્છાવાળાએ યજ્ઞરૂપી ભગવાન્નું યજન કરવું, ધનના ભંડારની ઇચ્છાવાળાએ વરુણનું યજન કરવું, વિદ્યાની કામનાવાળાએ શંકરનું યજન કરવું, સ્ત્રી અને પુરુષ વચ્ચે પરસ્પર પ્રેમની ઇચ્છાવાળાએ ઉત્તમ કીર્તિવાળા ભગવાન્નું યજન કરવું, વંશવૃદ્ધિની ઇચ્છાવાળા પુરુષે પિતૃદેવનું યજન કરવું, રાજ્યની ઇચ્છાવાળા પુરુષે ચૌદ મનુષ્યોનું યજન કરવું, શત્રુઓને મારવાની ઇચ્છાવાળાએ રાક્ષસોનું યજન કરવું, ભોગની ઇચ્છાવાળા પુરુષે ચંદ્રનું યજન કરવું, કામનારહિત વૈરાગ્યની ઇચ્છાવાળા પુરુષે માયારહિત પરમ પુરુષનું યજન કરવું અને કામના વિનાનો હોય, અથવા તો સ્વર્ગની ઇચ્છાવાળો હોય તેણે ઉદારબુદ્ધિ રાખીને તીવ્ર ભક્તિયોગવડે ઉપાધિરહિત પરમેશ્વરનું યજન કરવું. હે રાજા! ઇંદ્રાદિક દેવતાઓનું યજન કરનારા તે તે લોકોને તે તે દેવતાઓના યજનનું મુખ્ય ફળ એટલુંજ કે, ભગવાનની ભક્તિના સંગથી ભગવાન્ ઉપર દઢતર ભાવ થવો; તે વિના બીજું સર્વ તેઓને તુચ્છ છે. હે રાજા! શ્રીહરિની કથા અલૌકિક છે, કે જે કથામાં રાગદ્વેષાદિક સમૂહનો જેનાથી નાશ થયો છે, એવું શુદ્ધ જ્ઞાન રહેલું છે. જે કથામાં વિષયોમાં વૈરાગ્ય ઉપજાવનારી ચિત્તની પ્રસન્નતા રહેલી છે, તથા મોક્ષ આપનાર તરીકે માન્ય થયેલો ભક્તિમાર્ગ પણ

રહેલો છે, એવી શ્રીહરિની કથાનું શ્રવણ કરવાને લીધે નિવૃત્તિસુખ પામેલો કયો પુરુષ શ્રીહરિની કથાઓમાં પ્રીતિ બાંધે નહી?

ઇતિ ભક્તિપ્રકરણમાં અધ્યાય ૨૦ મો સંપૂર્ણ.

---

## અધ્યાય ૨૧ મો.

### ઋષભદેવનો ઉપદેશ. ( ૫-૫ )

**ऋषभ उवाचः—**

**हंसे गुरौ मयि भक्त्याऽनुवृत्त्या वितृष्णया द्वंद्वतितिक्षया च ॥**
**सर्वत्र जंतोर्व्यसनावगत्या जिज्ञासया तपसेहानिवृत्त्या ॥ १० ॥**

ઋષભદેવ કહે છેઃ—મનુષ્ય જ્યારે કર્મથી બંધાયલી મનરૂપી કઠિન ગાંઠને પોચી કરે છે ત્યારે તે દંપતીપણામાંથી છૂટે છે અને તે પછી તે અહંકારનો ત્યાગ કરી, તેમાંથી મુક્ત થઇ પરમપદને પામે છે. તેનો ઉપાય આ પ્રમાણે છેઃ-

૧ ઇશ્વરવિષે [1]શ્રદ્ધાયુક્ત ભક્તિ, ૨ હું જે ગુરુ તેની [2]સેવા, ૩ [3]તૃષ્ણાનો

---

१ श्रद्धावांल्लभते ज्ञानं तत्परः संयतेंद्रियः ।
ज्ञानं लब्ध्वा परां शांतिमचिरेणाधिगच्छति ॥

અર્થઃ—જે મનુષ્ય શ્રદ્ધાવાન્ થઇ જ્ઞાન મેળવવામાં તત્પર અને ઇંદ્રિયોને સ્વાધીન રાખે છે તેને તુરત જ્ઞાન પ્રાપ્ત થાય છે, અને એવું જ્ઞાન પ્રાપ્ત થયા પછી તેને ઉત્તમ પ્રકારની શાંતિ મેળવતાં જરા પણ વિલંબ થતો નથી. ગીતા.

२ अपि चेत्सुदुराचारो भजते मामनन्यभाक् ।
साधुरेव स मंतव्यः सम्यग्व्यवसितो हि सः ॥

અર્થઃ—એકનિષ્ઠાથી મને ભજનારો મનુષ્ય ગમે તેવો દુરાચારી હોય તો પણ તે સાધુજ સમજવો, કારણ તે સારા માર્ગમાં લાગેલો છે. ગીતા.

३ ध्यायतो विषयान्पुंसः संगस्तेषूपजायते ।
संगात्संजायते कामः कामात्क्रोधोऽभिजायते ॥

ત્યાગ, ૪ [1]સુખ-દુઃખાદિકને સહન કરવાં, ૫ પ્રાણીઓને આ લોકમાં [2]દુઃખો છે આમ જાણવું, ૬ [3]તત્ત્વ જાણવાની ઇચ્છા કરવી, ૭ [4]તપ-

અર્થ:—વિષય સંબંધી વિચાર કરનાર પુરુષને તે વિષયોમાં આસક્તિ થાય છે, આસક્તિ થવાથી તેને કામના થાય છે અને તે કામના પૂર્ણ ન થવાથી પછી ક્રોધ ઉત્પન્ન થાય છે. ગીતા.

१ मात्रास्पर्शास्तु कौंतेय शीतोष्णसुखदुःखदाः ।
आगमापायिनोऽनित्यास्तांस्तितिक्षस्व भारत ॥

અર્થ:—હે અર્જુન! ઠંડું, ઉષ્ણ વિગેરેથી સુખદુઃખ, આપનારા સર્વે ઇન્દ્રિયોના વિકારો, ઉત્પત્તિ અને વિનાશવાળા તેમ અનિત્ય છે, માટે હે ભારત! તે સર્વને તું સહન કર. ગીતા.

२ ते तं भुक्त्वा स्वर्गलोकं विशालं क्षीणे पुण्ये मर्त्यलोकं विशंति ।
एवं त्रयीधर्ममनुप्रपन्ना गतागतं कामाकामा लभंते ।।

અર્થ:—તે કામનાવાળાઓ ઘણા વિશાળ સ્વર્ગલોકનું સુખ ભોગવી, પુણ્ય પૂરાં થતાં ફરીથી મૃત્યુલોકમાં જન્મ પામે છે. આ પ્રમાણે સકામ બુદ્ધિથી વેદના વિધિને અનુસરનારા તેઓ જન્મ-મરણના ચક્રમાં ફેરા ખાય છે. ગીતા.

३ न हि ज्ञानेन सदृशं पवित्रमिह विद्यते ।
तत्स्वयं योगसंसिद्धः कालेनात्मनि विन्दति ॥

અર્થ:—જ્ઞાન જેવું પવિત્ર આ લોકમાં બીજું કાંઇજ નથી, અને જે આત્મનિષ્ઠ માણસ નિષ્કામ કર્મ કરે છે તે કાલાન્તરે આપોઆપ તે જ્ઞાનને મેળવે છે. ગીતા.

४ देवद्विजगुरुप्राज्ञपूजनं शौचमार्जवम् ।
ब्रह्मचर्यमहिंसा च शारीरं तप उच्यते ॥

मनःप्रसादः सौम्यत्वं मौनमात्मविनिग्रहः ।
भावसंशुद्धिरित्येतत्तपो मानसमुच्यते ॥

અર્થ:—દેવ, બ્રાહ્મણ, ગુરુ તથા વિદ્વાનનો સત્કાર કરવો, પવિત્રતા, સરળપણું, બ્રહ્મચર્ય, કોઇને પીડા ન કરવી, એ શરીરનું તપ કહેવાય છે. મનની પ્રસન્નતા, શાંતપણું, માન, આત્મનિગ્રહ અને અંતઃકરણની શુદ્ધિ એ માનસિક તપ કહેવાય છે. ગીતા.

અર્ચા, ૮ [1]સકામ કર્મનો ત્યાગ, ૯ [2]મારા નિમિત્તજ કર્મ કરવાં, ૧૦ [3]મારી કથા કરવી, ૧૧ નિત્ય મારા ભક્તોનો સત્સંગ કરવો, ૧૨ મારા ગુણો ગાવા, ૧૩ વૈરનો ત્યાગ કરવો, ૧૪ સર્વ ઉપર [4]સમદૃષ્ટિ રાખવી, ૧૫ [5]શાંતિ રાખવી, ૧૬ આ શરીર ઉપર તથા ઘર ઉપર

१ दूरेण ह्यवरं कर्म बुद्धियोगाद्धनंजय ।
बुद्धौ शरणमन्विच्छ कृपणाः फलहेतवः ॥

અર્થ:—હે ધનંજય ! આસક્ત બુદ્ધિથી કરેલાં કર્મ નિષ્કામ કર્મથી હલકાં છે, માટે નિષ્કામ કર્મપ્રવર્તક સમબુદ્ધિવાળાને શરણે જા, કારણ કે ફળનો હેતુ રાખી કર્મ કરનારને ક્ષુદ્રબુદ્ધિ જાણવા. ગીતા.

२ यत्करोषि यदश्नासि यज्जुहोषि ददासि यत् ।
यत्तपस्यसि कौंतेय तत्कुरुष्व मदर्पणम् ॥

અર્થ:—હે અર્જુન ! તું જે જે કર્મ કરે છે, ખાય છે, હવન કરે છે, દાન કરે છે, તપ કરે છે તે સર્વ મને અર્પણ કર. ગીતા.

३ सततं कीर्तयंतो मां यतंतश्च दृढव्रताः ।
नमस्यंतश्च मां भक्त्या नित्ययुक्ता उपासते ॥

અર્થ:—જ્ઞાનીઓ હમેશાં મારું કીર્તન કરનારા, નિશ્ચયપૂર્વક વ્રત ધારી મારે માટે યત્ન કરતા અને નિત્ય ભક્તિથી મને નમસ્કાર કરી, આત્મનિષ્ઠા રાખી મારીજ ઉપાસના કરે છે ગીતા.

४ इहैव तैर्जितः सर्गो येषां साम्ये स्थितं मनः ।
निर्दोषं हि समं ब्रह्म तस्माद्ब्रह्मणि ते स्थिताः ॥

અર્થ:—ભેદભાવ છોડી દઇ જેમની દૃષ્ટિ સમાન થયેલી હોય છે તેવાઓએ આ લોકમાં જન્મમરણ છત્યું એમજ સમજવું, કારણ બ્રહ્મ એ શુદ્ધ ભેદશૂન્ય છે માટે તેઓ બ્રહ્મમાંજ લીન થએલા હોય છે. ગીતા.

५ विहाय कामान्यः सर्वान्पुमांश्चरति निस्पृहः ॥
निर्ममो निरहंकारः स शांतिमधिगच्छति ॥

અર્થ:—જે મનુષ્ય સર્વ પ્રકારની વાસના છોડી નિઃસ્પૃહ થઇને મમતા, અહંકાર છોડીને આ જગતમાં રહે છે તે અવશ્ય શાંતિ મેળવે છે. ગીતા.

જે [1]અહંતા મમતા બંધાયલી હોય તેનું કારણ જાણવાની ઇચ્છા કરવી, ૧૭ વેદાંતશાસ્ત્રનો અભ્યાસ, ૧૮ એકાંત સ્થળોમાં વાસ, ૧૯ પ્રાણ, ઇન્દ્રિયો તથા મનને સારી રીતે [2]વશ કરવાં, ૨૦ ઉત્તમ પ્રતિની શ્રદ્ધા રાખવી, ૨૧ નિરંતર બ્રહ્મચર્ય પાળવું, ૨૨ નિરંતર પોતાનું કર્તવ્યકર્મ કરવું, ૨૩ વાણીને નિયમમાં રાખવી, ૨૪ સર્વત્ર મારી ભાવના કરવામાં નિપુણતાથી અનુભવપર્યંત જ્ઞાન મેળવવું, અને ૨૫ યોગ (સમાધિ), ધૈર્ય, પ્રયત્ન તથા વિવેક રાખવાં. એમ આ પચીશ ઉપાયોવડે કુશળ પુરુષે પોતાના અહંકારરૂપી ઉપાધિનો ત્યાગ કરવો. કર્મો જેમાં વાસ કરે છે એવી તથા અવિદ્યાથી પ્રાપ્ત થયેલી હૃદયના દૃઢતર અભિમાનરૂપી ગાંઠને સાવધ થઇ શાસ્ત્રમાં કહેલા ઉપદેશ પ્રમાણે ઉપર કહેલા ઉપાયોવડે સારી રીતે તોડી નાખવી અને પછી તે ઉપાયોથી પણ વિરામ પામવું, અર્થાત્ તે ઉપાયોનો પણ ત્યાગ કરવો. જો મારા લોકમાં જવાની ઇચ્છા હોય અને મારો અનુગ્રહ સંપાદન કરવાની ઇચ્છા હોય તો પિતાએ પુત્રોને, રાજાએ પ્રજાને અને ગુરુએ શિષ્યોને ક્રોધરહિત થઇને, ઉપર પ્રમાણે ઉપદેશ કરવો જોઇએ; પરંતુ

---

१ असक्तिरनभिष्वंगः पुत्रदारगृहादिषु ।
नित्यं च समचित्तत्वमिष्टानिष्टोपपत्तिषु ॥

અર્થ:—વિષયોમાં આસક્ત ન થવું. અને સ્ત્રી, પુત્ર, ઘર વિગેરેમાં પ્રેમરહિત થવું તથા સારા, અથવા માઠામાં હમેશાં સરખી વૃત્તિ રાખવી.

ગીતા.

२ तानि सर्वाणि संयम्य युक्त आसीत मत्परः ।
वशे हि यस्येंद्रियाणि तस्य प्रज्ञा प्रतिष्ठिता ॥

અર્થ:—સર્વ ઇંદ્રિય અને મન ઉપર દબાણ રાખી મનુષ્યે મારા પ્રત્યે એકાગ્રતાથી ધ્યાન આપવું. કારણ ઇંદ્રિયો જેને સ્વાધીન થઇ તેની બુદ્ધિ સ્થિર સમજવી.　　ગીતા.

કર્મમાંજ મૂઢ થઇ ગયેલા અજ્ઞાની લોકોને કર્મોમાં જોડવા નહીં, કારણ કે જે મનુષ્ય અજ્ઞાની મનુષ્યને કામ્ય કર્મમાં જોડીને સંસારરૂપી અંધારા કૂવામાં નાંખે છે, તે પુરુષ કયો પુરુષાર્થ મેળવે છે? કોઇપણ નહીં. મનુષ્ય પોતે પોતાનાં કલ્યાણને જોતી વેળા આંધળો ભીંત થઇ જાય છે, કારણ કે તે મૂળ પુરુષ અત્યંત તૃષ્ણાથી ધનને ઇચ્છે છે, એક બીજાની સાથે વૈર કરે છે અને અલ્પ સુખને માટે અનંત દુઃખો ભોગવે છે, પરંતુ પોતે તે દુઃખોને જાણતો નથી. અવિદ્યાના સ્વરૂપને જાણતો હોય તેવો કયો વિવેકી પુરુષ પોતે અવિદ્યામાં ભટકતા અજ્ઞાની પુરુષને જોઇને દયા આવવાથી તેને પાછો સંસારમાં જોડે? કોઇપણ જોડે નહીં. દૃષ્ટાંતરૂપે આંધળો મનુષ્ય અવળે માર્ગે જતો હોય તેને તેજ માર્ગે જવાનું કોણ કહે? જે ગુરુ સંસારમાં ભટકતા પોતાના શિષ્યને તેમાંથી મુક્ત કરી શકતો નથી, તેને ગુરુ જાણવો નહીં; જે સંબંધી, પોતાના સંસારમાં ભટકતા સંબંધીને સંસારમાંથી મુક્ત કરી શકતો નથી, તેને સંબંધી જાણવો નહીં; જે પિતા સંસારમાં ભટકતા પોતાના પુત્રને સંસારમાંથી મુક્ત કરી શકતો નથી, તેને પિતા જાણવો નહીં; જે માતા સંસારમાં ભટકતા પુત્રને સંસારમાંથી છોડવી શકતી નથી, તેને માતા જાણવી નહીં; જે દેવ પોતાના ભક્તજનો જગત્‌માં ભટકતા ફરે છે, તેમને સંસારમાંથી મુક્ત કરી શકતા નથી, તેમને દેવ જાણવા નહીં; તેમ જે પતિ સંસારમાં ભટકતી પોતાની ભાર્યાને સંસારમાંથી મુક્ત કરતો નથી, તેને પતિ પણ જાણવો નહીં. મેં આ મનુષ્યશરીર મારી પોતાની ઇચ્છાથીજ ધારણ કર્યું છે; તે કોઇપણ જાણી શકે નહીં તેવું છે; સત્ત્વગુણ એ મારું હૃદય છે કે જેમાં ધર્મ રહેલો છે, અને એટલા માટેજ મેં અધર્મને દૂર રાખ્યો છે, આથીજ આર્ય પુરુષો મને 'ઋષભ' કહે છે. વળી હે પુત્રો! તમે સર્વે મારા સત્ત્વગુણી શરીરમાંથી થયા છો, માટે તમે મત્સરનો

ત્યાગ કરીને તમારા આ વડા સહોદર બંધુ ભરતની સેવા કરજો! તેની સેવા, એજ મારી સેવા સમજવી અને પ્રજાનું પોષણ કર્યું સમજવું.

ઇતિ ભક્તિપ્રકરણમાં અધ્યાય ૨૧ મો સંપૂર્ણ.

---

## અધ્યાય ૨૨ મો.

### મોક્ષનું લક્ષણ. (૭-૧૫)

**नारद उवाचः—**

**धर्मार्थमपि नेहेत यात्रार्थं वाऽधनो धनम् ।**
**अनीहाऽनीहमानस्य महाहेरिव वृत्तिदा ॥ १५ ॥**

નારદજી કહે છેઃ—નિર્ધન મનુષ્યે ધર્મ કરવા માટે અથવા તો પોતાની આજીવિકા કરવા માટે પણ ધનની ઇચ્છા કરવી નહીં. નિવૃત્તિવાળા પુરુષને અજગરની પેઠે નિવૃત્તિજ આજીવિકા આપી રહે છે. જે સુખ, સંતોષી અને નિવૃત્તિસુખ ભોગવનારા પુરુષને મળે છે, તે સુખ, ધનની ઇચ્છાથી તથા કામનાથી અને લોભથી દિશાઓમાં દોડાદોડ કરનારા પુરુષને ક્યાંથી મળે? જેમ પગમાં પગરખાં પહેરનારા પુરુષને કાંકરા તથા કાંટાવાળી ભૂમિમાં પણ સુખ મળે છે તેમ સદા સંતોષી મનના પુરુષને સર્વ દિશાઓ સુખકારી નિવડે છે. હે રાજા! સંતોષી મનુષ્ય જલમાત્રથી પણ શા માટે પોતાની આજીવિકા ન ચલાવી શકે? છતાં પણ તે ઇંદ્રિયના અને જિહ્વાના રસમાં નિઃશંક થઇને શા માટે

કૂતરાના જેવું આચરણ કરે છે ? જે બ્રાહ્મણ અસંતોષી હોય તેનું તેજ, વિદ્યા, તપ તથા યશ, ઇંદ્રિયોની લોલુપતાથી નષ્ટ થાય છે અને જ્ઞાન પણ વિનાશ પામે છે. કામનો અંત ભૂખ તથા તરસ વેઠવાથી આવે છે અને ક્રોધનો અંત કોઇને પણ પીડા કરવાથી આવે છે; પરંતુ લોભનો અંત દિગ્વિજય કરવાથી કે રાજ્ય ભોગવવાથી પણ આવતો નથી. હે રાજા ! બહુ જાણનારા તથા સંશય કાપનારા ઘણા પંડિતો તથા કેટલાએક સભાપતિઓ અસંતોષથી નરકમાં પડે છે. નાના પ્રકારના સંકલ્પ-વિકલ્પ કરવાથી કામને જીતવો, કામનાઓનો ત્યાગ કરીને ક્રોધને જીતવો, ધનને અનર્થરૂપ જાણીને લોભને જીતવો, તત્ત્વનો વિચાર કરીને ભયને જીતવો, આત્મવિદ્યાથી[1] શોકને તથા મોહને જીતવા, મહાત્મા જનોની ઉપાસનાથી દંભને જીતવો, મૌનવડે યોગમાં વિઘ્ન કરનારા વ્યવહારોને જીતવા, શરીરાદિકની સ્પૃહાનો ત્યાગ કરવાથી હિંસાનો વિજય કરવો, કોઇ પણ પ્રાણીએ આપેલાં દુઃખને તેના ઉપર દયા કરીને જીતવું, દૈવ તરફથી થયેલાં દુઃખને સમાધિ વડે જીતવું, દેહથી થયેલાં દુઃખને યોગના બળથી જીતવું, સત્ત્વગુણવાળા પદાર્થોના સેવનથી નિદ્રાને જીતવી, સત્ત્વગુણથી રજોગુણ તથા તમોગુણને જીતવા અને શાંતિથી દયા વિગેરે સાત્ત્વિક ગુણોને જીતવા. આ તો એક સામાન્ય ઉપાય કહ્યા છે; પરંતુ પુરુષ એક ગુરુભક્તિથી એ સર્વને પરિશ્રમ વિના જીતી લે છે. સાક્ષાત્ ભગવાનરૂપ અને જ્ઞાનરૂપી દીવાને આપનારા ગુરુઉપર જે મનુષ્ય, 'આ તો મનુષ્ય છે,' એવી મિથ્યા બુદ્ધિ કરે છે, તેનો સર્વ શાસ્ત્રાભ્યાસ હાથીના સ્નાનની પેઠે

---

૧ यद्यत्पश्यति चक्षुर्भ्यां तत्तदात्मेति भावयेत ।

અર્થઃ—જે જે પદાર્થ નજર સામે દેખાય છે તે તે આત્મારૂપ છે એવી ભાવના ધારણ કરવી. શ્રુતિ.

મિથ્યા સમજવો. જે ગુરુ છે, તેજ સાક્ષાત્ પ્રધાન તથા પુરુષનો ઈશ્વર અને યોગીશ્વરો જેમનાં ચરણોને શોધ્યા કરે છે એવા સાક્ષાત્ ભગવાન્ છે, છતાં પણ લોક તેમને મનુષ્ય માને છે. શાસ્ત્રમાં સર્વ નિયમો પાળવા માટે જે આજ્ઞા કરી છે, તે છ ઇંદ્રિયોને નિયમમાં રાખવા માટે છે. ઇંદ્રિયોનો વિજય કર્યા છતાં પણ તે આજ્ઞાઓ જો ધ્યાન, ધારણા તથા સમાધિને સિદ્ધ કરે નહીં, તો તે સર્વ નિયમોની આજ્ઞાને કેવળ પરિશ્રમ આપનારીજ સમજવી. ખેતીવાડી, વ્યાપારવણજ વિગેરે આજીવિકાઓ પુરુષને યોગના ફળરૂપ મોક્ષ આપતી નથી, પરંતુ જન્મમરણ આપે છે, તેથી જે મનુષ્ય ચિત્તનો વિજય કરવા માટે તૈયાર થયો હોય, તેણે સર્વ સંગનો ત્યાગ કરવો.

ઇતિ ભક્તિપ્રકરણમાં અધ્યાય ૨૨ મો સંપૂર્ણ.

---

## અધ્યાય ૨૩ મો.

---

### ત્રણ ગુણની વૃત્તિઓનું વિવેચન. ( ૧૧-૨૫ ).

श्रीभगवानुवाच:—

गुणानामसमिश्राणां पुमान्येन यथा भवेत् ।
तन्मे पुरुषवर्यैदमुपधारय शंसतः ॥ १ ॥

શ્રીભગવાન્ કહે છેઃ—હે મહાત્મા ઉદ્ધવ ! પ્રકૃતિ તથા પુરુષ ભિન્ન ભિન્ન છે, આવું જાણતાં છતાં પણ જ્યાં સુધી વિશેષ પ્રયત્નવડે ત્રણ ગુણોની વૃત્તિઓ જીતાઇ ન હોય, ત્યાં સુધી સુખદુઃખ મટતાં નથી, માટે તે ગુણોની વૃત્તિઓને જીતવાનો

ઉપાય કહું છું, તથા તે જૂદા જૂદા ગુણોમાંથી જે ગુણવડે પુરુષ જેવો થાય છે, તે પણ હું કહું છું, તે તમે ધ્યાન દઇને સાંભળો.

(૧) ત્રણ ગુણોની વૃત્તિઃ—૧ સત્ત્વગુણની વૃત્તિઃ—શમ, દમ, તિતિક્ષા, વિવેક, સ્વધર્મમાં નિષ્ઠા, સત્ય, દયા, સ્મૃતિ (પૂર્વાપરાનુસંધાન), સંતોષ, દાનશીલતા, વિષયો ઉપર અનિચ્છા, શ્રદ્ધા, લજ્જા (અયોગ્ય કર્મને ન જોવાં તે), દયા, સરળતા, વિનય વિગેરે તથા પોતાના આત્મસ્વરૂપ ઉપર પ્રીતિ, આ સત્ત્વગુણની વૃત્તિઓ છે.

(૨) રજોગુણની વૃત્તિઃ—સ્વર્ગાદિકની ઇચ્છા, યજ્ઞાદિક વ્યાપાર, મદ, અસંતોષ, ગર્વ, ધનાદિકની ઇચ્છાથી દેવાદિકની પ્રાર્થના, ભેદબુદ્ધિ, વિષયભોગ, મદથી યુદ્ધાદિકનો આવેશ, પોતાની સ્તુતિ ઉપર પ્રીતિ, ઉપહાસ, પરાક્રમને પ્રસિદ્ધ કરવાની ઇચ્છા અને બલાત્કારે ઉદ્યમ કરવો, આ રજોગુણની વૃત્તિઓ છે.

(૩) તમોગુણની વૃત્તિઃ—ક્રોધ, લોભ, મિથ્યાભાષણ, હિંસા, યાચના, દંભ, શ્રમ, કલહ, શોક, મોહ, દુઃખ, દીનતા, આલસ્ય, લાંબી લાંબી આશા, ભય અને મૂર્ખપણું, આ તમોગુણની વૃત્તિઓ છે.

મિશ્રગુણની વૃત્તિઓઃ—હે ઉદ્ધવ! ‘આ હું અને આ વસ્તુ મારી છે,’ આવી જે બુદ્ધિ થાય છે, તેને ગુણોનો સન્નિપાત એટલે મિશ્રતા જાણવી. મન, શબ્દાદિક વિષયો, ઇંદ્રિયો તથા પ્રાણોથી જે વ્યવહાર થાય છે તેને સન્નિપાત જાણવો. પુરુષ જ્યારે ધર્મમાં, અર્થમાં અને કામમાં તન્મય થાય છે, ત્યારે તેને ગુણોનો સન્નિપાત જાણવો અને તે શ્રદ્ધા, રતિ તથા ધનને આપે છે. પુરુષ જ્યારે પ્રવૃત્તિવાળા ધર્મ ઉપર નિષ્ઠા રાખે, ત્યારે પણ

ગુણોનો સન્નિપાત એટલે મિશ્રતા થઇ સમજવી. શમદમાદિક ગુણો ઉપરથી પુરુષ સત્ત્વગુણી છે એમ અનુમાન કરવું. પુરુષ અથવા સ્ત્રી જ્યારે અપેક્ષા વિનાનાં થઇ પોતાનાં નિત્ય નૈમિત્તિક કર્મો કરીને મને ભજે ત્યારે તે પુરુષને અથવા તો સ્ત્રીને સત્ત્વગુણી જાણવાં. જ્યારે સુખોની આશા રાખીને મને સકામ કર્મોથી ભજે, ત્યારે તે પુરુષને અથવા તો સ્ત્રીને રજોગુણી જાણવાં. સત્ત્વ, રજ, તથા તમ, આ ત્રણ ગુણો મારા નથીજ, પરંતુ જીવના છે. તે ગુણો પાંચ મહાભૂતોના કાર્યરૂપ ચિત્તમાંજ ઉત્પન્ન થાય છે અને તે ગુણોમાં આસક્ત થનારો જીવ બંધાઇ જાય છે; પરંતુ હું તો ગુણોનો નિયંતા અને સૃષ્ટિનો કર્તા છું, તો પણ તે ગુણોમાં બંધાતો નથી; તથા નિત્ય મુક્ત છું માટે સર્વ કરતાં ઉત્તમ છું અને સર્વને સેવવા યોગ્ય છું. જ્યારે પ્રકાશમાન્, સ્વચ્છ તથા શાંત એવો સત્ત્વગુણ બીજા બે ગુણોનો પરાજય કરે છે, ત્યારે પુરુષ સુખ, ધર્મ, જ્ઞાન અને શમાદિક સાથે જોડાય છે. સંગ કરાવનારો, ભેદબુદ્ધિમાં કારણરૂપ તથા પ્રવૃત્તિના સ્વભાવવાળો રજોગુણ જ્યારે, બીજા બે ગુણોનો પરાજય કરે છે, ત્યારે પુરુષ દુઃખ, કર્મ, યશ તથા લક્ષ્મીથી જોડાય છે. વિવેકથી ભ્રષ્ટ કરનારો, આવરણરૂપ, અને ઉદ્યમમાં વિઘ્ન કરનારો તમોગુણ જ્યારે બીજા બે ગુણોને હરાવે ત્યારે પુરુષ શોક, મોહ, નિદ્રા, હિંસા અને આશાથી જોડાય છે.

પુરુષલક્ષણઃ—જ્યારે ચિત્ત પ્રસન્ન થાય, ઇન્દ્રિયો નિવૃત્તિ પામે, દેહમાં અભય થાય અને મન સંગ વિનાનું થાય ત્યારે મારી પ્રાપ્તિના સ્થાનરૂપ સત્ત્વગુણ વધ્યો છે એમ જાણવું. પુરુષ જ્યારે ક્રિયાથી વિકાર પામીને વિક્ષેપમાં પડે છે, જ્ઞાનેંદ્રિયોને ઉપરામ મળતો નથી, કર્મેન્દ્રિયોમાં વિકાર વધે છે અને મન ભમ્યા કરે છે, ત્યારે રજોગુણ વધ્યો છે એમ જાણવું. જ્યારે ચિદાભાસને

ગ્રહણ કરવામાં અસમર્થ અને પીડાતું ચિત્ત લય પામે, સંકલ્પરૂપ મન પણ લીન થાય, અજ્ઞાન ઉત્પન્ન થાય તથા મનમાં ખેદ થાય ત્યારે તમોગુણની વૃદ્ધિ થઇ છે, એમ જાણવું.

હે ઉદ્ધવ! જ્યારે સત્ત્વગુણનો વધારો થાય છે, ત્યારે દેવતાઓનું બળ વધે છે, રજોગુણનો વધારો થાય છે ત્યારે અસુરોનું બળ વધે છે અને તમોગુણનો વધારો થાય છે ત્યારે રાક્ષસોનું બળ વધે છે. સત્ત્વગુણથી જાગ્રત અવસ્થા થાય છે, રજોગુણથી સ્વપ્નાવસ્થા થાય છે અને તમોગુણથી સુષુપ્તિ અવસ્થા થાય છે, અને તે ત્રણે અવસ્થાઓમાં વ્યાપ્ત જે ચોથું તત્ત્વ છે તે આત્મા છે. બ્રહ્મવેત્તા લોકો સત્ત્વગુણથી ઉપર ઉપરના લોકોમાં જાય છે, તમોગુણથી સ્થાવર સુધીના નીચા નીચા અવતારોને પામે છે અને રજોગુણથી પાછા મનુષ્યનો અવતાર પામે છે. તમોગુણની વૃદ્ધિ થઇ હોય ત્યારે મરણ પામેલાં મનુષ્યો નરકમાં પડે છે અને નિર્ગુણ મનુષ્ય મનેજ પામે છે. પોતાનું જે કર્મ મારી પ્રીતિ મેળવવા માટે અથવા તો દાસભાવથી કર્યું હોય તેને સાત્વિક કર્મ જાણવું, ફળનો સંકલ્પ કરીને કર્મ કર્યું હોય તેને રજોગુણી જાણવું, અને જેમાં હિંસા આવતી હોય તે તથા જે દંભ અને મત્સરાદિકવાળું હોય તે કર્મને તમોગુણી જાણવું.

આત્મા દેહાદિકથી જૂદો છે, આમ જાણવું, તેને સાત્વિક જ્ઞાન જાણવું. આત્મા દેહાદિકથી જૂદો નથી, આમ જાણવું, તેને રજોગુણી જ્ઞાન સમજવું, જે બાળક તથા મુંગાના જેવું પ્રાકૃત જ્ઞાન હોય, તેને તમોગુણી જ્ઞાન જાણવું, તથા મારા સ્વરૂપનું જે જ્ઞાન તેને નિર્ગુણ જ્ઞાન જાણવું.

વનમાં વાસ કરવો, તે સત્ત્વગુણી ગણાય છે, ગામમાં વસવું, તે રજોગુણી ગણાય છે, જુગારખાનામાં રહેવું, તે તમોગુણી ગણાય છે અને મ્હારા મંદિરમાં રહેવું, એ નિર્ગુણ ગણાય છે.

જે ફળમાં આસક્ત ન થઇને કર્મો કરે છે, તેને સત્ત્વગુણી કર્તા જાણવો, જે બહુજ આસક્તિથી આંધળો થઇને કર્મ કરે છે, તેને રજોગુણી કર્તા જાણવો, જે પૂર્વાપરના પ્રસંગો ભૂલી જઇને કર્મ કરે છે, તેને તમોગુણી કર્તા જાણવો અને જે મારો આશ્રય ગ્રહણ કરીને નિરહંકારપણાથી કર્મ કરે છે, તેને નિર્ગુણ કર્તા જાણવો.

વેદાંત શાસ્ત્ર ઉપર જે શ્રદ્ધા થાય, તે સાત્ત્વિકી શ્રદ્ધા જાણવી કર્મ ઉપર જે શ્રદ્ધા થાય, તેને રાજસી શ્રદ્ધા જાણવી, અધર્મને ધર્મ માનીને તેના ઉપર જે શ્રદ્ધા થાય તેને તામસી શ્રદ્ધા જાણવી. અને મારી સેવામાં જે શ્રદ્ધા થાય, તેને નિર્ગુણ શ્રદ્ધા જાણવી.

જે આહાર પરિણામે હિતકારી હોય, પવિત્ર અને પરિશ્રમ વિના પોતાની મેળે મળી આવે, તેને સાત્ત્વિક આહાર જાણવો, જે આહાર ઇન્દ્રિયોને રુચિકારક હોય, કડવો, ખાટો તથા ખારો વિગેરે હોય, તેને રાજસ આહાર જાણવો, જે આહાર દીનતાથી મળ્યો હોય અને અશુદ્ધ હોય, તેને તામસી આહાર જાણવો તથા જે આહાર મને નિવેદન કરવામાં આવ્યો હોય, તે આહાર નિર્ગુણ જાણવો.

આત્મા સર્વથી જૂદો છે, આમ જાણીને જે આનંદ થાય તેને સાત્ત્વિક આનંદ જાણવો, વિષયોનું સેવન કરતાં જે આનંદ થાય તેને રાજસ આનંદ જાણવો, મોહથી તથા દીનતાથી જે આનંદ થાય, તેને તમોગુણી આનંદ જાણવો અને શુદ્ધ બ્રહ્મના જ્ઞાનથી જે આનંદ થાય, તેને નિર્ગુણ આનંદ જાણવો.

ઉપસંહાર:—આ રીતે આહારાદિક સર્વ પદાર્થો, વનાદિક સ્થાનો, સુખાદિક ફળો, કાળ, જ્ઞાન, કર્મ, કર્તા, શ્રદ્ધા, જાગ્રદાદિક અવસ્થા, દેવતા આદિક આકૃતિઓ તથા સ્વર્ગાદિકની પ્રાપ્તિ-

રૂપ નિષ્ઠા, આ સર્વે ત્રણ ગુણવાળાં છે. હે પુરુષોમાં શ્રેષ્ઠ ઉદ્ધવ! માત્ર ઉપર કહ્યા તેટલા પદાર્થો નહીં, પરંતુ પુરુષ અને પ્રકૃતિમય જે જે પદાર્થો જોવામાં આવે છે, જે જે પદાર્થો સાંભળવામાં આવે છે અને જે જે પદાર્થો બુદ્ધિથી વિચારવામાં આવે છે, તે સર્વ પદાર્થો ત્રણ ગુણવાળા છે. જીવને ગુણો તથા કર્મોમાં બંધાવાથી ઉપર કહેલા અવતારો આવે છે.

હે શાંતગુણી ઉદ્ધવ! જે જીવ ઉપર કહેલા ગુણોને તથા કર્મોને જીતે છે, તેઓ ભક્તિના સંબંધથી મારે વિષે નિષ્ઠાવાળા થઇને મોક્ષના પદને પામે છે; તેટલા માટે જ્ઞાન તથા વિજ્ઞાનને આપનારા આ દેહને પ્રાપ્ત કરીને વિવેકી જનોએ ગુણોનો સંગ છોડી દઇને મારું ભજન કરવું. તે આ પ્રમાણે કે, વિદ્વાન્ મનુષ્યે ઇન્દ્રિયોને જીતી, સર્વનો સંગ ત્યાગ કરી, તથા સાવધાન થઇ મારું ભજન કરવું. શાસ્ત્રનું ચિંતન કરનારા તે મુનિએ સત્ત્વગુણની સેવા કરીને તેનાથી રજોગુણનો તથા તમોગુણનો પરાજય કરવો અને ઉપશમરૂપ સત્ત્વગુણ ધારણ કરીને તે શાંત બુદ્ધિવાળા પુરુષે સત્ત્વગુણનો પણ વિજય કરવો, કે જેથી વિક્ષેપ ઉપજે નહીં. આ રીતે ગુણોમાંથી છૂટો થયેલો જીવ, જીવપણાવાળા લિંગ શરીરમાંથી તથા ચિત્તમાં ઉત્પન્ન થતા ગુણોમાંથી છૂટો થઇને મારા બ્રહ્મસ્વરૂપવડેજ પરિપૂર્ણ રહે છે અને તેથી તે બહારના વિષયોનો ઉપભોગ કરતો નથી, તેમ અંતરમાં તેઓને સંભારતો પણ નથી.

ઇતિ ભક્તિપ્રકરણમાં અધ્યાય ૨૩ મો સંપૂર્ણ.

# અધ્યાય ૨૪ મો.



## વૃત્તિઓની નિવૃત્તિનો ઉપાય. (૧૧-૧૩).

**श्रीभगवानुवाच:—**

**सत्त्वं रजस्तम इति गुणा बुद्धेर्न चात्मनः ।**
**सत्त्वेनान्यतमौ हन्यात्सत्त्वं सत्त्वेन चैव हि ॥ १ ॥**

શ્રીભગવાન્ કહે છેઃ—જ્યાં સુધી તપ આદિ ત્રણ ગુણની વૃત્તિઓ પ્રતિબંધક હોય, ત્યાંસુધી બ્રહ્મવિદ્યા ઉત્પન્ન થતી નથી, માટે તે વૃત્તિઓની નિવૃત્તિ કરીને બ્રહ્મવિદ્યાને ઉત્પન્ન કરવાનો ઉપાય કહું છું. આત્માના આનંદાદિક જેમ ધર્મ છે, તેમજ જો સત્ત્વાદિક ધર્મો હોય તો તે આત્માનાં સ્વરૂપ હોવાથી નિવૃત્ત ન થતાં વિદ્યાની ઉત્પત્તિ થાય નહીં, પરંતુ [1]સત્ત્વ, રજ અને તમ, એ આત્માના ધર્મ નથી, પરંતુ પ્રકૃતિના ધર્મો—ગુણો છે, માટે સત્ત્વગુણની વૃદ્ધિ કરી, તેના વડે રજોગુણની તથા તમોગુણની વૃત્તિઓનો નાશ કરવો, અને ઉપશમરૂપી સત્ત્વગુણવડે સત્ય તથા દયાદિરૂપ સત્ત્વગુણનો પણ વિજય કરવો. વૃદ્ધિ પામેલા સત્ત્વગુણથી પુરુષને મારી ભક્તિરૂપી ધર્મનો લાભ થાય છે અને તે સત્ત્વગુણ સાત્ત્વિક પદાર્થોના સેવનથી વધે છે અને તે સત્ત્વગુણની વૃદ્ધિથી ભક્તિરૂપી ધર્મનો લાભ પણ થાય છે. સત્ત્વગુણની વૃદ્ધિથી

१ सत्त्वं रजस्तम इति गुणाः प्रकृतिसंभवाः ।
निबध्नंति महाबाहो देहे देहिनमव्ययम् ॥

અર્થઃ—હે મહાબાહુ અર્જુન! સત્ત્વગુણ, રજોગુણ અને તમોગુણ, એ ગુણો પ્રકૃતિથી ઉત્પન્ન થયા છે અને તે અવિનાશી પુરુષને દેહને વિષે બંધનયુક્ત કરી મૂકે છે. ગીતા.

મળેલો ભક્તિરૂપી સર્વોત્તમ ધર્મ રજોગુણ અને તમોગુણનો નાશ કરે છે અને તે બન્ને ગુણો નાશ થયા કે રાગદ્વેષાદિકરૂપ રજોગુણથી અને આલસાદિકરૂપ તમોગુણથી ઉત્પન્ન થતો અધર્મ તુરત નાશ પામે છે. શાસ્ત્ર, પાણી, લોકો, દેશ, કાળ, કર્મ જન્મ, ધ્યાન, મંત્ર તથા સંસ્કાર, આ દશ કારણો છે. વિદ્વાનો દશ પદાર્થોમાં જેનાં વખાણ કરે છે, તેને સાત્ત્વિક પદાર્થ જાણવો. જેની નિંદા કરે છે, તેને તામસ પદાર્થ જાણવો અને જેની સ્તુતિ કે નિંદા કંઇપણ કરતા નથી, તેને રજોગુણી પદાર્થ જાણવો, પુરુષે સત્ત્વગુણની વૃદ્ધિ કરવા માટે તેમાંથી સાત્ત્વિક પદાર્થ સેવવા જોઇએ. નિવૃત્તિશાસ્ત્રો સત્ત્વગુણી ગણાય છે, માટે તેઓનું પઠનપાઠન કરવું, પરંતુ પ્રવૃત્તિશાસ્ત્રો રજોગુણી ગણાય છે, અને પાખંડી શાસ્ત્રો તમોગુણી ગણાય છે, માટે તેનું પઠનપાઠન કરવું નહીં. પવિત્ર તીર્થોનાં જળો સાત્ત્વિક કહેવાય છે, તેઓનું સેવન કરવું, પરંતુ સુગંધી જળ રજોગુણી કહેવાય છે અને મદિરા વિગેરેનાં જળ તમોગુણી કહેવાય છે માટે તેઓનું સેવન કરવું નહીં. નિવૃત્તિવાળા ભગવાનના ભક્તજનો સત્ત્વગુણી કહેવાય છે, તેઓની સંગત કરવી, પરંતુ પ્રવૃત્તિવાળા રજોગુણી અને દુરાચારી તમોગુણી લોકોની સંગત કરવી નહીં. એકાંત પ્રદેશ સત્ત્વગુણી કહેવાય માટે તેવા પ્રદેશમાં વાસ કરવો, પરંતુ રજોગુણી રાજમાર્ગોનું અને તમોગુણી જુગારના માર્ગોનું સેવન કરવું નહીં. સત્ત્વગુણી પ્રભાતાદિક કાળને સેવવા, પરંતુ રજોગુણી પ્રદોષ વેળાને અને તમોગુણી મધ્યરાત્રીને સેવવી નહીં. સત્ત્વગુણી નિત્યકર્મ કરવાં, પરંતુ રજોગુણી એવાં કામ્ય કર્મો તથા તમોગુણી એવાં વ્યભિચારાદિક કર્મ કરવાં નહીં. વૈષ્ણવ અથવા તો શૈવ દીક્ષારૂપી જન્મ ગ્રહણ કરવો, પરંતુ રજોગુણી એવા શાક્ત દીક્ષારૂપી જન્મને તથા તમોગુણી એવા ક્ષુદ્ર દીક્ષારૂપી જન્મને સેવવો નહીં. સાત્ત્વિક એવું વિષ્ણુનું ધ્યાન કરવું, પરંતુ રજોગુણી એવું કામિનીઓનું તથા તમોગુણી એવું

શત્રુઓનું ધ્યાન કરવું નહીં. સાત્ત્વિક એવા ૐકારાદિક મંત્રોનો જપ કરવો, પરંતુ રજોગુણી એવા કામ્ય મંત્રોનો અને તમોગુણી એવા ક્ષુદ્ર મંત્રોનો જપ કરવો નહીં. સત્ત્વગુણી એવા મનને શુદ્ધ કરનારા સંસ્કારો સેવવા, પરંતુ રજોગુણી એવા દેહ સંસ્કારો તથા તમોગુણી એવા માંસાદિકના સંસ્કારો સેવવા નહીં. આ પ્રમાણે વર્તવાથી સત્ત્વગુણની વૃદ્ધિ થાય છે, તેથી ભક્તિરૂપી ધર્મનો લાભ થાય અને તે ભક્તિથી જ્ઞાન ઉત્પન્ન થાય છે. કોઇ કહેશે કે, "મહાવાકયના શ્રવણથીજ જ્ઞાન ઉત્પન્ન થશે, આટલા પરિશ્રમની જરુર શી?" પરંતુ તેમ નથી. આત્માને અપરોક્ષ તથા સ્થૂલ અને સૂક્ષ્મ દેહના કારણરૂપી ગુણોનો ત્યાગ કરવા સુધીનું જ્ઞાન ભક્તિથીજ થાય છે. "ગુણોનો ક્ષોભ થવાથી આ દેહ ઉત્પન્ન થયો છે, તે દેહ પોતેજ પોતાના આશ્રયરૂપ ગુણોનો પોતાથી ઉત્પન્ન થયેલી વિદ્યાવડે કેવી રીતે નાશ કરી શકે અને પોતે પણ કેવી રીતે તે દેહપણામાંથી ઉપરામ પામે?" આવી કોઇ શંકા કરશે, પરંતુ તે શંકાનો ઉત્તર સહજ છે. વાંસ પરસ્પર ઘસાવાથી તેમાંથી ઉત્પન્ન થયેલો અગ્નિ જેમ પોતાની જ્વાલાઓવડે વાંસના વનને બાળી, પછી પોતે પણ શાંત થઇ જાય છે, તે પ્રમાણે ગુણોના ક્ષોભથી ઉત્પન્ન થયેલો આ દેહ પોતાથી ઉત્પન્ન થયેલી વિદ્યાવડે ગુણોને બાળીને પોતે પણ શાંત થઇ જાય છે.

ઉદ્ધવજી પૂછે છેઃ—હે શ્રીકૃષ્ણ! મરણધર્મવાળા પુરુષો ઘણું કરીને જાણે છે કે, વિષયોનું સેવન આપત્તિનું કારણ થઇ પડે છે, છતાં પણ કૂતરાની પેઠે, ગધેડાની પેઠે અને બકરાની પેઠે તેઓ વિષયોને ભોગવે છે, તેનું કારણ શું?

શ્રીભગવાન્ કહે છેઃ—વિવેકહીન મનુષ્યને દેહાદિકમાં 'હું' એવી મિથ્યા બુદ્ધિ થાય છે, તે મિથ્યા બુદ્ધિને લીધે સત્ત્વગુણથી ઉત્પન્ન થયેલા મન વિષે દુઃખકારક રજોગુણ પ્રસરી જાય

છે અને તે રજોગુણને લીધે મનમાં સંકલ્પ-વિકલ્પ ઉઠે છે. "હું આ પ્રમાણે ભોગ ભોગવીશ, આ પ્રમાણે આ ભોગવીશ," આવા વિકલ્પવાળા સંકલ્પો રજોગુણી મનમાં વારંવાર થયા કરે છે અને આવા સંકલ્પો થવાથી "ઓહો હો!!! પેલી સ્ત્રી કેવી રૂપવતી છે? ફલાણો પુરુષ કેવો રૂપાળો છે? ઓહો હો!! તેનો કેવો ભાવ છે?" આવી રીતે વિષયોનું ધ્યાન મનમાં થાય છે, તેથી દુષ્ટ બુદ્ધિવાળા પુરુષને મનમાં ઉત્કટ તૃષ્ણા ઉત્પન્ન થાય છે, જે તૃષ્ણા રોકી શકાતી નથી. આવી ઉત્કટ તૃષ્ણા ઉત્પન્ન થતાં, કામને આધીન થઇ રહેલો, ઇંદ્રિયાધીન થઇ રહેલો અને રજોગુણના વેગથી મુગ્ધ થઇ ગયેલો પુરુષ પ્રત્યક્ષ જુવે છે કે, કર્મો પરિણામે દુઃખકારક છે, છતાં પણ કર્મો કરે છે; પરંતુ જે વિવેકી પુરુષ છે તે પુરુષનું મન કોઇવેળા રજોગુણથી અને તમોગુણથી વિક્ષેપ પામે છે, તો પણ તે સાવધાન થઇ મનને નિયમમાં રાખે છે અને વિષયો તરફ દોષદૃષ્ટિ કરે છે, પરંતુ તેમાં બંધાતો નથી, અર્થાત્ તેના ઉપર ગ્રાહ્ય બુદ્ધિ કરતો નથી. વિષયો તરફ દોષદૃષ્ટિ કરતાં છતાં પણ મન રોકી શકાય નહીં તો તેને રોકવા માટે નીચે પ્રમાણે ઉપાય કરવો.

પ્રતિ દિવસ આળસનો ત્યાગ કરીને સવારમાં, મધ્યાહ્નને તથા સાયંકાળે આસનનો વિજય કરવો, પ્રાણાયામ પણ કરવો અને સાવધાનપણે ધીરે ધીરે મારા વિષે મનને લગાડવું. સર્વ વિષયોમાંથી મનને ખેંચીને સાક્ષાત્ મારા સ્વરૂપમાંજ પરિપૂર્ણ રીતે લગાડવું, તેનું નામ યોગ કહેવાય છે.

ઇતિ ભક્તિપ્રકરણમાં અધ્યાય ૨૪ મો સંપૂર્ણ.

---

# અધ્યાય ૨૫ મો.

## બ્રહ્માની સ્તુતિ. (૩-૯).

ब्रह्मोवाचः—

ज्ञातोऽसि मेऽद्य सुचिरान्ननु देहभाजां
न ज्ञायते भगवतो गतिरित्यवद्यम् ।
नान्यत्त्वदस्ति भगवन्नपि तन्न शुद्धं
मायागुणव्यतिकराद्यदुरुर्विभासि ॥ १ ॥

બ્રહ્મા કહે છે:—હે ભગવન્! ઘણા કાળ સુધી ઉપાસના કર્યાથી આજે મેં આપને યથાર્થ રીતે ઓળખ્યા છે. જે દેહધારીઓ આપ સમર્થ ભગવાન્‌ની ગતિને જાણતા નથી, તેમાં તેઓનો દોષ છે. હે ભગવન્! તમારા વિના બીજું કંઇ છેજ નહીં અને જે વસ્તુ અસ્તિત્વરૂપે ભાસે છે, તે પણ શુદ્ધ કહેતાં સત્ય વસ્તુ નથી, પરંતુ માયાથી ભાસે છે, અને તમે એક છો, છતાં પણ માયાના ગુણના સંબંધથી અનેક રૂપે જણાઓ છો. વળી નિત્ય ચૈતન્યશક્તિવડે પ્રગટ થવાથી નિત્ય તમોગુણરહિત એવા આપનું આ રૂપ આપે પૂર્વે ભક્તજનના અનુગ્રહ માટે ગ્રહણ કર્યું હતું અને તે સેંકડો અવતારોને ઉત્પન્ન થવાના બીજરૂપ છે, કે જે સ્વરૂપના નાભિકમળરૂપ ઘરમાંથી હું ઉત્પન્ન થયો છું. હે પરમાત્મન્! તમારું આવરણરહિત, અખંડ તેજવાળું, આનંદરૂપ, ભેદરહિત તથા જગત્‌ને ઉત્પન્ન કરનારું હોવાથી જગત્‌થી જુદું અને પાંચ મહાભૂતોને તથા ઇંદ્રિયોને ઉત્પન્ન કરનારું જે રૂપ છે, તેનાથી જુદું બીજું કોઇપણ રૂપ હું જોતો નથી. માટે હે આત્મસ્વરૂપ! હું આપના આ સ્વરૂપનો આશ્રય કરું છું. હે ત્રણ લોકનું કલ્યાણ

કરનારા ! આપે કલ્યાણ કરવા માટે અમને ઉપાસકોને તો ધ્યાનમાં આજ રૂપ દેખાડ્યું હતું તેથી તેવા તથા જેઓને કુતર્ક કરનારા દુષ્ટોનો પ્રસંગ છે એવા નરકમાં જનારા લોકો જેનો આદર કરતા નથી એવા આપ ભગવાન્‌ને અમે નમસ્કાર કરીએ છીએ. જેઓ વેદરૂપી પવને આણેલા આપનાં ચરણારવિંદની સુગંધને કાનનાં છિદ્રવડે ગ્રહણ કરે છે તથા જેઓ પરમ ભક્તિથી આપના ચરણોનો આશ્રય કરે છે તેવા પોતાના ભક્તજનોના હૃદયમાંથી, હે નાથ ! તમે કોઇ દિવસ દૂર જતા નથી. મનુષ્ય જ્યાં સુધી આપનાં અભય આપનારાં ચરણનો આશ્રય કરતાં નથી, ત્યાં સુધી તેને ધન, ઘર તથા સંબંધીને લીધે ભય, શોક, કામ, પરાભવ અને મહાલોભ થયા કરે છે તથા ત્યાં સુધી તેને સર્વ પીડાનો મૂલભૂત ‘મારું તારું’ એવો ખોટો દુરાગ્રહ બંધાય છે. જે પુરુષો સર્વ અશુભનો નાશ કરનારાં આપનાં કીર્તન, શ્રવણ આદિક ઉત્તમ પ્રસંગમાં પોતાની જિહ્વા, કાન વિગેરે ઇન્દ્રિયોને દૂર રાખે છે અને જે દીન પુરુષો લોભને વશ થયેલાં મનને લીધે ઇચ્છિત સુખના અલ્પ ભાગને મેળવવા માટે, નિરંતર પાપી કર્મો કર્યા કરે છે, તેઓની બુદ્ધિ તેઓના મંદભાગ્યથીજ વિનાશ થયેલી છે, આમ જાણવું. હે ભગવન્ ! ક્ષુધાથી, તૃષ્ણાથી, વાત, પિત્ત તથા કફથી, ટાઢતડકાથી, વાયુ અને વરસાદથી, કામાગ્નિથી તથા અટકાવી શકાય નહીં તેવા પ્રચણ્ડ ક્રોધથી આ પ્રજાને વારંવાર પીડા પામતી જોઇને, હે ઉરુક્રમ ! મારું મન ખેદ પામે છે. હે ઇશ ! મનુષ્ય જ્યાં સુધી ઇન્દ્રિયો તથા વિષયોરૂપ તમારી માયાના બળવાળી દ્વૈતબુદ્ધિથી જુવે છે, ત્યાં સુધી તેને વ્યર્થ છતાં પણ કર્મનાં ફળ આપનારો અને અનંત કષ્ટો આપનારો આ જન્મમરણરૂપ સંસાર મટતો નથી. હે દેવ ! ઋષિઓ પણ જો આપનાં શ્રવણ, કીર્તન આદિ સત્પ્રસંગથી વિમુખ રહે છે, તો દિવસે સાંસારિક વિષયોમાં અથડાવાથી તેની ઇન્દ્રિયો ખિન્ન થઇ રહે છે, રાત્રે પણ નિદ્રાધીન થયા હોય

ત્યારે અનેક મનોરથબુદ્ધિથી સ્વપ્નાંઓ આવવાને લીધે ક્ષણવારમાં નિદ્રાભંગ થાય છે, તેમ ધનાર્જન માટે આરમ્ભેલો ઉદ્યોગ પણ દૈવથી વિનાશ પામે છે અને તેઓ આ લોકમાં જન્મમરણરૂપી સંસારને પામે છે. હે નાથ! શાસ્ત્રના શ્રવણથી જેમનો માર્ગ જાણવામાં આવે છે, એવા આપ ભક્તિયોગથી નિર્મળ થયેલા ભક્તજનોનાં હૃદયકમળમાં બિરાજો છો. હે મહાકીર્તિવાળા પરમેશ્વર! તે ભક્તલોકો મનમાં તમારાં જે જે સ્વરૂપનું ધ્યાન કરે છે, તે તે સ્વરૂપને તમે સત્પુરુષોના આગ્રહ માટે ધારણ કરો છો. સર્વ પ્રાણીઓમાં એક અંતર્યામિરૂપે રહેલા તથા સર્વના મિત્ર એવા આપ દુર્જન પુરુષોને અલભ્ય એવી સર્વ પ્રાણીઓ ઉપર કરવા યોગ્ય દયાવડે, જેવા પ્રસન્ન થાઓ છો, તેવા મનમાં અનેક કામનાવાળા દેવતાઓ પુષ્પ, ધૂપ, દીપ, વિગેરે મોટા મોટા ઉપચારોથી તમારી જે સેવા કરે છે તેથી પણ તમે પ્રસન્ન થતા નથી. માટે યજ્ઞ વિગેરે અનેક કર્મો કરવાથી, દાન દેવાથી, ભયંકર તપશ્ચર્યા કરવાથી, અને વ્રત કરવાથી આપ ભગવાનની આરાધના કરવી, એજ પુરુષોને કર્મનું ઉત્તમ ફળ છે, કારણ કે, તમારે વિષે અર્પણ કરેલો ધર્મ કોઇ પણ દિવસ નાશ પામતો નથી. અર્થાત્ કામના માટે કરેલાં ધર્મ, કર્મ, જેમ ફળ આપીને નાશ પામે છે, તેમ આપને અર્પણ કરેલું ધર્મ, કર્મ નાશ પામતું નથી. નિત્ય સ્વસ્વરૂપના ચૈતન્યમય પ્રકાશથીજ જેનો ભેદ તથા મોહ નાશ થયો છે, એવા જ્ઞાનનોજ આશ્રય કરનારા આપ પરમાત્માને નમસ્કાર હો. આ જગત્‌ની ઉત્પત્તિ, સ્થિતિ તથા પ્રલય કરવામાં કારણભૂત જે માયા, તેના વિલાસ માટે ક્રીડા કરનારા એવા આપ ઇશ્વરને અમે નમસ્કાર કરીએ છીએ.

ઇતિ ભક્તિપ્રકરણમાં અધ્યાય ૨૫ મો સંપૂર્ણ.

## અધ્યાય ૨૬ મો.

ત્રણ યોગનું વર્ણન. (૧૧-૨૦).

**उद्धव उवाचः—**

**गुणदोषभिदा दृष्टिर्निगमात्तेन हि स्वतः ।**
**निगमे नापवादश्च भिदाया इति ह भ्रमः ॥ ५ ॥**

ઉદ્ધવજી પૂછે છેઃ—મનુષ્યને ગુણદોષમાં જે ભેદદૃષ્ટિ થઇ છે, તે પોતાથી થઇ નથી, પરંતુ હે ભગવન્! આપના વેદથીજ થઇ છે, અને તે વેદજ પાછો ભેદદૃષ્ટિ ન કરવી, આમ સિદ્ધ કરે છે, માટે મારી આ ભ્રાંતિ ટાળો.

ભગવાન્ કહે છેઃ—હે ઉદ્ધવ! મેં મનુષ્યોના કલ્યાણ માટે વેદમાં જ્ઞાનકાંડ, કર્મકાંડ તથા ભક્તિકાંડ, એમ જ્ઞાન, નિષ્કામ કર્મ, તથા ભક્તિ સહિત ત્રણ ઉપાયો કહ્યા છે. આ ત્રણ ઉપાયો વિના બીજો કોઇપણ ઉપાય કોઇ ઠેકાણે નથી. આ ત્રણ ઉપાયોમાં કર્મનાં ફળોને દુઃખકારક જાણીને કર્મોમાં પ્રીતિ ન ધરાવનારા અને તેને લીધે ફળોનાં સાધનરૂપ કર્મોનો ત્યાગ કરનારા પુરુષોને આ લોકમાં જ્ઞાનરૂપ ઉપાય સિદ્ધિ આપે છે; અને જે દૈવેચ્છાથી મારી કથામાં પ્રીતિ રાખનો હોય, બહુ વૈરાગ્યવાળો ન હોય, તેમ બહુ આસક્તિવાળો પણ ન હોય, તેને મારી ભક્તિ સિદ્ધિ આપે છે. આનું તાત્પર્ય એ છે કે, સકામ કર્મ કરનારા પુરુષે વેદોક્ત વિધિનિષેધનાં વચનો સંપૂર્ણ રીતે પાળવાં જોઇએ; નિષ્કામ કર્મ કરનારા પુરુષે યથાશક્તિ પાળવાં જોઇએ અને તે પણ જ્ઞાન તથા ભક્તિના અધિકાર મળ્યા પહેલાં સમજવું. જ્ઞાન તથા ભક્તિના અધિકારીએ નિષ્કામ કર્મ થોડાં પાળવાં જોઇએ; પરંતુ જ્ઞાન અથવા

તો ભક્તિથી સંપૂર્ણ હોય તેઓને તો જરા પણ પાળવાની જરૂર નથી. મનુષ્યને જ્યાં સુધી વૈરાગ્ય થાય નહીં અથવા તો જ્યાં સુધી મારી કથા વિગેરે સાંભળવામાં શ્રદ્ધા થાય નહીં, ત્યાં સુધી નિત્યનૈમિત્તિક કર્મો કર્યા કરવાં. હે ઉદ્ધવ ! મનુષ્ય પોતાના ધર્મમાં રહી, નિષ્કામપણે યજ્ઞોથી યજન કરે, તો તે સ્વર્ગમાં કે નરકમાં એકેમાં જાય નહીં. સ્વધર્મને ઉલ્લંઘન કરવાથી અને શાસ્ત્રમાં નિષેધ કરેલાં કર્મો કરવાથી નરક મળે છે, માટે નિષિદ્ધ કર્મોનો ત્યાગ કરવાથી નરકમાં જાય નહીં અને નિષ્કામ કર્મો કરવાથી સ્વર્ગમાં જાય નહીં, આ રીતે સ્વધર્મમાં રહેનારો અને નિષિદ્ધ વસ્તુનો ત્યાગ કરનારો પવિત્ર પુરુષ આજ દેહમાં રહીને, દૈવ-વશથી વિશુદ્ધ જ્ઞાનને પામે છે, અથવા તો મારી ભક્તિને પામે છે. આ પ્રમાણે મનુષ્ય દેહ, જ્ઞાન તથા ભક્તિના એક સાધનરૂપ છે, તેથી તે સર્વના દેહ કરતાં ઉત્તમ છે. જેમ નારકી જીવ મનુષ્યના દેહની ઇચ્છા કરે છે, તેમ દેવતાઓ પણ મનુષ્યના દેહની વાંછા કરે છે. કારણ કે મનુષ્યનો દેહ જ્ઞાન તથા ભક્તિનું એક સાધનરૂપ છે. પણ દેવનો કે નારકીનો દેહ જ્ઞાન તથા ભક્તિનું સાધન નથી. માટે કુશળ પુરુષે સ્વર્ગ મળે તેવાં કર્મ કરવાં નહીં, તેમ મનુષ્ય દેહ મળે, તેવાં કર્મો કરવાની પણ ઇચ્છા કરવી નહીં, કારણ કે દેહમાં આસક્તિ થવાથી મનુષ્ય પોતાનું કર્તવ્ય ચૂકી જાય છે; માટે પુરુષે સાવધાન થઇને 'આ કલેવર અર્થસિદ્ધિ આપનારું છે, તો પણ તે નાશવંત છે,' આમ જાણીને ઉપર કહેવા પ્રમાણે દેહને જ્ઞાનના તથા ભક્તિના સાધનરૂપ જાણી મૃત્યુની અગાઉ મુક્તિ માટે પ્રયત્ન કરવો જોઇએ. યમની પેઠે નિર્દય પુરુષો ઝાડને કાપવા માંડે છે, ત્યારે તે ઝાડમાં માળો ઘાલીને રહેનારું પક્ષી તેના ઉપરથી આસક્તિ ઉઠાડી, તેનો ત્યાગ કરીને ઉડી જાય છે, તો તે કલ્યાણને મેળવે છે, તેમ દિવસ અને રાત્રિ એ બે આપણાં આયુષ્યને કાપવા માંડે છે, તે જાણીને મનુષ્ય ભયથી કંપે, દેહ ઉપર આસક્તિ

રાખે નહીં, અને પરબ્રહ્મને ઓળખીને જીવનાદિકની તૃષ્ણાનો ત્યાગ કરે ત્યારે શાંતિ પામે છે. આ મનુષ્યદેહરૂપી એક ઉત્તમ વહાણ છે, તે સર્વ ફળોને આપનારું છે, ઘણુંજ દૃઢ છે, અને કોટી ઉપાયોથી મળે નહીં તેવું છતાં દૈવેચ્છાથી મળ્યું છે, તેમાં ગુરુરૂપી કર્ણધાર છે અને અનુકૂલ પવનરૂપ જે હું, તે મારાથી તે ચાલે છે; આવા વહાણને મેળવીને જે પુરુષ ભવસાગરને તરતો નથી, તેને આત્મહત્યા કરનારો જાણવો. આ પ્રમાણે વિરાગ વિનાના પુરુષને વૈરાગ્યદ્વારા કર્મ, જ્ઞાન તથા ભક્તિનું સાધન મળે છે, એમ કહ્યું. હવે સારી રીતે વિરક્ત થયેલા પુરુષને જ્ઞાનયોગ અને જ્ઞાન મળ્યા પહેલાં કંઇક કરવાનું તથા કંઇક ત્યાગ કરવાનું કહું છું.

જ્યારે યોગીને કર્મોમાં દુઃખો જોવાથી ઉદ્વેગ થાય અને તેનાં ફળો ઉપર પણ વૈરાગ્ય આવે, ત્યારે તેણે જિતેન્દ્રિય થઇને આત્માનો વારંવાર અભ્યાસ કરવો અને મન જે પ્રમાણે સ્થિર થાય, તે પ્રમાણે મનને સ્થિર કરવું. મનને જ્યારે સ્થિર કરવા માંડયું હોય ત્યારે તે તુરત ભમવા માંડે અને ચંચળ થઇ પડે તો યોગીએ સાવધાન થઇ, તેને અનુકૂળ કરીને પછી પોતાના આધીનમાં લેવું. પ્રાણાયામ કરનારા અને ઇંદ્રિયોને વશ કરનારા પુરુષે મનના વેગને એકદમ પણ રોકવો નહીં, પરંતુ તેના ઉપર ધ્યાન આપવું. જે ઘોડાને કેળવવો હોય તે ઘોડો પોતાના અભિપ્રાયને જાણીને ચાલે તો ઠીક, આમ ઇચ્છા કરતો સ્વાર પ્રથમ તે ઘોડો પોતે ચાલે, તેમ વારંવાર તેને કંઇક ચાલવા દેછે અને પછી તેની રેન પકડીને તેની પાછળ પાછળ વારંવાર ચાલે છે, પરંતુ તેને છુટો મૂકતો નથી, તેમ મનને વશ કરનારા યોગીએ પ્રથમ મનને તેની ઇચ્છા પ્રમાણે વર્તવા દેવું, પરંતુ તેના તરફ ઉપેક્ષા ન કરતાં તેને સત્ત્વગુણથી ભરપૂર એવી બુદ્ધિ વડે ધીરે ધીરે પોતાને વશ કરવું.

આ રીતે મન વશ થાય છે એમ જાણવું અને આને ઉત્તમ ઉપાય સમજવો. "મહત્તત્ત્વથી માંડીને છેક દેહ સુધી સર્વ પદાર્થોનો યથાર્થ વિચાર કરીને પ્રકૃતિ વિગેરેના ક્રમથી દેહની ઉત્પત્તિ થાય છે તથા પૃથ્વી આદિકના ક્રમથી તેનો નાશ થાય છે," આમ વારંવાર વિચાર કરવો અને તે વિચાર જ્યાં સુધી મન વશ થાય ત્યાં સુધી કરવો. જ્યારે "ઉત્પત્તિ તથા વિનાશવાળા પદાર્થોમાં આત્મા એજ અવધિ છે અને આત્માનું યથાર્થ જ્ઞાન ન થવાથી દેહાત્માના અવિવેકને લીધે આ સંસારમાં અવતરવું પડયું છે," આવો વિચાર પુરુષને આવે છે ત્યારે તેને સંસાર ઉપર અભાવ આવે છે, તે ઉદાસીન થઇ જાય છે અને ગુરુએ ઉપદેશ કરેલા પદાર્થનો વારંવાર વિચાર કરવાથી તેનું મન દેહાદિકના અભિમાનનો ત્યાગ કરે છે. યમાદિક યોગમાર્ગોથી, જીવ તથા ઇશ્વરને દર્શાવવાવાળી બ્રહ્મવિદ્યાથી, મારી સેવાથી અથવા તો ગુરુની સેવાથી મન પરમાત્માનું સ્મરણ કરવાને સમર્થ થાય છે, પરંતુ બીજા કોઇ પણ ઉપાયોથી પરમાત્માનું સ્મરણ કરવાને સમર્થ થતું નથી. જો પ્રમાદથી કંઇક પાપકર્મ થઇ જાય તો યોગીએ જ્ઞાનના અભ્યાસથી અથવા તો ભક્તનાં નામો લેવાથી તે પાપને બાળવું, પરંતુ કોઇ દિવસ તેને માટે ચાન્દ્રાયણ વિગેરે પ્રાયશ્ચિતો કરવાં નહીં. તમને શંકા થશે કે, "નિત્ય નૈમિત્તિક કર્મ અંતઃકરણને શુદ્ધ કરનારાં છે, તેથી તે ગુણરૂપ છે, અને હિંસાદિક કર્મ અંતઃકરણને મલિન કરનારાં હોવાથી દોષરૂપ છે, આ દોષને પ્રાયશ્ચિત્ત મટાડે છે, માટે તે ગુણરૂપ છે, આમ વેદ વિધિનિષેધનાં વાકયોથી કહે છે, માટે પ્રાયશ્ચિત્ત વિના યોગ અને ભક્તિ કેમ પાપને બાળે?" પણ આ તમારી શંકા અજ્ઞાનમૂલક છે, કારણ કે પોતપોતાના અધિકારમાં જે રહેવું, તે ગુણ ગણાય છે, આમ શ્રુતિ કહે છે, પરંતુ ફલાણાં કર્મો ગુણરૂપ છે, આમ કહેલું નથી. કર્મો તો ઉત્પત્તિથીજ અશુદ્ધ છે, માટે સ્વાભાવિક રીતે પ્રાપ્ત થતાં તે કર્મો તજાવવા માટે વેદ

વિધિનિષેધદ્વારા તે કર્મોનો તો ઉલટો સંકોચ કર્યો છે. આનું તાત્પર્ય એ છે કે, પુરુષની મલિનતા પ્રવૃત્તિથી જૂદી નથી, કારણ કે સ્વાભાવિક વૃત્તિથીજ પુરુષ મલિન છે. માટે સર્વ કર્મોથી નિવૃત્તિ રાખવી જોઇએ, પણ તે એકાએક થઇ શકતી નથી, એટલા માટે વેદ, ' આ વસ્તુ કરવા યોગ્ય છે, આવસ્તુ કરવા યોગ્ય નથી, ' આમ કરીને સ્વાભાવિક પ્રવૃત્તિનો સંકોચ કરીને, નિવૃત્તિમાર્ગ પ્રવર્તાવે છે. વેદ પોતે પ્રવૃત્તિમાર્ગને દર્શાવનારો નથી, એટલા માટે યોગીને સ્વાભાવિક પ્રવૃત્તિ હોતી નથી, તેથી તેને પ્રાયશ્ચિત્તની સાથે સંબંધ નથી. હવે હું ભક્તિયોગ કહું છું.

જેને મારી કથા ઉપર શ્રદ્ધા થયેલી હોય, જેને સર્વ કર્મો ઉપર ખેદ આવ્યો હોય અને ' કર્મો દુઃખદાયી છે, ' આમ જાણ્યા છતાં પણ તેનો ત્યાગ કરવાને જે સમર્થ ન હોય તેણે શ્રદ્ધાળુ થવું. ' પરમાત્માની ભક્તિથીજ સર્વ સિદ્ધ થશે, ' આવો દૃઢ નિશ્ચય કરવો. પરિણામે દુઃખદાયી એવા સર્વ વિષયોને ભોગવવા, પરંતુ તેની નિંદા કરવી અને પ્રસન્ન થઇને મારી ભક્તિ કરવી. મેં કહેલા ભક્તિયોગથી નિરંતર મારું ભજન કરનારા મુનિના હૃદયમાં હું વાસ કરું છું, તેથી તેના હૃદયની સર્વે કામનાઓ નાશ પામે છે. સર્વનો આત્મારૂપ જે હું તેનાં દર્શન થયા પછી પુરુષના હૃદયમાં રહેલી અહંકારરૂપી ગાંઠ તૂટી જાય છે, તેના સર્વ સંશયો કપાઇ જાય છે અને તેનાં સર્વ કર્મો નાશ પામે છે. માટે મારી ભક્તિવાળા તથા મારે વિષે છે ચિત્ત જેનું એવા યોગીને આ લોકમાં જ્ઞાન પણ ઘણું કરીને કલ્યાણનું સાધન નથી, માત્ર ભક્તિજ કલ્યાણનું સાધન છે.

જે વસ્તુ કર્મથી મળે છે, જે વસ્તુ તપથી મળે છે, જે વસ્તુ જ્ઞાનથી તથા વૈરાગ્યથી મળે છે, જે વસ્તુ યોગથી, દાન-ધર્મથી તથા બીજાં કલ્યાણકારક સાધનોથી મળે છે તે સર્વ

વસ્તુઓ મારો ભક્ત કદાચ જો ઇચ્છા કરે છે, તો મારી ભક્તિથી વિના પરિશ્રમે મેળવે છે તેમ સ્વર્ગ, મોક્ષ તથા મારાં ધામને પણ મેળવે છે; પરંતુ મારા ભક્તો તેમની ઇચ્છા રાખતા નથી, તેઓ તો માત્ર ભક્તિનીજ ઇચ્છા કરે છે. મારા ધીર અને એકનિષ્ઠાવાળા ઉત્તમ ભક્તજનો, મેં જન્મ-મરણરહિત મોક્ષ આપ્યા છતાં તેની પણ ઇચ્છા કરતા નથી. કોઇપણ વસ્તુની ઇચ્છા ન રાખવી, તેજ ઉત્તમોત્તમ તથા ફળ આપનારું કહેવાય છે, એટલા માટે યાચના ન કરનારા અને પ્રાર્થના કરાવનારાં કારણોથી રહિત નિષ્કામ પુરુષને મારી ભક્તિ પ્રાપ્ત થાય છે. મારા અનન્ય ભક્ત, સમચિત્તવાળા તથા બુદ્ધિથી પણ પર એવા ઇશ્વરને પામેલા મહાત્મા પુરુષોને વેદોક્ત કર્મો કરવાથી પુણ્ય થતું નથી અને નિષિદ્ધ કહેલાં કર્મો કરવાથી પાપ પણ લાગતું નથી. જેઓ ઉપર પ્રમાણે મેં ઉપદેશ કરેલા ત્રણ ઉપાયોનું આચરણ કરે છે, તેઓ કાળ તથા માયાદિકથી અબાધિત એવા મોક્ષપદને પામે છે.

ઇતિ ભક્તિપ્રકરણમાં અધ્યાય ૨૬ મો સંપૂર્ણ.

---

## અધ્યાય ૨૭ મો.

### પદાર્થોના ગુણદોષનો નિર્ણય. ( ૧૧-૨૧ ).

**श्रीभगवानुवाच:—**

**शुद्ध्यशुद्धी विधीयेते समानेष्वपि वस्तुषु ।**
**द्रव्यस्य विचिकित्सार्थं गुणदोषौ शुभाशुभौ ॥ ३ ॥**

શ્રીભગવાન્ કહે છેઃ—હે નિર્દોષ ઉદ્ધવ! આ જગત્‌માં સર્વ પદાર્થો સમાન છે, તો પણ તેઓમાં અમુક પદાર્થ શુદ્ધ છે,

અમુક અશુદ્ધ છે, આવી રીતે મેં મનુઆદિકરૂપે અવતરીને કલ્પના કરી છે. શુદ્ધ કર્મથી ધર્મ થાય છે અને અશુદ્ધ કર્મ કરવાથી અધર્મ થાય છે, આ વ્યવસ્થા ધર્મને માટે કરેલી છે અને વ્યવહાર ચલાવવા માટે વસ્તુઓમાં ગુણ–દોષની કલ્પના કરી છે. એટલે રાજાને સૂતક આદિક હોય, તો પણ તે રાજસભામાં ન્યાયનું કામ કરી શકે છે, પરંતુ બીજો કરી શકતો નથી. તેમ શરીરના નિર્વાહ માટે મેં શુભ અને અશુભની વ્યવસ્થા કલ્પેલી છે. જેમાં આપત્તિવેળા એટલે પ્રાણ જતા હોય, ત્યારે અભક્ષ્યનું ભક્ષણ કરવાથી પાપ લાગતું નથી, પરંતુ બીજી વખતે અભક્ષ્યભક્ષણ કરવાથી પાપ લાગે છે. મેં આ કલ્પનાઓ કર્મરૂપી ભાર ઉપાડનારા સંસારીઓને માટે કરેલી છે. શુદ્ધિ તથા અશુદ્ધિ આ વેદોક્ત છે, આમ ધારી તેના ઉપર અભિમાન રાખવું નહીં, કારણ કે સ્થાવરથી લઇને છેક બ્રહ્મા સુધી સર્વના શરીરમાં ઉપાદાન કારણ પૃથ્વી, જળ, તેજ, વાયુ તથા આકાશ, આ પાંચ ભૂતો છે તથા આત્મા પણ સર્વમાં એકજ છે, માટે વસ્તુતઃ તો કોઇમાં પણ શુદ્ધતા કે અશુદ્ધતા નથીજ; તો પણ હે ઉદ્ધવ! આ પ્રાણીઓના સ્વાર્થની સિદ્ધિ માટે એટલે પ્રવૃત્તિનો સંકોચ કરીને તેમને તે દ્વારા ધર્માદિક પુરુષાર્થ પ્રાપ્ત કરાવવા માટે તેઓમાં જુદા જુદા વર્ણોનાં તથા આશ્રમાદિકનાં નામ રૂપો કલ્પેલાં છે. આ રીતે દેશ, કાળ આદિક, હાથથી ગ્રહણ થઇ શકે નહીં તેવી વસ્તુઓ તથા હાથથી ગ્રહણ થઇ શકે તેવી સર્વ વસ્તુઓ સમાન છે, તો પણ અનિયમિત રીતે ચાલતી પ્રવૃત્તિનો સંકોચ કરવા માટે મેં વેદ અને ધર્મશાસ્ત્રદ્વારા તેઓમાં ગુણદોષ ઠરાવ્યા છે. હે વીર! આ રીતે ગુણદોષનું શોધન કર્યું, હવે તે બન્નેની મૂલ શુદ્ધિ માટે તેનું વિવેચન કરું છું. દેશોમાં જે દેશ કાળીઆર મૃગ વિનાનો હોય, તે દેશ અપવિત્ર ગણાય છે અને તેમાં પણ જે દેશ બ્રાહ્મણો ઉપર શ્રદ્ધા વિનાનો હોય,

તે અત્યંત અપવિત્ર કહેવાય છે; અને કાળીઆર મૃગનો વાસ છતાં પણ અંગ, બંગ અને કલિંગ દેશ, કીકટદેશ, જેમાં ગંદા માર્ગો હોય તેવા દેશ અને જેમાં ઘણા મ્લેચ્છો રહેતા હોય તેવા દેશો અપવિત્ર જાણવા, પરંતુ તેઓમાં જો સત્પુરુષો[1] મળે તો તેમને પવિત્ર જાણવા. જે કાળમાં દ્રવ્યની સંપત્તિ મળે તે કાળ, દ્રવ્યોથી કરવામાં આવતાં કર્મો કરવામાં પવિત્ર ગણાય છે. પૂર્વાહ્ણાદિક કાળ સત્કર્મ કરવાને યોગ્ય હોવાથી પોતાની મેળેજ પવિત્ર છે. જે કાળમાં દ્રવ્ય ન મળવાથી સત્કર્મ અટકી પડતું હોય અથવા તો દેશભંગ થવા વિગેરેથી સત્કર્મ અટકી પડતું હોય તે કાળને અપવિત્ર જાણવો અને સૂતકાદિકનો કાળ કર્મ કરવાને અયોગ્ય છે, માટે તે પોતેજ અપવિત્ર છે. આ પ્રમાણે દેશની તથા કાળની શુદ્ધિ અને અશુદ્ધિ કહી. હવે દ્રવ્યોની શુદ્ધિ અશુદ્ધિ કહું છું. દ્રવ્યની શુદ્ધિ તથા અશુદ્ધિ દ્રવ્યથી તથા વચનથી પણ થાય છે, જેમ વસ્ત્રાદિક પદાર્થો પાણી વિગેરેથી શુદ્ધ થાય છે અને મૂત્રાદિકથી અપવિત્ર થાય છે. આ દ્રવ્યથી થતી શુદ્ધિ તથા અશુદ્ધિ કહી. હવે વચનથી થતી શુદ્ધિ અને અશુદ્ધિ કહું છું.

જેમ કે અમુક પદાર્થને માટે સંદેહ પડતાં બ્રાહ્મણો કહે છે કે, અમુક વસ્તુ શુદ્ધ છે તો તેને શુદ્ધ જાણવી અને અમુક પદાર્થ અશુદ્ધ છે તો તેને અશુદ્ધ માનવો. તેમજ દ્રવ્યની શુદ્ધિ અને અશુદ્ધિ સંસ્કારથી પણ થાય છે, દૃષ્ટાંતમાં જેમ ચોમાસામાં વરસેલું પાણી ત્રણ દિવસ સુધી અપવિત્ર ગણાય છે અને ત્રણ દિવસ પછી પવિત્ર ગણાય છે. વળી દ્રવ્યની શુદ્ધિ અને અશુદ્ધિ તેના ઝાઝાપણાથી અને થોડાપણાથી પણ ગણાય

---

१ स वै पुण्यतमो देशः सत्पात्रं यत्र लभ्यते ॥

અર્થઃ—જ્યાં સત્પાત્ર મળે તે દેશને પવિત્ર જાણવો.

સ્મૃતિ.

છે, દૃષ્ટાંત તરીકે તળાવમાં તેમ નદીમાં જે પાણી હોય તેને ચાંડાલ અડકી ગયો હોય, તો પણ તે ઘણું હોવાથી પવિત્ર ગણાય છે અને ગોળામાં કે કોઇ વાસણમાં ભરેલા પાણીને ચાંડાલ અડકી ગયો હોય તો તે અપવિત્ર ગણાય છે. દ્રવ્યની શુદ્ધિ તથા અશુદ્ધિ તેની શક્તિ અને અશક્તિ ઉપરથી પણ ગણાય છે, દૃષ્ટાંતમાં સૂર્યગ્રહણનું અન્ન અથવા તો સૂતકનું અન્ન મહાત્મા પુરુષને અશુદ્ધ ગણાય છે અને સામાન્યને શુદ્ધ ગણાય છે. તેમ વળી દ્રવ્યની શુદ્ધિ તથા અશુદ્ધિ તેના જ્ઞાન ઉપરથી પણ માનવામાં આવે છે, દૃષ્ટાંતમાં જેમ પુત્રનો જન્મ થયા પછી દશ દિવસો વીતિ ગયા કેડે તે સમાચાર જાણવામાં આવે તો જન્માશૌચ લાગતું નથી અને દશ દિવસમાં તે સમાચાર જાણવામાં આવે તો જન્માશૌચ લાગે છે. સમૃદ્ધિ ઉપરથી પણ દ્રવ્યની શુદ્ધિ અશુદ્ધિ માનવામાં આવે છે, દૃષ્ટાંતમાં જેમ ધાન્ય, કાષ્ઠ, હાથીદાંત વિગેરે હાડકાંઓ, તંતુઓ, ઘી વિગેરે રસ, સુવર્ણાદિક, ચામડાંઓ, રસ્તાનો કાદવ તથા ઇંટ વિગેરે પદાર્થોની કાળથી, વાયુથી, અગ્નિથી, માટીથી, જળથી તથા બીજા પદાર્થોથી પણ શુદ્ધિ થાય છે. તેમાં કેટલાએક પદાર્થોની બેચાર પદાર્થો એકઠા હોવાથી શુદ્ધિ થાય છે, અને કોઇ ઠેકાણે એક પદાર્થથીજ શુદ્ધિ થાય છે. તેમાં પણ કાગડા અને ચાંડાલના સ્પર્શમાં તારતમ્ય હોવાથી તે પ્રમાણે તથા દેશ, કાળ અવસ્થા વિગેરેને અનુસરીનેજ શુદ્ધિ થાય છે, એમ સમજવું. આસન, પાત્ર અથવા તો વસ્ત્રાદિક કોઇપણ પદાર્થને અપવિત્ર પદાર્થનો લેપ લાગ્યો હોય તો તેને છોલવાથી, ખારાં પાણીથી કે ખાટાં પાણીથી લાગેલો લેપ અથવા ગંધ ટળી જાય અને પદાર્થ પાછો પ્રથમની સ્થિતિમાં આવે, તેટલો ઉપયોગજ તેને શુદ્ધ કરે છે, આમ ધર્મશાસ્ત્ર કહે છે. આ રીતે દ્રવ્યની શુદ્ધિ કહી, હવે કર્તાની શુદ્ધિ કહું છું. સ્નાન, દાન, તપ બાલ્યાદિક અવસ્થાઓ, શક્તિ, ઉપનયન આદિક

સંસ્કારો, સંધ્યાવંદન વિગેરે કર્મો તથા મારું સ્મરણ વિગેરે કરવાથી તે તે કાર્યને અનુસરતી કર્તાની શુદ્ધિ થાય છે. આ શુદ્ધિ વ્યવહાર માટે નથી, પરંતુ શાસ્ત્રોક્ત કર્મો કરવા માટે છે. બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્યે શુદ્ધ થઇને વૈદિક કર્મો કરવાં. હવે મંત્રની શુદ્ધિ કહું છું. મંત્રને ગુરુમુખ થકી યથાર્થ જાણવો, એ મંત્રની શુદ્ધિ છે. હવે કર્મની શુદ્ધિ કહું છું. કર્મો ઇશ્વરને અર્પણ કરવાં, તે કર્મની શુદ્ધિ ગણાય છે. દેશ, કાળ, દ્રવ્ય, કર્તા, મંત્ર તથા કર્મ આ છ પદાર્થો છે. તે જો શુદ્ધ હોય તો ધર્મ સિદ્ધ થાય અને અશુદ્ધ હોય તો તેઓથી અધર્મ થાય છે. આ ગુણદોષનો વિભાગ ખરો છે એમ માનવું નહીં; કારણ કે, કોઇક વખતે શાસ્ત્રબળથી ગુણ દોષરૂપ થઇ પડે છે અને કોઇ વખતે દોષ ગુણરૂપ થઇ પડે છે. જેમકે આપત્કાળમાં દાન લેવું એ ગુણરૂપ છે; પરંતુ તે વિના સુખના સમયમાં દાન લેવું, એ દોષરૂપ ગણાય છે. તેમજ કુટુંબનો ત્યાગ કરવો એ દોષરૂપ ગણાય છે, છતાં પણ સંન્યાસ લેતી વેળા તેનો ત્યાગ ગુણરૂપ થઇ પડે છે. માટે એ વચનો ગુણના તથા દોષના વિભાગને મિથ્યા ઠરાવે છે, અર્થાત્ ગુણદોષ કલ્પિત છે. દોષ પણ કોઇ ઠેકાણે દોષરૂપ ન ગણાતાં ગુણરૂપ ગણાય છે, દૃષ્ટાંતમાં જેમ સુરાપાન વિગેરે કર્મ પવિત્રને પતિતપણું આપે છે; પરંતુ જાતિથી કે કર્મથી પતિત થયેલા લોકોને તે ફરી પતિતપણું આપતું નથી. તેમ સંગ એ સંન્યાસીને તો દોષરૂપ છે, પરંતુ ગૃહસ્થ પ્રથમથીજ સંગને માન્ય કરે છે, તે ઠેકાણે સંગ દોષરૂપ ગણાતો નથી. કારણ કે "ઋતુસમયે ગૃહસ્થે પોતાની ધર્મપત્ની પાસે જવું જોઇએ" આમ ધર્મશાસ્ત્ર લખે છે. જે મનુષ્ય પ્રથમથી ધરતી ઉપર સૂતો હોય, તે મનુષ્યને તેનાથી નીચે પડવાપણું નથી; તેમ જે મનુષ્ય પ્રથમથીજ દોષિત હોય, તે મનુષ્ય ઉપર કહ્યા પ્રમાણે દોષનો ભાગી થતો નથી. આ સર્વ વિચારોથી સિદ્ધ થાય છે કે, ગુણદોષને પ્રતિ-

પાદન કરનારાં [1]શાસ્ત્રવચનનું તાત્પર્ય એ છે કે, મનુષ્ય જેમ નિવૃત્તિને પામતો જાય છે, તેમ તેમ બંધનમાંથી છૂટતો જાય છે. આ નિવૃત્તિધર્મ મનુષ્યનું કલ્યાણ કરે છે અને તેના શોક, મોહ અને ભયનો નાશ કરે છે.

ઇતિ ભક્તિપ્રકરણમાં અધ્યાય ૨૭ મો સંપૂર્ણ.

---

## અધ્યાય ૨૮ મો.

### શ્રીશંકરે માર્કંડેય મુનિને આપેલું વરદાન. (૧૨-૧૦).

**सूत उवाचः—**

**तमेवं निभृतात्मानं वृषेण दिवि पर्यटन्।**
**रुद्राण्या भगवान् रुद्रो ददर्श स्वगणैर्वृतः ॥ १ ॥**

સૂત કહે છેઃ—હે મુનિઓ! કોઇ સમયે ભગવાન્ શંકર પોતાની અર્ધાંગના ઉમા સાથે પોઠીઆ ઉપર બેસી, પોતાના ગણોથી વિંટાઇને આકાશમાં ફરતા હતા; ત્યારે તેમણે સમાધિ ચઢાવી બેઠેલા માર્કંડેય મુનિને દીઠા. તે પછી પાર્વતીએ તે ઋષિને જોઇને શંકર પ્રત્યે કહ્યું કે, હે મહારાજ! જ્યારે વાયુ વાતો ન હોય ત્યારે સમુદ્રનું પાણી, અને મગરમચ્છ વિગેરેનો સમુદાય શાંત પડી જાય છે, તેમજ આ

---

१ देशकालं तथाऽऽत्मानं द्रव्यं द्रव्यप्रयोजनम्।
उपपत्तिमवस्थां च ज्ञात्वा शौचं प्रकल्पयेत् ॥

અર્થઃ—દેશ, કાળ, આત્મા, દ્રવ્ય, દ્રવ્યનું પ્રયોજન, ઉપપત્તિ તથા અવસ્થા એ સર્વનો વિચાર કરી શુદ્ધ અશુદ્ધની વ્યવસ્થા કરવી. સ્મૃતિ.

બ્રાહ્મણનો દેહ, ઇંદ્રિયો અને મન પણ નિશ્ચલ થઇ ગયાં છે, તે બ્રાહ્મણના તરફ દૃષ્ટિ કરો અને એના તપને સફળ કરો! આપ સિદ્ધિ આપનારા છો.

શંકર બોલ્યા:—અવિનાશી પુરુષોત્તમ ભગવાન્‌ની પરમભક્તિનો લાભ થવાથી આ મહર્ષિ કોઇપણ સુખોની અથવા તો મોક્ષની પણ ઇચ્છા કરતા નથી, તથાપિ હે ભવાનિ! આપણે આ મહાત્મા પુરુષની સાથે વાતો કરીએ, કારણ કે મનુષ્યોને મહાત્માઓનો જે સમાગમ છે, એ મહાન્ લાભકારક ગણાય છે.

સૂત કહે છે:—સર્વ વિદ્યાઓના તથા સર્વ પ્રાણીઓના સ્વામી અને ભક્તકુલના પતિ ભગવાન્ શંકર, એ પ્રમાણે ઉમાને કહીને માર્કંડેયની પાસે આવ્યા, પરંતુ આ વેળા માર્કંડેય મુનિ સર્વ વૃત્તિઓને રૂંધીને સમાધિમાં બેઠા હતા, તેથી તેમણે જગત્‌ના આત્મારૂપ તથા વિશ્વના ઇશ્વર શંકરસહિત પાર્વતીના આગમનને જાણ્યું નહીં, કારણ કે તે પોતાના દેહને તેમજ વિશ્વને પણ વિસરી ગયા હતા અને હમણાં તે કેવળ ધ્યાનવડે ઇશ્વરનિષ્ઠ હતા. ભગવાન્ શંકર તે જાણીને યોગમાયાવડે વાયુ જેમ છિદ્રમાં પેસે, તેમ માર્કંડેયમુનિના હૃદયાકાશમાં પેઠા. માર્કંડેયમુનિ પોતાના હૃદયમાં અકસ્માત્ પ્રગટ થયેલા, વિજળીસરખી પીળી જટાવાળા, ત્રણ નેત્રવાળા, દશ ભુજાવાળા, ઉન્નત શરીરવાળા, ઉગતા સૂર્યની પેઠે તેજસ્વી, વાઘાંબર ધારણ કરનારા, ત્રિશૂલ, ધનુષ્, બાણ, તરવાર, ઢાલ, રુદ્રાક્ષમાળા, ડમરુ, કપાલ તથા ફરસી આ સર્વને સાથેજ ધારણ કરનારા શ્રીશંકરનાં દર્શન કરીને, આ શું? અને આ કેવી રીતે થયું? એમ મનમાં આશ્ચર્ય પામ્યા. તે પછી મુનિ સમાધિ ઉતારી, નેત્રો ઉઘાડીને જોવા લાગ્યા તો ત્રણ લોકના એક ગુરુ ભગવાન્ શંકરને તેમના ગણોની તથા ઉમાની સાથે ત્યાં પધારેલા દીઠા; એટલે મુનિએ ત્રણ

લોકના એક ગુરુ એવા રુદ્રને મસ્તકવડે પ્રણામ કર્યાં અને પછી સ્વાગત વચનથી, આસનથી, પાદ્યથી, અર્ઘ્યથી, ચંદનથી, પુષ્પની માળાથી, ધૂપથી તથા દીપ અને નૈવેદ્યથી શ્રીશંકરની, ઉમાની અને તેમના ગણોની પૂજા કરી, અને કહ્યું કે, "હે વ્યાપક પરમેશ્વર! આપ તો પોતાના પ્રભાવથીજ પૂર્ણ કામનાવાળા છો અને આપનાવડે આ જગત્ સુખી રહે છે, તો આપનું અમે શું કાર્ય કરીએ ? અમને આજ્ઞા આપો. કલ્યાણકારી, શાંતમૂર્તિ, સત્ત્વગુણના અધિષ્ઠાતા, અને પરમ સુખ આપનારા એવા આપને નમસ્કાર કરું છું. રજોગુણ તથા તમોગુણને સેવ્યા છતાં પણ શાંત પ્રકૃતિવાળા એવા આપને હું નમસ્કાર કરું છું."

સૂત કહે છેઃ—આ પ્રમાણે માર્કંડેયે સ્તુતિ કરી કે, પ્રસન્ન અંતઃકરણવાળા આદિદેવ શંકર, કે જે સત્પુરુષોના એક શરણરૂપ છે, તે પ્રસન્ન થયા અને હસતાં હસતાં નીચે પ્રમાણે કહેવા લાગ્યા.

શંકર બોલ્યાઃ—"હે મુને! અમારી પાસેથી તમારી ઇચ્છા હોય તે વર તમે માંગી લ્યો, કારણ કે બ્રહ્મા, વિષ્ણુ, અને હું, એમ અમે ત્રણે વર આપનારાઓના સ્વામી છીએ. અમારું દર્શન લોકોને સફળ થાય છે અને અમારાં દર્શનથી મનુષ્ય મોક્ષ પામે છે. જે બ્રાહ્મણો સદ્ગુણી, શાંત ગુણવાળા, સંગરહિત, પ્રાણીઓની ઉપર દયા રાખનારા, અમારા એકાંત ભક્ત, વૈરવિનાના તથા સમદૃષ્ટિવાળા છે, તેઓને લોકોસહિત લોકપાલો નમે છે, પૂજે છે તથા સેવે છે, માત્ર તેઓજ સેવે છે એમ નહિ, પરંતુ હું (શંકર), ભગવાન્ બ્રહ્મા તથા સર્વના ઇશ્વર વિષ્ણુ પોતે પણ સેવે છે. તમારા સરખા સમદૃષ્ટિવાળા બ્રાહ્મણો મારે વિષે, વિષ્ણુમાં, બ્રહ્મામાં, પોતાને વિષે તથા લોકોમાં જરાપણ ભેદદૃષ્ટિ કરતા નથી. એટલા માટે અમે તમને ભજીએ છીએ. પાણીનાં તીર્થો, તીર્થો નહીં એમ નથી, પરંતુ તે પણ તીર્થો છે, ચેતનરહિત દેવતાઓની

મૂર્તિઓ દેવતા નહીં તેમ નથી, પરંતુ તેઓ પણ દેવતાઓ છે; પરંતુ આ તીર્થો તથા દેવતાઓ ઘણે કાળે પવિત્ર કરે છે અને તમે તો દર્શન થતાંજ પવિત્ર કરો છો. જેઓ ચિત્તની એકાગ્રતા, તપશ્ચર્યા, સ્વાધ્યાય તથા સંયમથી અમારા વેદમય સ્વરૂપને ધારણ કરે છે, તે બ્રાહ્મણોને અમે નમસ્કાર કરીએ છીએ. મહાપાપીઓ તથા ચાંડાલો પણ તમારાં ચરિત્રો સાંભળ્યાથી તથા તમારાં દર્શન કરવાથી પવિત્ર થાય છે, ત્યારે તમારી સાથે સંભાષણ વિગેરે કરવાથી પવિત્ર થાય, તેમાં તો કહેવુંજ શું?"

સૂત કહે છે:—શંકર ભગવાનનાં આવાં વચન સાંભળી માર્કંડેય કહેવા લાગ્યા કે,—"ઓહોહો!!! ઇશ્વરની લીલા મનુષ્યોના વિચારમાં પણ આવે નહીં તેવી છે, કારણ કે લોકપાલો પણ જે લીલાને લીધે પોતાની સત્તામાં રહેલાં પ્રાણીઓને નમે છે તથા વખાણે છે. ધર્મના વક્તાઓ ઘણું કરીને પ્રાણીઓને ધર્મગ્રહણ કરાવવા માટે ધર્માચરણ કરે છે, કોઇ ધર્માચરણ કરતો હોય તેને અનુમોદન આપે છે તથા ધર્મનાં વખાણ કરે છે. નટનો નાયક પોતાનો વેષ બદલીને પોતાના ચાકર વર્ગને પ્રણામ કરે છે, તેથી જેમ તેના મહિમાને દૂષણ લાગતું નથી, તેમજ આપ પોતાની માયાની વૃત્તિઓવડે બીજાઓને પ્રણામ કરો છો તેથી આપના મહિમાને દૂષણ લાગેજ નહીં. સ્વપ્નને જોનારો પુરુષ જેમ મનવડે અનેક શરીર ઉત્પન્ન કરી, તેમાં પ્રવેશ કરીને ઇંદ્રિયોથી કરવામાં આવતી ક્રિયા જાણે પોતેજ કરતો હોય તેવો જણાય છે, તેમ આપ પણ મનવડે આ જગત્‌ને સરજી, તેમાં પોતાના સ્વરૂપથી પ્રવેશ કરી ગુણોથી કરવામાં આવ્યા છતાં પણ તે ક્રિયાના કર્તા હો, તેવા દેખાઓ છો, તે આપને હું નમસ્કાર કરું છું. ત્રણ ગુણવાળા છતાં પણ તે ગુણોના નિયંતા, કેવળસ્વરૂપ, અદ્વિતીય, ગુરુસ્વરૂપ અને બ્રહ્મમૂર્તિ એવા આપ ભગવાનને હું નમસ્કાર કરું છું. હે વ્યાપક

પરમેશ્વર ! તમારાં સર્વશ્રેષ્ઠ દર્શન કરતાં બીજો કયો વર હું માગું ? કારણ કે જે આપનાં દર્શન કરવાથી પુરુષ પૂર્ણ કામનાવાળો તથા સત્ય કામનાવાળો થાય છે. તથાપિ હું સર્વ કામનાથી પૂર્ણ અને ભક્તોની કામનાને પૂરનારા આપ પાસેથી એક વર માગું છું, તે એ કે, " ભગવાન્ વિષે, ભગવાનના ભક્તો વિષે તથા આપને વિષે મારી અવિચળ ભક્તિ રહો."

શ્રીશંકર બોલ્યા:—" હે મહર્ષિ ! તમારી સર્વ કામના પરિપૂર્ણ થાઓ, કલ્પ સુધી તમારી કીર્તિ ઘણીજ પવિત્ર થાઓ તથા તમે અજર અને અમર રહો. હે બ્રાહ્મણ ! તમને બ્રહ્મતેજવાળાને ભૂત, ભવિષ્ય તથા વર્તમાન કાળની વસ્તુનું જ્ઞાન, વૈરાગ્યવાળું વિજ્ઞાન ( આત્માનાત્મવિચાર ) તથા પુરાણનું આચાર્યપણું પ્રાપ્ત થજો."

સૂત કહે છે:—આ પ્રમાણે મુનિને વરો આપીને ત્રણ નેત્રવાળા શંકર, મુનિએ કરેલાં તપશ્ચર્યાદિક કાર્યો તથા તે મુનિએ અનુભવેલો ભગવાનની માયાનો વૈભવ પાર્વતીની આગળ કહેતા કહેતા ત્યાંથી પધાર્યા, અને ભૃગુવંશમાં ઉત્તમ એવા તે માર્કંડેય મુનિ પણ મહાયોગના મહિમાને પ્રાપ્ત કરીને શ્રીહરિને વિષે ઐકાંતિક ભક્તિને પામેલા હજી પણ સાક્ષાત્ પોતાના તેજ શરીરથી જગતમાં ફરે છે. એ પ્રમાણે બુદ્ધિમાન્ માર્કંડેય મુનિનું આ ચરિત્ર તમારી આગળ મેં વર્ણવી બતાવ્યું.

ઇતિ ભક્તિપ્રકરણમાં અધ્યાય ૨૮ મો સંપૂર્ણ.

" ઇતિ ભક્તિપ્રકરણ સમાપ્ત."

**पूर्वार्ध समाप्त.**

# શ્રીસુબોધ-સિંધુ.

## ઉત્તરાર્ધ.

## યોગપ્રકરણ.

### અધ્યાય ૧ લો.

### બ્રહ્માની ઉત્પત્તિ. ( ૩-૮ )

**मैत्रेय उवाचः—**

**तदाप्लुतं विश्वमिदं तदासीद्यन्निद्रयामीलितदृङ्न्यमीलयत् ।**
**अहींद्रतल्पेऽधिशयान एकः कृतक्षणः स्वात्मरतौ निरीहः ॥ १० ॥**

**सोऽन्तःशरीरेऽर्पितभूतसूक्ष्मः कालात्मिकां शक्तिमुदीरयाणः ।**
**उवास तस्मिन्सलिले पदे स्वे यथाऽनलो दारुणि रुद्धवीर्यः ॥ ११ ॥**

મૈત્રેય કહે છેઃ—આ વિશ્વ પ્રલયસમયે જ્યારે મહાસાગરના એકાકાર થયેલા પાણીમાં ડૂબી ગયું હતું, ત્યારે જેમની ચૈતન્ય શક્તિ જાગ્રત હતી, એવા સ્વસ્વરૂપના આનંદમાં મગ્ન રહેનારા તથા ક્રિયારહિત એવા ભગવાન્ પોતે એકલાજ શેષની શય્યામાં પોઢયા હતા, અને નિદ્રાના મિષથી નેત્રો મિંચી ગયા હતા

અગ્નિ જેમ પોતાનો પ્રકાશ રોકી દઇને, પોતાના નિવાસસ્થાન કાષ્ઠમાં ગુપ્ત રીતે રહે છે, તેમ પોતાના દેહવિષે શબ્દ, સ્પર્શ, રૂપ, રસ તથા ગંધ, એ સૂક્ષ્મ ભૂતને ધારણ કરનારા અને સૃષ્ટિ સરજતી વેળા પોતાની કાલશક્તિને પ્રેરણા કરનારા શેષશાયી ભગવાન્ પોતાના નિવાસરૂપ મહાસાગરના જળમાં પોઢી રહ્યા હતા. પછી ભગવાને જોયું તો પોતાના દેહમાં સર્વ લોકોને લીન થયેલા જોયા. પછી શેષશાયી ભગવાને લોકોની રચના કરવા માટે સૂક્ષ્મ પદાર્થનો વિચાર કર્યો એટલે તે અત્યંત સૂક્ષ્મ પદાર્થ કાલને અનુકૂલ એવા રજોગુણવડે ક્ષોભ પામીને, સ્થૂલ સૃષ્ટિ કરવા માટે, તે વખતેજ તેમના નાભિકમળ-માંથી ઉત્પન્ન થયો. પ્રાણીઓના અદૃષ્ટને જાગ્રત કરનારા કાલવડે, જે સૂક્ષ્મ પદાર્થ એકાએક કમળના કોશરૂપે પ્રગટ થયો હતો, તે વિષ્ણુથી ઉત્પન્ન થયો હતો અને તે કમળકોશ સૂર્યની પેઠે પોતાના તેજથી સાગરના વિશાળ જળને પ્રકાશ કરવા લાગ્યો. ત્યાર પછી વિષ્ણુ, કે જેમનાથી સર્વ પદાર્થોને પ્રકાશ કરનારું લોકાત્મક કમળ ઉત્પન્ન થયું હતું, તેમણે તે કમળમાં પ્રવેશ કર્યો, એટલે તે કમળમાંથી વેદમય વિધાતા બ્રહ્મા પોતે ઉત્પન્ન થયા, કે જેમને લોકો સ્વયંભૂ કહે છે. તે કમળની નળીમાં બેઠેલા બ્રહ્માએ કોઇપણ લોકને દીઠો નહીં, એટલે તેમણે પોતાની ડોક ચારે દિશામાં ફેરવી અને નેત્રો પહોળાં કરીને દિશા તરફ જોયું કે તેમને ચાર મુખ થયાં. પછી કમળ ઉપર બેઠેલા બ્રહ્માએ બહુ બહુ વિચાર કર્યો, પરંતુ તે પ્રલયસમયના પવનથી હાલક ડોલક થતા અને મોટા મોજાંવાળા મહાસાગરના પાણીમાંથી ઉત્પન્ન થયેલા લોકાત્મક કમળને તથા પોતાના સ્વરૂપને યથાર્થ રીતે જાણી શકયા નહીં, એટલે બ્રહ્મા વિચાર કરવા લાગ્યા કે, “ હું જે આ કમળ ઉપર બેઠો છું, તે કોણ છું ? આ એકજ કમળ પાણીમાં કયાંથી ઉત્પન્ન થયું હશે ? વળી આ

કમળ પાણીમાં જેને આધારે રહેલું છે, તેની નીચેના ભાગમાં કોઇ સત્ય વસ્તુ અવશ્ય હોવીજ જોઇએ." આ પ્રમાણે વિચાર કરીને અજન્મા એવા બ્રહ્મા કાંટાવાળા કમળનાં નાળના મૂળને શોધવા માટે, નાળના છિદ્ર વાટે તે કમળમાં નીચે ઉતર્યા અને પાણીમાં પ્રવેશ કર્યો, પરંતુ કમળનું મૂળ મળ્યું નહીં. હે વિદુર! કમળના નાળમાં અપાર અંધારાંની વચ્ચે પોતાના મૂળ કારણનો શોધ કરતાં કરતાં બ્રહ્માને સો વર્ષના જેવડો મોટો કાળ વીતી ગયો, કે જે કાળ અજન્મા ભગવાનના સુદર્શન ચક્રરૂપ ગણાય છે, અને જે દેહધારીઓને ભય ઉત્પન્ન કરતો થકો, તેઓનાં આયુષ્યનો નાશ કરે છે. આ પ્રમાણે શોધ કરતાં છતાં પણ જ્યારે પોતાનો મનોરથ પાર પડયો નહિ, ત્યારે બ્રહ્મા ફરીને પોતાના કમળાસન ઉપર આવીને બેઠા અને પ્રાણાયામથી ધીરે ધીરે શ્વાસને રોકીને તેમણે ચિત્તનો નિરોધ કર્યો અને પછી સમાધિયોગ ધારણ કર્યો. તે યોગ સો વર્ષે સિદ્ધ થયો કે, બ્રહ્માને ઉત્તમ પ્રકારનું નિશ્ચયાત્મક જ્ઞાન થયું અને પૂર્વે સો વર્ષ સુધી શોધ કરતાં પણ જેનાં દર્શન થયાં ન હતાં તે પરમાત્માને પોતે પોતાના હૃદયમાં પ્રગટ થયેલા જોયા.

ઇતિ યોગપ્રકરણમાં અધ્યાય ૧ લો સંપૂર્ણ.

## અધ્યાય ૨ જો.

### વિરાટ્ પુરુષની ઉત્પત્તિ. ( ૩-૬ ).

**मैत्रेय उवाचः—**

**कालसंज्ञां तदा देवीं बिभ्रच्छक्तिमुरुक्रमः ।
त्रयोविंशतितत्त्वानां गणं युगपदाविशत् ॥ २ ॥**

મૈત્રેય ઋષિ કહે છેઃ—કાળદ્વારા જાગ્રત થનારી શક્તિનો અર્થાત્ માયાનો આશ્રય કરીને ઉરુક્રમ એવા ભગવાને અંતર્યામિપણાથી એકજ વખત તે ત્રેવીસ તત્ત્વોમાં અર્થાત્ મહત્તત્ત્વ, અહંકારતત્ત્વ, પાંચ ભૂતો, પાંચ તન્માત્રાઓ અને મનસહિત અગ્યાર ઇંદ્રિયો, એમ ત્રેવીસ તત્ત્વોના સમુદાયમાં પ્રવેશ કર્યો. ભગવાને ક્રિયાશક્તિદ્વારા એ સર્વે તત્ત્વોમાં પ્રવેશ કર્યા પછી, તે તત્ત્વોની ક્રિયા અથવા તો જીવોનાં અદૃષ્ટો, જેઓ માયામાં લીન હતાં, તેઓને જાગ્રત કર્યાં અને જે સર્વ તત્ત્વો ભિન્ન ભિન્ન હતાં, તેઓને એકસાથે જોડ્યાં. પછી તે મહતત્ત્વ આદિક ત્રેવીસ તત્ત્વો ક્રિયાશક્તિદ્વારા પ્રકાશિત ( જાગ્રત ) થયા પછી, તેઓએ પરમેશ્વરની પ્રેરણાથી પોતાના અંશોવડે અધિપુરુષને એટલે વિરાટ્ દેહને ઉત્પન્ન કર્યો. વિશ્વને સરજનારો મહતત્ત્વ આદિ સઘળો સમુદાય, પોતાને વિષે પ્રવેશ કરનારા પરમેશ્વરના સંબંધથી પરસ્પર એકઠો થઇને, પોતાના અંશથી વિરાટ્ દેહના આકારમાં પરિણામ પામ્યો, કે જે વિરાટ્ દેહમાં સ્થાવરજંગમાત્મક સર્વ લોક રહ્યા છે. અધિપુરુષને નામે પ્રખ્યાત તે હિરણ્યમય પુરુષ હજાર વર્ષસુધી, પોતાની સાથે શયન કરનારા જીવસમૂહની સાથે બ્રહ્માંડની અંદર રહેલા પાણીમાં રહ્યા. ઉપર કહેલાં સર્વ તત્ત્વોના કાર્યરૂપ તે વિરાટ્ મૂર્તિએ જ્ઞાનશક્તિ, ક્રિયાશક્તિ અને

આત્મશક્તિથી સંપન્ન થઇને, એક રૂપે તથા ત્રણ રૂપે આત્માનો વિભાગ કર્યો; અર્થાત્ જ્ઞાનશક્તિદ્વારા હૃદયાવચ્છિન્ન ચૈતન્યસ્વરૂપે એક પ્રકારના થયા, ક્રિયાશક્તિદ્વારા પ્રાણસ્વરૂપે દશ પ્રકારના એટલે પ્રાણ, અપાન, સમાન, ઉદાન, વ્યાન, નાગ, કૂર્મ, કૃકલ, દેવદત્ત અને ધનંજય, એમ દશ પ્રકારના થયા. આત્મશક્તિદ્વારા એટલે ભોકતૃત્વસ્વરૂપે અધ્યાત્મ, અધિદૈવ તથા અધિભૂતના ભેદે કરીને ત્રણ પ્રકારના થયા. એ વિરાટ્ના અભિમાની પુરુષ સર્વ પ્રાણીઓના આત્મા છે અને પરમાત્માનો પહેલો અવતાર છે, કારણ કે, સમસ્ત સૃષ્ટિ તેના અંશમાંથી ઉત્પન્ન થઇ છે અને તે પરમાત્માના અંશરૂપ છે એટલે જીવ છે, અને જેને વિષે આ સર્વ પ્રાણીઓનો સમુદાય જોવામાં આવે છે, તે વિરાટ્ પુરુષ, આત્મશક્તિદ્વારા અધ્યાત્મ, અધિદૈવ તથા અધિભૂત એ ત્રણની સાથે રહેવાથી ત્રણ પ્રકારના છે, ક્રિયાશક્તિદ્વારા પ્રાણાદિક[1] સ્વરૂપ હોવાથી દશ પ્રકારના છે અને જ્ઞાનશક્તિદ્વારા હૃદયાવચ્છિન્ન ચૈતન્યસ્વરૂપ હોવાથી એક પ્રકારના છે. અંતર્યામી એવા પરમપુરુષે, વિશ્વને સરજનારાં મહત્તત્ત્વાદિકની વિજ્ઞ-

---

૧ દશ પ્રાણોનાં સ્થાન તથા તેની ક્રિયાઃ—૧ પ્રાણઃ-એ શરીરનો મુખ્ય ચાલક છે, હૃદય એ તેનું રહેવાનું સ્થાન છે અને નાસિકાદ્વારે અંદર જવું બહાર નિકળવું વિગેરે ક્રિયા તે કરે છે. ૨ અપાનઃ-એનું રહેવાનું સ્થાન ગુદા છે, અને મલોત્સર્ગ એની ક્રિયા છે. ૩ વ્યાન.-આખા શરીરમાં એનો વાસ છે; હાથ, પગને સંકોચવા તથા ફેલાવવા તે એની ક્રિયા છે. ૪ ઉદાનઃ-કંઠ એનું સ્થાન છે, અને મૃત્યુ એની ક્રિયા છે.૫ સમાનઃ-એનું નાભિસ્થાન છે, અને ખાધેલા અન્નનો રસ સર્વ નાડીઓમાં વહેંચી આપવો તે એની ક્રિયા છે. આ પ્રમાણે પાંચ મુખ્ય પ્રાણ કહેવાય; અને ૬ નાગઃ-ઉલટી અને ઉચકી; ૭ કૂર્મઃ-ઉઘડવું, ખુલ્લું થવું; ૮ કૃકલઃ-સૂકાવવું; ૯ દેવદત્તઃ-બગાસાં આણવાં; અને ૧૦ ધનંજયઃ-એ સર્વવ્યાપી હોઇ મૃત દેહને પણ છોડતો નથી. એ પ્રમાણે એમની ક્રિયા છે. આ પ્રમાણે પાંચ ઉપપ્રાણ કહેવાય છે, એમનાં વિશિષ્ટ સ્થાનો નથી, પણ ક્રિયામાત્ર છે.

મિને ધ્યાનમાં લઇને તેઓને વિવિધ વ્યવહારનો લાભ કરવા માટે, પોતાના તેજદ્વારા વિરાટ્ દેહને પ્રકાશિત કર્યો.

હે વિદુર! વિચાર કરતાં તુરત તે વિરાટ્ દેહમાં તત્ત્વોને રહેવાનાં કેટલાંક સ્થાનો થયાં, તે હું તમને કહું છું તે તમે સાંભળો.

તે વિરાટ્ પુરુષને પ્રથમ મુખ થયું, તે સ્થાનમાં લોકપાળ અગ્નિ પોતાની શક્તિ વાણીની સાથે આવીને વસ્યા, જે વાણીને લીધે જીવ, શબ્દનો ઉચ્ચાર કરી શકે છે. ત્યાર પછી શ્રીહરિરૂપ વિરાટ્‌ને તાળવું થયું, તે સ્થાનમાં લોકપાળ વરુણ પોતાની જિહ્વા ઇંદ્રિય નામની શક્તિ સાથે આવીને વસ્યા, જે ઇંદ્રિયવડે જીવ, છ રસનો અનુભવ લઇ શકે છે. ત્યાર પછી વિરાટ્ પુરુષને બે નાસિકાનાં દ્વાર ઉત્પન્ન થયાં, તે સ્થાનમાં અશ્વિનીકુમાર ઘ્રાણેંદ્રિય નામની શક્તિ સાથે આવીને વસ્યા, જેથી જીવને ગંધનું જ્ઞાન થાય છે. તે પછી વિરાટ્‌ને બે આંખો ઉત્પન્ન થઇ, તેમાં લોકપાળ વિશ્વકર્મા ચક્ષુરિંદ્રિય નામની શક્તિ સાથે આવીને વસ્યા, જે ઇંદ્રિયથી જીવને રૂપોનું જ્ઞાન થાય છે. ત્યાર પછી વિરાટ્‌ને ત્વચા ઉત્પન્ન થઇ, તેમાં લોકપાળ વાયુએ પ્રાણશક્તિ સાથે પ્રવેશ કર્યો, જે ત્વચા ઇંદ્રિયથી જીવને સ્પર્શનું જ્ઞાન થાય છે. ત્યાર પછી વિરાટ્ ભગવાન્‌ને બે કાન ઉત્પન્ન થયા, તેમાં દિશાએ પોતાની શ્રોત્ર ઇંદ્રિયની સાથે પોતાના સ્થાનમાં પ્રવેશ કર્યો, જે ઇંદ્રિયથી જીવ, શબ્દ સાંભળી શકે છે. ત્યાર પછી તેને ત્વચા ઉત્પન્ન થઇ, તેમાં સર્વ ઔષધિઓએ પોતપોતાના અંશોની સાથે રુવાડાંદ્વારા તેમાં પ્રવેશ કર્યો, જે રુવાડાંદ્વારા જીવ ખરજ તથા સ્પર્શથી થતાં દુઃખસુખનો અનુભવ કરે છે. ત્યાર પછી વિરાટ્ પુરુષને લિંગ ઉત્પન્ન થયું, પ્રજાપતિએ પોતાના અંશરૂપ વીર્યની સાથે તે સ્થાનમાં વાસ કર્યો, જે વીર્યથી જીવ, વિષયાનંદનો અનુભવ કરે છે. ત્યાર પછી વિરાટ્ પુરુષને ગુદા ઉત્પન્ન થઇ, તેમાં લોકપાળ

મિત્રદેવે પોતાની વાયુ નામની ઇંદ્રિયની સાથે પ્રવેશ કર્યો, જે ઇંદ્રિયવડે જીવ, મળનો ત્યાગ કરે છે. તે પછી તેને બે હાથ ઉત્પન્ન થયા, તેમાં સ્વર્ગના પતિ ઇંદ્રે, પોતાની વેચવું, લેવું વિગેરે શક્તિની સાથે પ્રવેશ કર્યો, જે ગતિથી જીવ, પોતાની આજીવિકા ચલાવી શકે છે. તે પછી વિરાટ્ પુરુષને બે ચરણો ઉત્પન્ન થયા, તેમાં લોકપાળ વિષ્ણુએ પોતાની ગતિરૂપી શક્તિ સાથે પ્રવેશ કર્યો, જે ગતિવડે જીવ જવા યોગ્ય સ્થાન ઉપર જઇ શકે છે. ત્યાર પછી વિરાટ્ પુરુષને બુદ્ધિતત્ત્વ ઉત્પન્ન થયું, તે સ્થાનમાં બૃહસ્પતિએ પોતાની જ્ઞાનશક્તિ સાથે પ્રવેશ કર્યો, જેથી જીવને જાણવા યોગ્ય વિષયનું જ્ઞાન થાય છે. ત્યાર પછી વિરાટ્ પુરુષને હૃદય ઉત્પન્ન થયું, તે સ્થાનમાં ચંદ્રે પોતાના અંશરૂપ મનની સાથે પ્રવેશ કર્યો, જે મનવડે જીવ, સંકલ્પવિકલ્પરૂપી વિકારને પામે છે. તે પછી વિરાટ્ પુરુષને અહંકાર ઉત્પન્ન થયો, તે સ્થાનમાં રુદ્રદેવે પોતાની શક્તિ–અભિમાન–સાથે પ્રવેશ કર્યો, તે અભિમાનથી જીવ ક્રિયા કરે છે. તે પછી વિરાટ્ પુરુષને ચિત્ત ઉત્પન્ન થયું, તેમાં બ્રહ્માએ પોતાની ચેતનાશક્તિ સાથે પ્રવેશ કર્યો, જે ચેતનાશક્તિવડે જીવ, વિજ્ઞાનનો અનુભવ કરે છે. તેના મસ્તકમાંથી સ્વર્ગ, બે ચરણોમાંથી પૃથ્વી તથા નાભિમાંથી આકાશ ઉત્પન્ન થયું, જેને વિષે ત્રણ ગુણના પરિણામરૂપ દેવો, મનુષ્યો વિગેરે જોવામાં આવે છે. દેવતાઓ અધિક સત્ત્વગુણને લીધે સ્વર્ગમાં જઇને વસ્યા, મનુષ્યો તથા તેમના ઉપયોગમાં આવતાં ગાય, ઘોડા વિગેરે પ્રાણીઓ અધિક રજોગુણને લીધે પૃથ્વી ઉપર આવીને વસ્યાં તથા રુદ્રના પાર્ષદો ભૂતાદિક સર્વે, અધિક તમોગુણને લીધે આકાશ તથા પૃથ્વીના મધ્યભાગમાં આવેલા ભગવાનના નાભિરૂપ અંતરિક્ષમાં રહ્યા. વળી હે કુરુવંશોદ્ભવ વિદુર ! વિરાટ્ પુરુષના મુખમાંથી વેદ અને બ્રાહ્મણ ઉત્પન્ન થયા. બ્રાહ્મણ પરમાત્માના મુખમાંથી ઉત્પન્ન

થવાને લીધે ચારે વર્ણમાં મુખ્ય તથા ગુરુ ગણાયા. વિરાટ્ પુરુષના બાહુઓથી પાલનરૂપી આજીવિકા કરનારી ક્ષત્રિય જાતિ ઉત્પન્ન થઇ, વિરાટ્‌ના બાહુથી ઉત્પન્ન થયેલી તથા વિષ્ણુના અંશરૂપ ક્ષત્રિય જાતિ ચારે વર્ણની ચોરાદિકના ત્રાસમાંથી રક્ષા કરે છે. તે પછી સમર્થ એવા વિરાટ્ ભગવાન્‌ના સાથળમાંથી લોકોની આજીવિકામાં ઉપયોગી એવી ખેતીવાડી વિગેરે કરનારી વૈશ્ય જાતિ ઉત્પન્ન થઇ. ભગવાન્‌ના સાથળમાંથી ઉત્પન્ન થયેલી જે વૈશ્ય જાતિ તે પોતાના કાર્યવડે લોકોની આજીવિકા સિદ્ધ કરે છે તથા શ્રી ભગવાન્‌નાં બે ચરણમાંથી સેવાધર્મ કરવા માટે શૂદ્ર જાતિ પૂર્વે ઉત્પન્ન થઇ. આ પ્રમાણે સેવા કરવા માટે થયેલી શૂદ્ર જાતિની, સેવા કરવી એ આજીવિકા છે, કે જેની સેવાવૃત્તિથી ભગવાન્ શ્રીહરિ પ્રસન્ન થાય છે. આ પ્રમાણે ચારે વર્ણો પોતાના ધર્મ પ્રમાણે શ્રદ્ધાથી અંતઃકરણને શુદ્ધ કરવા માટે પોતાના ગુરુ શ્રીહરિનું યજન કરે છે. કારણ કે શ્રી ભગવાન્ ગુરુ હોવાથી, ઉત્પન્ન કરનારા હોવાથી તથા વૃત્તિ બાંધી આપનારા હોવાથી તેમનું આરાધન કરવું, એ તેઓનો મુખ્ય ધર્મ છે. હે વિદુર ! કાળ, કર્મ તથા સ્વભાવરૂપી શક્તિ વાળા ભગવાન્‌નું આ વિરાટ્‌રૂપ, તેની યોગમાયાના પ્રભાવથી ઉત્પન્ન થયું છે. તેનું સંપૂર્ણ રીતે વર્ણન કરવાની કોણ ઇચ્છા કરે ? અર્થાત્ વર્ણન કરવું તો દૂર રહ્યું, પરંતુ ઇચ્છા કરવી, એ પણ અશક્ય છે; તો પણ હે વિદુર ! બીજા વિષયોનું વર્ણન કરવાથી અપવિત્ર થયેલી મારી વાણીને પવિત્ર કરવા માટે હું સાંભળ્યા પ્રમાણે તથા મારી બુદ્ધિપ્રમાણે તમારી આગળ શ્રીહરિના યશ ગાઇ સંભળાવીશ. પવિત્ર કીર્તિવાળા પુરુષોના મુકુટરૂપ ભગવાન્‌ના ગુણ ગાવા, એ પુરુષોની વાણીનો મુખ્ય લાભ છે, તથા વિદ્વાનોએ ગાયેલી ભગવાન્‌ની કથારૂપી અમૃતવડે કાનને સમીપે લઇ જઇ ભરી દેવા, એ કાનની સાર્થકતા છે, એમ મહાત્માઓ

કહે છે. આદિકવિ બ્રહ્મા પણ એક હજાર વર્ષસુધી સમાધિ ચઢાવીને તેનાવડે પરિપકવ થયેલી બુદ્ધિથી 'તે ભગવાનનો મહિમા આટલો છે,' એમ શું જાણી શકયા હતા? અર્થાત્ જાણી શકયા ન હતા. માટે ભગવાનની માયા માયાવી પુરુષોને પણ મોહ કરનારી છે, કારણ કે, શ્રીહરિ પોતે પણ પોતાની માયાની ગતિને જાણતા નથી, ત્યારે બીજાઓ તો કેમજ જાણી શકે? હે વિદુર! જે ભગવાનને જાણવા માટે પ્રવૃત્ત થયેલી વાણી મન સાથે તેને શોધતાં, તે ન મળવાથી પાછી ફરે છે, તેમ અહંકારના અધિષ્ઠાતા રુદ્ર, ઇંદ્રિયોના અધિષ્ઠાતા દેવતાઓ તથા બીજાઓ પણ જેમને જાણી શકતા નથી, તે દુર્જ્ઞેય ભગવાનને હું નમસ્કાર કરું છું.

ઇતિ યોગપ્રકરણમાં અધ્યાય ૨ જો સંપૂર્ણ.

---

## અધ્યાય ૩ જો.

### ઈશ્વરના સ્વરૂપનું વર્ણન. (૨-૧).

श्रीशुक उवाचः—

विशेषस्तस्य देहोऽयं स्थविष्ठश्च स्थवीयसाम् ।
यत्रेदं दृश्यते विश्वं भूतं भव्यं भवच्च सत् ॥ २४ ॥

શ્રીશુકદેવજી કહે છેઃ—ભગવાનનો એ વિરાટ્ દેહ સ્થૂલોમાં સ્થૂલરૂપ છે, કે ભગવાનના એ જે સ્થૂલરૂપમાં ભૂત (થઇ ગયેલું), ભવિષ્ય (થનારું) અને વર્તમાન (થતું) કાર્યરૂપ આ વિશ્વ દેખાય છે. એ પચાસ કરોડ યોજન જેવડો બ્રહ્માંડરૂપ વિરાટ્ દેહ,

પૃથ્વી, પાણી, તેજ, વાયુ, આકાશ, અહંકાર તથા મહત્તત્ત્વ, એ સાત આવરણથી ઢંકાયલો છે; તે ધારણાનો વિષય નથી, પણ તેમાં જે વિરાટ્ પુરુષ બિરાજે છે, તે જીવના નિયંતા છે અને તે ધારણા ( મનને સ્થિર કરવું. તે ) કરવાની વસ્તુ છે. પાતાલને એ વિશ્વસ્રષ્ટા વિરાટ્ પુરુષના પગનાં તળિયાં કહે છે, રસાતલને, તેના પગની પાની તથા ફણા કહે છે, મહાતલને, તેના ચરણની ઘુંટી કહે છે અને તલ તથા અતલને વિરાટ્ પુરુષની બે જાંઘ કહે છે. હે રાજા! સુતલને વિશ્વમૂર્તિ ભગવાનના બે ગોઠણ કહે છે, વિતલને તથા અતલને વિરાટ પુરુષના બે સાથળ કહે છે, પૃથ્વીને તેમની કેડ કહે છે અને આકાશને પરમાત્માનું નાભિસરોવર કહે છે. સ્વર્ગને વિશ્વમૂર્તિ ભગવાન્‌ની છાતી કહે છે, મહર્લોકને તેમનો કંઠ કહે છે, જનલોકને તેમનું મુખ કહે છે, તપલોકને આદિપુરુષનું લલાટ કહે છે તથા સત્યલોકને હજાર મસ્તકવાળા વિરાટ ભગવાન્‌નાં મસ્તકો કહે છે. ઇન્દ્રાદિક દેવોને ભગવાન્‌ની ભુજાઓ કહે છે, દિશાઓને ભગવાન્‌ના કાનના ગોલક કહે છે, શબ્દને વિરાટ્ પુરુષની કર્ણેન્દ્રિયો કહે છે, અશ્વિનીકુમારને પરમાત્માની નાસિકા કહે છે, ગંધને તેમની ઘ્રાણેન્દ્રિય કહે છે તથા પ્રજ્વલિત અગ્નિને ભગવાન્‌નું મુખ કહે છે. અંતરિક્ષ, એ ભગવાન્‌ની આંખ છે; સૂર્ય એ ચક્ષુષ્ ઇન્દ્રિય છે, રાત્રિ દિવસ, એ ભગવાન્‌ની પાંપણ છે, બ્રહ્માનું સ્થાન, એ તેમનો ભ્રૂભંગ છે, પાણી, એ તેમનું તાળવું છે અને રસ, એ તેમની જીભ છે. વેદોને વિરાટ્ પુરુષનું બ્રહ્મરન્ધ્ર કહે છે, યમને તેમની ડાઢ કહે છે, પુત્રાદિક ઉપર થયેલા સ્નેહને તેમના દાંતો કહે છે, મનુષ્યોને મોહ ઉત્પન્ન કરનારી માયાને ભગવાન્‌નું હસવું કહે છે તથા અપાર સૃષ્ટિ રચનાને તેમનો કટાક્ષપાત કહે છે. વિરાટ્ પુરુષનો ઉપરનો હોઠ લાજ ગણાય છે અને નીચેનો હોઠ લાભ ગણાય છે, ધર્મમાર્ગ તેમનાં સ્તન અને અધર્મમાર્ગ તેમનો વાંસો

ગણાય છે, પ્રજાપતિ તેમનું મેઢ્ર ( ગુહ્યેન્દ્રિય ) ગણાય છે, મિત્રાવરુણ તેમના વૃષણ ગણાય છે, સમુદ્રો તેમનું પેટ ગણાય છે અને પર્વતો તેમનાં શરીરનાં હાડકાંઓનો સમૂહ ગણાય છે. હે રાજેંદ્ર ! સર્વ નદીઓ તેમની નાડીઓ છે, સર્વ વૃક્ષો તેમનાં રુવાડાં છે, અનંત વીર્યવાળો વાયુ તેમનો નિઃશ્વાસ છે, કાળ તેમની ગતિ છે અને સર્વ પ્રાણીઓનો ગુણાનુસારી સંસાર એ તેમનું કર્મ–ક્રીડા–છે. હે કુરુવર્ય ! સર્વ મેઘમંડળને વ્યાપક એવા વિરાટ્ ભગવાનના કેશ કહે છે, સંધ્યાકાળને તેમનાં વસ્ત્ર કહે છે, જે અવ્યક્ત અર્થાત્ પ્રધાન છે તેને તેમનું હૃદય કહે છે અને પ્રસિદ્ધ ચંદ્રમાને તેમનું મન કહે છે. મન સર્વ વિકારનો ભંડાર અર્થાત્ આશ્રય છે. પંડિતો મહતત્ત્વને સર્વના આત્મા વિરાટ્ પુરુષનું ચિત્ત કહે છે અને શ્રીરુદ્રને અંતઃકરણ કહે છે. ઘોડાઓ, ખચ્ચરો, ઊંટ, હાથીઓ વિગેરેને નખો કહે છે તથા સર્વ પક્ષીઓ, એ વિરાટ્ ભગવાનની ઉત્તમ પ્રતિની કારીગિરીની કુશળતા ગણાય છે. મનુ, તેમની બુદ્ધિ છે, મનુષ્ય, તેમનું નિવાસસ્થાન છે, અને ગંધર્વ, વિદ્યાધર, ચારણ અને અપ્સરાગણ, તેમના સ્વરોનું સ્મરણ છે. અસુર લોકોનું સૈન્ય, એ વિરાટ્ ભગવાનનું શારીરિક બળ છે. બ્રાહ્મણો, એ તેમનું મુખ છે, ક્ષત્રિઓ, એ તેમની ભુજાઓ છે, વૈશ્ય જાતિ, તેમના ઉરુ છે, અને શૂદ્ર જાતિ તેમનાં ચરણ છે તથા અનેક નામધારી વસુ, રુદ્ર વિગેરે દેવગણોથી યુક્ત તથા હવિસ્સાધ્ય યજ્ઞાદિકનો પ્રયોગ એ વિરાટ્ પુરુષનું અતિ આવશ્યક કર્મ છે. હે રાજા ! ઇશ્વરના શરીરના જે જૂદા જૂદા અવયવો મેં તમને કહ્યા તે આટલા છે. ભગવાનના એ મહાસ્થૂલ દેહમાં મુમુક્ષુ લોકો પોતપોતાની બુદ્ધિથી મનની ધારણા કરે છે, કારણ કે એ વિરાટ્ ભગવાનના સ્થૂલ દેહની બહાર કંઇપણ નથી. સ્વપ્નામાં જેમ જીવ કોઇ કોઇવાર અનેક દેહની કલ્પના કરીને તે તે દેહની ઇન્દ્રિયોદ્વારા સર્વ વસ્તુનું

અવલોકન કરે છે, તેમ તે વિરાટમૂર્તિ ભગવાન્ પણ, સર્વ જીવની બુદ્ધિની વૃત્તિવડે સર્વનો અનુભવ કરે છે, અને તે સર્વના અંતરાત્મા છે; માટે યોગીઓએ ત્રણ કાળમાં વિદ્યમાન્ રહેનારા આનંદના ભંડારરૂપ ભગવાન્‌ને વિષે, મનને સ્થિર કરીને તેમનું ભજન કરવું, અને જેથી સંસારમાં જન્મમરણ થાય તેવા બીજા વિષયમાં બંધાવું નહીં.

ઇતિ યોગપ્રકરણમાં અધ્યાય ૩ જો સંપૂર્ણ.

---

## અધ્યાય ૪ થો.

---

### કાલનું બલ. (૩-૨૯).

**कपिल उवाचः—**

**एतद्भगवतो रूपं ब्रह्मणः परमात्मनः ।**
**परं प्रधानं पुरुषं दैवं कर्मविचेष्टितम् ॥ ३६ ॥**

કપિલદેવજી કહે છેઃ—સર્વના નિયંતા, પ્રકૃતિપુરુષરૂપ તથા તેનાથી ભિન્ન એવા ભગવાન્ પરબ્રહ્મનું આ રૂપ દૈવરૂપ કહેવાય છે, અને તેની પ્રેરણાથી પ્રાણીઓ નાના પ્રકારની યોનિઓને પામે છે. વસ્તુઓમાં ફેરફાર કરનારું ભગવાનનું જે દિવ્યરૂપ છે, તે કાલ નામનું કહેવાય છે; જે કાલથી મહત્તત્ત્વ વિગેરે સર્વ પદાર્થોને તથા દેહાભિમાની જીવોને ભય થાય છે. સર્વના આશ્રયભૂત તથા યજ્ઞના ફળદાતા જે ભગવાન્ પ્રાણીઓની અંદર પ્રવેશ કરીને પ્રાણીઓથીજ પ્રાણીઓનો નાશ કરે છે તે સૌને વશ કરનારાઓમાં મુખ્ય વિષ્ણુ ભગવાન્ કાળ કહેવાય છે. તે કાળમૂર્તિ ભગવાનનો કોઇ

પ્રિય નથી, કોઇ શત્રુ નથી, તેમ કોઇ બંધુ પણ નથી. તે કાળમૂર્તિ ભગવાન્ સાવધાન થઇને ગાફલ રહેનારાં મનુષ્યોમાં પ્રવેશ કરી તેમનો નાશ કરે છે. જે ભગવાનરૂપ કાળના ભયથી પવન વાય છે, જેના ભયથી સૂર્ય તપે છે, જેના ભયથી તારામંડળ પ્રકાશે છે, જેના ભયથી ઔષધિઓની સાથે લતાઓ પોતપોતાના સમય પ્રમાણે પુષ્પો, ફળો ઉત્પન્ન કરે છે, જેના ભયથી નદીઓ પાણી વહે છે, જેના ભયથી મહાસાગર મર્યાદા મૂકતો નથી, જેના ભયથી અગ્નિ પ્રકાશે છે તથા જેના ભયથી પૃથ્વી પર્વતોની સાથે સાગરમાં ડૂબી ન જતાં ઉપર તરે છે; જે કાળની આજ્ઞાથી આકાશ સર્વ પદાર્થોને રહેવાનો અવકાશ આપે છે અને મહત્તત્ત્વ પોતાના દેહને સાત આવરણ-વાળા લોકરૂપે વિસ્તારે છે; વળી જેઓનાં આધીનમાં આ સ્થાવર જંગમ સર્વ જગત્ છે એવા બ્રહ્મા, વિષ્ણુ તથા રુદ્ર જે કાળના ભયથી વારંવાર જગત્‌ની ઉત્પત્તિ, સ્થિતિ તથા લયનાં કર્મો કર્યા કરે છે, તે કાળ અંતરહિત છે, છતાં સર્વનો નાશ કરે છે. પોતે અનાદિ છે, છતાં સર્વનો આદિકર્તા છે, અવિનાશી છે, એક પદાર્થથી બીજા પદાર્થોને ઉત્પન્ન કરે છે, અને એક માર-નારવડે બીજા મરનારનો નાશ કરે છે.

ઇતિ યોગપ્રકરણમાં અધ્યાય ૪ થો સંપૂર્ણ.

---

## અધ્યાય ૫ મો.

### વિરાટ્ પુરુષની સૃષ્ટિ. (૨-૫).

नारद उवाचः—

यद्रूपं यदधिष्ठानं यतः सृष्टमिदं प्रभो।
यत्संस्थं यत्परं यच्च तत्तत्त्वं वद तत्त्वतः ॥ २ ॥

નારદ કહે છે:—હે પ્રભો! આ જગત્ જેનાથી પ્રકાશ પામતું હોય, જેનો આશ્રય કરીને રહેલું હોય, જેણે સરજ્યું હોય, જેને વિષે અંતે લય પામતું હોય, જેને આધીન હોય તથા તેનું જેવું સ્વરૂપ હોય અર્થાત્ તે પોતાથીજ ઉત્પન્ન થયું છે કે બીજા કોઇ કારણથી ઉત્પન્ન થયું છે? તે આપ મને યથાર્થ રીતે કહો. તમે આ સર્વ વાર્તા જાણો છો. વળી જે થયેલું છે, જે થનારું છે અને જે થાય છે, તે સર્વના આપ પ્રભુ છો, કારણ કે, આપે આ વિશ્વનો ઉત્તમ એવાં જ્ઞાનતત્ત્વવડે હાથમાં રહેલાં આંબળાંની પેઠે નિશ્ચય કર્યો છે. હે બ્રહ્મા! તમેજ સ્વતંત્ર પ્રભુ છો, એ પ્રમાણે હું જાણતો હતો, પરંતુ તમારી મહા તપશ્ચર્યા વિગેરે જોઇને, આપના ઉપર પણ બીજો કોઇ પ્રભુ છે, એવી મને શંકા થઇ છે, માટે હું આપને પૂછું છું કે, આપને કોણ જ્ઞાન આપનારો છે? આપને કોનો આધાર છે? આપ કોને આધીન છો? તથા આપનું સ્વરૂપ કેવું છે? કરોળીઓ જેમ પોતાની શક્તિનો આશ્રય કરી, લાળમાંથી તંતુઓ કાઢીને જાળમાં બાંધે છે, તેમ તમે એકલાજ પોતાની શક્તિનો આશ્રય કરી, પોતાની માયાવડે પંચમહાભૂતોથી સ્થાવર જંગમરૂપ આ જગત્‌ને પોતાને વિષે સરજો છો અને તેઓનો પરાભવ ન કરતાં તમે પોતેજ તેનું પાલન કરો છો, છતાં

આપને કંઇપણ પરિશ્રમ લાગતો નથી. આ જગત્‌માં ઉત્તમ, મધ્યમ તથા કનિષ્ઠ વસ્તુઓ અને તેમાં પણ મનુષ્યાદિક નામવાળી, દ્વિપદત્વાદિક રૂપવાળી તથા ધોળા, પીળા ગુણવાળી, જાણવામાં આવતી સ્થૂલ તથા સૂક્ષ્મ કોઇપણ વસ્તુ બીજાથી ઉત્પન્ન થઇ હોય, એમ હું માનતો નથી; પરંતુ આપે પણ મનને એકાગ્ર કરીને ઘોર તપ કર્યું, તેથી તમે અમને મોહ ઉપજાવો છો, અને બીજા દેવ છે એવી મનમાં શંકા કરાવો છો, માટે હે સર્વજ્ઞ ! મારા સર્વ પ્રશ્નોનો તેવી રીતે ઉત્તર આપો, કે જે ઉપદેશથી હું સર્વ વાર્તા યથાર્થ રીતે સમજી શકું.

બ્રહ્મા કહે છેઃ—હે વત્સ ! તારી દયાળુની શંકા આ ઉત્તમ છે, કારણ કે તેં મને ભગવાન્‌નાં પરાક્રમોને દર્શાવનારા ગુણો કહેવા માટે પ્રેર્યો. હે વત્સ ! તું મને ઇશ્વર કહે છે, તે પણ તારું કહેવું ખોટું નથી, કારણ કે, જે ઇશ્વરને લીધે મારો આવો પ્રભાવ છે, તે ઇશ્વરને તું જાણતો નથી, તેથી તેમ કહે છે; અર્થાત્ તારું કહેવું બુદ્ધિપૂર્વક નથી, પરંતુ ભ્રાંતિભરેલું છે. જેમ સૂર્ય, અગ્નિ, ચંદ્ર, નક્ષત્ર, ગ્રહ તથા તારાઓ, ચૈતન્યરૂપ પરમાત્માએ પ્રકાશિત કરેલી વસ્તુઓને પ્રકાશિત કરે છે, તેમ હું પણ સ્વયંપ્રકાશરૂપ પરમાત્માએ પ્રકાશિત કરેલા આ જગત્‌ને પ્રકાશિત કરું છું, અર્થાત્ વ્યક્તરૂપે રચું છું. હું તે વાસુદેવરૂપ ભગવાન્‌ને નમસ્કાર કરું છું તથા તેમનું ધ્યાન કરું છું, કે જેમની જીતી શકાય નહીં એવી માયાથી મોહિત થયેલા પુરુષો મને જગત્‌નો ગુરુ કહે છે. વળી મારું કપટ મારા સ્વામી જાણે છે, એમ સમજીને જે માયા પરમાત્માની દૃષ્ટિએ ચડતાં પણ શરમાય છે, તે માયાથી મોહિત થયેલા દુષ્ટબુદ્ધિવાળા પુરુષો દેહાભિમાની થઇને, ‘ હું તથા મારું ’ આ પ્રમાણે કહે છે. દ્રવ્ય એટલે જગત્‌ના ઉપાદાન કારણરૂપ પાંચ મહાભૂતો,

જન્મનાં કારણરૂપ કર્મો, કર્મોને ક્ષોભ કરનારો કાળ, સ્વભાવ તથા ભોક્તારૂપ જીવ, એ સર્વ, હે નારદ ! ખરેખરું જોતાં વાસુદેવ ભગવાન્‌થી ભિન્ન નથી; કારણ કે, કારણ વિના કોઇપણ દિવસ કાર્ય થતું નથી અને તે સર્વનું કારણ પરમાત્મા છે, કે જે સર્વમાં વ્યાપીને રહેલા છે. વેદો નારાયણથી ઉત્પન્ન થયા છે, દેવતાઓ નારાયણનાં અંગમાંથી ઉત્પન્ન થયા છે, સ્વર્ગાદિક લોક નારાયણના આનંદના અંશભૂત છે, અને યજ્ઞો પણ સર્વે નારાયણમાંથીજ ઉત્પન્ન થયા છે. પ્રાણાયામ વિગેરે નારાયણપરાયણ છે અર્થાત્ ભગવાન્‌ને પ્રાપ્ત કરવાનાં સાધનો છે, તપસ્યા પણ નારાયણપરાયણ છે, તપસ્યાથી સાધ્ય એવું જ્ઞાન પણ નારાયણપરાયણ છે અને જ્ઞાનથી સાધ્ય મોક્ષ પણ નારાયણપરાયણ છે, એટલા માટે સર્વ કંઇ નારાયણસ્વરૂપ છે. હે નારદ ! તે નારાયણ દ્રષ્ટા અર્થાત્ સર્વના સાક્ષી છે, ઈશ્વર છે, સર્વ કાર્યમાં વ્યાપીને રહેલા છે તથા સર્વના અંતર્યામી છે; તેમણેજ મને ઉત્પન્ન કર્યો છે તથા આ સમુદાય પણ તેમનીજ સૃષ્ટિ છે. હું તેમની દૃષ્ટિની પ્રેરણાથીજ તેમણે સરજવાને યોગ્ય એવા આ જગત્‌ને સરજું છું. હે પુત્ર ! તે પ્રભુ નિર્ગુણ છે, પરંતુ તેમણે જગત્‌ની ઉત્પત્તિ, સ્થિતિ તથા પ્રલય કરવા માટે, સ્વતંત્રતાથી માયાવડે તે ત્રણ ગુણોને ગ્રહણ કર્યા છે. પાંચ મહાભૂતો, ઇંદ્રિયોની અભિમાની દેવતાઓ તથા ઇંદ્રિયોના કારણભૂત એ ત્રણે ગુણો, કાર્ય, કારણ તથા કર્તાપણાને વિષે અર્થાત્ અધિભૂત, અધ્યાત્મ અને અધિદૈવને વિષે અભિમાન ઉત્પન્ન કરાવીને, નિત્યમુક્ત એવા જીવને સંસારના જન્મમરણના પાશમાં બાંધે છે. હે બ્રહ્મન્ ! તે માયાને આધીનમાં રાખનારા ભગવાન્ અધોક્ષજ અર્થાત્ અતીન્દ્રિય પુરુષજ સર્વના તથા મારા સ્વામી છે. જે ભગવાન્ જીવોને ઉપાધિરૂપે આવરણ કરનારા ત્રણ ગુણોથી જાણવામાં આવતા નથી; તેમના તત્ત્વને કેવળ તેમના

ભક્તોજ જાણે છે. સૃષ્ટિ સરજવાની ઇચ્છાથી અર્થાત્ પોતાની માયાવડે પોતાને વિષે અકસ્માત્ પ્રાપ્ત થયેલા કાળને, કર્મને તથા સ્વભાવને ગ્રહણ કર્યા ત્યારપછી ભગવાન્‌ને વિષે રહેલા કાળથી ગુણમાં ક્ષોભ થયો એટલે સત્ત્વ, રજ તથા તમ, એ ત્રણ ગુણો સમભાવને છોડી દઇને છુટા થયા. તે પછી સ્વભાવથી તે ગુણો રૂપાંતરને પામ્યા એટલે કર્મ થકી મહતત્ત્વ ઉત્પન્ન થયું. રજોગુણ તથા સત્ત્વગુણથી વૃદ્ધિ પામેલું તે મહતત્ત્વ વિકાર પામતાં તેમાંથી તમોગુણપ્રધાન દ્રવ્ય, જ્ઞાન તથા ક્રિયા સ્વરૂપ અર્થાત્ અધિભૂત, અધિદૈવ અને અધ્યાત્મરૂપ એક તત્ત્વ ઉત્પન્ન થયું. હે પુત્ર! તેને અહંકાર કહે છે. તે અહંકાર વિકાર પામીને ત્રણ પ્રકારનો થયો. તેના સાત્ત્વિક અહંકાર, રાજસ અહંકાર, અને તામસ અહંકાર એવા ત્રણ ભેદ છે. તામસ અહંકારમાં પાંચ મહાભૂતો ઉત્પન્ન કરવાની શક્તિ છે, રાજસ અહંકારમાં ક્રિયાને એટલે ઇંદ્રિયોને ઉત્પન્ન કરવાની શક્તિ છે તથા સાત્ત્વિક અહંકારમાં ઇંદ્રિયોના અધિષ્ઠાતા દેવતાઓને ઉત્પન્ન કરવાની શક્તિ છે. ભૂતના આદિમાં રહેલો તામસ અહંકાર વિકાર પામતાં, તેમાંથી આકાશ થયું, તે તેનું સૂક્ષ્મ રૂપ છે તથા શબ્દ તેનો ગુણ છે; તે શબ્દ, દ્રષ્ટા તથા દૃશ્ય વસ્તુને જણાવનારો છે. આકાશ વિકાર પામતાં તેમાંથી સ્પર્શ ગુણવાળો વાયુ ઉત્પન્ન થયો, અને કારણરૂપે તેને આકાશ સાથે સંબંધ હોવાથી વાયુમાં આકાશનો શબ્દગુણ આવ્યો. પ્રાણ, ઓજ, સહ તથા બળ એટલે દેહબળ, ઇંદ્રિયનું બળ, મનનું બળ તથા શરીરનું બળ, એ સર્વનું કારણ વાયુ છે અર્થાત્ વાયુથી તે સર્વ થાય છે. ઇશ્વર વિષે રહેલાં કાળ, કર્મ અને સ્વભાવને લીધે વાયુ વિકાર પામતાં તેમાંથી તેજ ઉત્પન્ન થયું, તેનો સ્વાભાવિક ગુણ રૂપ છે તથા વાયુ અને આકાશ એ તેજના પ્રત્યે કારણ હોવાથી તેમાં વાયુના તથા આકાશના સ્પર્શ અને શબ્દ ગુણ પણ છે.

તેજ વિકાર પામતાં તેમાંથી જળ ઉત્પન્ન થયું, તેનો સ્વાભાવિક ગુણ રસ છે અને તે જળ પ્રત્યે તેજ, વાયુ તથા આકાશ કારણ હોવાથી તેમાં રૂપ, સ્પર્શ તથા શબ્દગુણો પણ રહેલા છે. જળ વિકાર પામતાં તેમાંથી ગંધગુણવાળી પૃથ્વી ઉત્પન્ન થઇ, તેમાં જળ, તેજ, વાયુ તથા આકાશ, એ સર્વે તેનાં કારણ હોવાથી રસ, રૂપ, સ્પર્શ તથા શબ્દ ગુણ પણ આવ્યા. સાત્ત્વિક અહંકાર વિકાર પામતાં તેમાંથી મન તથા તેના અધિષ્ઠાતા દેવ ચંદ્ર ઉત્પન્ન થયા, અને દિશાઓ, વાયુ, સૂર્ય, વરુણ, અશ્વિનીકુમાર, અગ્નિ, ઇંદ્ર, ઉપેન્દ્ર, મિત્ર, તથા પ્રજાપતિ, એ દશ ઇંદ્રિયોના દેવતાઓ ઉત્પન્ન થયા, તેમાં પહેલા પાંચ, જ્ઞાનેન્દ્રિયોના અધિષ્ઠાતા દેવતાઓ છે. જ્ઞાનની શક્તિ બુદ્ધિ, તથા ક્રિયાની શક્તિ પ્રાણ, એ બન્ને રાજસ અહંકારનાં કાર્ય છે; એટલા માટે રાજસ અહંકાર વિકાર પામતાં તેમાંથી જ્ઞાન તથા ક્રિયાના વિશેષ સ્વરૂપવાળી દશ ઇંદ્રિયો ઉત્પન્ન થઇ છે; તેમાં શ્રોત્ર, ત્વચા, ઘ્રાણ, નેત્ર અને જીભ, આ પાંચ જ્ઞાનેન્દ્રિયો છે અને વાણી, હાથ, પગ, ગુહ્યેંદ્રિય તથા ગુદાસ્થાન, આ પાંચ કર્મેન્દ્રિયો છે. હે બ્રહ્મદેવતાઓમાં શ્રેષ્ઠ નારદ! તે પંચમહાભૂતો, દશ ઇન્દ્રિયો, મન અને સાત્ત્વિક ત્રણ ગુણો એ પદાર્થો જ્યારે જૂદા જૂદા હતા ત્યારે તે સૃષ્ટિ ઉત્પન્ન કરવાને સમર્થ થઇ શક્યા નહીં, પરંતુ જ્યારે તેઓ ભગવાનની શક્તિની પ્રેરણાથી પરસ્પર એકઠા થયા, ત્યારે તેઓએ મુખ્યત્વ અને ગૌણત્વ સ્વીકાર કરીને, સમષ્ટિ (આખા શરીરરૂપે) તથા વ્યષ્ટિરૂપ (પ્રત્યેક અંગરૂપે) આ બ્રહ્માંડને સરજ્યું. હજારો વર્ષ વીત્યા પછી, પરમાત્માએ પાણીમાં રહેલા તે બ્રહ્માંડરૂપ સ્થૂળ શરીરને કાળ, કર્મ તથા સ્વભાવનો આશ્રય કરીને સજીવન કર્યું, અને તેજ પુરુષ જળમાં રહેલા તે જગતરૂપી ઇંડાને ભેદી નાંખીને, તેમાંથી પોતે હજારો સાથળવાળા, હજારો ચરણવાળા, હજારો ભુજાવાળા, હજારો નેત્રોવાળા, હજારો મુખ તથા મસ્તકવાળા સ્વરૂપે બહાર નિકળ્યા,

વિદ્વાનો જેમના શરીરના અવયવોમાં ચૌદ લોકની કલ્પના કરે છે. તે કલ્પના આ પ્રમાણે છે:—

કેડથી લઇને ચરણ સુધીના નીચેના ભાગમાં સાત લોકોની કલ્પના કરે છે અને જાંઘ વિગેરે ઉપરના ભાગમાં બીજા સાત લોકોની કલ્પના કરે છે. ચાર[1] વર્ણ, તે વિરાટ્ પુરુષથી ઉત્પન્ન થયા છે. બ્રાહ્મણો, વિરાટ્ પુરુષના મુખમાંથી થયા છે, ક્ષત્રિયો, તેમના બાહુઓમાંથી થયા છે, વૈશ્યો સાથળમાંથી થયા છે અને શૂદ્રો, વિરાટ્ ભગવાન્‌ના ચરણમાંથી થયા છે. વળી મહાત્મા પરમેશ્વરના ચરણમાં ભૂલોકની કલ્પના કરેલી છે, નાભિમાં ભુવર્લોકની કલ્પના કરેલી છે, હૃદયમાં સ્વર્ગલોકની કલ્પના કરેલી છે, છાતીમાં મહર્લોકની કલ્પના કરેલી છે, ડોકને વિષે જનલોકની કલ્પના કરેલી છે, શબ્દ કરતા બે ઓષ્ઠમાં તપોલોકની કલ્પના કરેલી છે અને મસ્તકમાં સત્યલોકની કલ્પના કરેલી છે, અને તે સનાતન બ્રહ્મલોક[2] તથા વૈકુંઠલોક કહેવાય છે. વળી વ્યાપક એવા વિરાટ્ પુરુષની કેડને ઠેકાણે અતલની કલ્પના કરેલી છે, બે સાથળને ઠેકાણે વિતલની કલ્પના કરેલી છે, બે ગોઠણને ઠેકાણે શુદ્ધ સુતલની કલ્પના કરેલી છે, અને બે જંઘાને ઠેકાણે તલાતલની કલ્પના કરેલી છે; વળી તેમની બે ઘુંટીમાં

---

१ ब्राह्मणोऽस्य मुखमासीत् बाहूराजन्यः कृतः ।
ऊरू तदस्य यद्वैश्यः पद्भ्यां शूद्रोऽअजायत ॥

અર્થ:—બ્રાહ્મણ એ વિરાટ્ ભગવાન્‌ના મુખમાંથી, ક્ષત્રિય બાહુમાંથી, વૈશ્ય સાથળમાંથી અને શૂદ્ર પગમાંથી ઉત્પન્ન થયા છે.

૨ અહીં 'ब्रह्म' શબ્દનો અર્થ 'સચ્ચિદાનંદરૂપી આત્મા' અને 'लोक'નો અર્થ પદ એવો સમજવો.

મહાતલની કલ્પના કરેલી છે, બે પેનીઓમાં રસાતલની કલ્પના કરેલી છે, અને પગનાં તળિયાંમાં પાતાલ લોકની કલ્પના કરેલી છે. આ પ્રમાણે વિરાટ્ પુરુષ સર્વ લોકમય છે. અથવા વિરાટ્ પુરુષના બે ચરણમાં ભૂલોકની કલ્પના કરેલી છે, તેમની નાભિમાં ભુવર્લોકની કલ્પના કરેલી છે અને મસ્તકમાં સ્વર્ગલોકની કલ્પના કરેલી છે. એ પ્રમાણે પણ ત્રણ લોકની કલ્પના સમજવી.

ઇતિ યોગપ્રકરણમાં અધ્યાય ૫ મો સંપૂર્ણ.

---

## અધ્યાય ૬ ઠ્ઠો.

### પ્રાકૃતાદિક દશ પ્રકારની સૃષ્ટિ. (૩-૧૦).

विदुर उवाचः—

अंतर्हिते भगवति ब्रह्मा लोकपितामहः ॥
प्रजाः ससर्जे कतिधा दैहिकीर्मानसीर्विभुः ॥ १ ॥
ये च मे भगवन्पृष्टास्त्वय्यर्था बहुवित्तम ॥
तान्वदस्वानुपूर्व्येण छिंधि नः सर्वसंशयान् ॥ २ ॥

વિદુરજી પૂછે છેઃ—ભગવાન્ નારાયણ અંતર્ધાન થયા પછી સર્વલોકના પિતામહ એવા સમર્થ બ્રહ્માએ પોતાના દેહમાંથી તથા મનમાંથી કેટલા પ્રકારની પ્રજા સરજી ? તેનો ઉત્તર આપો. તેમ હે મહાજ્ઞાની મૈત્રેય ભગવન્! મેં આપને જે જે પ્રશ્નો પૂછ્યા છે તે સર્વ ક્રમાનુસાર મને કહો અને મારા સર્વ સંશયો દૂર કરો.

મૈત્રેય બોલ્યા:—ભગવાન્ અજન્મા એવા નારાયણે બ્રહ્માને જે પ્રમાણે કહ્યું તે પ્રમાણે બ્રહ્માએ પણ પરમાત્માને વિષે પોતાનું ચિત્ત લગાડીને દેવતાઓનાં સો વર્ષ સુધી તપ કર્યું. પછી કમળમાંથી ઉત્પન્ન થયેલા બ્રહ્માએ પ્રલયકાળને લીધે અત્યંત તીક્ષ્ણતાથી વાતા પવન વડે પોતે જેના ઉપર બેઠા હતા તે કમળને અને પાણીને કંપતું દીઠું, એટલે વૃદ્ધિ પામતા તપ વડે તથા પોતાને વિષે રહેલી વિદ્યાવડે જેનું જ્ઞાનબળ વૃદ્ધિ પામ્યું હતું એવા બ્રહ્મા તે વાયુને પાણીની સાથે પી ગયા. પછી પોતાના આધાર કમળને છેક આકાશ સુધી વ્યાપેલું જોઇને "હું પૂર્વકલ્પમાં લીન થઇ ગયેલા લોકોની ફરીને આ કમળમાં રચના કરીશ," આ પ્રમાણે તેમણે વિચાર કર્યો અને પછી ભગવાને જેને સૃષ્ટિરૂપી કાર્યમાં પ્રેરણા કરી હતી, એવા બ્રહ્માએ તે કમળના કોશમાં પેસીને જેમાં ચૌદ લોકની કલ્પના થઇ શકે એમ હતું તથા જેમાં અનંત લોકની કલ્પના થઇ શકે તેમ પણ હતું એવા તે એક કમળમાંથી ભૂલોક, ભુવર્લોક તથા સ્વર્ગ-લોક એમ ત્રણ લોકના વિભાગ કર્યા. આ જે ત્રણ લોક છે, તે નિરંતર સરજવામાં આવતાં પ્રાણીઓનાં ભોગ્યસ્થાનો છે, તેની રચના તમને મેં કહી; પરંતુ સત્યલોક, તપલોક અને જનલોક અને મહર્લોકની તે પ્રમાણે પ્રતિદિવસ સૃષ્ટિ થતી નથી, કેમકે તે નિષ્કામ ધર્મનાં ફળ છે, એટલા માટે તે અવિનાશી છે. ત્રણ લોક, કામ્ય કર્મનાં ફળ છે અને કલ્પે કલ્પે તેમની ઉત્પત્તિ તથા નાશ થયા કરે છે, પરંતુ સત્યાદિક લોક નિષ્કામ કર્મનાં ફળ છે માટે તેઓનો દ્વિપરાર્ધ કાળ સુધી વિનાશ થતો નથી અને બે પરાર્ધ કાળ પછી તેના રહેવાશીઓ મુક્તિને પામે છે, માટે ત્રણ લોક સત્યાદિક લોકના સમાન નથી.

સત્ત્વાદિક ગુણનું મહત્તત્ત્વાદિકરૂપે જે પરિણામ થાય છે તે પરિણામદ્વારા જે જણાય તેનું નામ કાળ. પરંતુ તે કાળ

વસ્તુતઃ આકારવિનાનો તથા આદિ અને અંત વિનાનો છે. પુરુષરૂપ ભગવાને તે કાળ જેમાં નિમિત્ત છે એવા પોતાના સ્વરૂપમાંથી શ્રમ વિના સહજમાં જ કાળને નિમિત્ત કરીને આ બ્રહ્માંડ સરજ્યું. આ વિશ્વ વિષ્ણુની માયાથી વિનાશ પામીને બ્રહ્મરૂપે જ રહ્યું હતું, તેનાથી જુદું નહોતું, પરંતુ ઇશ્વરે, જેની મૂર્તિ સ્પષ્ટ દેખાતી નથી એવા કાળવડે તેને બ્રહ્મથી જુદું દેખાય તેમ ફરીને પ્રકાશિત કર્યું. આ જગત્ હમણાં જેમ કાળને આધીન છે તેમ પ્રથમ પણ હતું અને હવે પછી પણ કાળને આધીનજ રહેશે. તે જગત્‌ની સૃષ્ટિ નવ પ્રકારની છે. તે વિના પ્રાકૃત અને વૈકૃત સૃષ્ટિ છે, તે દશમી સૃષ્ટિ છે. આ જગત્‌નો કાળે કરીને અને ગુણોએ કરીને ત્રણ પ્રકારનો પ્રલય થાય છે; અર્થાત્ કાળથી જે પ્રલય થાય છે, તે નિત્ય પ્રલય કહેવાય છે, સંકર્ષણાદિકના મુખના અગ્નિથી જે પ્રલય થાય છે તે નૈમિત્તિક પ્રલય કહેવાય છે અને પોતપોતાના કાર્યનો ગ્રાસ કરનારા ગુણોદ્વારા જે પ્રલય થાય છે તે પ્રાકૃત પ્રલય કહેવાય છે. આ પ્રમાણે ત્રણ પ્રકારનો પ્રલય છે. નવ પ્રકારની જે સૃષ્ટિ કહી તેમાં પ્રથમ સૃષ્ટિ મહત્તત્ત્વની છે. જે સૃષ્ટિમાં શ્રીહરિ થકી ગુણો પરિણામને પામે છે. બીજી સૃષ્ટિ અહંકારની છે, જેમાં મહાભૂતો, જ્ઞાનેન્દ્રિય તથા કર્મેન્દ્રિયો ઉત્પન્ન થાય છે. ત્રીજી પંચ મહાભૂતોની સૃષ્ટિ છે, જેમાં દ્રવ્યને ઉત્પન્ન કરનારી સૂક્ષ્મ એવી તન્માત્રાઓ એટલે શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ ઉત્પન્ન થાય છે. ચોથી ઇંદ્રિયની સૃષ્ટિ છે, જેમાં જ્ઞાનેન્દ્રિયો તથા કર્મેન્દ્રિયોની ઉત્પત્તિ થાય છે. પાંચમી વૈકારિક દેવતાઓની સૃષ્ટિ છે જેમાં ઇંદ્રિયો, દેવતાઓ તથા મન ઉત્પન્ન થાય છે. છઠ્ઠી તામસિક સૃષ્ટિ છે, આ સૃષ્ટિ જીવને આવરણ તથા વિક્ષેપ કરનારી છે. આ છ પ્રાકૃત સૃષ્ટિઓ કહી, હવે વૈકૃત સૃષ્ટિને પણ તમે મારી પાસેથી સાંભળો. જેને વિષે મન ધારણ

કરવાથી ભગવાન્ જન્મમરણને હરે છે, એવા રજોગુણને સેવનારા ભગવાનની આ લીલા છે, માટે ઉદ્વેગ દૂર કરીને તમારે તે સાંભળવી જોઇએ. સાતમી સૃષ્ટિ મુખ્ય સ્થાવરોની છે અને તે છ પ્રકારની છે. તે આ પ્રમાણે છેઃ—

વનસ્પતિ, ઔષધિ, લતા, વાંસ, વિરુધ તથા વૃક્ષો. આ સૃષ્ટિનો આહાર તથા સંચાર ઉંચો થયા કરે છે. તે ગૂઢ ચૈતન્યવાળી છે એટલે બહુજ ઉંડા જ્ઞાનવાળી છે, અંદરમાં સ્પર્શના જ્ઞાનવાળી છે અર્થાત્ બહારના સ્પર્શને જાણતી નથી તથા અવ્યવસ્થિત પરિણામ આદિ અનેક ભેદવાળી છે. આઠમી સૃષ્ટિ પક્ષીઓની છે અને તે અઠ્ઠાવિશ પ્રકારની માનેલી છે. તે પક્ષીઓ અજ્ઞાની, ઘણાં તમોગુણવાળાં, સૂંઘવા ઉપરથી પદાર્થને જાણનારાં અને અંતઃકરણમાં જ્ઞાન વિનાનાં છે. હે મહાશ્રેષ્ઠ ! બળદ, બકરો, પાડો, કૃષ્ણમૃગ, વરાહ, રોઝ, રુરુજાતનો મૃગ, ગાડર તથા ઉંટ, આ પશુઓને બે ખરીવાળાં કહેલાં છે. ગધેડો, ઘોડો, ખચ્ચર, ગોરોમૃગ, શરભ તથા ચમરીગાય, આટલાં એકખરીવાળાં જાણવાં. હવે તમને પાંચ નખવાળાં પશુઓ ગણાવું છું, તે સાંભળો.

કૂતરો, શિયાળ, નહાર, વાઘ, મીંદડો, સસલું, સેઢાઇ, સિંહ, વાનર, હાથી, કાચબો, ચંદનઘો, મગર વિગેરે જલચર પ્રાણીઓ, કંગડો, ગીધ, વટ, શકરો, કૂકડો, ભલ્લુક, મોર, હંસ, સારસ, ચક્રવાક, કાગડો, તથા ઘૂડ વિગેરે પક્ષીઓ પાંચ નખવાળાં છે. પૃથિવી ઉપર નીચેના ભાગથી આહાર તથા સંચાર કરનારી નવમી મનુષ્યોની સૃષ્ટિ છે, તે એક પ્રકારની છે અને તે મનુષ્યો અધિક રજોગુણવાળાં, કર્મ કરવામાં તત્પર તથા દુઃખમાં સુખ માનનારાં છે. સ્થાવર, તિર્યક્ તથા

મનુષ્યોની સૃષ્ટિ એ ત્રણેય સૃષ્ટિ પણ વૈકૃત ગણાય છે. હવે જે વૈકારિક સૃષ્ટિ કહી છે, તે હું કહું છું.

સનત્કુમાર વિગેરે દેવતાઓ દેવતારૂપે પ્રાકૃત અને મનુષ્ય-રૂપે વૈકૃત સૃષ્ટિવાળા એમ બે રૂપવાળા ગણાય છે. વૈકૃત દેવસૃષ્ટિ આઠ પ્રકારની છે, તે આ પ્રમાણે છેઃ દેવતાઓ, પિતૃઓ, અસુરો, ગંધર્વો, અપ્સરાઓ, યક્ષો, રાક્ષસો, ચારણો, ભૂત, પ્રેત, પિશાચ, વિદ્યાધરો તથા કિન્નર વિગેરે બીજા દેવતાઓની જાતિ. આ દશ સૃષ્ટિઓ તમને કહી. તે જગત્‌ને સરજનાર બ્રહ્માએ રચેલી છે. રજોગુણવાળા સ્વયંભૂ તથા સફળ સંકલ્પવાળા ભગવાન્ શ્રીહરિ પોતેજ પોતાવડે પોતાના આત્માને એ પ્રમાણે બ્રહ્માંડ રૂપે સરજે છે.

ઇતિ યોગપ્રકરણમાં અધ્યાય ૬ ઠ્ઠો સંપૂર્ણ.

---

## અધ્યાય ૭ મો.

### વિરાટ્ પુરુષની વિભૂતિ. (૨-૬).

**ब्रह्मोवाचः—**

**वाचां वह्नेर्मुखं क्षेत्रं छंदसां सप्तधातवः ॥**
**हव्यकव्यामृतान्नानां जिह्वा सर्वरसस्य च ॥ १ ॥**

બ્રહ્મા કહે છેઃ—હે નારદ ! તે વિરાટ્પુરુષની વિભૂતિની કેટલી કથા કહું ? વિરાટ્ પુરુષનું મુખ, વાણીનું તથા તેના અધિષ્ઠાતા અગ્નિદેવનું ઉત્પત્તિસ્થાન છે. તેમની ત્વચા[1] વિગેરે સાત ધાતુઓ,

1 ત્વચા, અસ્થિ, સ્નાયુ, મેદ, મજ્જા, રુધિર, અને માંસ એ સાત ધાતુઓ છે.

ગાયત્રી[1] વિગેરે છંદોનું ઉત્પત્તિસ્થાન છે. તેમની જિહ્વા, હવ્ય[2] કવ્યનું[3], મનુષ્યોનાં અન્નનું[4] અને મધુર, અમ્લ વિગેરે સર્વ રસોનું ઉત્પત્તિસ્થાન છે. વિરાટ્પુરુષની નાસિકા, સર્વ પ્રાણોનું તથા વાયુઓનું મુખ્ય ઉત્પત્તિસ્થાન છે. તેમની ઘ્રાણેન્દ્રિય સામાન્ય તથા વિશેષ ગંધનું, અશ્વિનીકુમારનું તથા ઔષધિઓનું ઉત્પત્તિસ્થાન છે. રૂપોનું તથા તેજોનું ઉત્પત્તિસ્થાન વિરાટ્પુરુષનાં નેત્રો છે, સૂર્યનું તથા આકાશનું ઉત્પત્તિસ્થાન વિરાટપુરુષનાં નેત્રનાં બે ગોલક છે, દિશાઓનું તથા તીર્થોનું ઉત્પત્તિસ્થાન તેમના બે કાન છે, અને તેમનું શરીર સર્વ વસ્તુઓના સાગરનું તથા સૌંદર્યનું ઉત્પત્તિસ્થાન છે. તેમની ત્વચા, સ્પર્શગુણનું, વાયુનું તથા સર્વ પ્રકારના યજ્ઞનું ઉત્પત્તિસ્થાન છે. તેમના કેશમાંથી મેઘ ઉત્પન્ન થયા છે, દાઢીમાંથી વિજળી ઉત્પન્ન થઇ છે, અને તેમના બાહુઓ લોકપાલોનું ઉત્પત્તિ સ્થાન છે, કે જે લોકપાલો ઘણું કરીને જગતનું પાલન કરે છે. વિરાટ્ પુરુષનું તાલવું, એ ભૂર્લોક, ભુવર્લોક તથા સ્વર્ગલોકનું સ્થાન છે અને ભગવાન્નાં ચરણ, ક્ષેમનું, શરણનું તથા સર્વ કામનાઓનાં વરદાનનું સ્થાન છે. વિરાટ્ પુરુષનું લિંગ (ગુહ્યેન્દ્રિય), પાણીનું, વીર્યનું, ઉત્પત્તિનું, વર્ષાદનું, તથા પ્રજાપતિનું ઉત્પત્તિસ્થાન છે અને તેમાં રહેલી ઉપસ્થ ઇંદ્રિય સંતાનને ઉત્પન્ન કરવા માટે કરવામાં આવતા સંયોગજન્ય આનંદનું સ્થાન છે. હે નારદ ! વિરાટ્ પુરુષની પાયુ ઇંદ્રિય યમનું, મિત્રનું તથા મલત્યાગનું ઉત્પત્તિસ્થાન છે, અને તે ઇંદ્રિયને રહેવાનું સ્થાન જે ગુદા તે,

૧ ગાયત્રી, ઉષ્ણિક્, અનુષ્ટુપ્, બૃહતી, પંક્તિ, ત્રિષ્ટુપ્, જગતી એ સાત છંદો છે.

૨ દેવતાઓને અર્પણ કરેલું અન્ન 'હવ્ય' કહેવાય છે.

૩ પિતૃઓને અર્પણ કરેલું અન્ન 'કવ્ય' કહેવાય છે.

૪ દેવ અને પિતૃઓને અર્પણ કરી શેષ રહેલું અથવા યજ્ઞશેષ અન્ન.

હિંસાનું, દરિદ્રતાનું, મૃત્યુનું તથા નરકનું ઉત્પત્તિસ્થાન છે, એમ જાણવું. વિરાટ્ પુરુષનો વાંસો પરાભવનું, અધર્મનું તથા અજ્ઞાનનું ઉત્પત્તિસ્થાન છે, તેમની નાડીઓ મહાનદીઓનું તથા નદીઓનું ઉત્પત્તિસ્થાન છે અને તેમનાં હાડકાંઓનો જથ્થો પર્વતોનું ઉત્પત્તિસ્થાન છે. પ્રકૃતિનું, અન્નાદિકના રસનું, સમુદ્રનું તથા પ્રાણીઓને લય થવાનું સ્થાન વિરાટ્ પુરુષનું પેટ જાણવું, તથા તેમના હૃદયને આપણા લિંગ દેહનું સ્થાન કહ્યું છે. હે નારદ! વિરાટ્ પુરુષનું ચિત્ત ધર્મનું, મારું, શિવનું, તારું, સનક આદિકુમારોનું, બુદ્ધિનું તથા સત્ત્વગુણનું ઉત્પત્તિસ્થાન છે. હું, તું, શંકર, આ પ્રથમ ઉત્પન્ન થયેલા સનકાદિક કુમારો, મરીચિમિશ્ર વિગેરે મુનિઓ, દેવ, દૈત્ય, મનુષ્ય, નાગ, ખચ્ચર, પક્ષીઓ, હરણ, પેટે ચાલનારા કાકીડા, સર્પ વિગેરે પ્રાણીઓ, ગંધર્વો, અપ્સરાઓ, યક્ષો, રાક્ષસો, ભૂતગણો, સર્પો, પશુઓ, પિતૃઓ, સિદ્ધો, વિદ્યાધરો, ચારણો, વૃક્ષો, બીજાં અનેક જળચરો, સ્થળચરો તથા આકાશચારી જીવો, ગ્રહો, નક્ષત્રો, કેતુઓ, તારાઓ, વિજળી, મેઘ, ભૂત, ભવિષ્ય, તથા વર્તમાનરૂપ આ સર્વ દેખાતો પ્રપંચ વિરાટ્ પુરુષરૂપ છે, તેમનાથી જુદી કોઇ પણ વસ્તુ નથી અને તે વિરાટ્ પુરુષે આખા વિશ્વને વ્યાપી લીધેલું છે. જેટલા અંશમાં જગત્ છે તેથી અધિક અંશ જગતના સ્પર્શથી રહિત છે. સૂર્ય પોતાના મંડળને પ્રકાશિત કરતો જેમ બહારથી સર્વ વસ્તુઓને પણ પ્રકાશિત કરે છે, તેમ વિરાટ્ પુરુષ પણ બ્રહ્માંડને પ્રકાશિત કરતા થકા બ્રહ્માંડની અંદરના તથા બહારના સર્વ પદાર્થોને પ્રકાશિત કરે છે. હે નારદ! તે વિરાટ્ પુરુષ જન્મમરણને આપનારાં કર્મનાં ફળોને ઉલ્લંઘન કરી ગયા છે, અર્થાત્ તે વૈષયિક સુખથી અળગા છે, માટે તે કેવળ સર્વાત્મા છે એમ નથી, પરંતુ તે નિજાનંદના તથા અભયના (મોક્ષના) સ્વામી છે.

હે નારદ! વિશ્વાત્મક આ પુરુષ આ પ્રમાણે જોતાં નિત્યમુક્ત થઇ શકે નહીં, તેવી શંકા કરવી નહીં, કારણ કે, તેમની વિભૂતિ અપાર છે જેથી તે વિરાટ્ પુરુષ નિર્મળ એવા નિજાનંદના સ્વામી છે. જ્ઞાનીઓ કહે છે કે, ભૂલોક, ભુવર્લોક તથા સ્વર્ગલોક, એ ત્રણ જેના અંશ છે એવા તે ભગવાનના અંશભૂત લોકોમાં સર્વ જીવો રહે છે અને ભગવાને તે ત્રણે લોકની ઉપર આવેલા મહર્લોકની પણ ઉપર જનલોકમાં, તપલોકમાં તથા સત્યલોકમાં અનુક્રમે અમૃત (અવિનાશિ સુખ), ક્ષેમ (પીડા વિનાનું સુખ) તથા મોક્ષ-સુખને રાખેલાં છે, એમ સમજવું.

ઉપર કહેલા ત્રણ લોકમાંથી જનલોકમાં નૈષ્ઠિક બ્રહ્મચારી જાય છે, તપલોકમાં વાનપ્રસ્થ જાય છે અને બ્રહ્મલોકમાં સંન્યાસીઓ જાય છે; આ સર્વનો પુત્રાદિકરૂપે ફરીને જન્મ થતો નથી. આ ત્રણ આશ્રમો વિરાટ્ ભગવાનના ત્રણ ચરણ અર્થાત્ ત્રણ અંશ છે, અને તે આશ્રમો ત્રણ લોકની બહાર છે, પરંતુ બ્રહ્મચર્યરહિત ગૃહસ્થાશ્રમ, ત્રણ લોકની અંદર છે. અનેક પ્રકારની સૃષ્ટિ સરજવા માટે ગમન કરનારા તે ક્ષેત્રજ્ઞ પુરુષ, ભોગના તથા મોક્ષના સાધનભૂત કર્મ તથા ઉપાસનારૂપ બન્ને માર્ગ ઉપર જાય છે, કારણ કે, પુરુષ કર્મરૂપી અવિદ્યા અને ઉપાસનારૂપ વિદ્યા, એ બન્નેના અધિકારી છે. જેમનાથી આ બ્રહ્માંડ ઉત્પન્ન થયું છે અને જેમનાથી પાંચ ઇંદ્રિયો તથા ગુણસ્વરૂપ વિરાટ્ ઉત્પન્ન થયા છે તે ઇશ્વર, સૂર્ય જેમ કિરણોદ્વારા પોતાનાં બિંબને પ્રકાશ કરવાની સાથે કિરણોવડે બહાર પણ પ્રકાશ કરે છે, તેમ વિરાટ્ દેહની બહાર તથા બ્રહ્માંડની અંદર પણ પ્રકાશ કરે છે.

ઇતિ યોગપ્રકરણમાં અધ્યાય ૭ મો સંપૂર્ણ.

---

# અધ્યાય ૮ મો.

## સબીજ યોગનું સ્વરૂપ. ( ૩-૨૮ ).

श्रीभगवानुवाच:—

योगस्य लक्षणं वक्ष्ये सबीजस्य नृपात्मजे ॥
मनो येनैव विधिना प्रसन्नं याति सत्पथम् ॥ १ ॥

શ્રીકપિલ ભગવાન્ કહે છે:—હે માતા દેવહૂતિ! હવે હું તમને અવલંબનસહિત યોગનું[1] સ્વરૂપ કહીશ, કે જે યોગાનુષ્ઠાન કરવાથી મન પ્રસન્ન થઇને સન્માર્ગમાં પ્રવૃત્તિ કરે છે. શક્તિ પ્રમાણે સ્વધર્મ પાળવો, અધર્મથી દૂર રહેવું, દૈવયોગે જે મળે તેટલાથી સંતોષ માનવો, આત્મજ્ઞાની પુરુષોના ચરણોનું સેવન કરવું, ધર્મ, અર્થ તથા કામના સંબંધી કર્મોમાંથી નિવૃત્ત થવું, મોક્ષ ધર્મ ઉપર પ્રીતિ રાખવી, પવિત્ર પદાર્થોનો અલ્પ આહાર[2] કરવો,

---

૧ योगश्चित्तवृत्तिनिरोधः ॥ અર્થ:—ચિત્તમાં જે અનેક વૃત્તિઓ ઉદ્ભવે છે તેનો પ્રતિબંધ કરવો તેને યોગ કહે છે.

૨ द्वौ भागौ पूरयेदन्नैस्तोयेनैकं प्रपूरयेत् ।
मारुतस्य प्रचारार्थं चतुर्थमवशेषयेत् ॥

અર્થ:—ઉદરના બે ભાગ અન્નથી ભરવા, એક ભાગ પાણીથી ભરવો અને એક ભાગ વાયુના સંચાર માટે ખાલી રાખવો. યોગશાસ્ત્ર.

नात्यश्नतस्तु योगोऽस्ति न चैकांतमनश्नतः ।
ना चातिस्वप्नशीलस्य जाग्रतो नैव चार्जुन ॥
युक्ताहारविहारस्य युक्तचेष्टस्य कर्मसु ।
युक्तस्वप्नावबोधस्य योगो भवति दुःखहा ॥

અર્થ:—હે અર્જુન! વધારે ખાનારા અથવા બીલકુલ ન ખાનારા,

નિત્ય એકાંતમાં તથા નિર્ભય સ્થાનમાં રહેવું, કોઇને પણ પીડા કરવી નહીં, સત્ય બોલવું, ચોરી કરવી નહીં, પોતાને જેટલું ઉપયોગી હોય તેટલું ગ્રહણ કરવું, પણ તેથી વિશેષ વસ્તુનો સંગ્રહ કરવો નહીં, બ્રહ્મચર્ય પાળવું, તપશ્ચર્યા કરવી, પવિત્રતા રાખવી, પોતાનો સ્વાધ્યાય સદા ભણવો, નિરંતર ભગવાન્‌ની સેવા કરવી, મૌન રહેવું, ઉત્તમ [1]આસનોનો અભ્યાસ કરી તે તે સાધી લઇને સ્થિરતા સંપાદન કરવી, ધીરે ધીરે પ્રાણાયામ કરીને પ્રાણનો વિજય કરવો તથા મનદ્વારા ઇન્દ્રિયોને તેના વિષયોમાંથી પાછી વાળીને હૃદયમાં લાવવી, મૂલાધાર વિગેરે પ્રાણોના સ્થાનોમાંથી એકમાં મનની સાથે પ્રાણને ધારણ કરવો અને ભગવાન્‌ની લીલાનું ધ્યાન કરવું તથા મનને બ્રહ્માકાર રાખવું. આ ઉપાયો કરીને તથા બીજા વ્રતાદિક ઉપાયો કરીને નીચ માર્ગમાં પ્રવૃત્ત થયેલા દુષ્ટ મનને ધીરે ધીરે બુદ્ધિથી વશ કરવું. પ્રાણાયામવડે પ્રાણને વશ કરવા, આસનનો ત્યાગ કરવો

---

ઘણાં સ્વપ્નાં આવે એવી નિદ્રા કરનારા અથવા બીલકુલ નિદ્રા ન કરનારા એવા માણસોને યોગ સાધ્ય થતો નથી, પરંતુ જે યોગ્ય આહાર વિહાર કરનાર છે, યોગ્ય વખતે યોગ્ય કર્મ કરનારો છે, અને નિયમિત નિદ્રા કરી જાગ્રત થનાર એવા પુરુષને યોગ સાધ્ય થઇ દુઃખ દૂર કરનારો થાય છે. ગીતા.

१ योगसूत्रम्—" यमनियमासनप्राणायामप्रत्याहारधारणाध्यानसमाधयोऽष्टावंगानि "

અર્થ:—૧ यमः—શરીરથી, વાણીથી અથવા મનથી કોઇ પણ પ્રકારે પ્રાણીને પીડા ન કરવી, ખરું બોલવું, ચોરી ન કરવી, બ્રહ્મચર્ય તથા આવશ્યક વસ્તુથી વધારે વસ્તુનો સંગ્રહ ન કરવો.

૨ नियमः—અંતર્બાહ્ય શુદ્ધિ, સંતોષ, તપશ્ચર્યા, પ્રણવાદિ જપ અને સર્વકર્મો ઇશ્વરાર્પણ કરવાં.

૩ आसनः—સિદ્ધાસન, પદ્માસન, સ્વસ્તિકાસન વિગેરે.

૪ प्राणायामः—શ્વાસોચ્છ્વાસની ગતિથી શ્વાસને રોકવો તે.

અને સ્થિરતાથી આસનપર બેસવાનો અભ્યાસ કરીને આસનને સાધી લીધા પછી એક પવિત્ર જગ્યા ઉપર આસન પાથરવું, અને તેના ઉપર સ્વસ્તિકાસન વાળીને ટટાર બેસવું, તથા પ્રાણાયામનો અભ્યાસ કરવો. તેમાં પૂરક, કુંભક તથા રેચકવડે અથવા તો વિપરીત ક્રમથી એટલે રેચક, કુંભક તથા પૂરકવડે પ્રાણના માર્ગને શુદ્ધ કરવો, કે જેથી ચિત્ત સ્થિર થઇ ફરીને ચંચળ થાય નહીં. આ પ્રમાણે પ્રાણનો વિજય કરનારા યોગીનું ચિત્ત અલ્પકાળમાં વાયુથી પ્રદીપ્ત થયેલા અગ્નિવડે તપાવેલું સોનું જેમ તુરત મેલનો ત્યાગ કરીને નિર્મળ થાય છે, તેમ તુરત મળને તજીને નિર્મળ થાય છે. સમાધિમાં[1] ચાર કાર્યો સમાયલાં છે.

---

૫ प्रत्याहार:—એકાંતવાસ કરી શ્રોત્રાદિ ઇન્દ્રિયોને શબ્દાદિક વિષયો તરફ ન જવા દેતાં ઇશ્વર પ્રત્યે વાળવી.

૬ धारणा:—આધાર, સ્વાધિષ્ઠાન, મણિપૂર, અનાહત, વિશુદ્ધ અને અજ્ઞેય આ ૭ ચક્રમાં અથવા ભ્રમધ્ય, નાસિકાગ્ર વિગેરે બાહ્યપ્રદેશમાં ચિત્ત સ્થિર કરવું તે.

૭ ध्यान:—ધારણાના આશ્રયભૂત સ્થાનપર પ્રયત્ન સિવાય ચિત્તને ધારણાના વખત સિવાય પણ વધારે સ્થિર અને એકાગ્ર રાખવું.

૮ समाधि:—ધ્યાનનો વિષય છુટી કેવળ શુદ્ધ ચિતસ્વરૂપનો માત્ર સાક્ષાત્કાર થવો તે. એનો કાલ ધ્યાન કાળથી વધારે માનવામાં આવે છે.

१ यमैश्च नियमैश्चैव ह्यासनैश्च सुसंयुतः ।
नाडीशुद्धिं च कृत्वादौ प्राणायामं समाचरेत ॥
सर्वांचिंतां परित्यज्य सावधानेन चेतसा ।
निर्विकल्पः प्रसन्नात्मा प्राणायामं समाचरेत् ।
मरुदभ्यासनं सर्वं मनोयुक्तं समभ्यसेत् ।
इतरत्र न कर्तव्या मनोवृत्तिर्मनीषिणा ॥

અર્થ:—મનુષ્યે ઇંદ્રિયોનો નિગ્રહ કરી યમ, નિયમ, આસન, વિગેરેથી

પ્રાણાયામ, ધારણા, પ્રત્યાહાર તથા ધ્યાન. યોગીએ પ્રાણાયામો કરીને વાત, પિત્ત વિગેરે દોષોને દૂર કરવા. ધારણા (વાયુની સાથે મનને સ્થિર કરવું તે)થી પાપોનો નાશ કરવો, પ્રત્યાહાર (ઇંદ્રિયોને વિષયોમાંથી પાછી વાળવી તે)વડે વિષયોની આસક્તિ દૂર કરવી અને ધ્યાન (મનને સ્થિર કરવું તે) વડે રાગદ્વેષાદિક ગુણોનો ત્યાગ કરવો. આ પ્રમાણે યોગસાધનાથી જ્યારે પોતાનું મન નિર્મળ તથા સારી પેઠે સ્થિર થાય ત્યારે પોતાના નાકની દાંડી તરફ દૃષ્ટિ રાખીને ભગવાનની મૂર્તિનું ધ્યાન કરવું.

ઇતિ યોગપ્રકરણમાં અધ્યાય ૮ મો સંપૂર્ણ.

---

## અધ્યાય ૯ મો.



### યમનિયમનાં લક્ષણો. (૧૧-૧૯).

उद्धव उवाचः—

यमः कतिविधः प्रोक्तो नियमो वाऽरिकर्षण ।
कः शमः को दमः कृष्ण का तितिक्षा धृतिः प्रभो ॥ २८ ॥
किं दानं किं तपः शौर्यं किं सत्यमृतमुच्यते ।
कस्त्यागः किं धनं चेष्टं को यज्ञः का च दक्षिणा ॥ २९ ॥
पुंसः किंस्विद्बलं श्रीमन् भगो लाभश्च केशव ।
का विद्या ह्रीः परा का श्रीः किं सुखं दुःखमेव च ॥ ३० ॥

---

પ્રથમ નાડીની શુદ્ધિ કરી પછી સર્વ ચિંતા દૂર કરી, આત્માને પ્રસન્ન કરી, સાવધાન થઇ, નિર્વિકલ્પ બની, પ્રાણાયામ કરવો. આ વાયુધારણાનો અભ્યાસ કરતી વખતે બુદ્ધિશાળી મનુષ્યે મનની વૃત્તિ કોઇપણ જગાએ જવા દેવી નહીં અને એકાગ્ર મનથી અભ્યાસ કરવો. શ્રુતિ.

कः पंडितः कश्च मूर्खः कः पंथा उत्पथश्च कः ।
कः स्वर्गो नरकः कःस्वित्को बंधुरुत किं गृहम् ॥ ३१ ॥
कः आढ्यः को दरिद्रो वा कृपणः कः क ईश्वरः ।
एतान्प्रश्नान्मम ब्रूहि विपरीतांश्च सत्पते ॥ ३२ ॥

ઉદ્ધવજી પૂછે છેઃ—હે શત્રુઓનો નાશ કરનાર ભગવન્! આપે ધર્માદિકનાં લક્ષણો કહ્યાં, ત્યારે હવે યમ કેટલા પ્રકારનો કહ્યો છે? નિયમ કેટલા પ્રકારનો કહ્યો છે? શમ એટલે શું? દમ એટલે શું? હે શ્રીકૃષ્ણ પ્રભો! તિતિક્ષા કોને કહેવી? ધીરજ કોને કહેવી? દાન એટલે શું? તપ એટલે શું? શૌર્ય એટલે શું? સત્ય શું? ઋત કોને કહેવાય છે? ત્યાગ એટલે શું? ધન શું? ઇષ્ટ વસ્તુ કઇ? યજ્ઞ શું? દક્ષિણા શી? અને હે શ્રીમન્! હે કેશવ! પુરુષનું બલ કયું? ભગ શું? લાભ શો? વિદ્યા કોને કહેવી? લજ્જા કોને કહેવી? ઉત્તમ આભૂષણ કોને કહેવું? સુખ શું? દુઃખ શું? પંડિત કોણ? મૂર્ખ કોણ? ઉત્તમ માર્ગ કોને કહેવો? આડો માર્ગ કોને કહેવો? સ્વર્ગ શું? નરક શું? બંધુ કોણ? ઘર કોને માનવું? ધનાઢ્ય કોણ? દરિદ્ર કોણ? કૃપણ કોણ? સ્વતંત્ર કોણ? હે સત્પુરુષોના નાથ! આ મારા પ્રશ્નોનો ઉત્તર આપો અને તેથી વિરુદ્ધ અશમાદિકનાં સ્વરૂપ પણ કહો.

શ્રીભગવાન્ કહે છેઃ—અહિંસા, સત્ય, અસ્તેય (મનમાં પણ પરનું ધન લેવા માટે વિચાર ન કરવો તે), અસંગ, લજ્જા, પરિગ્રહાદિકનો ત્યાગ, આસ્તિકપણું, [1]બ્રહ્મચર્ય, મૌન, સ્થિરતા, ક્ષમા ને અભય આ બાર યમો છે.

---

१ मरणं बिंदुपातेन जीवनं बिंदुधारणात् ।

અર્થઃ—વીર્યપતન થયું તે મરણ અને વીર્યનું રક્ષણ તે જીવવું છે.

પાતંજલ.

અંદરની તથા બહારની પવિત્રતા, જપ, તપ,[1] હોમ, શ્રદ્ધા, અતિથિનો સત્કાર, મારું પૂજન, તીર્થયાત્રા કરવી, પરનું કલ્યાણ કરવામાટે ઉદ્યોગ, સંતોષ તથા આચાર્યની સેવા, આ બાર નિયમો છે. આ નિયમસહિત બાર યમો સકામ અને નિષ્કામ બન્નેને ઉપયોગી કહેલા છે. હે તાત ! સકામ પુરુષો જો તે નિયમો પાળે છે, તો તે તેઓની કામના પૂર્ણ કરે છે અને મુમુક્ષુ જનો જો તેમને પાળે છે, તો તેમને મોક્ષ આપે છે. બુદ્ધિની મારે વિષે નિષ્ઠા કરવી, તેને શમ જાણવો. ઇન્દ્રિયોનો નિગ્રહ કરવો તેને દમ જાણવો. દુઃખને સહન કરવું, તેને તિતિક્ષા જાણવી, જીભ[2] તથા ઉપસ્થ ઇન્દ્રિયને નિયમમાં રાખવાં, તેને ધૈર્ય જાણવું. પ્રાણીઓને પીડા ન કરવી, તેને ઉત્તમ દાન જાણવું. ચાન્દ્રાયણાદિક કરવાં, એ તપ નહીં, પરંતુ ભોગ ઉપરથી આસક્તિ ઉઠાડી દેવી તેને તપ જાણવું. પરાક્રમ કરવું તે શૌર્ય નહીં, પણ વાસનાઓને અટકાવવી, તેને શૌર્ય જાણવું. સત્ય બોલવું, તે સત્ય નહીં, પરંતુ બ્રહ્મનો વિચાર કરવો, તેને સત્ય જાણવું. એકલું સત્ય બોલવું, તે ઋત નહીં, પરંતુ સત્યની સાથે પ્રિય બોલવું તેને ઋત જાણવું, આમ વિદ્વાનો કહે છે. શરીરાદિક મળનો ત્યાગ કરવો તે શૌચ નહીં, પરંતુ કર્મોના ફલો ઉપર આસક્તિ ન રાખવી, તેને શૌચ જાણવું. કોઇ પણ વસ્તુનો ત્યાગ કરવો, તે ત્યાગ નહીં, પરંતુ સંન્યાસને

१ " नातपस्विनो योगः सिध्यति "

અર્થ:—તપ સિવાયના મનુષ્યને યોગ સિદ્ધ થતો નથી. યોગસૂત્ર.

૨ जेवीं कृष्णसर्प धरिजे हातीं । हे दोन्ही ( जिव्हा आणि शिश्न ) धरिजे तैशि या रीतीं ।

અર્થ:—જેમ કાળા સર્પને હાથમાં પકડીએ તેમજ જીભ અને શિશ્નને વશ કરવાની રીતિ છે. નાથ.

ત્યાગ જાણવો. પશુઆદિકને ધન સમજવું નહીં, પણ ધર્મનેજ મનુષ્યોનું ઉત્તમ ધન સમજવું. ક્રિયાને ઉદ્દેશીને જે યજન કરવામાં આવે, તે યજ્ઞ નહીં, પરંતુ મને ઉદ્દેશીને યજન કરવામાં આવે, તેને યજ્ઞ જાણવો. યજ્ઞમાં સુવર્ણ વિગેરે આપવાં, તે દક્ષિણા નહીં, પરંતુ જ્ઞાનનોજ જે ઉપદેશ તે દક્ષિણા સમજવી, કે જેથી યજ્ઞમૂર્તિ વિષ્ણુ પ્રાપ્ત થાય છે. શત્રુઓને તાબે કરવા, એ બળ નહીં, પરંતુ જીતી શકાય નહીં તેવા મનરૂપી શત્રુને તાબે કરવા માટે પ્રાણાયામ કરવો, તેનેજ બળ સમજવું. ભાગ્યને ભગ જાણવું નહીં, પરંતુ મારા સંબંધમાં રહેલા ઐશ્વર્યાદિક છ ગુણોને ભગ રૂપ સમજવા. પુત્રાદિકનો લાભ થાય, તેને લાભ જાણવો નહીં, પરંતુ મારી ભક્તિના લાભને લાભ સમજવો. શાસ્ત્રનો અભ્યાસ કરવો તેને વિદ્યા જાણવી નહીં, પરંતુ આત્મામાં ભાસતા ભેદનો નાશ કરવો તેને વિદ્યા જાણવી. માત્ર શરમાવું એ લજ્જા નહીં પરંતુ દુષ્ટ કર્મોનો ત્યાગ કરવાનો જે વિચાર, તેને લજ્જા જાણવી. કંકણને અને મુકુટને આભૂષણ સમજવાં નહીં, પરંતુ તૃષ્ણાદિકથી રહિતપણું વિગેરે જે ગુણો તેજ આભૂષણરૂપ જાણવાં. વિલાસ ભોગવવા, એ સુખ નહીં, પરંતુ સુખ અને દુઃખ બન્નેનો ત્યાગ કરવો તેને સુખ જાણવું. શાસ્ત્રાદિકને જાણતો હોય તેને પંડિત સમજવો નહીં, પરંતુ જે બંધ અને મોક્ષ જાણતો હોય તેને પંડિત જાણવો. શાસ્ત્ર વિગેરે ભણેલો ન હોય તેને મૂર્ખ જાણવો નહીં, પરંતુ જેને દેહાદિક વસ્તુ ઉપર અહંતા મમતા હોય તેને મૂર્ખ જાણવો. સારી રીતે બાંધેલા અને કાંટા કાંકરા વિનાના માર્ગને માર્ગ સમજવો નહીં, પરંતુ મારા માર્ગની પ્રાપ્તિ કરાવનારા નિવૃત્તિમાર્ગને માર્ગ જાણવો. ભયંકર માર્ગને અવળો માર્ગ જાણવો નહીં, પરંતુ જેમાં ચિત્તને વિક્ષેપ થાય તેને અવળો માર્ગ જાણવો. ઇન્દ્રાદિકના લોકને સ્વર્ગ જાણવું નહીં, પરંતુ સત્વગુણના

ઉદયને સ્વર્ગ સમજવું. કુંભીપાક વિગેરેને નરક જાણવું નહીં, પરંતુ તમોગુણની વૃદ્ધિને નરક સમજવું. ભાઇ વિગેરેને બંધુ સમજવા નહીં, પરંતુ મારા [1]ગુરુરૂપને બંધુ જાણવા. ઘરને ઘર જાણવું નહીં, પરંતુ મનુષ્યના શરીરને ઘર જાણવું. ધનવંતને ધનાઢ્ય જાણવો નહીં, પરંતુ ગુણવાન્‌ને ધનાઢ્ય જાણવો. નિર્ધનને દરિદ્ર જાણવો નહીં, પણ અસન્તોષીને દરિદ્ર જાણવો. કૃપણને કૃપણ ( રાંક ) જાણવો નહીં, પરંતુ ઇંદ્રિયાધીન પુરુષને કૃપણ જાણવો. રાજા વિગેરેને સ્વતંત્ર જાણવા નહીં, પરંતુ જે વિષયાસક્ત બુદ્ધિવાળો ન હોય, તેને સ્વતંત્ર જાણવો, અને જેની બુદ્ધિ વિષયમાં આસક્તિવાળી હોય, તેને પરતંત્ર જાણવો. તે પ્રમાણેજ શમ, દમ વિગેરેથી ઉલટાં અશમ, અદમ વિગેરેનાં સ્વરૂપો જાણવાં. હે ઉદ્ધવ! તમે જે જે પ્રશ્નો પૂછ્યા હતા, તે સર્વના મેં સારી રીતે ઉત્તર આપ્યા છે.

ઇતિ યોગપ્રકરણમાં અધ્યાય ૯ મો સંપૂર્ણ.

---

૧ एक एव परो बंधुर्विषमे समुपस्थिते ।
गुरुः सकलधर्मात्मा यत्र किंचनगो हरिः ॥

અર્થ:—સંકટ જ્યારે આવ્યું હોય ત્યારે તેમાંથી મુક્ત કરનાર પરમ બંધુ સર્વ ધર્મમૂર્તિરૂપ ગુરુજ એક છે એમ જાણવું કે જે સર્વસંગપરિત્યાગી ગુરુનેવિષે શ્રીહરિ વાસ કરે છે. સ્મૃતિ.

## અધ્યાય ૧૦ મો.

### આસનો તથા તેમનું ફલવર્ણન. ( ૩–૨૮ ).

**श्रीभगवानुवाच:--**

**शुचौ देशे प्रतिष्ठाप्य विजितासन आसनम् ।**
**तस्मिन्स्वस्ति समासीन ऋजुकायः समभ्यसेत् ॥ ८ ॥**

શ્રીભગવાન્ કપિલદેવ કહે છેઃ—હે માતા! યોગાભ્યાસ કરનારા પુરુષોએ પોતાનું આસન પવિત્ર તથા એકાંત સ્થળે રાખવું. તે એવી રીતે કે, પ્રથમ દર્ભાસન પાથરવું, તેના ઉપર મૃગચર્મ પાથરવું અને તેના ઉપર વસ્ત્ર પાથરવું. આવા ક્રમ પ્રમાણે આસન ગોઠવવું, અને તે આસન ઉપર ઘણા વખત સુધી બેસી શકાય તેમ ચોરાસી આસનમાંથી જેનાથી આપણને ત્રાસ ન થાય તેવું આસન કરી બેસવાનો અભ્યાસ[૧] કરવો. આ ચોરાસી આસનમાં મુખ્ય આસન સિદ્ધાસન, પદ્માસન, સિંહાસન અને ભદ્રાસન ગણાય છે. તે આસનનાં જુદાં જુદાં લક્ષણ હું કહું છું.

સિદ્ધાસનઃ—ડાબા પગને આડો રાખીને તેની પાની વૃષણના મૂળ તથા ગુદાના છિદ્રની વચ્ચેના ભાગમાં રાખવી; જમણા પગની પાની ગુહ્યેન્દ્રિય ઉપર રાખી ડોકને નીચી નમાવી, હડપચી હૃદયની ઉપર ચાર આંગળ પર લગાડી સરલ તથા નિશ્ચલ સ્થિતિ વડે ઇન્દ્રિયોને વશીભૂત કરી બેસવું, આંખને ઉઘાડી રાખીને

૧ " मणिभ्राजत्फणासहस्रविधृतविश्वराण्मंडलायानंताय नागराजाय नमः । "
આસનપર બેસી આ મંત્રનો જપ કરવાથી આસન સિદ્ધ થાય છે, પરંતુ જપ કરવાની રીતિ શ્રીગુરુમુખેથી સમજી ત્યારબાદ જપ કરવો. હઠયોગ.

દૃષ્ટિને ભ્રૂમધ્યમાં રાખવી અને ડાબા હાથના ચત્તા પંજાપર જમણા હાથનો ચત્તો પંજો રાખવો તે " સિદ્ધાસન " કહેવાય છે.

પદ્માસનઃ—જમણા પગને ડાબા સાથળપર અને ડાબા પગને જમણા સાથળપર રાખીને ડોકને સહજ નીચી નમાવી, હડપચીને હૃદયથી ચાર આંગળ ઉપર રાખીને બેસવું, પછી બંને હાથને પીઠની પછવાડેથી ફેરવીને બેઉ હાથના પંજા ચત્તા રાખી જમણા હાથના અંગૂઠા તથા તર્જનીથી ડાબા પગનો અંગૂઠો પકડવો, તથા આંખોને ઉઘાડી રાખી દૃષ્ટિને નાસિકાના અગ્રભાગ ઉપર ઠરાવવી તે બદ્ધ " પદ્માસન " કહેવાય છે.

સિંહાસનઃ—સીવનીના જમણા ભાગમાં ડાબા પગની પાની અને ડાબા ભાગમાં જમણા પગની પાની રાખી જાંઘ ઉપર બંને હાથનાં તળીયાં રાખી આંગળાં પહોળાં કરવાં ને મોઢું ફાડી જીભ બહાર કાઢી સ્થિર દૃષ્ટિથી જોયા કરવું તે " સિંહાસન " કહેવાય છે.

ભદ્રાસનઃ—વૃષણ નીચે સીવનીના ડાબા ભાગને ડાબા પગની પાનીથી અને જમણા ભાગને જમણા પગની પાનીથી ઉલટાવી સ્થાપન કરવું અને બંને પગનાં તળીઆં ઉંધાં એક બીજાને જોડી તે ઉપર સર્વ શરીરનો ભાર દઇ બેસવું, પછી જાલંધર બંધપૂર્વક નાકની દાંડી સામે સ્થિર દૃષ્ટિ રાખી બેસવું તેને " ભદ્રાસન " કહેવાય છે.

ઉપર જણાવેલાં આ ચાર આસનમાંથી જે જેને વિશેષ સ્થિરતાવાળું જણાય તે આસનનો અભ્યાસ કરી આસનનો જય મેળવવો. યોગાભ્યાસને સિદ્ધાસન અને પદ્માસન એ

બેજ આસન વધારે ઉપયોગી છે, તેમાં પણ સિદ્ધાસનજ[1] સર્વમાં શ્રેષ્ઠ ગણાય છે.

## આસનોના ફૂલનું વર્ણન.

૧ સિદ્ધાસનઃ—આ આસને બેસવાથી શરીરનો મધ્ય ભાગ સીધો રહે છે, અને શ્વાસોચ્છ્વાસ સીધો ચાલી તેની ગતિ મંદ પડવા લાગે છે; તે પ્રાણવહા નાડીઓના સર્વ મળ દૂર કરે છે, અને તેનાથી કામાસક્તિનો ક્ષય થઇ મોક્ષપ્રતિબંધક સંસ્કાર પણ નિવૃત્ત થાય છે.

૨ પદ્માસનઃ—આ આસનથી શરીરમાં લોહીનું અભિસરણ નિયમિત થવાથી આરોગ્ય જળવાઇ રહે છે, પીઠની ખુંધ કાઢીને બેસવાની ટેવ દૂર થાય છે તથા વ્યાધિઓનું શમન થાય છે.

૩ સિંહાસનઃ—આ આસનવડે મૂળબંધ[2], ઉડ્ડીયાનબંધ[3] ને

१ मुख्यं सर्वासनेष्वेकं सिद्धाः सिद्धासनं विदुः ।
चतुरशीति पीठेषु सिद्धमेव सदाऽभ्यसेत् ॥

અર્થઃ—યોગી લોકો ચોર્યાસી આસનોમાં સિદ્ધાસનનેજ મુખ્ય શ્રેષ્ઠ માને છે, જેથી સાધક આ આસનનો અભ્યાસ વિશેષ કરવો. તાત્પર્ય હઠયોગમાં સિદ્ધાસનનેજ મુખ્ય ગણેલું છે અને રાજયોગમાં પદ્માસન મુખ્ય ગણેલું છે.

હઠયોગપ્રદીપિકા.

२ पार्ष्णिभागे तु संपीड्य योनिमाकुंचयेद्गुदम् ।
अपानमूर्ध्वमाकृष्य मूलबंधोऽभिधीयते ॥

અર્થઃ—સિદ્ધાસન કરી ડાબા પગની પેનીથી સીવનીને દબાવવી અને અપાન વાયુને ઊર્ધ્વ ગતિ આપવી તેને 'મૂલબંધ' કહે છે.

હઠયોગપ્રદીપિકા.

३ उदरे पश्चिमातानं नाभेरूर्ध्वं च कारयेत् ।
उड्डीयानो ह्यसौ बंधो मृत्युमातंगकेसरी ॥

અર્થઃ—પેટને પાછળના ભાગમાં ખેંચી વાયુ આકર્ષણ કરવો, અને

જાલંધરબંધ[1] સિદ્ધ થાય છે, શરીરનું બળ વધે છે ને જઠરાગ્નિ પ્રદીપ્ત થાય છે.

૪ ભદ્રાસનઃ—આ આસન સિદ્ધ થવાથી સ્વપ્નાવસ્થામાં વીર્યનું પતન બિલકુલ થતું નથી. તેથી સર્વ રોગનો નાશ થઇ પરિશ્રમ જતો રહે છે. રાત્રે ત્રણ ઘટિકા સૂવા પહેલાં આ આસન લગાવી બેસવાનો અભ્યાસ કરવો.

સાધક પુરુષોએ ઉપર કહેવા પ્રમાણે આસન સિદ્ધ કરી નિત્ય નિયમપૂર્વક એક અથવા બે મુહૂર્ત સુધી આસનનો અભ્યાસ કરવો. આ નિયમથી થોડાજ વખતમાં આસનસિદ્ધિ થઇ શકે છે, અને આસનસિદ્ધિ થવાથી આળસ, નિદ્રા ઇત્યાદિક તામસી ગુણના સર્વ વિકારો નાશ પામે છે જેથી પ્રાણાયામ, મુદ્રા ઇત્યાદિ યોગ સિદ્ધ કરવાની શક્તિ પ્રાપ્ત થાય છે.

ઇતિ યોગપ્રકરણમાં અધ્યાય ૧૦ મો સંપૂર્ણ.

---

નાભિ ( ડુંટી ) આગળ કરવી, એને ' ઉડ્ડીયાન ' બંધ કહે છે. મૃત્યુરૂપી હાથીનો તે સિંહ કહેવાય છે.
હઠયોગ.

૧ कंठमाकुंच्य हृदये स्थापयेच्चुबुकं दृढम् ।
बंधो जालंधराख्योऽयं जरामृत्युविनाशकः ॥

અર્થઃ—કંઠને આકુંચન કરી હડપચીને હૃદય સાથે લગાડવી, તેને ' જાલંધર ' બંધ કહે છે. આ વૃદ્ધપણું તથા મૃત્યુનો નાશ કરનાર કહેવાય છે.
હઠયોગ પ્રદીપિકા.

# અધ્યાય ૧૧ મો.

## ધ્યાનયોગ વિષે વર્ણન. (૧૧-૧૪)

**श्रीभगवानुवाच:—**

**सम आसन आसीनः समकायो यथासुखम् ।**
**हस्तावुत्संग आधाय स्वनासाऽग्रकृतेक्षणः ॥ ३२ ॥**

**प्राणस्य शोधयेन्मार्गं पूरकुंभकरेचकैः ।**
**विपर्ययेणापि शनैरभ्यसेन्निर्जितेंद्रियः ॥ ३३ ॥**

શ્રીભગવાન્ કહે છે:—હે ઉદ્ધવ ! બહુ ઉંચા નહીં, તેમ બહુ નીચા પણ નહીં, પરંતુ સરખા એવા દર્ભાસન અથવા ધાબળા વિગેરે આસન[1] ઉપર પોતાને અનુકૂળ પડે તેમ બેસવું, કાયાને સરખી રાખવી, ચિત્તની સ્થિરતા માટે દૃષ્ટિને પોતાની નાકની દાંડી ઉપર રાખવી અને બે હાથને પોતાના ખોળામાં રાખી,

[1] शुचौ देशे प्रतिष्ठाप्य स्थिरमासनमात्मनः ।
नात्युच्छ्रितं नातिनीचं चैलाजिनकुशोत्तरम् ॥
समं कायशिरोग्रीवं धारयन्नचलं स्थिरः ।
संप्रेक्ष्य नासिकाग्रं स्वं दिशश्चानवलोकयन् ॥

અર્થ:—શુદ્ધ અને પવિત્ર એવી જગામાં દર્ભાસન, તેનાપર મૃગચર્મ તથા તેના ઉપર સફેદ વસ્ત્ર પાથરી, બહુ ઉંચા નહીં તેમ બહુ નીચા નહીં એવા આસન પર બેસી શરીર, મસ્તક તથા ડોકને સરખાં સ્થિર રાખી તથા દૃષ્ટિ સ્થિર કરી આજુબાજુ ધ્યાન ન આપતાં કેવળ પોતાના નાકની દાંડી સામે દૃષ્ટિ રાખવી. ગીતા.

પૂરક,[1] કુંભક[2] તથા રેચકના[3] ક્રમથી અથવા તો તેથી ઉલટા ક્રમથી પ્રાણના માર્ગને શુદ્ધ કરવો અને વિષયોમાં ઇન્દ્રિયોને જતી અટકાવીને ધીરે ધીરે એ પ્રમાણે અભ્યાસ કરવો.

પ્રાણાયામ બે પ્રકારના છે, એક સગર્ભ અને બીજો ગર્ભરહિત. જેમાં ૐકાર હોય તે સગર્ભ પ્રાણાયામ કહેવાય. તે પ્રાણાયા-

---

१ अतसीपुष्पसंकाशं नाभिस्थाने प्रतिष्ठितम् ।
चतुर्भुजं महावीरं पूरकेण विचिंतयेत् ॥

અર્થ:—પૂરક પ્રાણાયામ કરતી વખતે નાભિદેશમાં અતસીના ફૂલ પ્રમાણે નીલવર્ણ તથા ચાર ભુજાયુક્ત તેમજ શંખચક્રાદિ આયુધ વડે વિભૂષિત અને લક્ષ્મીવડે યુક્ત એવા જે ભગવાન્ વિષ્ણુ તેમનું ધ્યાન કરવું.
અથર્વવેદાંતર્ગત બિંદૂપનિષત્.

२ नोच्छ्वासेन निःश्वसेच्च नैव गात्राणि चालयेत् ।
एवं तावन्नियुंजीत कुंभकस्येति लक्षणम् ॥
रेचकं पूरकं त्यक्त्वा सुखं यद्वायुधारणम् ।
प्राणायामः स कथितः स वै केवलकुंभकः ॥

અર્થ:—પ્રથમ રેચક અથવા પૂરકથી વાયુ ગ્રહણ કરી નિશ્ચલ રહેવું તેને 'સહિતકુંભક' કહે છે, અને રેચક તથા પૂરક ન કરતાં નાસિકાથીજ, વાયુ સ્થિર કરવો એ 'કુંભક' કહેવાય. કુંભક સાધ્ય થાય ત્યાં સુધી સહિતકુંભકનો અભ્યાસ કરવો. યોગતત્ત્વામૃત.

कुंभकेन हृदि स्थाने चिंतयेत् कमलासनम् ।
ब्रह्माणं रक्तगौरांगं चतुर्वक्त्रं पितामहम् ॥

અર્થ:—પ્રાણનું સ્તંભન કરતી વખતે હૃદયસ્થાનમાં ચતુર્મુખયુક્ત અને રક્તવર્ણનું છે આસન જેમનું એવા સર્વના પિતામહ બ્રહ્માનું સ્મરણ કરવું. બિંદૂપનિષત્.

३ रेचकेन तु विद्यात्थ ललाटस्थं त्रिलोचनम् ।
शुद्धस्फटिकसंकाशं निष्कलं पापनाशनम् ॥

અર્થ:—પ્રાણવાયુ બહાર કાઢતી વખતે લલાટ પ્રદેશમાં શુદ્ધ સ્ફટિકમણિ પ્રમાણે ગૌરવર્ણયુક્ત, સર્વ પાપનો નાશ કરનારા અને સર્વ કાલમાં રહેનારા પૂર્ણ એવા ત્રિલોચન ( મહાદેવ, ) નું ધ્યાન ધરવું. બિંદૂપનિષત્.

મનો વિધિ આ પ્રમાણે છે. ૐકાર મૂળાધાર ચક્રથી માંડીને બ્રહ્મરંધ્રના છેડા સુધી કમળના નાળમાં તંતુની પેઠે સૂક્ષ્મ તથા અવિચ્છિન્ન રહેલો છે, તેને પ્રાણદ્વારા મનમાં પ્રગટ કરી, તેમાં ઘંટાનાદ સરખો ઉદાત્ત નાદ સ્થિર કરવો. આ પ્રમાણે પ્રતિદિવસ સવાર, બપોર અને સાયંકાળે દશ દશ વાર ૐકાર સાથે પ્રાણાયામ કરે, તો તે પુરુષ એક મહિનામાં પ્રાણ વાયુને વશ કરે છે. એ રીતે તમને ધ્યાનની રીતિ કહી. હવે કેવા સ્વરૂપનું ધ્યાન કરવું તે હું કહું છું. દેહમાં હૃદયકમળ છે, જે ઉંચા નાકવાળું, નીચા મુખવાળું, ઉઘડેલું, આઠ પાંખડીવાળું, તથા કળીવાળું છે એમ ચિંતવવું અને તે કળીમાં સૂર્ય, ચંદ્ર તથા અગ્નિનું ઉત્તરોતર ચિંતન કરવું અને ઉપર રહેલા અગ્નિવિષે નીચે કહ્યા પ્રમાણે ધ્યાનના શુભવિષયરૂપ મારા સ્વરૂપનું ધ્યાન કરવું.

સરખા અવયવવાળું, શાંત, સુંદરમુખવાળું, લાંબા અને સુંદર ચાર હાથવાળું, અત્યંત મનોહર, મનોહર કંઠવાળું, સુંદર કપોલવાળું, સ્વચ્છ તથા મંદમંદ હસતું, કાનમાં પહેરવા સરખાં તથા ચળકાટ મારતાં મકરાકાર કુંડલોવડે શોભતું, સુવર્ણના જેવાં પીળાં વસ્ત્ર ધારણ કરનારું, મેઘના જેવું શ્યામ રંગનું, વક્ષઃસ્થળના જમણા પડખા ઉપર શ્રીવત્સને અને ડાબા પડખા ઉપર લક્ષ્મીને ધારણ કરનારું, શંખ, ચક્ર, ગદા અને પદ્મ ધારણ કરનારું, વનમાળાથી શણગારેલું, ઝાંઝરોથી શોભિતા ચરણવાળું તથા અત્યંત કોમળ એવું મારું રૂપ ચિંતવવું. એ રીતે અત્યંત તીવ્ર ધ્યાનથી મનનું સમાધાન કરતાં યોગીનો અધિભૂત, અધિદૈવ અને અધ્યાત્મરૂપ અથવા તો દૃશ્ય, દ્રષ્ટા તથા દર્શનરૂપ ભ્રમ તુરત શાંત પડે છે.

ઇતિ યોગપ્રકરણમાં અધ્યાય ૧૧ મો સંપૂર્ણ.

---

## અધ્યાય ૧૨ મો.



### સૂક્ષ્મ સ્વરૂપની ધારણા. ( ૨-૨ ).

**श्रीशुक उवाच:—**

**एवं स्वचित्ते स्वत एव सिद्ध आत्मा प्रियोऽर्थो भगवाननंतः ।**
**तं निर्वृतोऽनियतार्थो भजेत संसारहेतूपरमश्च यत्र ॥ ६ ॥**

શ્રીશુકદેવજી કહે છેઃ—વિરક્ત એવા સ્વસ્વરૂપનો નિશ્ચય કરીને આત્માના અનુભવથી થયેલા આનંદવડે નિવૃત્તિને પામેલા પુરુષે પોતાના હૃદયમાં પ્રકાશમાન્ આત્મારૂપ હોવાથી પ્રિય લાગતા, સત્યસ્વરૂપ, ભજન કરવા યોગ્ય ગુણવાળા તથા નિત્ય એવા પરમાત્માને ભજવા. અર્થાત્ તેમની મનમાં ધારણા કરવી, કે જે ધારણાથી, સંસારના જન્મમરણને આપનારી અવિદ્યા–માયા–નાશ પામે છે. આવી શ્રીહરિની ધારણાનો અનાદર કરીને. વિષયની ચિંતાથી વૈતરણી નામની નદીમાં પડેલા અને ત્યાં પોતાનાં કર્મથી ત્રણ પ્રકારના તાપને સહન કરતાં મનુષ્યોને જોવા છતાં પણ કર્મજડ પુરુષો વિના બીજો કયો શ્રીહરિની ધારણાનો અનાદર કરીને મિથ્યા વિષયોની ચિંતા કરે વારુ? કેટલાએક પોતાના શરીરમાં પ્રાદેશ[1] જેટલા પહોળા હૃદયમાં પ્રાદેશ જેટલા આકારથી રહેલા ચાર ભુજાવાળા અને તેમાં કમળ, ચક્ર, શંખ અને ગદાને ધારણ કરનારા, મહાપુરુષ ભગવાનને ધારણાથી ભજે છે. મનમાં ભગવાનની ધારણા કરનારા પુરુષે, પ્રસન્ન વદનવાળા, કમળના જેવાં વિશાળ નેત્રવાળા, કદંબના પીળાતંતુના જેવાં પીળાં વસ્ત્રને

૧ અંગુઠા અને તર્જની વચ્ચેનો જે અંતર તેને પ્રાદેશમાત્ર એ પ્રમાણે કહેવામાં આવે છે.

ધારણ કરનારા, શોભાયમાન્ મોટાં રત્નથી જડેલાં કાનમાં પહેરેલાં કુંડલોથી શોભાયમાન્, યોગીશ્વરોએ પ્રફુલ્લિત હૃદયકમળની કલિકારૂપી મંદિરમાં જેમનાં ચરણકમળને સ્થાપન કરેલાં છે એવા, લક્ષ્મીના ચિહ્નવાળા, કંઠમાં કૌસ્તુભમણિને ધારણ કરનારા તથા નિત્ય પ્રફુલ્લિત શોભાવાળી વનમાળાવડે શોભાયમાન, ઉંચી કિંમતના કંદોરાથી, વિંટીથી, નુપૂરથી તથા કડાં વિગેરે આભરણોથી શણગારેલા, તેલ લગાડવાથી કોમળ અને નિર્મલ કાળા રંગના કેશથી મનોહર દેખાતા અને મલપતા એવા હાસ્યવાળા મુખવડે મનોહર દેખાતા, ઉદારતા અને લીલા સાથે હસીને દૃષ્ટિ કરવાથી તથા ભ્રુકુટિના વિકારોથી ભક્તોના ઉપર ઘણા અનુગ્રહો સૂચવતા તથા વિચાર કરવાથી મનમાં પ્રગટ થતા એવા સમર્થ ભગવાન્નાં ચરણથી લઇને, હાસ્યસૂધી પ્રત્યેક અંગનું, પ્રયત્ન વિના, ભગવાન્નાં અંગો મનમાં સ્ફૂરે તેમ, બુદ્ધિથી ધ્યાન કરવું. આ પ્રમાણે જે જે અંગો મનમાં દૃઢ થતાં જાય, તે તે અંગને છોડી દઇને, બીજાં જંઘા વિગેરે અંગોનું ધ્યાન કરવું. તેમ કરવાથી બુદ્ધિ શુદ્ધ થઇ નિશ્ચલ થાય છે. આપ્રમાણે જ્યાં સૂધી બ્રહ્માદિક દેવતાઓ જેનાથી ઉતરતા છે એવા, વિશ્વના ઇશ્વર, ચૈતન્યઘન ભગવાન્ વિષે પ્રેમલક્ષણા ભક્તિ થાય નહીં, ત્યાં સુધી પુરુષે નિત્ય, પોતાનું નિત્યકર્મ[1] કર્યા પછી નિયમમાં તત્પર થઇને ભગવાનના સ્વરૂપનું ધ્યાન કરવું.

ઇતિ યોગપ્રકરણમાં અધ્યાય ૧૨ મો સંપૂર્ણ.

---

૧ સિદ્ધાવસ્થાએ પહોંચવા પછી સ્નાનસંધ્યાદિક કર્મો કરવાની જરુર નથી, પરંતુ ત્યાં સુધી નિત્યનૈમિત્તિક કર્મો નિરભિમાનપણે અવસ્ય કરવાં જોઇએ. નાથનો અભિપ્રાય.

# અધ્યાય ૧૩ મો.

## ધ્યાન. ( ૩-૨૮ )

श्रीभगवानुवाच:—

प्रसन्नवदनांभोजं पद्मगर्भारुणेक्षणम् ।
नीलोत्पलदलश्यामं शंखचक्रगदाधरम् ॥ १३ ॥

શ્રી ભગવાન્ કહે છેઃ—જેમનું મુખારવિંદ પ્રસન્ન છે, જેમનું શરીર કાળા કમળના પત્ર જેવું શ્યામ છે, જે પોતાની ચાર ભુજામાં શંખ, ચક્ર, ગદા અને પદ્મ ધારણ કરે છે, જેમણે શોભાયમાન્ કમલનાં કેસરાં જેવાં પીળાં રેશમી વસ્ત્ર ધારણ કર્યાં છે, જેમના વક્ષઃસ્થળમાં શ્રીવત્સનું ચિહ્‌ન છે, જેમણે કંઠમાં શોભાયમાન્ કૌસ્તુભમણિ ધારણ કર્યો છે, જે મદમત્ત ભમરાઓથી ગુંજારવ કરતી વનમાળા વડે ઢંકાયલા છે, જેમણે મોંઘા મૂલનાં હાર, કડાં, મુકુટ, બાજુબંધ તથા ઝાંઝર પહેરેલાં છે, કંદોરાની શેરોથી જેમનો નિતંબભાગ શોભી રહેલો છે, જે હૃદયમાં રહેલા કમલાસનમાં બિરાજે છે, જે અત્યંત દેખાવડા તથા શાંત છે, જે મનને તથા નેત્રને આનંદ આપે છે, જે ભક્તોને નિત્ય મનોહર દર્શન આપે છે તથા સર્વ લોકો જેમને નિત્ય નમસ્કાર કરે છે, જે કિશોરાવસ્થામાં રહેલા છે, જે સેવકો ઉપર અનુગ્રહ કરવા માટે આતુર રહે છે, જેમનો યશ કીર્તન કરવા યોગ્ય તથા પવિત્ર છે, જે બલિ વિગેરે પવિત્ર કીર્તિવાળા પુરુષોની કીર્તિને વધારે છે તથા જેમની લીલા જોવા યોગ્ય છે, એવા અંતર્યામી ભગવાનનાં ઉભા રહેતાં, ચાલતાં, બેઠેલાં, સુતેલાં અથવા તો બુદ્ધિમાં વાસ કરનારાં સર્વ સ્વરૂપનું શુદ્ધ ભાવવાળા મનવડે જ્યાં સુધી તેમાંથી તે ડગે નહીં, ત્યાં સુધી ધ્યાન

કરવું. ભગવાનનાં સર્વ અવયવોમાં લાગી રહેલું મન, ' તે ભગવાનના રૂપમાં દઢતર લાગી રહેલું છે, ' આમ જાણ્યા પછી મુનિએ ભગવાનના એક એક અંગમાં મનને જોડવું અને તે તે અંગને સિદ્ધ કરતાં જવું. પરંતુ ધ્યાતાએ ધ્યાન કરતી વેળા પ્રથમ ભગવાનનાં ચરણારવિંદનું ધ્યાન કરવું, કે જે ચરણારવિંદ વજ્ર, અંકુશ, ધ્વજા તથા કમળના ચિહ્નથી લાંછિત છે અને જે ઉંચા તથા રાતા રંગના શોભતા નખમંડળની પ્રભાથી મહાત્મા જનના હૃદયના અંધારાનો નાશ કરે છે. વળી જેમનાં ચરણ ધોવાથી નિકળેલાં તીર્થરૂપ ગંગાજળને માથા ઉપર ધારણ કરીને શિવ પણ અત્યંત પવિત્ર થાય છે અને જે ધ્યાન કરનારા ભક્તજનોના મનમાં રહેલા પાપરૂપી પર્વત ઉપર મારેલા વજ્રતુલ્ય છે, આવા ભગવાનનાં ચરણારવિંદનું ઘણીવાર સુધી ધ્યાન કરવું. ત્યાર પછી કમળના જેવાં નેત્રવાળાં, દેવતાઓ વડે નમાતાં અને સર્વને ઉત્પન્ન કરનારાં બ્રહ્માનાં માતા લક્ષ્મીજીએ પોતાના સાથળ ઉપર ધારણ કરીને કરપલ્લવની પ્રભાથી યુક્ત અજન્મા ભગવાનના બે ગોઠણનું હૃદયમાં ધ્યાન કરવું. તે પછી ઘુંટી સુધી લટકતા પીતાંબરથી ઢંકાયલા કંદોરાની શેરો સાથે અડકીને રહેલા ભગવાનના નિતંબપ્રદેશનું ધ્યાન કરવું. તે પછી અનેક લોકના સ્થાનરૂપ ઉપર ઉપર રહેલા ભગવાનની નાભિરૂપી ધરોનું ધ્યાન કરવું, કે જે ધરોમાં પૂર્વે સ્વયંભૂ બ્રહ્માના સ્થાનરૂપ સર્વલોકાત્મક કમળ ઉત્પન્ન થયું હતું. ત્યારપછી સ્વચ્છ હારની કાંતિથી ગૌર દેખાતાં, ઉત્તમ નીલવર્ણના જેવાં ભગવાનનાં બે સ્તનોનું ધ્યાન કરવું. તે પછી મહાલક્ષ્મીના નિવાસસ્થાનરૂપ અને પુરુષોનાં મનને તથા નેત્રને પરમ સુખ આપનાર એવા ભગવાનના વક્ષઃસ્થળનું ધ્યાન કરવું. તે પછી સર્વ લોકોએ નમાતા ભગવાનના કંઠનું હૃદયમાં ધ્યાન કરવું, કે જે કંઠ શોભા માટે ધારણ કરેલા કૌસ્તુભમણિને પણ અધિક

શોભા આપે છે. તે પછી સમુદ્રમથન વેળા મંદરાચળ પર્વતના ફરવાથી જેમાં પહેરેલાં કડાંઓ ઘસાઇને ઉજ્જવલ થયેલાં છે તથા જેમાં લોકપાલો રહે છે, એવા ભગવાન્‌ના બે બાહુઓનું ધ્યાન કરવું. તે પછી અસહ્ય તેજવાળા તથા હજાર આરાવાળા ચક્રનું તથા ભગવાન્‌ના હસ્તકમળમાં રાજહંસની પેઠે શોભતા શંખનું ધ્યાન કરવું. ત્યારપછી શત્રુઓના શરીરમાંથી ઝરતા લોહીના ગારાથી ખરડાયલી ભગવાન્‌ની વહાલી કૌમોદકી ગદાનું હૃદયમાં ધ્યાન કરવું. તે પછી ભ્રમરોના મંડળોના ગુંજારવોથી ગણુગણી ઉઠેલી ભગવાન્‌ની માયાનું સ્મરણ કરવું. તે પછી ભગવાન્‌ના કંઠમાં રહેલા જીવના શુદ્ધ તત્ત્વરૂપ [1] કૌસ્તુભમણિનું ધ્યાન કરવું. તેનું ધ્યાન કર્યા પછી ભક્તોના ઉપર દયાબુદ્ધિથી સાકારરૂપ ધારણ કરનારું ભગવાન્‌નું મુખારવિંદ, કે જેમાં ચળકતાં મકરાકાર કુંડલોના ચાલવાથી કપોલનો ભાગ ઉજ્જવલ દેખાય છે તથા જેની સુંદર નાસિકા છે અને મનોહર ભ્રુકુટિ છે તેવા મનોહર તથા પ્રકટ એવા ભગવાન્‌ના મુખારવિંદનું સાવધ થઇને મનમાં ધ્યાન કરવું. એ મુખારવિંદ શોભાયમાન્ છે, પોતાની શોભાથી ભમરાઓવડે સેવાય છે, વાંકડીઆ કેશના જથાઓથી વિંટાયલું છે અને મનોહર નેત્રવાળું છે, તેથી પોતાની શોભાવડે ભમરાઓએ સેવાતાં અને બે માછલાંઓથી વસાયલા લક્ષ્મીના નિવાસરૂપ કમળનો પણ તિરસ્કાર કરે છે. તે પછી અધિક કૃપાવાળા, મહાભયંકર

---

१ आत्मानमस्य जगतो निर्लेपमगुणामलम् ।
बिभर्ति कौस्तुभमणिं स्वरूपं भगवान् हरिः ॥

અર્થ:—ભગવાને પોતાના કંઠમાં ધારણ કરેલો કૌસ્તુભમણિ એ આ જગત્‌ના આત્મારૂપ છે. તેના ઉપર કોઇપણ જાતનો લેપ, ગુણ કે મલીનતા નથી. વૈષ્ણવતંત્ર.

એવા ત્રણ તાપનો નાશ કરવા માટે કૃપાયુક્ત નેત્રથી મંદહાસ્યવાળા તથા મોટા પ્રસાદવાળા કટાક્ષનું મનમાં મહા ભાવનાથી ધ્યાન કરવું. તે પછી પ્રણામ કરનારા સર્વ લોકોના તીવ્ર શોકાશ્રુ સાગરનું શોષણ કરનારાં, શ્રીહરિના મહા ઉદાર હાસ્યનું ધ્યાન કરવું. તે પછી મુનિઓને મોહિત કરવા માટે પોતાની માયાવડે ચઢાવેલા ભગવાનના ભ્રુકુટિમંડળનું ધ્યાન કરવું. તે પછી પોતાના હૃદયાકાશમાં જણાયેલા વિષ્ણુ ભગવાનનું પ્રયત્ન વિના પણ ધ્યાનમાં આવતું સ્ફુટ હાસ્ય કે જે હાસ્યને લીધે નીચેના ઓષ્ઠની ઘણી કાંતિ પડવાથી મોગરાની કલીઓના જેવા દેખાતા નાના દાંતોની પંક્તિ રાતી હોય તેવી દેખાય છે, તેનું ધ્યાન કરવું; તથા પ્રેમરસથી ભીની થયેલી ભક્તિ વડે તેમાંજ ચિત્તને પરોવીને તેના વિના બીજા કોઇ પણ પદાર્થને જોવાની ઇચ્છા કરવી નહીં. આ પ્રમાણે સબીજ યોગથી–ભગવાનના આલંબન યોગથી–ભગવાન્ શ્રીહરિવિષે પ્રેમ થાય છે અને તેથી તેમના ઉપર ભક્તિ થાય છે; તેને લીધે હૃદય પીગળી જાય છે, હર્ષથી રુંવાડા ઉભાં થાય છે, ઉત્કંઠાથી આંખમાં અશ્રુઓનાં ટીપાંઓ આવી જવાથી વારંવાર પીડા થાય છે અને ત્યારે ભગવાનને ગ્રહણ કરવામાં માછલાંને પકડવાના આંકડાના જેવું ચિત્ત ધીરે ધીરે ભગવાનના ધ્યાનમાંથી છુટું પડે છે, અને પરમાનંદમાં મગ્ન થવા માંડે છે. આ પ્રમાણે જ્યારે મન ભગવાનનું ધ્યાન કરવામાં શિથિલ પ્રયત્ન કરે છે, ત્યારે તેને કોઇનો આશ્રય રહેતો નથી, કારણ કે ચિત્ત ધ્યેયના સંબંધ વિના કેવળ ધ્યાતા થઇ શકતું નથી. આ પ્રમાણે પરમાનંદનો અનુભવ થવાથી ચિત્ત બીજા વિષયમાંથી વિરક્ત થાય છે, અને જેમ દીવાની શિખા તેલ તથા વાટ વિનાની હોવાથી ઠરી જાય છે, તેમ એ યોગીનું ચિત્ત પણ એકાએક પરબ્રહ્મમાં લય પામે છે. આથી

યોગાભ્યાસી પુરુષ તે અવસ્થામાં દેહાદિકથી ઉપાધિરહિત થઇને ધ્યાતા ધ્યેયના વિભાગરહિત અખંડ એવા પોતાના એક આત્માને સર્વમાં વ્યાપક જુવે છે. આથી ભગવદ્ભક્ત યોગી યોગાભ્યાસથી સંપાદન કરેલી, અવિદ્યારહિત અને પાછી ઉત્પન્ન થાય નહીં તેવી મનની છેલ્લી નિવૃત્તિથી પુરુષાર્થ તથા સાંસારિક સુખદુઃખ-રહિત એવા પોતાના પરમાનંદમાં સ્થિતિ કરે છે; અને પૂર્વે સુખદુઃખના હેતુભૂત જે ભોક્તાપણાને પોતાને વિષે જોતો હતો તેને હવે પછી પ્રકૃતિનાં કાર્યરૂપ જાણવાથી અવિદ્યાજન્ય અહંકારરૂપ ઠરાવે છે, અર્થાત્ અહંકારમાં ભોક્તાપણું રહેલું છે, એમ માને છે, કારણ કે તે આત્મતત્ત્વને પ્રત્યક્ષ કરે છે. મદિરાના મદથી આંધળો થયેલો પુરુષ કેડ ઉપર પહેરેલું વસ્ત્ર ખસી ગયું છે, કે નથી ખસી ગયું તે જેમ જાણતો નથી, તેમ ઉપર કહેલા લક્ષણવાળો સિદ્ધ યોગી પણ પ્રારબ્ધ કર્મને લીધે આસન ઉપરથી પોતાનો દેહ ઉઠે છે, ઉઠીને બીજે ઠેકાણે જાય છે અને ત્યાંથી ફરીને પાછો સ્થાન ઉપર આવે છે, તો પણ તે બધાંને જાણતો નથી, ત્યારે સુખદુઃખની તો વાર્તાજ શી કરવી? કારણ કે તે પોતાનાં સત્ય સ્વરૂપને પ્રાપ્ત થયો છે.

ઇતિ યોગપ્રકરણમાં અધ્યાય ૧૩ મો સંપૂર્ણ.

## અધ્યાય ૧૪ મો.

### શબ્દબ્રહ્મનું સ્વરૂપ. ( ૧૧-૨૧ ).

श्रीभगवानुवाच:—

शब्दब्रह्म सुदुर्बोधं प्राणेंद्रियमनोमयम् ।
अनंतपारं गंभीरं दुर्विगाह्यं समुद्रवत् ॥ ३६ ॥

શ્રી ભગવાન્ કહે છેઃ—હે ઉદ્ધવ ! વેદમાં પરોક્ષવાદ કહ્યો છે તે મારા વિના બીજો કોઇ વેદને અથવા તો તેના અર્થને યથાર્થ રીતે જાણતો નથી. શબ્દબ્રહ્મનું સ્વરૂપ જાણવું અથવા તો તેનો સંપૂર્ણ અર્થ સમજવો, આ બહુજ કઠિન કામ છે. પરા, પશ્યંતી અને મધ્યમા એ શબ્દબ્રહ્મનું સૂક્ષ્મ સ્વરૂપ છે અને તે દેશથી તેમ કાળથી અપરિચ્છિન્ન છે, માટે તે જાણવું ઘણું કઠિન છે, કારણ કે તે ઘણુંજ ગંભીર અને સમુદ્રની પેઠે છેડા વિનાનું તથા અંદર જઇ શકાય નહીં તેવું છે. હવે વિદ્વાનોથીજ માત્ર જાણવામાં આવે તેવું શબ્દબ્રહ્મનું સૂક્ષ્મ તત્ત્વ સ્વરૂપ હું દર્શાવું છું. હું અંતર્યામી છું, અંતર્યામી છતાં પણ વ્યાપક છું, વ્યાપક છતાં પણ નિર્વિકારી છું, અને નિર્વિકારી છતાં પણ અનંત શક્તિવાળો નિયંતા છું. આવા મારા સ્વરૂપવડે શબ્દબ્રહ્મ અધિષ્ઠિત છે. કમળના નાળની અંદર દૃષ્ટિ કરતાં જેમ અંદરના તાંતણાઓ જોવામાં આવે છે, તેમ સર્વ પ્રાણીઓમાં શબ્દબ્રહ્મ નાદરૂપે જોવામાં આવે છે. તે સૂક્ષ્મ સ્વરૂપમાંથી વૈખરી નામનું સ્થૂલ સ્વરૂપ નીચે પ્રમાણે ઉત્પન્ન થયું છે.

કરોળીઓ જેમ પોતાના હૃદયમાંથી મુખવાટે લાળના તંતુઓને બહાર કાઢે છે, તેમ પ્રાણરૂપ ઉપાધિવાળા હિરણ્યગર્ભ ભગવાન

જે વેદમૂર્તિ છે અને સ્વરૂપવડે અમૃતમય છે, તે સૂક્ષ્મ નાદરૂપ ઉપાદાન કારણને લીધે અક્ષરોનો સંકલ્પ કરનારા મનરૂપ નિમિત્ત કારણથી પોતાના હૃદયમાંથી મુખદ્વારા વૈખરી વાણીને બહાર પ્રગટ કરે છે. હૃદયમાં રહેલા સૂક્ષ્મ ૐકારમાંથી છાતી તથા કંઠના સંગથી સ્પષ્ટ જાણવામાં આવતા સ્પર્શ ( ક થી મ સુધીના અક્ષરો ), સ્વર (અકારાદિક), ઉષ્મા (શ, ષ, સ, હ), તથા અંતઃસ્થ, ( ય, ર, લ, વ ), એઓથી શણગારેલી, વિચિત્ર પ્રકારની લૌકિક અને વૈદિક ભાષાઓથી વિસ્તારવાળી, ઉત્તરોત્તર ચાર ચાર અક્ષરોથી વધતા જતા છંદોવડે ભરપૂર, તેમ અનંત અને પાર વિનાની એવી વૈખરીવાણીને હિરણ્યગર્ભ સર્જે છે અને હિરણ્યગર્ભ પોતેજ પાછા કરોળીઆની પેઠે તેને સંકેલી લે છે.

ગાયત્રી, ઉષ્ણિક્, અનુષ્ટુપ્, બૃહતી, પંક્તિ, ત્રિષ્ટુપ્, જગતી, અતિજગતી, શક્વરી, અતિશક્વરી, અષ્ટિ, અત્યષ્ટિ, વિરાટ્, અતિવિરાટ્, આ પ્રમાણે પ્રત્યેક છંદ ઉત્તરોત્તર ચાર ચાર અક્ષરથી વધે છે. જેમ ચોવિશ અક્ષરનો ગાયત્રી છંદ છે, તેમ અઠ્યાવિશ અક્ષરનો ઉષ્ણિક્ છંદ છે. આ સર્વનું સ્વરૂપ વૈખરીવાણીથી સ્પષ્ટ થાય છે. શબ્દબ્રહ્મનું સ્વરૂપ જેમ સ્વરૂપથી જાણવામાં આવતું નથી, તેમ તેનો અર્થ પણ જાણવામાં આવતો નથી, માટે વૈખરીવાણી રૂપ વેદ, કર્મકાંડમાં વિધિવાકયોથી શું વિધાન કરે છે, ઉપાસના કાંડમાં મંત્રોથી કોને દર્શાવે છે, અને જ્ઞાનકાંડમાં કઇ વસ્તુનો અનુવાદ કરીને નિષેધ કરે છે? એ વેદના તાત્પર્યને જગત્માં મારા વિના બીજો કોઇપણ પુરુષ જાણતો નથી. માટે હવે હું તમને વેદનું તાત્પર્ય કહું છું. વેદો યજ્ઞનું સ્વરૂપ દર્શાવીને મારું વિધાન કરે છે, વેદો દેવતાઓનું રૂપ દર્શાવીને મારા સ્વરૂપને વર્ણવે છે તથા અનુવાદ કરીને મારાજ વિવર્તરૂપ આકાશાદિક પ્રપંચનો નિષેધ કરે છે. સર્વ વેદનો આટલોજ અર્થ છે કે,

'પરમેશ્વર પરમાર્થરૂપ છે અને જે ભેદ છે તે માયામાત્ર છે.' આ પ્રમાણે મારા સ્વરૂપનો અનુવાદ કરીને તે માયિક વસ્તુનો પણ નિષેધ કરી, પોતાના વ્યાપારને બંધ કરે છે. જેમ અંકુરમાં જે રસ હોય છે તે રસ શાખા, પ્રશાખા વિગેરેમાં પણ હોય છે, તેમ હૃદયમાં રહેલા ૐકારનો જે અર્થ છે, તેજ સર્વ વેદનો અર્થ છે એમ જાણવું.

ઇતિ યોગપ્રકરણમાં અધ્યાય ૧૪ મો સંપૂર્ણ.

---

## અધ્યાય ૧૫ મો.

### નાદબ્રહ્મની ઉપાસના. (૧૨-૬).

सूत उवाचः—

**समाहितात्मनो ब्रह्मन्ब्रह्मणः परमेष्ठिनः ।**
**हृद्याकाशादभून्नादो वृत्तिरोधाद्विभाव्यते ॥ ३७ ॥**

સૂત કહે છેઃ—હે શૌનક ! સમાધિ ચઢાવીને ભગવાનના ધ્યાનમાં બેઠેલા પરમેષ્ઠી બ્રહ્માના હૃદયાકાશમાંથી પ્રથમ નાદ ઉત્પન્ન થયો, જે નાદ કાનમાં આંગળી ઘાલીને તેની બહારની વૃત્તિને બંધ કરવામાં આવે છે ત્યારે આપણા અનુભવમાં આવે છે. વળી હે શૌનક ! યોગી લોકો જે નાદબ્રહ્મની ઉપાસનાથી[1]

---

[1] एतद्वै सत्यकामं परं चापरं च ब्रह्म यदोंकार-
स्तस्माद्विद्वानेतेनैवायतनेनैतरमन्वेति ॥

અર્થઃ—ઇશ્વરરૂપ જે ૐકાર તેની ઉપાસના નિષ્કામ અગર સકામ બુદ્ધિથી કરવાથી પરબ્રહ્મનો અનુભવ થાય છે, પણ જે તેની નિષ્કામ ઉપાસના

પોતાના અધિભૂત, અધ્યાત્મ અને અધિદૈવ નામના મળનો નાશ કરીને મોક્ષ પામે છે, તે નાદમાંથી અ, ઉ અને મ્ એમ ત્રણ માત્રાવાળો ૐકાર ઉત્પન્ન થાય છે, કે જે ૐકારની ઉત્પત્તિ સ્પષ્ટ જાણવામાં આવતી નથી, જે સ્વતઃ હૃદયમાં પ્રકાશ પામે છે અને જે પરમાત્મા એવા પરબ્રહ્મને જણાવનારી તેની મૂર્તિ છે. તે પરમાત્મા તે કોને જાણવા? આમ તમે પૂછતા હો તો હું કહું છું, તે સાંભળો. જે અસ્પષ્ટ ૐકારનું તમે શ્રવણ કરો છે, તે પરમાત્મા છે. તમે કદાચ કહેશો કે તેને તો જીવ સાંભળે છે, પરંતુ તેમ નથી. કાનને બંધ કર્યા પછી કર્ણેન્દ્રિયમાંથી શ્રવણ કરવાની વૃત્તિ નાશ પામે છે તે વખતે પણ પરમાત્મા ૐકારનું શ્રવણ કરે છે, પરંતુ તે વખતે જીવ કે જેનું જ્ઞાન ઇન્દ્રિયાધીન છે, તે શ્રવણ કરી શકતો નથી. તેને તેનું શ્રવણ પરમાત્મા દ્વારા થાય છે, પરંતુ ઇશ્વર તેવા નથી, કારણ કે તે ઇંદ્રિયોના સમુદાયનો લય થયા છતાં પણ જ્ઞાનવાન્ છે; કેમ કે નિદ્રાધીન મનુષ્ય શબ્દને સાંભળીને જાગ્રત થાય છે, તે વખતે તે શબ્દ, ઇન્દ્રિયો લીન થવાથી જીવ સાંભળી શકતો નથી, પરંતુ તે વેળા જે શબ્દ સાંભળીને મનુષ્યને જાગ્રત કરે છે, તેજ પરમાત્મા છે, અને ૐકાર તેજ પરમાત્માનો વાચક છે. હૃદયાકાશમાંથી ઉત્પન્ન થયેલા જે ૐકારથી વૈખરી વાણી ઉત્પન્ન થાય છે, તે ૐકાર પોતાના આશ્રયરૂપ, સાક્ષાત્ પરમાત્મા, તેમ પરબ્રહ્મનો વાચક છે અને તે ૐકાર સર્વ મંત્રોનું સૂક્ષ્મરૂપ છે, કારણ કે તે વિકાર વિનાના વેદોનું એક સનાતન બીજ છે.

---

કરે છે તેને જ્ઞાનયોગથી અહીંજ મોક્ષપ્રાપ્તિ થાય છે, અને જે સકામ ઉપાસના કરે છે તેને બ્રહ્માના કલ્પ સુધી બ્રહ્મા સાથે રહેવું પડે છે અને ત્યાર બાદ કલ્પ પૂરો થતાં મોક્ષપ્રાપ્તિ થાય છે.

અથર્વવેદ—પ્રશ્નોપનિષદ્.

હે શૌનક ! તે ૐકારના અ, ઉ અને મ્ એવા ત્રણ અક્ષરો છે. આ ત્રણ વર્ણોએ અનુક્રમે સત્વ, રજ, તમ, આ ત્રણ ગુણો; ઋગ્વેદ, યજુર્વેદ અને સામવેદ, આ ત્રણ નામ; ભૂર્લોક, ભુવર્લોક અને સ્વર્ગલોક, આ ત્રણ અર્થ તથા જાગ્રત, સ્વપ્ન અને સુષુપ્તિ આ ત્રણ વૃત્તિ ધારણ કરી છે. હે શૌનક ! તે પછી ભગવાન્ બ્રહ્મદેવે અ, ઉ અને મ્ આ ત્રણ વર્ણોમાંથી 'ય, ર, લ, વ,' આ અંતસ્થ, 'શ, ષ, સ, હ,' આ ઉષ્મા, અ થી લઇને ઔ સુધીના સ્વર, ક થી માંડીને મ સુધીના સ્પર્શ અને હ્રસ્વ તથા દીર્ઘ વિગેરે અક્ષરસમુદાય ઉત્પન્ન કર્યો. તે પછી બ્રહ્માએ અધ્વર્યુ વિગેરે ચાર ઋત્વિજોએ કરવા યોગ્ય કર્મોનો ઉપદેશ કરવાની ઇચ્છાથી પોતાનાં ચાર મુખોવડે ઉપર રહેલા અક્ષરશાસ્ત્રમાંથી ભૂર્ભુવઃ સ્વઃ એ ત્રણ વ્યાહૃતિઓ અને ૐકાર સાથે ચાર વેદો ઉત્પન્ન કર્યા, અને તે ચારે વેદો પોતાના વેદાધ્યયનમાં કુશળ એવા મરીચિમિશ્ર વિગેરે પુત્રોને ભણાવ્યા. પછી તે ધર્મોપદેષ્ટા ઋષિઓએ તે વેદો પોતાના પુત્રોને ભણાવ્યા અને પછી તે વેદો નિયમ પાળનારા તેમના શિષ્યોની પરંપરાથી ચારે યુગોમાં ફેલાવો પામ્યા, અને દ્વાપરયુગને અંતે મહર્ષિએ તે વેદના વિભાગ કર્યા. હૃદયમાં વસનારી શ્રીહરિની પ્રેરણા ઉપરથી તે બ્રહ્મર્ષિ વેદવ્યાસે કાળના યોગથી દિવસે દિવસે સર્વ મનુષ્યોને ક્ષીણ આયુષ્યવાળાં, બળહીન અને બુદ્ધિહીન થતાં જોઇને વેદના વિભાગ કર્યા. હે મહાભાગ્યશાળી શૌનક ! આ વૈવસ્વત નામના મન્વંતરમાં બ્રહ્મા, શંકર વિગેરે લોકપાલોએ ધર્મની રક્ષા કરવા માટે, લોકનું રક્ષણ કરનારા ભગવાનની પ્રાર્થના કરી, તે ઉપરથી સમર્થ એવા શ્રીભગવાન્ પોતાની માયાના અંશવડે પરાશરથી સત્યવતીને વિષે અવતર્યા અને તેમણે એક વેદના ચાર ભાગ કર્યા. જેમ મણિઓના ઢગલાઓમાંથી માણિક્યાદિક મણિઓને જૂદાં જૂદાં કાઢી, તેના વિભાગ પાડવામાં આવે, તેમ મંત્રોના સમુદાયરૂપ એક વેદમાંથી ઋગ્,

યજુષ્, સામ અને અથર્વણ નામના મંત્રોના સમુદાયોને તે તે પ્રકરણ પ્રમાણે જૂદા જૂદા કાઢીને ઋગ્વેદ, યજુર્વેદ, સામવેદ અને અથર્વવેદ એવી ચાર સંહિતા તેમણે કરી. હે શૌનક! તે પછી મહાબુદ્ધિવાળા અને વ્યાપક એવા વ્યાસે ચાર શિષ્યોને બોલાવીને તે સંહિતાઓમાંથી એક એકને એક એક સંહિતા ભણાવી. પૈલને, બહ્વૃચા’ નામની ઋગ્વેદની સંહિતા ભણાવી, વૈશંપાયનને ‘નિગદ’ નામની યજુર્વેદની સંહિતા ભણાવી, જૈમિનિને સામવેદની ‘છંદોગ’ નામની સંહિતા ભણાવી, અને સુમંતુ નામના પોતાના શિષ્યને ‘અથર્વાંગિરસ’ નામની અથર્વણની સંહિતા ભણાવી.

ઇતિ યોગપ્રકરણમાં અધ્યાય ૧૫ મો સંપૂર્ણ.

---

## અધ્યાય ૧૬ મો.

### પ્રકૃતિ તથા પુરુષના વિવેકથી મોક્ષની રીતિ. (૩-૨૭).

देवहूतिरुवाचः—

पुरुषं प्रकृतिर्ब्रह्मन्न विमुंचति कर्हिचित् ।
अन्योन्यापाश्रयत्वाच्च नित्यत्वादनयोः प्रभो ॥ १७ ॥
यथा गंधस्य भूमेश्च न भावो व्यतिरेकतः ।
अपां रसस्य च यथा तथा बुद्धेः परस्य च ॥ १८ ॥
अकर्तुः कर्मबंधोऽयं पुरुषस्य यदाश्रयः ।
गुणेषु सत्सु प्रकृतेः कैवल्यं तेष्वतः कथम् ॥ १९ ॥
क्वचित्तत्त्वावमर्शेन निवृत्तं भयमुल्बणम् ।
अनिवृत्तनिमित्तत्वात्पुनः प्रत्यवतिष्ठते ॥ २० ॥

દેવહૂતિ કહે છેઃ—હે બ્રહ્મન્ ! હે પ્રભો ! પ્રકૃતિ કોઇ પણ વખતે પુરુષ વિના નાના પ્રકારના દેહ, ઇન્દ્રિયાદિરૂપે પરિણામ પામતી હોય તેમ જોવામાં આવતું નથી, અને પ્રકૃતિ વિના પુરુષનું સ્વરૂપ પણ જોવામાં આવતું નથી. આમ એક બીજાને એક બીજાનો આશ્રય છે તથા તે બન્ને નિત્ય છે, તેથી પ્રકૃતિ કોઇ પણ વખતે પુરુષનો ત્યાગ કરી શકતી નથી. જેમ પૃથ્વી તથા ગંધ, એ બન્ને એક બીજા વિના રહી શકતાં નથી, અથવા તો પાણી અને રસ એ બેમાં જેમ એકના અભાવથી બીજાનો પણ અભાવ થઇ જાય છે, તેમ પુરુષ તથા પ્રકૃતિ પણ જૂદાં રહેતાં નથી, પરંતુ સાથેજ રહે છે; માટે પ્રકૃતિના દેહાદિક ગુણોનો આશ્રય કરવાથી પુરુષ અકર્તા હોવા છતાં પણ તેને કર્મનું બંધન થાય છે, એટલે તે પ્રકૃતિના ગુણો જ્યાં સુધી વિદ્યમાન્ હોય ત્યાં સુધી પુરુષ ગુણોમાંથી કેવી રીતે છુટો થાય ? કોઇ વખતે તત્ત્વોનો વિચાર કરવાથી કોઇ પુરુષને સંસારનો ભયંકર ભય બહુધા કરીને નિવૃત્ત થઇ જાય છે, તો પણ તે ભયના કારણ-ભૂત પ્રકૃતિ દૂર ન થવાથી તે ભય પાછો જેવો ને તેવોજ ઉભો રહે છે. તો આપ મારા તે સંદેહને દૂર કરો.

શ્રીભગવાન્ કપિલદેવ કહે છેઃ—હે માતા ! નિષ્કામ એવો સ્વ-ધર્મ, નિર્મળ અંતઃકરણ, મારી ઘણા દિવસ સુધી કથા સાંભળવી, પરિપુષ્ટ થયેલી મારી તીવ્ર ભક્તિ, સ્વસ્વરૂપને દેખાડનારું યથાર્થ જ્ઞાન, પ્રબળ વૈરાગ્ય, તપોયુક્ત યોગ તથા ચિત્તની તીવ્ર એકાગ્રતા, આ સર્વ સાધનોદ્વારા રાત્રિદિવસ પુરુષની પ્રકૃતિ જ્યારે પરાભવ પામે છે ત્યારે ધીરે ધીરે અગ્નિને ઉત્પન્ન કરનારી અરણીની પેઠે અર્થાત્ અગ્નિ જેમ કાષ્ઠમાંથી ઉત્પન્ન થઇને કાષ્ઠનેજ બાળી નાંખે છે તેમ તે પ્રકૃતિ અદૃશ્ય થઇ જાય છે. આ પ્રમાણે પ્રકૃતિનો તિરોભાવ થયા પછી ફરીને

તે ઉત્પન્ન થતી નથી, અને જેનો ભોગ ભોગવી લીધો છે તથા નિરંતર જેના ઉપર દોષદૃષ્ટિ કરીને જેનો ત્યાગ કરવામાં આવ્યો છે, એવી તે પ્રકૃતિ સ્વતંત્ર અને સ્વસ્વરૂપના આનંદમાં રહેલા પુરુષનું અશુભ કરી શકતી નથી. સ્વપ્ન જેમ નિદ્રાવશ થયેલા મનુષ્યને ઘણા અનર્થો કરે છે, પરંતુ જાગ્રત થયેલા મનુષ્યને તેજ સ્વપ્ન સંસ્કારને લીધે સ્મરણમાં આવતું હોય તો પણ તેને મોહિત કરી શકતું નથી અર્થાત્ તેનો અનર્થ કરી શકતું નથી, તેમ તત્ત્વવેત્તા તથા મારે વિષે મનને જોડનાર આત્મારામ પુરુષને :પણ પ્રકૃતિ કોઇ દિવસ મોહિત કરી શકતી નથી. આ પ્રમાણે મારો ભક્ત જ્યારે ઘણા જન્મના લાંબા કાળ સુધીના આત્મજ્ઞાનમાં તત્પર રહે છે, ત્યારે તેને બ્રહ્મલોક સુધીની સર્વ વસ્તુઓ ઉપર વૈરાગ્ય આવે છે, મારા મોટા પ્રસાદથી તેને આત્માનું જ્ઞાન થાય છે, આત્મજ્ઞાનથી તેના સર્વ સંશયો કપાઇ જાય છે અને તે ધીર યોગી લિંગશરીરનો નાશ થતાં વેંતજ પરિશ્રમ વિના દેહાદિરહિત થઇને મારે વિષે રહેલા ‘ મોક્ષ ’ નામના અનુપમ આનંદને પામે છે, કે જ્યાં આગળ જવાથી યોગીને સંસારમાં પાછાં જન્મમરણ ધારણ કરવાં પડતાં નથી. હે માતા ! આ વખતે યોગથી વૃદ્ધિ પામનારી તથા તે વિના વૃદ્ધિ નહીં પામનારી અણિમાદિક અષ્ટ મહાસિદ્ધિઓ તે યોગસિદ્ધ ભક્તને મોહિત કરવા માટે વિઘ્નો કરે છે, તો પણ જો તેનું ચિત્ત તેમાં આસક્ત થતું નથી તો તેને મારા સ્વરૂપની અવશ્ય પ્રાપ્તિ થાય છે, કે જેની પ્રાપ્તિ થવાથી તેની પાસે મૃત્યુનો ગર્વ પણ ચાલી શકતો નથી.

ઇતિ યોગપ્રકરણમાં અધ્યાય ૧૬ મો સંપૂર્ણ.

# અધ્યાય ૧૭ મો.

---

**આત્માથી સર્વ પદાર્થોની ઉત્પત્તિ તથા લય. (૧૧-૨૪).**

**श्रीभगवानुवाच:—**

**अथ ते संप्रवक्ष्यामि सांख्यं पूर्वैर्विनिश्चितम् ।**
**यद्विज्ञाय पुमान् सद्यो जह्याद्वैकल्पिकं भ्रमम् ॥ १ ॥**

શ્રી ભગવાન્ કહે છે:—હું તમારી આગળ કપિલાદિક પૂર્વાચાર્યોએ નિશ્ચય કરીને કહેલું સાંખ્યશાસ્ત્ર કહીશ, કે જે સાંખ્યશાસ્ત્રને જાણીને પુરુષ તુરત સુખદુ:ખાદિકનો તથા ભ્રાંતિનો ત્યાગ કરે.

પ્રલયવખતે તથા સર્વ કરતાં પહેલા યુગ સત્યયુગમાં, કે જેમાં લોકો બ્રહ્મવિદ્યામાં નિપુણ હતા તે સમયમાં દ્રષ્ટા તથા દૃશ્ય એ સર્વ એકજ હતું, અર્થાત્ બ્રહ્મમાં લીન હતું; કોઇ પણ જાતનો ભેદ ન હતો, અને તે પછીના બીજા સમયમાં લોકો જ્યારે બ્રહ્મવિદ્યામાં કુશળ થાય છે ત્યારે પણ તેઓને ભેદ દેખાતો નથી. જગત્ના આરંભમાં કેવળ ભેદરહિત તથા સત્યસ્વરૂપ એવું વ્યાપક એક બ્રહ્મજ હતું. તે માયાના ફલરૂપ અજ્ઞાનને લીધે દ્રષ્ટા તથા દૃશ્ય એમ બે રૂપે થયું. તે દ્રષ્ટા તથા દૃશ્ય એવા બે પદાર્થોમાં એક જે દૃશ્ય પદાર્થ છે, તે કાર્યકારણરૂપ પ્રકૃતિ છે અને બીજો જે દ્રષ્ટા પદાર્થ છે તે પુરુષ કહેવાય છે. મેં (પરમેશ્વરે) જીવોના અદૃષ્ટને લીધે દૃષ્ટિ કરીને પ્રકૃતિનો ક્ષોભ કર્યો, એટલે તેમાંથી સત્ત્વ, રજ અને તમ આવા ત્રણ ગુણો પ્રકટ થયા. તેઓમાંથી મહત્તત્ત્વ ઉત્પન્ન થયું, તે જ્ઞાનશક્તિ તથા ક્રિયાશક્તિ એમ

બે પ્રકારનુ છે. તે મહત્તત્વ વિકાર પામતાં, તેમાંથી જીવોને ભ્રાંતિ કરનારો અહંકાર ઉત્પન્ન થયો. અહંકારના ત્રણ ભેદ થયા, વૈકારિક, તૈજસ અને તામસ. તેઓમાં વૈકારિક અહંકાર માંથી ઇંદ્રિયોના અગ્યાર દેવતાઓ તથા મન ઉત્પન્ન થયું, તૈજસ અહંકારમાંથી અગ્યાર ઇન્દ્રિયો ઉત્પન્ન થઇ, અને તામસ અહંકારમાંથી શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ આ પાંચ તન્માત્રાઓ ઉત્પન્ન થઇ. એ અહંકાર ચિદાભાસથી વ્યાપ્ત છે, માટે ચિત્ તથા અચિત્ એમ બન્ને રૂપે કહેવાય છે. પાંચ મહાભૂતોનો ' આવરણ કરવું.' એ સ્વભાવ છે, માટે તેઓની ઉત્પત્તિ તામસ અહંકારથી કહેલી છે, ઇન્દ્રિયોનો ' પ્રવૃત્તિ કરવી ' એ સ્વભાવ છે, માટે તેઓની ઉત્પત્તિ રાજસ અહંકારથી કહેલી છે અને દેવોનો તથા મનનો ' પ્રકાશ કરવો ' એ સ્વભાવ છે, માટે તેઓની ઉત્પત્તિ સાત્ત્વિક અહંકારથી કહી છે. આ સર્વ પદાર્થો મારી પ્રેરણાથી એકઠા મળ્યા અને પોતામાં શક્તિનો આવિર્ભાવ થયો કે, તેઓએ મારું અંતર્યામીના ઉત્તમ સ્થાનરૂપ એક ઇંડું ઉત્પન્ન કર્યું. પાણીમાં રહેલા તે ઇંડામાં હું નારાયણનું રૂપ ધારણ કરીને રહ્યો અને મારી નાભિમાંથી સર્વ લોકના કારણરૂપ ' વિશ્વ ' નામનું એક કમળ ઉત્પન્ન થયું, કે જે કમળમાંથી બ્રહ્મા ઉત્પન્ન થયા. રજોગુણી તથા જગત્‌ના કારણરૂપ તે બ્રહ્માએ મારા અનુગ્રહથી તપ કરીને લોકપાલો સાથે ભૂર્લોક ( પૃથ્વી સાથે પાતાળ ), ભુવર્લોક ( અંતરિક્ષ ), સ્વર્ગલોક ( સ્વર્ગ લોકથી તે બ્રહ્મલોક સુધી ), એમ ત્રણ લોકને રચ્યા. તેઓમાં સ્વર્ગ લોક દેવતાઓનું સ્થાન થયું, ભુવર્લોક ભૂતાદિકોનું સ્થાન થયું, ભૂર્લોક મનુષ્ય વિગેરેનું સ્થાન થયું અને જ્ઞાનીઓનું એ ત્રણ લોકની ઉપર પરબ્રહ્મરૂપ સ્થાન થયું. અસુરો તથા નાગોને માટે સમર્થ એવા બ્રહ્માએ પૃથ્વી નીચે પાતાળમાં સ્થાન રચ્યું. આ રીતે ત્રિગુણાત્મક કર્મ કરનારાઓની સર્વ ગતિઓ આ ત્રણ

લોકમાંજ થાય છે, તેથી પણ ઉપરના લોકમાં થતી નથી. યોગ, તપશ્ચર્યા અને સંન્યાસાશ્રમ સેવવાથી મહર્લોક, જનલોક, તપોલોક અને સત્યલોકની નિર્મળ ગતિઓ મળે છે; તથા ભક્તિ કરનારને વૈકુંઠ લોકની ગતિ મળે છે. હું જે કાળસ્વરૂપ તથા કર્મના ફળોનો આપનાર છું, તેની શક્તિથી આ સર્વ જગત્ કર્મોમાં જોડાયલું છે, અને તે સંસારના આ ગુણપ્રવાહ વિષે સત્યલોક સુધી ઉત્તમ ગતિઓને પામે છે, અને પાછું સ્થાવર સુધી નીચ ગતિઓને પામે છે. કહેવાનું એ કે, સર્વ ગતિઓ ચંચળ છે, માત્ર વૈકુંઠલોક એકજ સ્થિર છે. નાનો, મોટો, પાતળો, જાડો, જે જે પદાર્થ ઉત્પન્ન થાય છે, તે તે પદાર્થ પ્રકૃતિથી તથા પુરુષથી વ્યાપ્ત હોય છે. જે પદાર્થ જેના આદિમાં તથા અંતમાં હોય છે, તે પદાર્થજ તેના મધ્યમાં પણ હોય છે. દૃષ્ટાંત તરીકે જેમ ઘડાના આદિમાં એટલે ઘડો બન્યો ન હતો ત્યારે માટી હતી અને અંતમાં એટલે ઘડો ફુટી ગયા પછી પણ માટી રહે છે, અને મધ્યભાગમાં એટલે ઘડાની અવસ્થામાં પણ વસ્તુતઃ તો માટીજ હોય છે; તેમ સુવર્ણના આભૂષણોમાં પણ આદિ અંતમાં સુવર્ણ હોય છે અને મધ્યમાં પણ વસ્તુતઃ સુવર્ણજ હોય છે. આ પ્રમાણે વિકાર એટલે ઘડા, ઘરેણાં વિગેરે જે કંઇ પદાર્થો જોવામાં આવે છે, એ વ્યવહાર માટેજ છે, પરંતુ તેમાં ખરી વસ્તુ તો સોનું, મૃત્તિકા વિગેરે હોય છે; તેમ આ જગત્ પણ એક વિકારરૂપ છે અને તે વ્યવહાર માટેજ છે, પરંતુ વસ્તુતઃ એક બ્રહ્મજ સત્ય છે. "મહત્તત્ત્વાદિક પણ પોતપોતાના કાર્ય પ્રત્યે આદિ અંતરૂપ છે, માટે તે ખરાં હોવાં જોઇએ," આવી શંકા કરવી નહીં, કારણ કે મહત્તત્ત્વાદિક કારણપદાર્થ અહંકારાદિક કાર્યોને ઉત્પન્ન કરે છે અને તે આત્માને લીધે ઉત્પન્ન કરે છે. દૃષ્ટાંતમાં જેમ પિંડો ઘડાને ઉત્પન્ન કરે છે તે માટીને લીધે ઉત્પન્ન કરે છે, પરંતુ માટી વિના કરી શકતો નથી તેમ; માટે આત્માજ સત્ય છે. આ

ઉપરથી તમને શંકા થશે કે, ત્યારે શ્રુતિ એમ કહે છે કે, '**मृत्तिकेत्येव सत्यम्**' મૃત્તિકાજ સાચી છે, પરંતુ આ શંકા નિર્મૂળ છે. ઘડાના આદિ તથા અંત કહેવા માટે માટીને સત્ય કહેવી પડે, પરંતુ માટી કંઇ વસ્તુતઃ સત્ય નથી, તેમ મહત્તત્ત્વાદિકને પણ તેમનાં કાર્યોમાં આદિ અંતમાં સત્ય કહેવાં પડે છે તે માત્ર તેમનાં કારણરૂપે દર્શાવવા માટે કહેવાં પડે છે, પરંતુ તેથી તે કંઇ નિત્ય ઠરતાં નથીઃ માટે શ્રુતિએ જે જે પદાર્થોની સત્યતા કહી છે, તે પરમ કારણ એવા પરબ્રહ્મની સત્યતા કહેવાની ઇચ્છાથી કહી છે. કાર્યના ઉપાદાન કારણરૂપ પ્રકૃતિ, પ્રકૃતિનો અધિષ્ઠાતા પુરુષ તથા ગુણોનો ક્ષોભ કરીને કાર્યોને પ્રગટ કરનારો કાળ, આ ત્રણ મારું પોતાનું સ્વરૂપ છે; તે મારાથી જૂદાં નથી, કારણ કે પ્રકૃતિ એ મારી શક્તિ છે અને પુરુષ તથા કાળ એ મારી અવસ્થાઓ છે. જીવોને નાના પ્રકારના ભોગો આપવા માટે ઉત્પન્ન થયેલી આ મોટી સૃષ્ટિ, સ્થિતિ રહેતાં સુધી પિતા તથા પુત્રરૂપે અવિચ્છિન્ન ચાલ્યા કરે છે; અને તે સ્થિતિ જ્યાં સુધી પરમાત્માની દૃષ્ટિ રહે છે ત્યાં સુધી ટકી રહે છે. જેમાં લોકોની સાથે અનેક વાર સૃષ્ટિ તથા અનેક વાર પ્રલય થાય છે, એવું આ બ્રહ્માંડ મારી મૂર્તિરૂપ કાળના સપાટામાં આવવા માંડે છે, ત્યારે તે લોકોની સાથે વિનાશ-રૂપી વિભાગને પામવા માંડે છે, અર્થાત્ એકઠાં મળેલાં પાંચ ભૂતો જૂદાં જૂદાં થવા માંડે છે, અને તે પછી શરીર અન્નમાં લય પામે છે, અન્ન બીજમાં લય પામે છે, બીજ પૃથ્વીમાં લય પામે છે, પૃથ્વી ગંધમાં લય પામે છે, ગંધ પાણીમાં લય પામે છે, પાણી પોતાના ગુણરૂપ રસમાં લય પામે છે, રસ તેજમાં લય પામે છે, તેજ રૂપમાં લય પામે છે, રૂપ વાયુમાં લય પામે છે, વાયુ સ્પર્શમાં લય પામે છે, સ્પર્શ આકાશમાં લય પામે છે, આકાશ શબ્દમાં લય પામે છે, અને તે શબ્દ તામસ અહંકારમાં લય પામે છે, તેમ ઇંદ્રિયો પોતાને પ્રવર્તાવનારા દેવોમાં લય

પામે છે. હે સૌમ્ય! દેવો પોતાના નિયન્તા વૈકારિક મનવિષે લય પામે છે, શબ્દ અહંકારમાં લય પામે છે, સર્વ જગત્‌ને મોહિત, કરવામાં સમર્થ અહંકાર મહત્તત્ત્વમાં લય પામે છે, જ્ઞાનશક્તિ તથા ક્રિયાશક્તિવાળું મહત્તત્ત્વ પોતાના કારણરૂપ ગુણોમાં લય પામે છે, ગુણો માયામાં લય પામે છે અને માયા કાળને આધીન છે તેથી વૃત્તિરહિત થયેલા કાળમાં લય પામે છે. કાળનો માયાને ચલાવનારા પુરુષમાં લય થાય છે, પુરુષ પોતાની પ્રકૃતિમાં લય પામીને પૂર્ણસ્વરૂપે આત્મામાં રહે છે અને આત્મા ઉપાધિરહિત છે માટે કોઇમાં પણ લય ન થતાં પોતાના સ્વરૂપમાં રહે છે. આ જગત્‌ની સૃષ્ટિવડે તથા પ્રલયવડે આત્માજ અધિષ્ઠાનરૂપે તથા અવધિરૂપે જણાય છે. આકાશમાં સૂર્યોદય થતાં જેમ અંધારું રહે નહીં, તેમ ઉપર કહ્યા પ્રમાણે હૃદયમાં વિચાર કરનારા પુરુષને મનમાં ભેદવાળો ભ્રમ કેમ રહે? રહેજ નહીં. ભૂત અને ભવિષ્યને જાણનારા એવા મેં સંશયરૂપી ગાંઠને તોડી નાખનારો આ સાંખ્ય શાસ્ત્રનો વિચાર અવળી રીતે પ્રલયનું નિરૂપણ કરીને અને સવળી રીતે સૃષ્ટિનું નિરૂપણ કરીને તમને કહી બતાવ્યો.

ઇતિ યોગપ્રકરણમાં અધ્યાય ૧૭ મો સંપૂર્ણ.

---

## અધ્યાય ૧૮ મો.

---

### મહત્તત્ત્વાદિકની તથા તત્ત્વોની ઉત્પત્તિ. (૩–૨૬).

**श्रीभगवान् उवाचः—**

यत्तत्सत्त्वगुणं स्वच्छं शांतं भगवतः पदम् ।
यदाहुर्वासुदेवाख्यं चित्तं तन्महदात्मकम् ॥ २१ ॥

શ્રીભગવાન્ કપિલદેવજી કહે છેઃ—જે સત્ત્વગુણી છે, સ્વચ્છ છે. રાગદ્વેષરહિત છે, ભગવાનની પ્રાપ્તિ કરાવનારું છે તથા જેને વાસુદે

વને નામે કહે છે, એ ચિત્ત મહત્તત્વનું સ્વરૂપ છે. પૃથ્વીની સાથે સંબંધ થતા પહેલાં પાણીનો સ્વભાવ જેમ સ્વચ્છ, મધુર તથા શાંત હોય તેમ બીજા પદાર્થોની સાથે સંબંધ થતા પહેલાં ચિત્તની વૃત્તિઓ પણ સ્વચ્છ, વિકારરહિત તથા શાંત હોય છે. આપ્રમાણે ચિત્તનું લક્ષણ કહેલું છે. ત્યાર પછી ભગવાન્‌ની શક્તિથી ઉત્પન્ન થયેલું મહત્તત્ત્વ વિકાર પામતાં, તેમાંથી ક્રિયાશક્તિવાળો સાત્ત્વિક, રાજસ તથા તામસ, એમ ત્રણ પ્રકારનો અહંકાર ઉત્પન્ન થયો, કે જે અહંકારથી મન, ઇંદ્રિયો, તેના દેવતાઓ તથા પાંચ મહાભૂતો ઉત્પન્ન થયાં છે. પાંચ મહાભૂતો, ઇંદ્રિયો, તેના દેવતાઓ અને મન, આ સર્વ તત્ત્વરૂપ અહંકારને હજાર માથાવાળા સાક્ષાત્ ભગવાન્ સંકર્ષણ કહે છે. ઇન્દ્રિયોના દેવતાઓ, ઇન્દ્રિયો તથા તેના ગોલકો અથવા તો શાંતપણું, ભયંકરપણું અને મૂઢપણું આ અહંકારનું સ્વરૂપ છે. તે પછી સાત્ત્વિક અહંકાર વિકાર પામતાં તેમાંથી મન ઉત્પન્ન થયું, કે જે મનના સંકલ્પ તથા વિકલ્પથી કામનાઓ ઉત્પન્ન થાય છે, અને જે મન સર્વે ઇન્દ્રિયોને સ્વાધીનમાં રાખનારું, શરદ્ ઋતુના કમળ જેવા શ્યામ રંગનું અને યોગીઓએ ધીરે ધીરે આરાધન કરવા યોગ્ય અનિરુદ્ધ નામનું કહેવાય છે. હે માતા! રાજસ અહંકાર વિકાર પામતાં તેમાંથી બુદ્ધિતત્ત્વ ઉત્પન્ન થયું; પદાર્થોનું યથાર્થ જ્ઞાન થવું તથા ઇન્દ્રિયોને સહાયતા કરવી, આ બુદ્ધિનું યથાર્થ સ્વરૂપ છે. સંશય (આ તે થાંભલો હશે કે પુરુષ હશે? આવું જ્ઞાન થવું તે), વિપર્યય (ખોટી સમજણ), નિશ્ચય (આમજ છે, આવું ખરું જ્ઞાન), સ્મૃતિ તથા નિદ્રા, આ સર્વ બુદ્ધિની ભિન્ન ભિન્ન વૃત્તિઓ છે. આ રીતે બુદ્ધિનું લક્ષણ કહેલું છે. રાજસ અહંકારમાંથી ક્રિયાશક્તિવાળો પ્રાણ તથા જ્ઞાનશક્તિવાળી બુદ્ધિ ઉત્પન્ન થાય છે, કારણ કે પ્રાણની ક્રિયાશક્તિ છે તથા બુદ્ધિની વિજ્ઞાનશક્તિ છે. ભગવાન્‌ની શક્તિની પ્રેરણા ઉપ-

રથી તામસ અહંકાર વિકાર પામતાં, તેમાંથી જેની શબ્દતન્માત્રા છે, એવું આકાશ ઉત્પન્ન થયું અને શબ્દને ગ્રહણ કરનારી શ્રોત્ર ઇન્દ્રિય ઉત્પન્ન થઇ. શબ્દ અર્થનો વાચક છે, ભીંત પાછળ રહીને બોલનારા મનુષ્યની ઓળખાણ કરાવનારો છે અને આકાશનું તે સૂક્ષ્મ સ્વરૂપ છે. આ પ્રમાણે વિદ્વાનો શબ્દનું લક્ષણ કહે છે. આકાશ એ સર્વ પ્રાણીઓને અવકાશ આપે છે, બહાર અને અંદર એવા વ્યવહારવાળું છે તથા નાડી આદિકના છિદ્રદ્વારા એ, પ્રાણ, ઇન્દ્રિયો તથા મનને આશ્રય આપે છે. આ રીતે આકાશનું કાર્ય તથા લક્ષણ છે. શબ્દ જેનું સૂક્ષ્મ શરીર છે એવું આકાશ કાળની ગતિવડે વિકાર પામતાં, તેમાંથી સ્પર્શ તન્માત્રા થઇ, તે પછી વાયુ અને ત્વચા ઉત્પન્ન થયાં. આ ત્વચા દ્વારા સારી રીતે સ્પર્શ જ્ઞાન થાય છે. કોમળતા, કઠિનપણું, શીતલતા અને ઉષ્ણતા, આ સ્પર્શનું સ્વરૂપ છે, અને પવનનું સૂક્ષ્મ રૂપ છે. ઝાડ વિગેરેની શાખાઓને હુલાવવી, જૂદા પડેલા પદાર્થોને એકઠા કરવા તથા ગંધવાળા પદાર્થોને નાકપ્રત્યે, શીતળતા આદિક ગુણ-વાળા દ્રવ્યને સ્પર્શપ્રત્યે તથા શબ્દને કાનપ્રત્યે લઇ જવા અને ઇન્દ્રિયોને તેનાં કર્મો કરવા માટે બળ આપવું, આ વાયુનું કર્મ તથા લક્ષણ છે. જીવોનાં અદૃષ્ટને લીધે સ્પર્શ જેનું સૂક્ષ્મ રૂપ છે, એવો વાયુ વિકાર પામતાં તેમાંથી રૂપ ઉત્પન્ન થયું. તે પછી તેમાંથી તેજ ઉત્પન્ન થયું તથા રૂપને ગ્રહણ કરનારી ચક્ષુપ્ ઇન્દ્રિય થઇ. હે સદ્ગુણી માતા ! હવે હું તમને રૂપ જેની તન્માત્રા છે, એવા તેજનું કાર્ય તથા લક્ષણ કહું છું. પદાર્થોને આકાર આપવો, ઘટપટ એમ દ્રવ્યના વિશેષ અર્થને જણાવવો તથા દ્રવ્યની પરિણામરૂપે પ્રતીતિ કરવી, આ સર્વ તેનું અસાધારણ લક્ષણ છે. પદાર્થોનો પ્રકાશ કરવો, તંદુલાદિક અન્નને પક્વ કરી દેવું, ક્ષુધા પિપાસાદ્વારા ભોજન તથા પાન કરવું. ટાઢ દૂર કરવી તથા ભીની વસ્તુને શોષવી, ઇત્યાદિ તેજની

વૃત્તિઓ છે. રૂપ જેનું સૂક્ષ્મ સ્વરૂપ છે, એવું તેજ જીવોનાં અદૃષ્ટોવડે વિકાર પામતાં તેમાંથી રસમાત્રાવાળું જળ ઉત્પન્ન થયું અને રસને ગ્રહણ કરનારી જિહ્વેન્દ્રિય ઉત્પન્ન થઇ. એ રસ પ્રથમ એકજ મધુર હતો, પરંતુ પોતાના સંસર્ગી પદાર્થોના વિકારને લીધે કષાયલો, મધુર, કડવો, તીખો, ખાટો તથા ખારો, આ પ્રમાણે છ પ્રકારનો થયો. ભીંજાવવું, પિંડરૂપે કરવું, તૃપ્તિ કરવી, જીવાડવું, તૃષાથી થયેલી વિહ્વળતા મટાડવી, કોમળ કરવું, તાપને મટાડવો, કુવા આદિક જળાશયમાંથી કાઢ્યા છતાં વારંવાર બહાર નિકળવું, આ સર્વ જળનાં લક્ષણો છે. જીવના અદૃષ્ટની પ્રેરણાથી રસ જેનું સૂક્ષ્મ રૂપ છે, એવું જળ વિકાર પામતાં તેમાંથી ગંધ તન્માત્રા ઉત્પન્ન થઇ, તેમાંથી પૃથ્વી અને તેમાંથી ગંધને ગ્રહણ કરનારી ઘ્રાણ ઇન્દ્રિય ઉત્પન્ન થઇ. ગંધ જો કે એકજ છે, છતાં પણ સંબંધમાં આવેલા પદાર્થોના ક્ષોભને લીધે મિશ્રિત, દુર્ગંધ, સુગંધ, શાંતગંધ, ઉગ્રગંધ વિગેરે જૂદી જૂદી રીતે ભેદ પામે છે. આ ગંધનું લક્ષણ છે. બ્રહ્મનું પ્રતિમા-રૂપે સાકાર પ્રતિપાદન કરવું, જલાદિકથી વિલક્ષણ રીતે બીજાના આશ્રયની દરકાર કર્યા વિના સ્વતંત્ર રીતે રહેવું, જલાદિકને ધારણ કરવું, આકાશાદિક પદાર્થોને 'આ ઘટાકાશ, આ મઠાકાશ' એ રીતે માપવાં તથા સર્વ પ્રાણીઓને તથા તેમના સ્ત્રી પુરુષ વિગેરે ગુણોને પ્રગટ કરવા, આ પૃથ્વીનાં લક્ષણ છે. આકાશનો અસાધારણ ગુણ શબ્દ છે, તે જેનો વિષય છે, તે શ્રોત્ર (કાન) કહેવાય છે. વાયુનો અસાધારણ ગુણ સ્પર્શ છે, આ સ્પર્શ જેનો વિષય છે, તે ત્વચા કહેવાય છે. તેજનો અસાધારણ ગુણ રૂપ છે, અને આ રૂપ જેનો વિષય છે તે નેત્ર કહેવાય છે. પાણીનો અસાધારણ ગુણ રસ છે, અને તે જેનો વિષય છે તે રસના (જીભ) કહેવાય છે. પૃથ્વીનો અસાધારણ ગુણ ગંધ છે, અને તે જેનો વિષય છે તે ઘ્રાણ કહેવાય છે. કાર્યને પરંપરાએ કારણની સાથે સંબંધ હોવાથી, કારણના ગુણો

કાર્યમાં જોવામાં આવે છે, માટે આકાશાદિકના શબ્દ, સ્પર્શ, રૂપ વિગેરે ગુણો પૃથ્વીમાં જોવામાં આવે છે. જેમકે આકાશનો મુખ્ય ગુણ શબ્દ છે, વાયુનો મુખ્ય ગુણ સ્પર્શ છે અને આકાશની સાથે વાયુને કારણરૂપે સંબંધ હોવાથી તેનો શબ્દ ગુણ પણ છે. તેમ તેજમાં મુખ્ય ગુણ રૂપ છે અને ઉપરથી શબ્દ તથા સ્પર્શ બે ગુણો ઉતરી આવ્યા છે. જળમાં મુખ્ય ગુણ રસ છે અને ઉપરથી શબ્દ, સ્પર્શ તથા રૂપ એ ત્રણ ગુણો ઉતરી આવ્યા છે. પૃથ્વીમાં મુખ્ય ગુણ ગંધ છે અને ઉપરથી ચાર ગુણો ઉતરી આવ્યા છે. મહત્તત્ત્વ આદિક તત્ત્વો સર્વ એકઠાં થઇને રહેતાં ન હતાં, પરંતુ જૂદાં જૂદાં રહેતાં હતાં. તે પછી જગત્‌ના આદિકારણ ભગવાન્ શ્રીહરિ, કાળ, કર્મ તથા ગુણથી યુક્ત થઇને તેમાં પેઠા. ઇશ્વરે તેમાં પ્રવેશ કર્યો કે તે સર્વ તત્ત્વો એકઠાં થયાં અને તેમાંથી એક ચેતના વિનાનું ઇંડું ઉત્પન્ન થયું, કે જે ઇંડામાંથી વિરાટ્ પુરુષ પ્રકટ થયા, અને જે ઇંડાને "વિશેષ" એ નામથી કહેવામાં આવતું હતું. આ વિશેષને નામે બોલાતું ઇંડું ઉત્તરોત્તર દશ દશગણાં વધતાં પૃથ્વી, જળ, તેજ, વાયુ, આકાશ, અહંકાર તથા મહત્તત્ત્વથી વીંટાઇને રહેલું છે અને ઉપરના ભાગમાં પ્રધાન તત્ત્વ ( માયા )થી વીંટાઇ રહેલું છે, કે જે ઇંડામાં શ્રીભગવાનની મૂર્તિરૂપ ચૌદ ભુવન વિસ્તાર પામીને રહેલાં છે. મહાદેવ એવા શ્રીહરિ તે જળમાં રહેલા સુવર્ણના ઇંડામાં ઉભા થયા અને ઉદાસીનભાવ ત્યાગ કરીને તે ઇંડા ઉપર પોતાનું બળ અજમાવીને તેમાં અનેક કાણાં પાડ્યાં. પ્રથમ તે ઇંડાને મુખ થયું, તે પછી તેને વાણી થઇ અને પછી વાણીરૂપ ઇંદ્રિયની સાથે અગ્નિદેવ ઉત્પન્ન થયા. ત્યારપછી તેને નાસિકા ઉત્પન્ન થઇ અને પછી પ્રાણની સાથે ઘ્રાણ ઇંદ્રિય ઉત્પન્ન થઇ, અને તે પછી પ્રાણયુક્ત વાયુદેવ ઉત્પન્ન થયા. તે પછી બંને નેત્રના ગોલકો ઉત્પન્ન થયા અને પછી તેમાં

સૂર્યદેવતા સાથે ચક્ષુ ઇન્દ્રિય ઉત્પન્ન થઇ. ત્યાર પછી તેને બે કાન થયા અને તેમાં દિશારૂપી દેવતાઓની સાથે શ્રોત્ર ઇન્દ્રિય ઉત્પન્ન થઇ. ત્યારપછી વિરાટ્‌ને ત્વચા ઉત્પન્ન થઇ, જેનાં રુંવાં, દાઢી, વાળ ઇન્દ્રિયો થઇ અને ઔષધિઓ દેવતા થઇ. ત્યાર પછી તેને શિશ્ન ઉત્પન્ન થયું, તેમાંથી રેતસ્ ઇન્દ્રિય ઉત્પન્ન થઇ અને તેના જળ દેવ થયા. તે પછી તેને ગુદા ઉત્પન્ન થઇ, તેમાં અપાન ઇન્દ્રિય તથા જગત્‌ને ભય આપનારા મૃત્યુદેવ થયા. તે પછી તેને બે બાહુઓ થયા, તેની ઇંદ્રિય બળ તથા દેવતા ઇંદ્ર થયા. તે પછી તેને બે ચરણો ઉત્પન્ન થયા, તેમાં ગતિ ઇંદ્રિય થઇ અને તેના દેવતા વિષ્ણુ થયા. તે પછી તેને નાડીઓ ઉત્પન્ન થઇ, તેમાં રુધિરરૂપી તેની ઇન્દ્રિયો થઇ અને નદીઓ તેની દેવતા થઇ. તે પછી તેને પેટ ઉત્પન્ન થયું અને તેની ક્ષુધા તથા તૃષા ઇન્દ્રિયો થઇ અને સમુદ્ર તેના દેવતા થયા. તે પછી તેને હ્રદય ઉત્પન્ન થયું. તેમાં મનરૂપી ઇન્દ્રિય ઉત્પન્ન થઇ અને મનના દેવતા ચંદ્રમા થયા. તે પછી તેને બુદ્ધિ ઇન્દ્રિય ઉત્પન્ન થઇ અને તેના દેવ બ્રહ્મા થયા. તે પછી અહંકાર ઇન્દ્રિય ઉત્પન્ન થઇ અને તેના દેવતા રુદ્ર થયા. ત્યાર પછી ચિત્ત ઇન્દ્રિય થઇ અને તેના દેવતા ક્ષેત્રજ્ઞ થયા. આ પ્રમાણે ઇન્દ્રિયો અને દેવતાઓ ઉત્પન્ન થયા. આ સર્વ ઉત્પન્ન થયાં, પરંતુ તેઓ જ્યારે વિરાટ્ પુરુષને ઉઠાડવાને શક્તિમાન્ થયાં નહીં, ત્યારે તેઓએ વિરાટ્‌ને ઉઠાડવાને અનુક્રમે પોતપોતાની ઇન્દ્રિયોના ગોલકમાં પ્રવેશ કર્યો. અગ્નિએ વાણીની સાથે મુખમાં પ્રવેશ કર્યો, તો પણ વિરાટ્ પુરુષ ઉઠ્યા નહીં. વાયુએ ઘ્રાણેંદ્રિયની સાથે નાકમાં પ્રવેશ કર્યો તો પણ વિરાટ્ પુરુષ ઉઠ્યા નહીં. સૂર્યે ચક્ષુ ઇંદ્રિયની સાથે નેત્રગોલકમાં પ્રવેશ કર્યો, તો પણ વિરાટ્ પુરુષ ઉઠ્યા નહીં. દિશાઓએ શ્રોત્ર ઇંદ્રિયની સાથે કાનમાં પ્રવેશ કર્યો, તો પણ વિરાટ્ પુરુષ ઉઠ્યા નહીં.

ઔષધિઓએ રુંવાં સાથે ત્વચામાં પ્રવેશ કર્યો, તો પણ વિરાટ્ પુરુષ ઉઠ્યા નહીં. જળે રેતસ્‌ની સાથે શિશ્નમાં પ્રવેશ કર્યો, તો પણ વિરાટ્ પુરુષ ઉઠ્યા નહીં. મૃત્યુએ અપાન ઇન્દ્રિયની સાથે ગુદામાં પ્રવેશ કર્યો, તો પણ વિરાટ પુરુષ ઉઠ્યા નહીં. વિષ્ણુ ગતિની સાથે ચરણમાં પેઠા, તો પણ વિરાટ્ પુરુષ ઉઠ્યા નહીં. પછી નદીઓ લોહીની સાથે નાડીમાં પેઠી, તો પણ વિરાટ્ પુરુષ ઉઠ્યા નહીં. બ્રહ્માએ બુદ્ધિની સાથે તેમના હૃદયમાં પ્રવેશ કર્યો, તો પણ વિરાટ્ પુરુષ ઉઠ્યા નહીં. રુદ્રે અભિમાન સાથે હૃદયમાં પ્રવેશ કર્યો, તો પણ વિરાટ્ પુરુષ ઉઠ્યા નહીં. છેવટે ક્ષેત્રજ્ઞ ( જીવે ) ચિત્તની સાથે તેના હૃદયમાં પ્રવેશ કર્યો ત્યારે વિરાટ્ પુરુષ પાણીમાંથી ઉભા થયા. નિદ્રાવશ થયેલા પુરુષને જેમ જીવ વિના, પ્રાણ, ઇન્દ્રિયો, મન તથા બુદ્ધિ, પોતાના બળથી ઉઠાડી શકતાં નથી, તેમ ઉપર કહેલી દેવતાઓ, અને ઇન્દ્રિયો જીવ વિના પણ વિરાટ્ પુરુષને ઉઠાડી શક્યાં નહીં, પરંતુ જીવ આવ્યા પછીજ વિરાટ્ પુરુષ ઉઠ્યા. તે ક્ષેત્રજ્ઞ પરમાત્મા આ કાર્યકારણના સમુદાયરૂપ દેહમાં રહેલા છે. તે પરમાત્માની પ્રથમ ભક્તિ કરવી. તેમની ભક્તિ કરવાથી વસ્તુમાત્રમાં વૈરાગ્ય થાય છે અને ત્યાર પછી યોગમાં વૃદ્ધિ પ્રવૃત્ત થાય છે; તેથી ચિત્તની એકાગ્રતા થાય છે અને ચિત્તની એકાગ્રતાવડે જે જ્ઞાન થાય છે તે જ્ઞાન સર્વોત્તમ કહેવાય છે અને તેથી તે જ્ઞાનવડે સર્વ પદાર્થોનું વિવેચન કરીને પરમાત્માનું સ્મરણ કરવું.

ઇતિ યોગપ્રકરણમાં અધ્યાય ૧૮ મો સંપૂર્ણ.

## અધ્યાય ૧૯ મો.

### દૃશ્ય પદાર્થોનો લય. (૭-૧૫).

नारद उवाचः—

इंद्रियाणि मनस्यूर्मौ वाचि वैकारिकं मनः ॥
वाचं वर्णसमाम्नाये तमोङ्कारे स्वरे न्यसेत् ॥
ओङ्कारं बिन्दौ नादे तं तं तु प्राणे महत्यमुम् ॥ ५३ ॥

નારદ કહે છેઃ—હે ધર્મરાજા ! જ્ઞાની પુરુષો ઇન્દ્રિયોને સંકલ્પવિકલ્પવાળા મનમાં હોમે છે, વિકારવાળા મનને વાણીમાં હોમે છે, વાણીને અક્ષરોના સમૂહમાં હોમે છે, અક્ષરના સમૂહને ૐકારમાં હોમે છે, ૐકારને બિંદુમાં હોમે છે, અને બિંદુને નાદમાં હોમે છે. આ પ્રમાણે નિવૃત્તિકર્મ કરનારો પુરુષ પ્રથમ અગ્નિ દેવતાની પાસે જાય છે, ત્યાંથી દિવસના ઉત્તરાર્ધની અભિમાની દેવતા પાસે જાય છે, ત્યાંથી શુકલપક્ષની અભિમાની દેવતા પાસે જાય છે, ત્યાંથી પૂર્ણમાસની અભિમાની દેવતા પાસે જાય છે, ત્યાંથી ઉત્તરાયણની અભિમાની દેવતા પાસે જાય છે, ત્યાંથી બ્રહ્માની પાસે જાય છે, ત્યાં બ્રહ્મલોકના ભોગ ભોગવ્યા પછી પોતે સ્થૂલ શરીરની ઉપાધિવાળો અને વિશ્વનામધારી થાય છે અને પોતાના શરીરનો સૂક્ષ્મમાં લય કરીને સૂક્ષ્મ ઉપાધિવાળો તથા તૈજસ થાય છે; તે પછી સૂક્ષ્મ શરીરને કારણ શરીરમાં લય કરીને કારણશરીરની ઉપાધિવાળો પ્રાજ્ઞ થાય છે, અને તે કારણ શરીરને ઉપર કહેલા વિશ્વ, તૈજસ તથા પ્રાજ્ઞ શરીરમાં વ્યાપક એવા સાક્ષીરૂપ સ્વસ્વરૂપમાં લય કરીને પોતે ચોથા થાય છે, અર્થાત્ દૃશ્ય પદાર્થોનો લય થતાં શુદ્ધ આત્મા સ્વરૂપે પોતે રહે છે. આ માર્ગને દેવયાન કહે છે. આ માર્ગમાં ઉપર

કહેલા ક્રમ પ્રમાણે ઉતરોત્તર સ્વરૂપમાં પ્રવેશ કરીને છેવટે પરબ્રહ્મ થવાય છે. આત્મસ્વરૂપનું ભજન કરનારો, શાંત અંતઃકરણવાળો અને આત્મામાંજ વાસ કરનારો પુરુષ આ માર્ગે જવાથી બીજાની પેઠે આ સંસારમાં જન્મ ધારણ કરતો નથી. જે વેદે જણાવેલા આ પિતૃયાન (પ્રવૃત્તિમાર્ગ) તથા દેવયાન (નિવૃત્તિમાર્ગ) ને શાસ્ત્રરૂપી દૃષ્ટિથી જાણે છે, તે મનુષ્ય દેહમાં રહેલો હોય તો પણ મોહ પામતો નથી. લોકોના આદિમાં રહેનારો, ભોગ્ય, ભોક્તા, ઉંચ, નીચ, જ્ઞાન, જાણવા યોગ્ય, શબ્દ, સ્પર્શ, અપ્રકાશ તથા પ્રકાશ, એ સર્વ જ્ઞાની પોતેજ છે; માટે તે કોઇ પણ વસ્તુને પોતાથી જુદી જોતો નથી, અને તેથી તે મોહિત થતો નથી.

ઇતિ યોગપ્રકરણમાં અધ્યાય ૧૯ મો સંપૂર્ણ.

---

## અધ્યાય ૨૦ મો.

### નિર્ગુણ બ્રહ્મની સ્તુતિ. ( ૧૦-૮૭ )

श्रुतय ऊचुः—

उदरमुपासते य ऋषिवर्त्मसु कूर्पदृशः
परिसरपद्धतिं हृदयमारुणयो दहरम् ॥
तत उदगादनंत तव धाम शिरः परमम्
पुनरिह यत्समेत्य न पतंति कृतांतमुखे ॥ १८ ॥

શ્રુતિઓ કહે છેઃ—હે અનંત ! ઋષિઓના સંપ્રદાયમાં જેઓ સ્થૂલ દૃષ્ટિવાળા પુરુષો છે તેઓ ઉદરમાં આવેલા મણિપૂર[1]

૧ મણિપૂર ચક્ર એ નાભિના મૂળમાં નીલવર્ણ મેઘસમાન છે અને તેનાં " ડં, ઢં, ણં, તં, થં, દં, ધં, નં, પં, ફં " આવી રીતે દશ દલ છે.

ચક્રમાં રહેનારા પરબ્રહ્મનું ધ્યાન કરે છે. અરુણના વંશમાં ઉત્પન્ન થયેલા ઋષિઓ નાડીઓને સર્વત્ર ફેલાવતા સ્થાનરૂપ હૃદયમાં બ્રહ્મના સૂક્ષ્મરૂપનું[૧] ધ્યાન કરે છે, કારણ કે, સૂક્ષ્મથી પણ ઉત્તમ એવું તમારું જ્યોતિર્મય ધામ મસ્તક સુધી ઉપર ગયેલું છે; અર્થાત્ મૂળાધાર ચક્રથી માંડીને હૃદયમાં થઇને છેક બ્રહ્મરંધ્રમાં ગયેલું છે, કે જે ધામને પામ્યા પછી પ્રાણી મૃત્યુના મુખરૂપ સંસારમાં જન્મતાં નથી.

શંકા:—જ્યારે ઇશ્વરને પણ જીવની પેઠે ઉદરનો ( પેટનો ) સંબંધ છે તો ઇશ્વરમાં અને જીવમાં ભેદ શો ? બન્ને સમાન ગણાશે.

સમાધાન:—

' एको देवः सर्वभूतेषु गूढः सर्वव्यापी सर्वभूतांतरात्मा ॥
कर्माध्यक्षः सर्वभूताधिवासः साक्षी चेता केवलो निर्गुणश्च ' ॥

તે એકજ દેવ, સર્વ પ્રાણીઓમાં ગુપ્ત છે, સર્વમાં વ્યાપ્ત છે, સર્વ પ્રાણીઓના અંતરાત્મા છે, કર્મના અધ્યક્ષ છે, સર્વ પ્રાણીઓમાં નિવાસ કરનારા છે, સાક્ષી છે, સર્વને ચેતન આપનારા છે, એક છે અને નિર્ગુણ છે.

હે પ્રભો ! તમે પોતેજ રચેલા ઉત્તમ, મધ્યમ અને કનિષ્ઠરૂપ

[૧] આ ચક્રના અધોભાગે ( નાભિની નીચે બે આંગળ ) કુંડલી છે તેને " સ્થૂલ સ્થાન " યોગીઓ કહે છે.

૨ આજ્ઞાચક્ર બે ભ્રમરના મધ્યભાગમાં લલાટમાં ચંદ્રસમાન પ્રકાશે છે અને તેને 'હં, ક્ષં,' એમ બે દલ છે. એ ચક્રની પણ ઉપર મસ્તકમાં હજાર દલ કમળમાં રહેલા પરમાત્માના સ્થાનને " સૂક્ષ્મ સ્થાન " કહે છે.

યોગસંમત.

દેવતા, મનુષ્ય તથા પશુ-પક્ષી વિગેરેની જાતિઓમાં ઉપાદાન કારણવડે પ્રથમથીજ તમે રહેલા છો, છતાં પણ જાણે તેઓમાં પછીથી પ્રવેશ કર્યો હોય તેવા ભાસો છો અને તમે પોતે રચેલી તે તે દેવતા વિગેરે જાતિઓનું અનુકરણ કરતા થકા તમે કાષ્ઠમાં રહેલા અગ્નિની પેઠે ઉત્કૃષ્ટ નિકૃષ્ટ ભાસો છો. દૃષ્ટાંતમાં જેમ અગ્નિ કંઇ વાંકો ચૂંકો અને નાનો મોટો નથી, તથાપિ તે કાષ્ઠની ઉપાધિથી વાંકો ચૂંકો અને નાનો મોટો દેખાય છે, તેમજ તમે પણ નાના મોટા દેહાદિકની ઉપાધિથી ભાસો છો, એટલા માટે આ લોકમાં અને પરલોકમાં ભોગવવા યોગ્ય કર્મોનાં ફળોનો ત્યાગ કરનારા નિર્મળ બુદ્ધિવાળા પુરુષો મિથ્યા એવા આ દેવ-મનુષ્યાદિકની જાતિમાં સત્ય, સમ તથા એકરસરૂપ આપના સ્વરૂપનેજ જાણે છે, અર્થાત્ ઉપાધિને લીધે થયેલા ન્યૂનાધિકપણાનો ત્યાગ કરીને અખંડ ઐશ્વર્યવાળા એક આપનીજ ઉપાસના કરે છે.

" **यश्चायं पुरुषे यश्चासावादित्ये**-પુરુષમાં જે છે તે ઇશ્વર છે. સૂર્યમાં જે છે તે ઇશ્વર છે," વિગેરે શ્રુતિઓ, અવિદ્યા, વિષયવાસના તથા કર્મોવડે સંસારમાં જન્મ-મરણ પામતો જીવ વસ્તુતઃ ભગવાનરૂપ છે, આવો બોધ કરતી નાના પ્રકારના અવતાર ધારણ કરનારા ભગવાનની સ્તુતિ કરે છે.

હે દેવ ! પોતાનાં કર્મોથી મેળવેલા આ મનુષ્યાદિકના દેહોમાં ભોક્તારૂપે રહેનારો પરંતુ કાર્યકારણરૂપ આવરણરહિત એવો આ જીવ સર્વ શક્તિના આશ્રયરૂપ તથા પૂર્ણરૂપ એવા જે તમે તેના એક અંશરૂપ તથા તમારાથી રચાયેલો છે, અર્થાત વસ્તુતઃ તમારા રૂપજ છે, આમ તત્ત્વવેત્તાઓ કહે છે. વસ્તુતઃ

'કાર્ય અને કારણો મિથ્યા છે, જીવને[1] તેઓનું આવરણ નથી.' આ પ્રમાણે જીવના તત્ત્વનો નિર્ણય કર્યા વિના પરબ્રહ્મનું જ્ઞાન થતું નથી. આવો વિચાર કરીને તત્ત્વવેત્તા પુરુષો જીવના તત્ત્વની શોધ કરી તેના ઉપર શ્રદ્ધા રાખી, સર્વ કર્મો અર્પણ કરવાના વિષયરૂપ, અર્થાત્ જેને અર્પણ કરેલાં સર્વ કર્મો મુક્તિરૂપી ફળ આપનારાં થઇ પડે છે એવાં સંસારનો નાશ કરનારાં તમારાં ચરણોનું આ પૃથ્વી ઉપર શ્રદ્ધાથી અર્ચન, વંદન વિગેરે કરીને સેવા કરે છે. એજ એક મૃત્યુલોકમાં યોગ્ય કાર્ય અને ઉન્નતિનો માર્ગ છે.

ઇતિ યોગપ્રકરણમાં અધ્યાય ૨૦ મો સંપૂર્ણ.

---

## અધ્યાય ૨૧ મો.

---

### જ્ઞાનયોગમાં આવતાં વિઘ્નોની નિવૃત્તિ. (૧૧-૨૮)

**श्रीभगवानुवाचः—**

**योगिनोऽपक्वयोगस्य युंजतः काय उत्थितैः ।**
**उपसर्गैर्विहन्येत तत्रायं विहितो विधिः ॥ ३८ ॥**

શ્રીભગવાન્ કહે છેઃ—હે ઉદ્ધવ ! જ્ઞાનયોગમાં વિઘ્નો અટકાવવાના ઉપાય હું કહું છું. યોગાભ્યાસ કરતાં છતાં પણ જેનો

---

१ शतं चैका च हृदयस्थनाड्यस्तासां मूर्धानमभिनिःसृतैका ।
तयोर्ध्वमायन्नमृतत्वमेति विष्वंगन्या उत्क्रमणे भवन्ति ॥

અર્થઃ—હૃદયના ગોલકથી એકસો એક નાડીઓ નિકળેલી છે, તેમાંથી એક સુષુમ્ણા નાડી ઉપર ગઇ છે, તે સુષુમ્ણામાર્ગે ઉપર જનારા યોગી અમૃતત્વને પામે છે એટલે મુક્ત થાય છે, બાકીની આડી અવળી નાડીઓથી પ્રાણ જવાથી પ્રાણીને પાછું જન્મવું પડે છે. શ્રુતિ.

યોગ પરિપૂર્ણ થયો ન હોય તેવા યોગીની કાયા, ઉત્પન્ન થયેલાં રોગાદિક વિઘ્નોથી પરાભવ પામે, તો તે બાબતમાં આ ઉપાયો કરવા.

ચંદ્રસૂર્યાદિકની ધારણાથી તાપ તથા ટાઢ વિગેરે વિઘ્નો દૂર કરવાં, વાયુની ધારણાથી વાયુ આદિક રોગો દૂર કરવા, તપ, મંત્ર અને ઔષધિવડે દુષ્ટ ગ્રહોને તથા સર્પાદિકના ભયને મટાડવા. મારું ધ્યાન કરીને તથા મારાં નામનાં કીર્તનાદિક કરીને, કામ, ક્રોધાદિકને દૂર કરવા અને મોટા યોગેશ્વરનાં ચરણ સેવીને અશુભ એવા દંભાદિકોને તથા અભિમાનાદિકને ધીરે ધીરે દૂર કરવાં. કેટલાએક યોગીઓ નાના પ્રકારના ઉપાયોથી આ દેહને અજર તથા રોગાદિકરહિત કરી, સ્થિર જુવાનીવાળા કરીને પછી જ્ઞાનનિષ્ઠાને પડતી મૂકી, સિદ્ધિઓને માટે યોગાભ્યાસ કરે છે, પરંતુ એ કામ કુશળ પુરુષોએ આદર આપવા જેવું નથી, કારણ કે, શરીરને માટે પરિશ્રમ કરવો એ વ્યર્થ છે. ઝાડનું ફળ જેમ નાશવંત છે, તેમ દેહ પણ નાશવંત છે અને આત્મા વનસ્પતિની પેઠે અવિનાશી છે. યોગાભ્યાસ કરનારા પુરુષની કાયા પ્રાણાયામ કરતાં તેના પ્રભાવથી મહાસમર્થ થાય, તો પણ મારા ઉપર નિષ્ઠા રાખનારા બુદ્ધિશાળી યોગીએ સમાધિ તજી દઈને દેહની સિદ્ધિ ઉપર શ્રદ્ધા રાખવી નહીં. આત્મસુખનો અનુભવ કરનારો યોગી મારો આશ્રય કરી સ્પૃહારહિત થઈને ઉપર કહેવા પ્રમાણે યોગાભ્યાસ કરે છે, તો વિઘ્નો તેના યોગમાં અડચણ કરતાં નથી, અને તે પોતાના કાર્યમાં સિદ્ધ થાય છે. તાત્પર્ય એ કે, સર્વ વિઘ્નોનું મૂળ સ્પૃહા છે, તે સ્પૃહા મારો આશ્રય કરનારાથી દૂર જાય છે, તેથી મારા ચરણનો આશ્રય કરનારો યોગી વિઘ્નોવડે દુઃખી ન થતાં આત્માનંદથી પરિપૂર્ણ થાય છે.

ઇતિ યોગપ્રકરણમાં અધ્યાય ૨૧ મો સંપૂર્ણ.

# અધ્યાય ૨૨ મો.

## ઈશ્વરનું સ્થૂલ સ્વરૂપ તથા તેની ધારણા. (૧-૧૯).

राजोवाचः—

अतः पृच्छामि संसिद्धिं योगिनां परमं गुरुम् ।
पुरुषस्येह यत्कार्यं म्रियमाणस्य सर्वथा ॥ ३८ ॥

રાજા પરીક્ષિત્ કહે છે:—હે શુકદેવજી! મરવાને તૈયાર થયેલા પુરુષે આ જગત્માં સર્વથા જે કંઇ કરવા યોગ્ય હોય તથા જેનાથી સિદ્ધિ થાય તે કર્મ કહો. હે પ્રભો! મરણવેળા મનુષ્યોએ જે સાંભળવા જેવું હોય, જે ભજવા જેવું હોય તથા જે જે કરવામાટે નિષેધ કર્યો હોય, તે સર્વ મને કહો.

શ્રીશુકદેવજી કહે છે:—હે રાજા! ઘરમાં આસક્ત થવાથી, પાંચ પ્રકારની હિંસા કરવામાં તત્પર રહેનારા પુરુષો, આત્મતત્ત્વનો વિચાર કરતા નથી, અર્થાત્ "ઉત્તર કાળમાં અમારું શું થશે?" તેનો વિચાર કરતા નથી. તેવા સંસારી પુરુષોને સાંભળવા યોગ્ય હજારો વિષયો છે, પરંતુ તેઓનું આયુષ્ય રાત્રે નિદ્રામાં અથવા તો સ્ત્રીસંગમાં વ્યર્થ ચાલ્યું જાય છે અને દિવસે ધન સંપાદન કરવાના ઉદ્યમમાં અથવા તો કુટુંબનું ભરણપોષણ કરવામાં વૃથા વહી જાય છે. હે રાજા! દેહ, પુત્ર, સ્ત્રી વિગેરે પોતાનું સૈન્ય નાશવંત હોવાથી વસ્તુતઃ ખોટું છે તથા પોતાના પિતા, પિતામહ વિગેરેનું મૃત્યુ પોતે જુએ છે, તે છતાં પણ ઘરમાં આસક્ત થયેલો પુરુષ જાણે દેખતો ન હોય, તેમ વર્તે છે; માટે જે મનુષ્યને મોક્ષની ઇચ્છા હોય, તેણે, સર્વના આત્મા, સર્વના નિયંતા અને જન્મ-

મરણરૂપ બંધનને કાપનારા અને ઐશ્વર્યવાળા ભગવાન્નું શ્રવણ, કીર્તન તથા મનન કરવું. હે રાજા! તમે, હવે આયુષ્ય ઘણું થોડું બાકી રહ્યું છે, એમ વિચારીને શોક કરશો મા, કારણ કે, મોહમય મદિરાથી મત્ત થયેલા મનુષ્યને ઘણાં વર્ષો અજાણતાં વહી જાય છે, તેથી તેને શું ફળ થાય છે? કાંઇજ નહીં; પરંતુ બે ઘડી પણ જાણતાં જાય એટલે કે તે વૃથા જાય છે એમ જાણવામાં આવે તો તે ઉત્તમ છે, કારણ કે, જેથી કલ્યાણને માટે પ્રયત્ન કરી શકાય. પૂર્વે ખટ્વાંગ નામનો એક રાજર્ષિ હતો, તે પોતાનું આયુષ્ય બે ઘડીનું છે એમ જાણીને બે ઘડીમાં પૃથ્વી ઉપરના આ સર્વ વિષયોનો ત્યાગ કરીને અભયરૂપ શ્રીહરિને પામ્યો હતો. હે કુરુવંશી રાજા! તમારે તો હજી સાત દિવસ સુધી જીવવાનું છે, માટે તેટલા સમયમાં પરલોકસંબંધી જે સાધન હોય તે સર્વ સાધી લ્યો. અંતકાળ આવે ત્યારે પુરુષે ભયરહિત થઇ, વૈરાગ્યરૂપી શસ્ત્રવડે દૈહિક સુખની ઇચ્છાને તથા તેની પાછળ રહેલાં સ્ત્રીપુત્રાદિકના સ્નેહબંધનને કાપી નાંખવાં જોઇએ.

હે રાજા! ધીર પુરુષે ઘરનો ત્યાગ કરી, વનમાં જઇ, પવિત્ર તીર્થમાં સ્નાન કરવું અને પછી પવિત્ર એકાંત સ્થળમાં શાસ્ત્રમાં કહ્યા પ્રમાણે આસન ગોઠવીને તેના ઉપર બેસવું. તે પછી મનમાં અ, ઉ, મ, એ ત્રણ અક્ષરવાળા, માયા વડે ગુંથાયલા, ઉત્તમ, શુદ્ધ, બ્રહ્મવાચક પ્રણવ (ૐકાર) નો જપ કરવો. સર્વ ઇંદ્રિયોને તેના વિષયોમાંથી પાછી વાળી લેવી અને તે પછી નિશ્ચયાત્મિકા બુદ્ધિને પોતાનો સારથિ કરીને, જો ફરી કર્મની વાસનાઓથી મન સાંસારિક વિષયમાં જાય તો તેને બુદ્ધિ દ્વારા ભગવાનના સ્વરૂપરૂપી ઉત્તમ વિષયમાં જોડવું. તે પછી ભગવાનના કર, ચરણ વિગેરે એક એક અવયવનું એકાગ્ર

મનથી ધ્યાન કરવું અને તે તે અવયવોનું ધ્યાન કરતાં છેવટે વિષયરહિત થયેલા મનને સમાધિસ્થ કરીને એટલે પરમાનંદરૂપ કરીને પછી કોઇ પણ વિષયને સંભારવો નહીં. મન જેને વિષે રહેવાથી શાંતિ પામે છે, તેને વિષ્ણુનું પરમ ધામ જાણો. ફરી પણ જો પોતાનું મન રજોગુણથી ક્ષોભ પામે અને તમોગુણથી મૂઢ થઇ જાય તો ધીર પુરુષે વળી ધારણાવડે તેને નિયમમાં રાખવું, કારણ કે, જે ધારણા રજોગુણના તથા તમોગુણના મળનો નાશ કરે છે. એ પ્રમાણે ધારણા કરવાથી સુખરૂપ વિષયનું અવલોકન કરનારા યોગીને તુરત ભક્તિયોગ સિદ્ધ થાય છે.

ઇતિ યોગપ્રકરણમાં અધ્યાય ૨૨ મો સંપૂર્ણ.

---

## અધ્યાય ૨૩ મો.

### દેહત્યાગ વખતે શું કરવું? (૨-૨).

**श्रीशुक उवाचः—**

**स्थिरं सुखं चासनमाश्रितो यतिर्यदा जिहासुरिममंग लोकम् ॥**
**काले च देशे च मनो न सज्जयेत् प्राण नियच्छेन्मनसा जितासुः॥१५॥**

શ્રીશુકદેવજી કહે છે:—હે રાજા! યોગ સાધનારા પુરુષને જો આ દેહનો ત્યાગ[1] કરવાની ઇચ્છા થાય તો તેણે પવિત્ર ક્ષેત્રનો

(૧) अंतकाले च मामेव स्मरन्मुक्त्वा कलेवरम् ।
यः प्रयाति स मद्भावं याति नास्त्यत्र संशयः ॥

અર્થ:—જે મનુષ્ય મરણ વખતે મારું સ્મરણ કરીને દેહ છોડે છે તે મારા સારૂપ્યને પામે છે એમાં સંશય નથી. ગીતા.

તથા ઉત્તરાયણ કાળનો મનમાં વિચાર ન કરતાં સુખકારી એવા સ્થિર આસન ઉપર બેસી મનવડે પ્રાણાયામ કરીને પ્રાણની ગતિને રોકવી. તે પછી નિર્મળ એવી પોતાની બુદ્ધિવડે મનને નિયમમાં લાવીને તે બુદ્ધિનો ક્ષેત્રજ્ઞમાં અર્થાત્ બુદ્ધિ આદિકના દ્રષ્ટા એવા જીવમાં લય કરવો, પછી તે ક્ષેત્રજ્ઞનો શુદ્ધ આત્મામાં લય કરવો અને તે શુદ્ધ આત્માનો પરબ્રહ્મના સ્વરૂપમાં લય કરવો એટલે "હું બ્રહ્મ છું," આવી ભાવના કરવી અને પછી જેને શાંતિ પ્રાપ્ત થઇ છે એવા તે ધીર યોગીએ સર્વ કાર્યમાંથી વિરામ પામવું. કેમ કે યોગી બ્રહ્મરૂપ થયા પછી કૃતકૃત્ય થાય છે. આ પ્રમાણે આત્મસ્વરૂપ પ્રાપ્ત થયા પછી દેવતાઓના પરમ પ્રભુ કાળ પણ તેને કંઇ કરી શકતા નથી, ત્યારે જગત્‌ને નિયમમાં રાખનારા દેવતાઓ તો કંઇપણ કરવાને ક્યાંથીજ સમર્થ થઇ શકે? અને જ્યારે દેવતાઓનું પણ કંઇ ચાલતું નથી ત્યારે તેના આધીનમાં રહેનારા પ્રાણીઓની તો વાતજ શી કરવી? સત્વ, રજ, તમ, અહંકાર, મહત્તત્ત્વ તથા પ્રકૃતિ ઇત્યાદિક જગત્‌નાં કારણો પણ તે આત્માની ઉત્પત્તિ વિગેરે કરી શકતાં નથી. આત્મા વિના વસ્તુમાત્રનેજ 'નેતિ નેતિ' અર્થાત્ 'આ વસ્તુ ઇશ્વર નથી, આ વસ્તુ ઇશ્વર નથી,' આમ શ્રુતિમાં કહ્યું છે તે પ્રમાણે તે સર્વ વસ્તુનો ત્યાગ કરવાની ઇચ્છાવાળા આત્મજ્ઞાની યોગીઓ, દેહાદિક વિષે આત્મબુદ્ધિનો ત્યાગ કરીને, ક્ષણેક્ષણે શ્રીવિષ્ણુનાં ચરણારવિંદનું હૃદયવડે આલિંગન કરે છે તેથી તેઓની પરમાત્મા વિના બીજા વિષયમાં[1] પ્રીતિ થતી નથી અને તેઓ વિષ્ણુપદનેજ

---

सर्वद्वाराणि संयम्य मनो हृदि निरुध्य च ।
मूर्ध्न्याधायात्मनः प्राणमास्थितो योगधारणाम् ॥
ओमित्येकाक्षरं ब्रह्म व्याहरन्मामनुस्मरन् ।
यः प्रयाति त्यजन्देहं स याति परमां गतिम् ॥

અર્થ:—બાહ્ય વિષયોનું જ્ઞાન કરી આપનારી સર્વ ઇન્દ્રિયોને વશ કરી, મનને હૃદયમાં સ્થિર કરી, પ્રાણવાયુને મૂર્ધા સ્થાનમાં ( મસ્તકમાં બ્રહ્મરંધ્રસ્થાને )

સર્વના કરતાં શ્રેષ્ઠ કહે છે. તાત્પર્ય એ કે, તે અવસ્થામાં કોઇપણ ઉપાધિનો તેમને સંબંધ રહેતો નથી અને તેથીજ એ પ્રમાણે સર્વ કર્મોનો ત્યાગ કરી પોતાના દેહનું વિસર્જન કરવું.

ઇતિ યોગપ્રકરણમાં અધ્યાય ૨૩ મો સંપૂર્ણ.

---

## અધ્યાય ૨૪ મો.

### દેહત્યાગ કેમ કરવો? ( ૨-૨ ).

**श्रीशुक उवाच:—**

**इत्थं मुनिस्तूपरमेद्व्यवस्थितो विज्ञानदृग्वीर्यसुरंधिताशयः ।**
**स्वपार्ष्णिनापीड्य गुदं ततोऽनिलं स्थानेषु षट्सून्नमयेज्जितक्लमः ॥१९॥**

શ્રીશુકદેવજી કહે છે:—શાસ્ત્રીય જ્ઞાનના બળથી જેની વિષયવાસના નાશ થયેલી છે એવા બ્રહ્મરૂપ થયેલા મુનિએ ઉપાધિમાંથી ક્રમે ક્રમે મુક્ત થવું. તે પછી પોતાના પગની પેનીવતી મૂલાધારને એટલે ગુદાના દ્વારને રુંધી દઇ, સ્થિરતા રાખીને નાભિ આદિક [1]છ સ્થાન વિષે પ્રાણવાયુને ઉંચે ચઢાવવો, તે પછી નાભિપ્રદેશમાં આવેલા 'મણિપુર' ચક્રમાંથી પ્રાણવાયુને હૃદયમાં રહેલા 'અનાહત' ચક્રમાં લઇ જઇને, તે સ્થાનમાંથી મુનિએ ઉદાન વાયુની ગતિથી પ્રાણવાયુને વક્ષસ્થળમાં, અર્થાત્ કંઠપ્રદેશની નીચેના ભાગમાં રહેલા 'વિશુદ્ધિ' ચક્રમાં લઇ જવો;

---

રાખી, યોગસમાધિ લગાવેલો જે યોગી પુરુષ 'ૐ' આ એક અક્ષરબ્રહ્મનો ઉચ્ચાર કરતો મારું સ્મરણ કરી દેહ છોડે છે તે ઉત્તમ ગતિને પ્રાપ્ત કરે છે. ગીતા.

૧ નાભિ, હૃદય, વક્ષઃસ્થળ, તાળવાનું મૂળ, ભ્રુકુટીનો મધ્યભાગ અને બ્રહ્મરંધ્ર, આ છ સ્થાન.

તે પછી આગળના ભાગમાં પ્રાણુને નિકળી જવાનાં ઘણાં સ્થાનો હોવાથી, મુનિએ મનને સ્થિર કરીને બુદ્ધિથી ધીરે ધીરે તેને પોતાના તાળવાના મૂળમાં, એટલે 'વિશુદ્ધિ' ચક્રના આગલા ભાગમાં લઇ જવો. ત્યાંથી બે ભ્રકુટીની વચ્ચે 'આજ્ઞા'ચક્રમાં પ્રાણુને લઇ જવો. આ વખતે પ્રાણુને જવાના જે [1]સાત માર્ગ છે તેને બંધ કરવા, અને પ્રાણુવાયુને વિશુદ્ધિચક્રની ઉપર લઇ જઇને બન્ને ભ્રુકુટીની વચ્ચે રહેલા આજ્ઞાચક્રમાં સ્થાપન કરવો. તે પછી યોગીને જો કોઇ પણ પ્રકારના ભોગની ઇચ્છા ન હોય તો તેણે તે ઠેકાણે એક ઘડીભર ઉભા રહેવું અને પછી અકુંઠિત જ્ઞાનવાળા તથા બ્રહ્મરૂપ થયેલા તે યોગીએ પ્રાણુને બ્રહ્મરંધ્રમાં[2] લઇ જવો અને દેહનો ત્યાગ કરતી વખતે, બ્રહ્મરંધ્રને ભેદી નાંખીને દેહનો તથા ઇન્દ્રિયોનો પણ ત્યાગ કરવો. પરંતુ હે રાજા! તે યોગીને જો સદ્યો-મુક્તિની ઇચ્છા ન હોય પણ ગુણુના સમુદાયરૂપ આ બ્રહ્માંડમાં આવેલા બ્રહ્મલોકમાં જવાની ઇચ્છા હોય અથવા તો અષ્ટમ-હાસિદ્ધિવાળા[3] આકાશચારી સિદ્ધ લોકોનાં વિહાર સ્થાનમાં

૧ બે કાનનાં છિદ્ર, બે આંખનાં છિદ્ર, બે નાસિકાનાં છિદ્ર, તથા એક મુખનું છિદ્ર એ સાત છિદ્રો પ્રાણુને નીકળવાના સાત માર્ગો કહેવામાં આવ્યા છે.

૨ अथायं मूर्द्धानमस्य देह एषा गतिर्गतिमतां प्राप्य परमां गतिं भूयस्ते ये न निवर्तंते परात्परमवस्थानात् ॥

અર્થ:—मूर्धिस्थानाउपरी । ब्रह्मरंध्रीं दशमीं द्वारीं ॥ यथामार्गें प्राणोत्क्रमणकरी । तो स्वयें ब्रह्मरूप ॥ मन्त्रासोपनिषत.

૩ अणिमा महिमा चैव गरिमा लघिमा तथा ।
प्राप्तिः प्राकाम्यमीशित्वं वशित्वं चाष्ट सिद्धयः ॥

અર્થ:—૧ અણિમા:—સૂક્ષ્મપણું-( આકારમાં નાનામાં નાનું થવું તે ). ૨ મહિમા:—મોટાપણું-( આકારમાં મોટા થવું તે ). ૩ ગરિમા:—જડપણું-

જવાની ઇચ્છા હોય તો તેણે પૂર્વે કહેલા દેહત્યાગને વખતે, મન તથા સર્વ ઇન્દ્રિયોનો ત્યાગ ન કરતાં તે તે લોકોના ભોગ ભોગવવા માટે મન તથા ઇન્દ્રિયોની સાથે તે તે લોકોમાં જવું. કર્મની ગતિ જેમ પરિચ્છિન્ન છે, તેમ યોગની ગતિ પરિચ્છિન્ન નથી. પવનમાં જેઓનું લિંગ શરીર રહેલું છે એવા યોગીશ્વરો ત્રણ લોકની અંદર તથા બહાર એમ બન્ને સ્થાનમાં જઇ શકે છે. ઉપાસના, ભગવદ્ધર્મ-(ભક્તિ), અષ્ટાંગ યોગ અને જ્ઞાનને સેવનારાઓની જે ગતિ થાય છે, તે ગતિને મનુષ્યો કર્મોવડે પામતા નથી. જેને સદ્યોમુક્તિની ઇચ્છા નથી, તે કર્મમાર્ગી યોગી, મરણ પછી આકાશમાર્ગે થઇ, પ્રથમ બ્રહ્મલોકોના માર્ગ-રૂપી તેજસ્વી એવી સુષુમ્ણા નામની નાડીવડે અગ્નિના અભિમાની વૈશ્વાનર દેવતાને પામે છે અને પછી, હે રાજા! તે મલરહિત થઇને ઉપર રહેલા શ્રીહરિ સંબંધી તારારૂપ 'શૈશુમાર' નામનું જ્યોતિશ્ચક્ર, કે જેમાં નારાયણ ભગવાન્ બીરાજે છે ત્યાં આગળ જાય છે, અને પછી સૂર્યાદિક સર્વ ગ્રહોના તથા નક્ષત્રાદિકના આશ્રયભૂત એવા વિષ્ણુના 'શિશુમાર' નામના ચક્રને ઓળંગીને અત્યંત સૂક્ષ્મ એવા રજોગુણરહિત લિંગ શરીરવડે એકલો, બીજાઓ જેને નમે છે એવા, બ્રહ્મવેત્તાઓના સ્થાનરૂપ મહર્લોકમાં જાય છે, કે જ્યાં આગળ કલ્પા-યુષ્યવાળા ભૃગુ વિગેરે દેવતાઓ આનંદમાં ક્રીડા કરે છે. ત્યાં એક

---

(દેખાવમાં નાનું પણ વજનમાં જડ જેવું થવું તે.)- ૪ લઘિમાઃ—હલકાપણું-(દેખાવમાં મોટું પણ વજનમાં હલકું થવું તે). ૫ પ્રાપ્તિઃ—સાન્નિધ્ય-(દૂર વસ્તુ પણ નજીક થવી, પૃથ્વી ઉપર હોઇ ચંદ્રમાનો સ્પર્શ થઇ શકે તે). ૬ પ્રાકામ્યઃ—ઇચ્છા પ્રમાણે થઇ શકવું-(પાણીમાં જેમ ડૂબકી મારી બહાર નિકળીએ, તે પ્રમાણે એક સ્થળે ગુપ્ત થઇ બીજે સ્થળે પ્રકટ થવું તે). ૭ ઈશિત્વઃ—મહાસામર્થ્ય-(ઉત્પત્તિ, સ્થિતિ અને લય કરવાનું સામર્થ્ય). ૮ વશિત્વઃ—વશ કરવાપણું)-જડ પદાર્થને પણ આજ્ઞા કરવી અને તે પદાર્થ પણ આજ્ઞા પ્રમાણે વર્તે તે.)

કલ્પપર્યંત તે રહે છે. કલ્પ પૂરો થવા આવે છે ત્યારે શેષ ભગવાન્‌ના મુખના અગ્નિથી આખા વિશ્વને બળતું જોઇને, જેમાં સિદ્ધેશ્વરોએ સેવેલાં વિમાનો છે તથા જે પરાર્દ્ધ કાળપર્યંત રહે છે તેવા બ્રહ્મલોકમાં તે જાય છે, કે જ્યાં આગળ શોક, જરા, મૃત્યુ, દુઃખ તથા ભય, એમાંનું કંઇજ નથી. માત્ર ત્યાં પરમાત્માના ધ્યાનમાર્ગથી અજાણ્યા પુરુષોને દુરંત દુઃખથી ભરેલાં જન્મમરણ થાય છે તે જોઇને, તેનાઉપર દયા આવવાથી મનમાં સંતાપ થાય છે, તે વિના બીજું દુઃખ ત્યાં નથી.

ઇતિ યોગપ્રકરણમાં અધ્યાય ૨૪ મો સંપૂર્ણ.

---

## અધ્યાય ૨૫ મો.

### બ્રહ્માંડના ભેદનો પ્રકાર. ( ૨-૨ ).

**श्रीशुक उवाचः—**

**ततो विशेषं प्रतिपद्य निर्भयस्तेनात्मनापोऽनलमूर्तिरत्वरन् ।**
**ज्योतिर्मयो वायुमुपेत्य काले वाय्वात्मना खं बृहदात्मलिंगम् ॥२८॥**

શ્રીશુકદેવજી કહે છે:—યોગી ' પૃથ્વી આદિક આવરણો હું કેમ ભેદી શકીશ ? ' આવી શંકાથી રહિત થઇને, બ્રહ્મલોકમાંથી પૃથ્વીરૂપ થાય છે, તે પછી સમીપમાં રહેલા જળરૂપ થાય છે અને પછી ધીમે ધીમે જળનો ઉપભોગ કરીને, અગ્નિરૂપ થાય છે; તે પછી તેજરૂપ થઇને વાયુરૂપ થાય છે, અને તેનો ઉપભોગ પૂરો થયા પછી, વાયુના રૂપમાંથી વ્યાપકતાવડે પરમાત્માના સ્વરૂપને જણાવનારા આકાશના સ્વરૂપને પ્રાપ્ત થાય છે. તે

પછી તે યોગી ઘ્રાણેંદ્રિયના અધિષ્ઠાતા દેવતાવડે ગંધને પામે છે, જિહ્વા ઇન્દ્રિયના અધિષ્ઠાતા દેવતાવડે રસને પામે છે, ચક્ષુરિન્દ્રિયના અધિષ્ઠાતા દેવતાવડે રૂપને પામે છે. ત્વચા ઇન્દ્રિયના અધિષ્ઠાતા દેવતાવડે સ્પર્શને પામે છે, શ્રોત્ર ઇન્દ્રિયના અધિષ્ઠાતા દેવતાવડે શબ્દને પામે છે અને તે તે કર્મેન્દ્રિયોના અધિષ્ઠાતા દેવતાવડે પોતપોતાની ક્રિયાને પામે છે. તે પછી યોગી સૂક્ષ્મ ભૂતોના સ્થાનરૂપ તામસ અહંકારને પામે છે, તથા ઇન્દ્રિયોના લયના સ્થાનરૂપ રાજસ અહંકારને પામે છે તથા મન અને ઇન્દ્રિય આદિકના દેવતાઓને લય થવાના સ્થાનરૂપ છઠ્ઠા સાત્વિક અહંકારને પામે છે. આ પ્રમાણે ત્રણ ગુણમય છઠ્ઠા આવરણરૂપ અહંકારને પ્રાપ્ત થઇને, તેની સાથે વિજ્ઞાન તત્ત્વને પામે છે; તે પછી સર્વ ગુણોને લય થવાના સ્થાનરૂપ પ્રધાનને પામે છે અને તે પછી પ્રકૃતિરૂપ થયેલો યોગી આનંદરૂપ થઇને ઉપાધિઓનો નાશ થયા પછી, છ વિકારરહિત આનંદમૂર્તિ એવા પરમાત્માને પામે છે. હે રાજા ! જે પુરુષ ભગવાન્‌ની આ ગતિને[1] પામે છે, તે પુરુષ ફરીને આ સંસારના જન્મમરણરૂપ પાશમાં બંધાતો નથી.

ઇતિ યોગપ્રકરણમાં અધ્યાય ૨૫ મો સંપૂર્ણ.

---

१ निर्मानमोहा जितसंगदोषा अध्यात्मनित्या विनिवृत्तकामाः ॥
द्वंद्वैर्विमुक्ताः सुखदुःखसंज्ञैर्गच्छंत्यमूढाः पदमव्ययं तत् ।
न तद्भासयते सूर्यो न शशांको न पावकः ।
यद्गत्वा न निवर्तंते तद्धाम परमं मम ॥

અર્થ:—માન, અપમાન તથા મોહને જીતી, આસક્તિરૂપી દોષનો ત્યાગ કરી, કામનાઓમાંથી નિવૃત્ત થઇને સુખદુઃખાદિ દ્વંદ્વોથી મુક્ત થઈ કેવળ

# અધ્યાય ૨૬ મો.

## જન્મમરણનો પ્રકાર. (૧૧-૨૨).

उद्धव उवाचः—

स्वत्तः परावृत्तधियः स्वकृतैः कर्मभिः प्रभो ।
उच्चावचान्यथा देहान् गृह्णाति विसृजति च ॥ ३४ ॥

ઉદ્ધવજી પૂછે છેઃ—હે પ્રભો ! તમારાથી વિમુખ બુદ્ધિવાળા પુરુષો પોતાનાં કરેલાં કર્મોથી ઉત્તમ તથા અધમ દેહને જે પ્રમાણે ધારણ કરે છે, તે વાત હે ગોવિંદ ! અજ્ઞાનીઓના જાણવામાં આવતી નથી, માટે તે મને કહો. ઘણું કરીને તમારી માયાથી મોહિત થયેલા લોકો જગત્‌માં આ વાતને જાણતા નથી. અર્થાત્ આત્મા વ્યાપક છે, માટે તે એક દેહમાંથી બીજા દેહમાં કેવી રીતે જાય છે? અને તે નિત્ય છે, છતાં તેને જન્મમરણ કેમ થાય છે? તે કહો.

શ્રીભગવાન્ કહે છેઃ—લિંગ શરીરના અધ્યાસથી આ સર્વ સંભવે છે. પાંચ ઇન્દ્રિયોથી જોડાયલું લોકોનું કર્મમય મનજ એક દેહમાંથી બીજા દેહમાં જાય છે અને આત્મા તેનાથી જૂદો છે, છતાં પણ તે મનને અનુસરે છે. મનને પૂર્વ દેહનો વિયોગ અને આગામી દેહનો સંયોગ કેવી રીતે થાય છે, તે હું તમને

અધ્યાત્મજ્ઞાનમાંજ નિરંતર ધ્યાન આપનારા જ્ઞાનનિષ્ઠ યોગીઓ મારા પરમ પદને પામે છે, કે જે પદને સૂર્ય, ચંદ્ર, અગ્નિ વિગેરે પ્રકાશી શકતા નથી, અને જ્યાં ગયા પછી જ્ઞાનીઓ આ સંસારમાં પાછા આવતા નથી, તે પરમ ધામ મારું છે. સારાંશ કે મારું પરમ પદ સ્વયંપ્રકાશ છે અને તે ઠેકાણે પહોંચેલો યોગી જન્મમરણરૂપી સંસારમાં અવતરતો નથી. ગીતા.

કહું છું. કર્મોના તંત્રમાં રહેનારું મન કર્મોએ પ્રાપ્ત કરેલા આ લોકના તથા પરલોકના વિષયોનું ધ્યાન કરે છે અને તે વિષયોમાં લાગી જાય છે, તથા પૂર્વના વિષયોમાંથી વિખુટું પડે છે અને તે પછી મનની સ્મૃતિ એટલે તેનું પૂર્વાપરનું અનુસંધાન તુટી જાય છે. કર્માદિકવડે પ્રાપ્ત કરેલા બીજા દેહમાં તેને અત્યંત અભિમાન થાય છે, તેથી તે દેહ જો ઉત્તમ હોય તો આનન્દાદિક થાય છે અને અધમ હોય તો શોક મોહ આદિ થાય છે. આવાં કોઇપણ કારણોથી મનને પહેલાં દેહની જે અત્યંત વિસ્મૃતિ થાય છે, તેને મરણ કહે છે. પરંતુ આત્મા તો દેહની પેઠે નાશ પામતો નથી. હે ઉદ્ધવ! મનને બીજા દેહમાં અભિમાન થાય છે, એટલે તેના ઉપર અત્યંત અહંકાર થાય છે અને તેને લીધે 'હું દેહ છું,' આમ સંપૂર્ણ ભાવથી મનુષ્ય પોતાના આત્માને દેહ માની બેસે છે, અને તેજ આત્માનો જન્મ થયો કહેવાય છે. તેમાં સ્વપ્ન અને મનોરથનું દૃષ્ટાંત લેવું. એક સ્વપ્ન થયા પછી બીજું સ્વપ્ન થાય છે અને એક મનોરથ થયા પછી બીજો મનોરથ થાય છે ત્યારે વર્તમાન કાળના સ્વપ્નમાં અથવા તો મનોરથમાં લાગી ગયેલું મન જેમ પૂર્વના સ્વપ્નને અથવા તો મનોરથને સંભારતું નથી અને તે પૂર્વનું સ્વપ્ન કે મનોરથ વિસરી જતાં મનના અધ્યાસને લીધે, આત્મા અપૂર્વ છે, તો પણ તેને જાણે નવોજ થયો હોય તેમ જુવે છે, તેમ મન પૂર્વ[1] દેહને વિસરી જાય છે અને તેને બીજા દેહનું સ્મરણ થાય છે, અર્થાત્ મનને પૂર્વ દેહ ઉપ-

---

१ तें चि विस्मरग कैसें । निज बालत्वें प्रौढ वयसे । निःशेष नाठवे मानसें ।
पूर्व देह तैसे विसरोनी जाय ॥ १ ॥

અર્થ:—જેમ બાળક પ્રૌઢ અવસ્થામાં આવ્યા પછી બાળકપણાની અવસ્થા ભૂલી જાય છે તેમજ મનુષ્ય એક દેહમાંથી બીજા દેહમાં આવ્યા પછી પ્રથમના દેહને ભૂલી જાય છે. નાથ.

રથી અભિમાન ઉતરી જાય છે અને બીજા નવા દેહ ઉપર અભિમાન થાય છે, એટલે મનના અધ્યાસને લીધે આત્મા પોતે પૂર્વસિદ્ધ છતાં પણ તેને નવો જન્મેલા જેવો જુવે છે. મનને બીજા દેહમાં અભિમાન થવારૂપી ઉત્પત્તિથી મનના અધ્યાસને લીધે આત્માને પોતાને વિષે ઉત્તમપણું, મધ્યમપણું તથા અધમપણું જો કે મિથ્યા છે, છતાં પણ તે ભાસે છે અને તેથી દેહના સંબંધમાં આવતાં બહારના તથા અંતરના સુખાદિક વિષયોને તે જુવે છે, જેમ કે સ્વપ્નમાં મિથ્યા મનના અભિમાનથી દેહો ઉત્પન્ન થાય છે અને આત્મા તે અનેક દેહોને જુવે છે, અને તે તે દેહના સંબંધમાં બહારનાં તથા અંદરનાં વિષયાદિક સુખને ભોગવે છે, તેમ આમાં દુષ્ટ પુત્રના પિતાનું દૃષ્ટાંત જોઇએ. દુષ્ટ પુત્રનો પિતા જેમ પોતાના પુત્રના શત્રુને પોતાનો શત્રુ માને છે અને તેના મિત્રને પોતાનો મિત્ર માને છે, તેમ આત્મા પણ મનના અભિમાનથી મનની સાથે સંબંધ ધરાવનારા દેહાદિક પદાર્થોને પોતાના માને છે. હે ઉદ્ધવ ! મેં તમને લોકપ્રસિદ્ધ જન્મમરણ કહ્યાં, હવે હું તમને વૈરાગ્ય માટે સૂક્ષ્મ એવાં જન્મમરણો કહું છું.

જેનો વેગ જોવામાં કે જાણવામાં આવતો નથી એવા કાળને લીધે શરીરો ક્ષણે ક્ષણે ઉત્પન્ન થાય છે અને ક્ષણે ક્ષણે નાશ પામે છે. પરંતુ કાળની સૂક્ષ્મતાને લીધે તે જોવામાં આવતું નથી. કાળ જેમ પરિણામ વિગેરેથી દીવાની જ્વાળાઓને ક્ષણે ક્ષણે બદલાવે છે, ગતિ વિગેરેથી પાણીના પ્રવાહોને બદલાવે છે અને રૂપાદિકથી વૃક્ષોનાં ફળોની દશાઓને બદલાવે છે, તેમ સર્વનાં શરીરોની અવસ્થાઓ, તેજ, બળ, કામ તથા ચતુરતા આદિકને પણ ક્ષણે ક્ષણે બદલાવે છે. વળી આ જગત ક્ષણે ક્ષણે ઉત્પત્તિ તથા વિનાશ પામ્યા કરે છે, કારણ કે તે

અવસ્થાઓના ભેદવાળું છે. જે જે અવસ્થાઓના ભેદવાળું હોય, તે તે, ક્ષણે ક્ષણે ઉત્પત્તિ તથા વિનાશ પામ્યા કરે છે, આવો નિયમ છે. દૃષ્ટાંતમાં જેમ જ્વાળા આદિક પદાર્થો અવસ્થાના ભેદવાળા છે, માટે તે ક્ષણે ક્ષણે ઉત્પત્તિ તથા વિનાશ પામ્યા કરે છે, તેમ આ અનુમાનથી પણ જગત્‌ની ક્ષણે ક્ષણે ઉત્પતિ તથા વિનાશ સિદ્ધ થાય છે. જો કે જ્વાળાઓ ક્ષણે ક્ષણે બદલાય છે, તો પણ 'તેજ આ દીવો છે, કે જે દીવો થોડીકવાર પહેલાં મેં જોયો હતો' એમ ભાસે છે અને પાણી પણ ક્ષણે ક્ષણે બદલાય છે તો પણ 'તેજ આ પાણી છે, કે જે મેં ઘણા દિન પહેલાં જોયું હતું,' આવી ભ્રાંતિ થાય છે; તેમ શરીરો પણ ક્ષણે ક્ષણે બદલાય છે અને બીજાં નવાં શરીરો પ્રાપ્ત થાય છે, તો પણ 'તે આ પુરુષ છે, કે જેને પહેલાં મેં જોયો હતો,' આવી ભ્રાંતિ અવિવેકી પુરુષોને થાય છે અને તેને લીધે અજ્ઞાની તેમ બોલે છે. "દેહના અધ્યાસવાળાને કર્મો તથા જન્મમરણો થયા કરે છે, બીજાઓને થતાં નથી, એ વાત અસંભવિત લાગે છે, કારણ કે એક પુરુષ જે ઘડાને ઘડો માને, તેને બીજો ઘડો નથી. એમ માને, એ વાત અસંભવિત નહીં તો બીજું શું ?" આવી તમારા મનમાં શંકા થશે, તો તે શંકાનો ઉત્તર આપું છું. દેહના અધ્યાસવાળો પુરુષ પણ બીજરૂપ કર્મવડે જન્મતો નથી, તેમ મરણ પણ પામતો નથી; પરંતુ અજન્મા છે, છતાં ભ્રાંતિને લીધે જન્મતો હોય તેમ ભાસે છે અને અમર છતાં પણ મરતો હોય તેમ ભાસે છે. દૃષ્ટાંતમાં મહાભૂત અગ્નિ પ્રલયકાળ પર્યંત એકનો એકજ રહે છે, તો પણ કાષ્ઠનો યોગ થવાથી તે જાણે જન્મતો હોય અને કાષ્ઠનો વિયોગ થવાથી જાણે નાશ પામતો હોય તેવો ભાસે છે. ઉદરમાં પ્રવેશ થવો, વૃદ્ધિ થવી, જન્મવું, બાલ્યાવસ્થા, કુમારપણું, તરુણાવસ્થા, આધેડપણું, વૃદ્ધાવસ્થા તથા મરણ, આ નવ દેહની અવસ્થાઓ

છે. દેહની આ મનોરથમય નાની મોટી અવસ્થાઓ દેહના અવિવેકને લીધે કોઇ કોઇ વાર જીવ પોતાને વિષે માની લે છે, અને કોઇ કોઇ વાર ઈશ્વરનો અનુગ્રહ થવાથી "અવસ્થાવાળા દેહનો દ્રષ્ટા અવસ્થાવાળો ન હોય" આવા વિવેકથી તે અવસ્થાઓનો ત્યાગ કરે છે. પોતાના જન્મવખતે તથા મરણવખતે મૂર્છા આવવાથી જીવ પોતાના દેહનાં જન્મ તથા મરણને જાણતો નથી, પરંતુ પોતાના પિતાનો દેહ મરી જાય છે, તે ઉપરથી પોતાનો દેહ પણ પડશે એમ વિચારવું અને પોતાને ત્યાં પુત્રનો જન્મ થયો તેમ પોતાનો પણ જન્મ થયો છે, આ રીતે જે, જન્મમરણનો દ્રષ્ટા છે, તેને જન્મમરણ હોતાં નથી. બીજથી ઝાડના જન્મને તથા પાકી જવાથી મરણને જાણનારો દ્રષ્ટા તે ઝાડથી જૂદો છે, તેમ દેહનાં જન્મમરણને જાણનારો દ્રષ્ટા દેહથી જૂદો છે. આ પ્રમાણે દેહાદિકથી આત્મા જૂદો છે, તેનો વિવેક કરવો જોઇએ; પણ તેનું વિવેચન ન કરનાર અને વિષયોથી મૂઢ થયેલો અવિવેકી પુરુષ સંસારમાં જન્મમરણ પામ્યા કરે છે.

ઇતિ યોગપ્રકરણમાં અધ્યાય ૨૬ મો સંપૂર્ણ.

---

# અધ્યાય ૨૭ મો.

## મૃત્યુના ભયનું નિવારણ. (૧૨-૫).

**श्रीशुक उवाचः—**

**त्वं तु राजन्मरिष्येऽहं पशुबुद्धिमिमां जहि ।**
**न जातः प्रागभूतोऽद्य देहवत्त्वं न नंक्ष्यसि ॥ २ ॥**

શ્રીશુકદેવજી કહે છેઃ—હે રાજા! 'હું મરીશ' આવી પશુ બુદ્ધિનો ત્યાગ કરો, કારણ કે જેમ દેહ પૂર્વે ન હતો અને હમણાં ઉત્પન્ન થયો છે તથા હવે પછી તે નાશ પામશે, તેમ તમે (આત્મા) પૂર્વે કોઇ પણ દિવસ ઉત્પન્ન થયા ન હતા અને હમણાં પણ થયા નથી, માટે હવે પછી પણ તારો નાશ થશે નહીં. હે રાજા! જેમ બીજ અંકુરરૂપે ઉત્પન્ન થાય છે, તેમ દેહ પણ પુત્ર-પૌત્રાદિકરૂપે ઉત્પન્ન થયા કરે છે, પરંતુ તમારી તેમ ઉત્પત્તિ થતી નથી, કારણ કે જેમ અગ્નિ કાષ્ઠમાં વ્યાપક હોય ત્યારે પણ તે વસ્તુતઃ કાષ્ઠથી ભિન્ન હોય છે. તેમજ તમે પણ દેહમાં વ્યાપીને રહેલા છો, છતાં પણ વસ્તુતઃ તમે દેહથી જૂદાજ છો. તાત્પર્ય કે દેહથી દેહનીજ ઉત્પત્તિ થાય છે; આત્માની ઉત્પત્તિ થતી નથી. હવે જન્માદિક એ આત્માના ધર્મો નથી, પણ દેહના ધર્મો છે, એ વાત દ્દષ્ટાંતથી સ્પષ્ટ કરું છું. જેમ સ્વપ્નામાં મનુષ્ય પોતાના દેહનો શિરચ્છેદ પોતેજ જુવે છે, તે કેવળ ભ્રમજ છે, તેમ જાગ્રદવસ્થામાં પણ પોતાના દેહના જન્માદિક વિકાર પોતેજ જુવે છે; તેમાં પુત્રાદિકોનો જન્મ અને પિતા વિગેરેનું મરણ જોવાથી પોતાને પણ આ પ્રમાણે જન્મ મરણ છે, એમ અનુમાન કરે છે, તથા બીજા વૃદ્ધિ વિગેરે વિકારોને પોતાના અનુભવ ઉપરથી જુવે છે અને તે વિકારો દેહના

અધ્યાસથી પોતાનેજ છે એમ માને છે. આ સર્વ કેવળ ભ્રમ છે, કારણ કે જન્મ-મરણનો દ્રષ્ટા જે આત્મા તે તો તેનાથી જૂદો છે, માટે તે જન્મ-મરણથી રહિત છે. આત્માને દેહોપાધિને લીધે જન્માદિક સંસારનો ભ્રમ થયો છે, માટે તે ઉપાધિની નિવૃત્તિ થઇ કે, આત્મા મુક્ત થાય છે, એ વાત દષ્ટાંતપૂર્વક કહું છું. ઘડો ફૂટી ગયા પછી તેની અંદરનું આકાશ જેમ પૂર્વના મહાકાશરૂપ થાય છે, તેમ તત્ત્વજ્ઞાનથી દેહનો લય થયો કે, આ જીવ પાછો બ્રહ્મરૂપ થાય છે. હવે જ્ઞાનવડે લયની ભાવના કરવા માટે આત્માને માયાએ કરેલી દેહાદિક ઉપાધિના સંબંધનો પ્રકાર કહું છું.

મનજ આત્માના દેહને, ગુણોને તથા કર્મોને ઉત્પન્ન કરે છે અને તે મનને માયા સર્જે છે; ત્યાર પછી તે માયા વિગેરે ઉપાધિસમુદાયવડે જીવને જન્મમરણાદિક સંસાર પ્રાપ્ત થાય છે. ઉપાધિનો નાશ થયા પછી જીવનું જીવપણું નાશ પામે છે તથા તેની મુક્તિ થાય છે, એ હું દષ્ટાંત સહિત તમને કહું છું. હે રાજા! જ્યાં સુધી તેલ, કોડિયું, વાટ અને અગ્નિનો સંયોગ છે, ત્યાં સુધી દીવાનું દીવાપણું જોવામાં આવે છે, તેમ જ્યાં સુધી તેલની જગ્યાએ કામ કરનારાં કર્મ, કોડિયાને ઠેકાણે મન, વાટને ઠેકાણે દેહ, અગ્નિના સંયોગને ઠેકાણે ચૈતન્યનો અધ્યાસ, આ સર્વ હોય છે ત્યાં સુધી દીવા સમાન સંસારનો ભાસ થાય છે અને તે પણ રજોગુણ, સત્ત્વગુણ અને તમોગુણની વૃત્તિવડે ઉત્પન્ન થાય છે, સ્થિર રહે છે અને પાછો નાશ પામે છે; પરંતુ દીવો ઠરી ગયા પછી પણ જેમ પંચ મહાભૂતરૂપ તેજનો નાશ થતો નથી, તેમ સંસારનો નાશ થયા છતાં પણ સ્વયંપ્રકાશ, સ્થૂલ, સૂક્ષ્મ. જુદો અને આકાશના સમાન આધારરૂપ જે આત્મા તે નાશ પામતો નથી, એટલા માટે તે અનંત તથા ઉપમારહિત છે. માટે હે સમર્થ રાજા! તમે પોતેજ શ્રીવાસુદેવના ચિંતનથી

દ્રષ્ટા અને દશ્યના અન્વયવ્યતિરેકની યુક્તિવાળી બુદ્ધિવડે આ પ્રમાણે દેહાદિકની ઉપાધિમાં રહેલા આત્માનો વિચાર કરો, તે પ્રમાણે વિચાર કરવાથી બ્રાહ્મણના વચનવડે પ્રેરાયલો તક્ષક નાગ તમને બાળશે નહીં, કારણ કે મૃત્યુના પણ મૃત્યુરૂપ પરબ્રહ્મને મૃત્યુનાં કારણો બાળી શકતાં નથી. "હું જ પરબ્રહ્મરૂપ છું, અને પરબ્રહ્મ તે હું પોતેજ છું." આ પ્રમાણે વિચાર કરીને નિરુપાધિક પરબ્રહ્મ વિષે આત્માને સ્થાપન કરીને ઐક્યરૂપે તમે જોશો તો જીભથી ઓષ્ઠને ચાટનારા અને પોતાના ઝેરી મુખ વડે તમારા ચરણને ડંખ દેનારા તક્ષક નાગને, તમારા પોતાના શરીરને અને આ જગત્‌ને આત્માથી જૂદાં જોશો નહીં.

ઇતિ યોગપ્રકરણમાં અધ્યાય ૨૭ મો સંપૂર્ણ.

---

## અધ્યાય ૨૮ મો.

### શ્રીવિષ્ણુપદ પામવામાં વિઘ્નરૂપ સિદ્ધિઓ. (૧૧-૧૫).

**उद्धव उवाचः—**

**कया धारणया कास्वित्कथंस्वित्सिद्धिरच्युत।**
**कति वा सिद्धयो ब्रूहि योगिनां सिद्धिदो भवान्॥ २॥**

ઉદ્ધવજી પૂછે છેઃ—હે ભગવન્ ! કેવી ધારણા કરવાથી સિદ્ધિ થાય છે ? કઇ કઇ ધારણા કરવી ? અને સિદ્ધિઓ પ્રાપ્ત થાય છે, તે કેવી રીતે થાય છે ? તથા કેટલી સિદ્ધિઓ છે ? તે આપ મને કહો, કારણ કે આપ યોગીઓને સિદ્ધિઓ આપનાર છો.

શ્રીભગવાન્ કહે છેઃ—યોગવિદ્યામાં પારંગત પુરુષોએ સિદ્ધિઓ તથા ધારણાઓ અઢાર કહેલી છે. તેઓમાં આઠ સિદ્ધિઓ

મારે વિષે મુખ્યત્વે કરીને રહેલી છે, અને બીજી દશ સિદ્ધિઓ સત્ત્વગુણની વૃદ્ધિથી મળે છે, માટે તે બીજા યોગીઓમાં પણ રહે છે.

અણિમા–( મોટા શરીરમાંથી અત્યંત નાનું શરીર કરવું ), મહિમા-( નાના શરીરમાંથી મોટું શરીર કરવું ), લઘિમા–( ભારે શરીરમાંથી હલકું શરીર કરવું ), પ્રાપ્તિ–( સર્વ પ્રાણીઓની ઇન્દ્રિયો સાથે તેને ઇંદ્રિયોના અધિષ્ઠાતા દેવરૂપે સંબંધ થવો ), પ્રાકાશ્ય-( આ લોકના તથા પરલોકના સર્વ વિષયોપભોગ જોવાની શક્તિ), ઇશિતા–(ઇશ્વરમાં માયાની અને જીવમાં માયાના અંશોની પ્રેરણા કરવાની શક્તિ ), વશિતા–( વિષયોના ભોગમાં અસંગ ) અને પ્રાકામ્ય–( જે જે સુખની ઇચ્છા હોય તે તે સુખની સીમાને પહોંચવું ).

હે ઉદ્ધવ ! આ આઠ સિદ્ધિઓ મારા વિષે સ્વાભાવિક રીતે રહેલી છે. હવે સત્ત્વગુણની વૃદ્ધિથી મળતી દશ સિદ્ધિઓનાં નામ કહું છું.

( ૧ ) ગુણમૂલક સિદ્ધિઃ—અનુર્મિત્વ–( શરીરમાં ક્ષુધા, પિપાસાનો અભાવ ), દૂરશ્રવણ-( છેટેની વાર્તા સાંભળી લેવી ), દૂરદર્શન–( છેટેના પદાર્થોને જોવા ), મનોજવ–( જ્યાં મન જાય ત્યાં આગળ જવું ), કામરૂપ–( ધાર્યા પ્રમાણે રૂપ ધારણ કરવું ), પરકાયાપ્રવેશન–( પારકા શરીરમાં પ્રવેશ કરવો ), સ્વચ્છંદ મૃત્યુ–( પોતાની ઇચ્છા પ્રમાણે મરણ), દેવસહ ક્રીડાનું દર્શન-( દેવો અપ્સરાઓની સાથે જે ક્રીડા કરે છે, તે ક્રીડા જોવી ), યથાસંકલ્પસિદ્ધિ–( સંકલ્પ પ્રમાણે સિદ્ધિ ) તથા અપ્રતિહતાજ્ઞા ( સર્વત્ર આજ્ઞાનો ભંગ ન થવો ), આ દશ સિદ્ધિઓ સત્ત્વગુણની વૃદ્ધિથી મળે છે. આ સિદ્ધિઓ સિવાય બીજી પાંચ ક્ષુદ્ર સિદ્ધિઓ છે તેનાં નામ આ પ્રમાણે છેઃ-

( ૨ ) ક્ષુદ્રસિદ્ધિઃ—ત્રિકાળજ્ઞત્વ-( ત્રિકાળનું જ્ઞાતાપણું ), અપદ્વંદ્વ-( શીત તથા ઉષ્ણાદિકથી પરાભવ નહીં પામવું તે), પરચિત્તાભિજ્ઞતા-( પારકાના ચિત્તનું જ્ઞાન ), પ્રતિસ્તંભ-( અગ્નિ, સૂર્ય, જળ કે વિષ આદિકના બળને રોકી રાખવું ) તથા અપરાજય-( ક્યાંયપણ હારવું નહીં તે ).

યોગધારણાથી સિદ્ધ થતી સિદ્ધિઓમાં મેં તમને મુખ્ય મુખ્ય સિદ્ધિઓ કહી બતાવી; હવે જે ધારણાવડે જે સિદ્ધિ થાય અને જે પ્રમાણે થાય, તે તમે મારી પાસેથી સાંભળો.

## સર્વ સિદ્ધિનાં લક્ષણો તથા તેમની ધારણા.

( ૧ ) અણિમાઃ—જે પુરુષ મનને તન્માત્રાનું રૂપ ઠરાવીને એટલે શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધરૂપ ગણીને તેને ભૂતસૂક્ષ્મના એટલે તન્માત્રાના ઉપાધિરૂપ મારા શરીરમાં ધારણ કરે, તે સૂક્ષ્મ ભૂતનો ઉપાસક પુરુષ મારી " અણિમા " સિદ્ધિને પામે છે.

( ૨ ) મહિમાઃ—જે પુરુષ મનને જ્ઞાનશક્તિરૂપ મહત્તત્ત્વનો આકાર માનીને, તેને મહત્તત્વરૂપી ઉપાધિવાળા મારા પરમરૂપમાં ધારણ કરે છે, તે પુરુષ " મહિમા " નામની સિદ્ધિને પામે છે. આકાશાદિક પાંચ ભૂતરૂપી ઉપાધિવાળા મારા સ્વરૂપમાં મનને ધારણ કરનારો પુરુષ પણ જુદાં જુદાં ભૂતની મહત્તારૂપ " મહિમા " નામની સિદ્ધિને પામે છે.

( ૩ ) લઘિમાઃ—પૃથ્વી, જળ, તેજ તથા વાયુ, આ ચાર ભૂતના પરમાણુરૂપી ઉપાધિવાળા મારા સ્વરૂપમાં જે યોગી પુરુષ મનને ધારણ કરે છે, તે યોગી જેમાં પરમાણુરૂપ થવાય છે, એવી " લઘિમા " નામની સિદ્ધિને પામે છે.

(૪) પ્રાપ્તિ:—જે પુરુષ સાત્ત્વિક અહંકારરૂપી ઉપાધિવાળા મારા સ્વરૂપમાં સંપૂર્ણ રીતે મનને ધારણ કરે છે, તે પુરુષ જેમાં સર્વની ઇંદ્રિયોના દેવતા થવાય છે, એવી “ પ્રાપ્તિ ” નામની સિદ્ધિને પામે છે. મારે વિષે મન રાખવાથી આ સિદ્ધિ મળે છે.

(૫) પ્રાકાશ્ય:—જે પુરુષ મનને ક્રિયાશક્તિવાળું મહત્તત્ત્વ માનીને તેને ક્રિયાશક્તિવાળા મહત્તત્ત્વરૂપી ઉપાધિવાળા મારા સ્વરૂપમાં ધારણ કરે છે, તે પુરુષ અપ્રકટ જન્મવાળો જે હું, તેની સર્વશ્રેષ્ઠ એવી “ પ્રાકાશ્ય ” નામની સિદ્ધિને પામે છે.

(૬) ઈશિતા:—જે પુરુષ ત્રિગુણાત્મક, માયાના અધિપતિ તથા કાળમૂર્તિ એવા વિષ્ણુને વિષે મનની ધારણા કરે છે, તે પુરુષ “ ઈશિતા ” નામની સિદ્ધિને પામે છે, કે જે સિદ્ધિથી જીવોમાં માયાના અંશોની પ્રેરણા કરી શકાય છે તથા ઇશ્વરમાં માયાની પ્રેરણા કરી શકાય છે.

(૭) વશિતા:—વિરાટ્, હિરણ્યગર્ભ તથા કારણરૂપ ઉપાધિરહિત ચોથું નારાયણ નામનું જે તત્ત્વ છે, અને જેમાં સંપૂર્ણ ઐશ્વર્ય, ધર્મ, યશ, લક્ષ્મી, જ્ઞાન તથા વૈરાગ્ય નામનાં છ તત્ત્વ રહેલાં છે, તેને વિષે મનને ધારણ કરનારો તથા મારો ધર્મ પાળનારો યોગી “ વશિતા ” નામની સિદ્ધિને પામે છે.

(૮) પ્રાકામ્ય:—નિર્ગુણ તથા પરબ્રહ્મરૂપ જે હું તેને વિષે પોતાનું સ્વચ્છ મન ધારણ કરનાર યોગી પરમાનંદરૂપી “ પ્રાકામ્ય ” સિદ્ધિને પામે છે, કે જે સિદ્ધિ એક સુખની સીમા છે.

## ગુણમૂલક સિદ્ધિઓ તથા તેમની ધારણા.

(૧) અનુર્મિમત્વ:—શ્વેતદ્વીપનો પતિ, સત્ત્વગુણમય તથા ધર્મમય જે હું, તેને વિષે મનને ધારણ કરનારો યોગી શુદ્ધરૂપ થઇને ‘ અનુર્મિમત્વ ’ નામની સિદ્ધિને પામે છે.

(૨) દૂરશ્રવણ:—સમષ્ટિના પ્રાણરૂપ મારા સ્વરૂપમાં મનવડે નાદનું અનુસંધાન કરનારો જીવ આકાશમાં જ્ઞાતા થઇને 'દૂરશ્રવણ' નામની સિદ્ધિને પામે છે, જેમાં દૂરનાં પ્રાણીઓની અનેક વાણીઓ સાંભળી શકાય છે.

(૩) દૂરદર્શન:—સૂર્યમાં નેત્રને અને નેત્રમાં સૂર્યને જોડી દઇને તે બંનેના સંયોગમાં મન વડે મારું ધ્યાન કરનારો સમદૃષ્ટિવાળો યોગી 'દૂરદર્શન' નામની સિદ્ધિને પામે છે, જેમાં યોગી વિશ્વના પદાર્થોને જુવે છે.

(૪) મનોજવ:—મનને, શરીરને તથા તેઓને અનુસરનારા વાયુને મારા સ્વરૂપમાં સારી રીતે જોડી દઇ, જે યોગી મનમાં મારી ધારણા કરે છે તે તેના પ્રભાવથી 'મનોજવ' નામની સિદ્ધિને પામે છે, કે જે સિદ્ધિમાં મન જ્યાં જાય ત્યાં શરીર પણ જઇ શકે છે.

(૫) કામરૂપ:—અચિંત્ય શક્તિવાળો તથા અનેક પ્રકારનો જે હું, તેને વિષે મનની ધારણાના પ્રભાવથી યોગી જ્યારે જ્યારે મનને ઉપાદાન કારણરૂપ કરીને જે જે રૂપે થવાની ઇચ્છા કરે છે, તે તે મનમાનતા રૂપને તે પામે છે. આ સિદ્ધિ 'કામરૂપ' કહેવાય છે.

(૬) પરકાયપ્રવેશ:—સિદ્ધયોગીને પરની કાયામાં પ્રવેશ કરવો હોય ત્યારે તે યોગી, જેની કાયામાં પ્રવેશ કરવો હોય, તેની કાયામાં પોતાના આત્માનું ચિંતન કરીને પોતાના સ્થૂલ દેહનો ત્યાગ કરીને લિંગ શરીરરૂપી ઉપાધિ સાથે ભ્રમર જેમ એક ફૂલમાંથી પરિશ્રમ વિના બીજા ફૂલમાં પેશી જાય છે, તે પ્રમાણે વાયુરૂપી માર્ગવડે પરકાયામાં પરિશ્રમ વિના પેશી શકે છે. આ 'પરકાયાપ્રવેશ' નામની સિદ્ધિ કહેવાય છે.

(૭) સ્વેચ્છામૃત્યુ:—સ્વચ્છંદ મૃત્યુ કે જેમાં યોગી પોતાની ઇચ્છા પ્રમાણે રમણ કરી શકે છે, તે, પેનીવતી ગુદાના છિદ્રને દબાવી

પ્રાણરૂપી ઉપાધિવાળા આત્માને અનુક્રમે હૃદય, છાતી, કંઠ તથા મસ્તકમાં ચઢાવીને બ્રહ્મરંધ્રરૂપી દ્વારવડે મનને બીજી કાયામાં લઇ જાય અને પછી પોતાની સ્થૂલ કાયાનો ત્યાગ કરે તેને ' સ્વેચ્છામૃત્યુ ' કહેવાય છે.

( ૮ ) દેવક્રીડાનુદર્શનઃ—જે યોગી મારી મૂર્તિમાં રહેલા સત્ત્વગુણની ભાવના કરે, તે ' દેવક્રીડાનુદર્શન ' નામની સિદ્ધિને પામે છે, જેમાં સત્ત્વગુણના અંશરૂપ દેવાંગનાઓ વિમાન લઇને આવે છે.

( ૯ ) સંકલ્પસિદ્ધિઃ—મારો ભક્ત યોગી, હું કે જે સત્ય સંકલ્પવાળો છું, તેને વિષે મનની ધારણા કરીને જ્યારે જેવો સંકલ્પ કરે છે, ત્યારે તેવું ફળ પામવારૂપી ' સંકલ્પસિદ્ધિ ' નામની સિદ્ધિને પામે છે.

(૧૦) અપ્રતિહતાજ્ઞાઃ—સર્વનો નિયંતા તથા સ્વતંત્ર એવો જે હું, તેને વિષે મનની ધારણા કરવાથી જે મારા સ્વભાવને પામે, તે પુરુષ ' અપ્રતિહતાજ્ઞા ' નામની સિદ્ધિને પામે છે, કે જેને લીધે મારી આજ્ઞાનો જેમ કોઇ ઠેકાણે ભંગ થતો નથી તેમ તેની આજ્ઞાનો પણ કોઇ ઠેકાણે ભંગ થતો નથી.

## ક્ષુદ્રસિદ્ધિધારણા.

(૧) ત્રિકાળજ્ઞત્વઃ—મારી ભક્તિવડે શુદ્ધ અંતઃકરણવાળો તથા ધારણા જાણનારો યોગી ત્રણ કાળને જાણનારા ઇશ્વર વિષે મન ધારણ કરે છે, તો ત્રણ કાળની વસ્તુ જેમાં જણાય, એવી જન્મમરણને જાણવારૂપી ' ત્રિકાળજ્ઞત્વ ' નામની સિદ્ધિને પામે છે.

( ૨ ) પરચિત્તાભિજ્ઞતાઃ—' પરચિત્તાભિજ્ઞતા ' નામની સિદ્ધિ પણ ઉપર કહેલી ધારણાથી મળે છે.

(૩) પ્રતિસ્તંભઃ—જે મનુષ્યનું ચિત્ત મારા યોગથી પરિશ્રાંત થયેલું હોય, તે યોગીના યોગમય શરીરને જેમ પાણીથી જળચરોને હાનિ પહોંચતી નથી, તેમ અગ્નિ, સૂર્ય, જળ વિગેરે પદાર્થોથી જ્યારે હાનિ પહોંચતી નથી, ત્યારે તે 'પ્રતિસ્તંભ' નામની સિદ્ધિને પામે છે.

(૪) અપદ્ધંદ્ધઃ—ઉપર કહેલી ધારણાથી 'અપદ્ધંદ્ધ' નામની સિદ્ધિ પણ મળે છે.

(૫) અપરાજયઃ—જે યોગી શ્રીવત્સથી તથા અસ્ત્રોથી શણગારેલા મારા અવતારોનું ધ્વજા, છત્ર તથા ચામર સાથે ધ્યાન કરે છે, તે યોગી 'અપરાજય' નામની સિદ્ધિને પામે છે.

આ રીતે જૂદી જૂદી યોગની ધારણાઓથી મારી ઉપાસના કરનારા યોગીને પ્રથમ કહેલી સર્વ સિદ્ધિઓ પાસે આવે છે. ટુંકામાં કહેવાનું કે, જિતેંદ્રિય, પ્રાણ અને મનને દમન કરીને તેનો પરાજય કરનારા મુનિને વશિતા નામની સિદ્ધિના પ્રકરણમાં રહેલી એક ધારણા કરવાથી કઇ સિદ્ધિ અત્યંત દુર્લભ રહે ? છતાં પણ જ્ઞાનીએ તે સિદ્ધિઓની ઇચ્છા કરવી નહીં, કારણ કે ઉત્તમ પ્રકારના યોગનું આચરણ કરતા અને મને તુરત પામનાર યોગીને તેવી સિદ્ધિઓના અંતરાયથી કાળના કાળ વહી જાય છે એટલા માટે તે સિદ્ધિઓને વિઘ્નરૂપ કહેલી છે. તેથી પુરુષે નિષ્કામ રહીને ઇશ્વરના ઉપાધિરહિત એવા ચોથા સ્વરૂપમાં મનની ધારણા કરવી, પરંતુ બીજી સકામ ધારણાઓ કરવી નહિ. આ જગત્‌માં જન્મ, ઔષધિ, તપ તથા મંત્રોથી જેટલી સિદ્ધિઓ મળે છે, તે સર્વ સિદ્ધિઓ મનુષ્ય યોગથી મેળવે છે, પરંતુ યોગવડેજ અલૌકિક વસ્તુ એટલે સાલોક્યાદિક મળે છે, તે વસ્તુ બીજા કોઇ પણ સાધનથી મળતી નથી. હું સર્વ સિદ્ધિઓનો પ્રભુ છું, કારણ કે હું

તેઓની ઉત્પત્તિ તથા પાલન કરું છું. માત્ર સિદ્ધિઓનોજ નહિ, પરંતુ મોક્ષનો, જ્ઞાનનો, જ્ઞાનના સાધનભૂત ધર્મનો અને ધર્મોપદેશ કરનારા વેદવેત્તાઓનો પણ હું પાલન કરનારો તથા કારણરૂપ પ્રભુ છું. એટલા માટે સિદ્ધિઓ કરતાં પણ મને પ્રાપ્ત કરવો એ ઉત્તમ છે.

ઇતિ યોગપ્રકરણમાં અધ્યાય ૨૮ મો સંપૂર્ણ.

---

## અધ્યાય ૨૯ મો.

### પૃથુરાજાનું ચરિત્ર. ( ૪–૨૩ ).

मैत्रेय उवाचः—

दृष्ट्वाऽऽत्मानं प्रवयसमेकदा वैन्य आत्मवान् ॥
आत्मना वर्धिताशेषस्वानुस्वर्गः प्रजापतिः ॥ १ ॥

जगतस्तस्थुषश्चापि वृत्तिदो धर्मभृत्सताम् ॥
निष्पादितेश्वरादेशो यदर्थमिह जज्ञिवान् ॥ २ ॥

आत्मजेष्वात्मजां न्यस्य विरहाद्रुदतीमिव ॥
प्रजासु विमनःस्वेकः सदारोऽगात्तपोवनम् ॥ ३ ॥

મૈત્રેય કહે છેઃ—હે વિદુર ! સત્પુરુષોનાં કર્મને પાળનારા પૃથુરાજા, જે કાર્યને માટે જન્મ્યા હતા, તે ઇશ્વરની આજ્ઞા પણ તેમણે સંપૂર્ણ રીતે બજાવી. ત્યાર પછી એક દિવસે તે પોતાના દેહને વૃદ્ધ જોઇને અને પોતાની પૃથ્વીને પોતાના થનારા વિયોગથી જાણે રડતી હોય તેવી જોઇને, તે પૃથ્વી તેમણે પુત્રોને સ્વાધીન કરી દીધી અને પ્રજા ઉપર ઉદાસ થઇ, પોતે એકલા સ્ત્રીની સાથે તપોવનમાં

ચાલી નિકળ્યા, અને ત્યાં આગળ વનમાં પૃથુરાજા દૃઢ નિયમથી રહેવા લાગ્યા. પોતે પ્રથમ પૃથ્વીનો વિજય કરવામાં જે પ્રમાણે મહા પ્રયત્ન આદર્યો હતો, તેજ પ્રમાણે વાનપ્રસ્થોએ સ્વીકારેલી ઉગ્ર તપશ્ચર્યા તેમણે કરવા માંડી, અને કેટલાંક પખવાડિયાં સુધી કંદ, મૂળ અને ફળનો આહાર કર્યો. કેટલાંએક પખવાડિયાં સુધી સુકાં પાંદડાંનો આહાર કર્યો, અને કેટલાંએક પખવાડિયાં સુધી વાયુનું ભક્ષણ કર્યું. ઉનાળામાં શૂરવીર પૃથુરાજા પંચાગ્નિ તાપવા લાગ્યા, ચોમાસામાં તે મુનિ વરસાદને માથે ઝીલવા લાગ્યા, અને શિયાળામાં પાણીની અંદર કંઠ સુધી ડૂબીને રહેવા લાગ્યા. વળી ભૂમિ ઉપર શયન કરવા લાગ્યા, ટાઢ તડકાને સહન કરવા લાગ્યા, વાણીને નિયમમાં રાખી, જિતેંદ્રિય થઇને બ્રહ્મચર્ય વ્રત પાળવા લાગ્યા, અને પ્રાણાયામવડે પવનનો વિજય કરીને શ્રીકૃષ્ણ ભગવાન્‌ની આરાધના કરવાની ઇચ્છાથી ઉત્તમ તપશ્ચર્યા કરવા લાગ્યા. તે તપશ્ચર્યા ક્રમેક્રમે સિદ્ધ થવાને લીધે તેમનાં કર્મનો નાશ થયો અને તેમનું મન નિર્મળ થયું. ત્યાર પછી પ્રાણાયામો કરીને કામાદિક છ શત્રુઓને રોકવાથી વાસનારહિત થયેલા મહાપુરુષ પૃથુરાજા, ભગવાન્ સનત્કુમારે જે ઉત્તમ એવો ભગવત્પ્રાપ્તિનો ઉપાય બતાવ્યો હતો, તે ઉપાયથીજ ભગવાન્‌નું ભજન કરવા લાગ્યા. ભગવાન્‌ના નિયમોને પાળનારા અને નિરંતર શ્રદ્ધાથી ભગવાન્‌ના પદને પામવા માટે પ્રયત્ન કરનારા તે સદ્‌ગુણી રાજાની, ઉપર પ્રમાણે વર્તવાથી, પરબ્રહ્મરૂપ ભગવાન્ ઉપર અનન્ય ભક્તિ થઇ. તે પછી ભગવાન્‌ની સેવાથી જેમનું અંતઃકરણ શુદ્ધ થયું હતું, એવા પૃથુરાજાને વૈરાગ્યવાળું જ્ઞાન ઉત્પન્ન થયું અને તેથી તેમણે ભગવાન્‌નું સ્મરણ કરવાથી વૃદ્ધિ પામતી ભક્તિવડે, તીક્ષ્ણ થયેલા જ્ઞાનથી સંશયના સ્થાનરૂપ પોતાના હૃદયની ગ્રંથિને કાપી નાંખી, અને દેહવિષે આત્મબુદ્ધિનો નાશ થતાં તેમને સ્વસ્વરૂપનું જ્ઞાન થયું. આ વેળા સામી આવેલી સિદ્ધિઓ ઉપર પૃથુરાજાએ અનાદર બતાવ્યો અને જે જ્ઞાનથી પોતાના સંશ-

યનો પોતે નાશ કર્યો હતો, તે બ્રહ્મજ્ઞાન માટે પણ પ્રયત્ન કરવો છોડી દીધો. યોગી જ્યાં સુધી ભગવાન્‌ની કથાઓમાં પ્રીતિ કરતો નથી, ત્યાં સુધી તે સિદ્ધિઓને જોઇને પ્રમાદી થાય છે, પરંતુ ભગવત્ કથામાં પ્રીતિ થયા પછી તેમ થતું નથી. પૃથુરાજા પણ ભગવાન્‌ની કથા ઉપર પ્રેમ રાખનારા હતા, માટે તે નિઃસ્પૃહ હતા. ઉપર પ્રમાણે મહાશૂરવીર પૃથુરાજાએ પોતાના આત્માને પરબ્રહ્મમાં જોડી દીધો, અને પછી સંપૂર્ણ રીતે બ્રહ્મરૂપ થયેલા તે રાજાએ, દેહનાં પ્રારબ્ધ કર્મ પૂરાં થયાં કે, પોતાના દેહનો ત્યાગ કર્યો. હવે તેમણે દેહત્યાગ કેવી રીતે કર્યો તે તમે સાંભળો.

પૃથુરાજાએ બે પેનીવડે ગુદાસ્થાનને દબાવીને વાયુને ધીરે ધીરે મૂલાધારથી ઉંચો ચઢાવ્યો અને પછી નાભિપ્રદેશમાં પાછો આણ્યો, અને ત્યાંથી કોઠાના ભાગમાં એટલે હૃદયમાં, ત્યાંથી ઉરઃસ્થળમાં, ત્યાંથી કંઠપ્રદેશમાં અને ત્યાંથી ભ્રકુટી વચ્ચે ઉપર આણ્યો; ત્યાંથી ક્રમેક્રમે તે વાયુને બ્રહ્મરંધ્રમાં આણ્યો અને પછી નિઃસ્પૃહ એવા પૃથુરાજાએ વાયુનો વાયુમાં, દેહના કઠિન ભાગનો પૃથ્વીમાં, તેજનો તેજમાં લય કર્યો, અને ઇંદ્રિયોના રસનો પાણીમાં, એમ સર્વ તત્ત્વોનો સ્થાન તથા ભાગ પ્રમાણે લય કર્યો. ત્યાર પછી પૃથ્વીનો જળમાં, જળનો તેજમાં, તેજનો વાયુમાં, વાયુનો આકાશમાં, અને મનનો તથા ઇન્દ્રિયોના દેવતાઓનો ઇંદ્રિયોના પોતપોતાના શબ્દાદિક વિષયોમાં ઉત્પત્તિ અનુસાર લય કર્યો. વિષયોનો તથા આકાશનો અહંકારમાં લય કર્યો, અહંકારને મહત્તત્ત્વમાં જોડયો, અને સર્વકાર્યના નિવાસરૂપ મહત્તત્ત્વને માયાની ઉપાધિવાળા જીવમાં જોડયું. ત્યાર પછી જ્ઞાન અને વૈરાગ્યના બળથી સ્વસ્વરૂપમાં રહીને પૃથુરાજાએ પોતાને વિષે રહેલ જીવપણું કરાવનારી ઉપાધિનો ત્યાગ કર્યો. મહારાણી અર્ચિષા, જે સુકુમાર પગવડે પૃથ્વીનો સ્પર્શ કરવાને પણ અયોગ્ય હતાં, તે તેના પતિની પાછળ વનમાં ગયાં હતાં.

તે જે વ્રત અને ધર્મ પતિ પાળતા હતા, તે વ્રત તથા ધર્મ પાળતાં હતાં, તેમની સેવા કરતાં હતાં અને કંદમૂલાદિનો આહાર માત્ર કરીને દેહનો નિર્વાહ કરતાં હતાં; તે એથી શરીરે બહુજ દુર્બળ થઇ ગયાં હતાં, તો પણ તે પતિના હાથનો સ્પર્શ થવાથી તથા તેમના તરફનું માન મળવાથી સુખમાં રહેતાં, પણ જરાય દુઃખ પામતાં ન હતાં. તે સતીએ પોતાના પ્રિયતમ અને પૃથ્વીના પતિ પૃથુરાજાના શરીરને સર્વચેતનારહિત શબરૂપ થયેલું જોઇ જરાક વિલાપ કર્યો અને પછી તે સતીએ પર્વતના શિખર ઉપર ચિતા ખડકી, તે ઉપર તેમના શરીરને પધરાવી, પછી સ્નાન કરી, તે સમયનાં કાર્યો કરીને, ઉદાર કર્મ કરનારા પોતાના પ્રાણપતિને દાધાંજલિ આપી. ત્યાર પછી તે સતી આકાશમાં રહેલા દેવતાઓને નમસ્કાર કરી, તેઓની ત્રણ પ્રદક્ષિણા કરીને, પછી પતિના ચરણનું ધ્યાન કરતાં કરતાં પોતે પણ ચિતાગ્નિમાં પેઠાં. સદ્‌ગુણી અર્ચિષાને પોતાના શૂરવીર પતિની પાછળ સતી થયેલાં જોઇને હજારો વરદાન આપનારી દેવનારીઓએ દેવોની સાથે રહીને અર્ચિષાની સ્તુતિ કરવા માંડી, અને આકાશમાંથી મંદરાચળનાં શિખર ઉપર પુષ્પની વૃષ્ટિ કરવા માંડી; દેવતાઓનાં વાજિંત્રો વાગવા માંડ્યાં અને અમરનારીઓ પણ પરસ્પર તેની જ વાતો કરવા લાગી.

દેવનારીઓ વાતો કરે છેઃ—"અહોહો !!! આ સ્ત્રી મહાભાગ્યશાળી છે, કારણ કે લક્ષ્મી જેમ યજ્ઞપતિ ભગવાનની સેવા કરે છે, તેમજ આ સ્ત્રી પણ મહારાજા એવા પોતાના પતિની સેવા કરે છે. તે આ અર્ચિષા નામની સ્ત્રી કોઇથી જણાય નહીં એવું સત્કર્મ કરી, આપણને ઉલ્લંઘન કરીને પોતાના ભર્તા પૃથુરાજાની પાછળ ઉપરના લોકમાં જાય છે. આ પૃથ્વી ઉપર જેઓ, આયુષ્ય ચંચળ છતાં પણ ભગવાનના લોકને આપનારું આત્મજ્ઞાન સંપાદન કરે છે, તે મનુષ્યોને, બીજી કઇ વસ્તુ દુર્લભ રહે છે ? આ જગ-

ત્માં મોક્ષ આપનારા એવા મનુષ્યના દેહને, મોટા કષ્ટથી મેળવ્યા છતાં પણ, જે મનુષ્ય વિષયોમાં આસક્ત થાય છે, તે મનુષ્ય છેતરાયો સમજવો તથા તે પોતે પોતાનો દ્રોહ કરનારો છે, એમ સમજવું."

આ પ્રમાણે દેવતાઓની સ્ત્રીઓ સ્તુતિ કરતી હતી, તેટલામાં તો આત્મજ્ઞાનીઓમાં શ્રેષ્ઠ અને ભગવાન્‌ને વિષે મનને ધારણ કરનારા પૃથુરાજા જે લોકમાં ગયા હતા, તેજ પતિના લોકને અર્ચિષા પણ પામ્યાં. મહા પરાક્રમવાળા પૃથુરાજા, જે આવા પરાક્રમવાળા હતા, તે ઉત્તમ ચરિત્રવાળા રાજાનું ચરિત્ર જે મનુષ્ય સાવધાન થઈને શ્રદ્ધાથી વાંચે, સંભળાવે અથવા તો સાંભળે છે, તે પૃથુરાજાની ગતિને પામે છે.

ઇતિ યોગપ્રકરણમાં અધ્યાય ૨૯ મો સંપૂર્ણ.

"ઇતિ યોગપ્રકરણ સમાપ્ત."

# જ્ઞાનપ્રકરણ.

## અધ્યાય ૧ લો.

### કર્મ કરવાની તથા કર્મત્યાગ કરવાની વ્યવસ્થા. (૧૧–૧૨).

**उद्धव उवाचः—**

**संशयः शृण्वतो वाचं तव योगेश्वरेश्वर ॥**
**न निवर्तेत आत्मस्थो येन भ्राम्यति मे मनः ॥ १६ ॥**

ઉદ્ધવજી પૂછે છેઃ—હે યોગેશ્વરોના ઇશ્વર! આપે પ્રથમ કહ્યું કે, સ્વધર્મમાં સાવધાન રહીને કર્મ કરવું, અને હમણાં વળી કહો છો કે, સર્વ કર્મનો ત્યાગ કરીને મારે શરણે આવવું, આ ઉપરથી કર્તા–ભોક્તાપણું આત્મામાં છે કે નથી? તથા કર્મ કરવાં કે ત્યાગ કરવાં? આવો મારા મનમાં સંશય થાય છે, તેથી મારું મન ભમ્યા કરે છે, માટે આપ મને તે કહો.

શ્રીભગવાન્ કહે છેઃ—ઇશ્વરજ[1] પોતાની માયાવડે પ્રપંચરૂપે

---

१ कृत्वा रूपांतरं चैत्रं देहे प्राविशदीश्वरः ।
इति ताः श्रुतयः प्राहुर्जीवत्वं प्राणधारणात् ॥

અર્થઃ—ઇશ્વર પોતેજ પોતાના સ્વરૂપનું રૂપાંતર કરી દેહમાં પ્રવેશ કરે છે, પ્રાણને ધારણ કરવાના કારણથી તેને “જીવ” કહેવામાં આવે છે. વાસ્તવિકમાં જીવ અને ઇશ્વરમાં જરાપણ ભેદ નથી, એમ શ્રુતિઓ કહે છે.

પંચદશી.

ભાસે છે અને તે પ્રપંચના અધ્યાસથી જીવને અનાદિ કાળની અવિદ્યાથી કર્તાપણું તથા ભોક્તાપણું વિગેરે થયું છે, અને તેને લઇને જીવને વિધિ, નિષેધનો અધિકાર થાય છે. આ સર્વ હોય ત્યાં સુધી અંતઃકરણની શુદ્ધિ માટે કર્મ કરવાં જોઇએ, એમ મેં કહ્યું છે. અંતઃકરણ શુદ્ધ થયા પછી જે કર્મો ભક્તિમાં વિક્ષેપ કરનારાં ન હોય, તેવાં કર્મો કરવાં અને વિક્ષેપ કરનારાં કર્મોનો ત્યાગ કરવો તથા દૃઢ વિશ્વાસથી મારું ભજન કરવું, આમ મેં કહ્યું છે. જ્ઞાન થયા પછી કંઇ પણ કર્તવ્ય કર્મ રહેતું નથી. આ સર્વ વિષયનું યથાર્થ જ્ઞાન થવા માટે પ્રથમ ઇશ્વરથી જીવને જન્મ-મરણ આપનારો આ સર્વ પ્રપંચ કેવી રીતે ઉત્પન્ન થાય છે, તે વિષય હું તમને કહું છું.

આ અપરોક્ષ પરમેશ્વર શરીરમાં રહેલા આધારાદિક ચક્રોમાં નાદરૂપે જન્મ્યા હોય, તેવા જણાય છે. તે નાદવાળા પ્રાણરૂપે 'આધાર' ચક્રમાં પ્રવેશ કરે છે, ત્યારે '**परा**' વાણીના નામથી બોલાય છે; આધાર ચક્રમાં નિરંતર અખંડ તથા અસ્ફુટ નાદ થયા કરે છે તે **परा** વાણી જાણવી. તે પરાવાણીરૂપી નાદાત્મક પરમાત્મા 'મણિપૂર' ચક્રમાં આવે છે, ત્યારે તે '**पश्यंती**' વાણી એવા નામથી બોલાય છે; આમાં ઉચ્ચારણ કર્યા પહેલાં મનથીજ વર્ણોનાં સૂક્ષ્મ સ્વરૂપ જોવામાં આવે છે, માટે આને **पश्यंती** વાણી કહે છે. તે પછી તે નાદાત્મક પરમાત્મા 'વિશુદ્ધિ' ચક્રમાં આવે છે ત્યારે '**मध्यमा**' વાણી એવું તેનું નામ પડે છે; આ વાણી **पश्यंती** થી ઉપર રહેલી અને **वैखरी** ની નીચે રહેલી છે, માટે તેને **मध्यमा** કહે છે. હવે તે '**मध्यमा**' વાણીરૂપ નાદાત્મક પરમાત્મા ત્યાંથી મુખમાં આવે છે, ત્યારે તે અત્યંત સ્થૂલ હોવાથી '**वैखरी**' વાણીને નામે કહેવાય છે; હ્રસ્વ વિગેરે માત્રાઓ, ઉદાત્તાદિક સ્વરો તથા અકારાદિક ત્રેસઠે[1]

૧ अ, इ, उ, તથા ऋ, આ પ્રત્યેકના ત્રણ ત્રણ ભેદ છે તેથી તે બાર ભેદ

વર્ણ, આ સર્વ વૈખરી વાણીનું સ્વરૂપ છે. વળી તે પરમાત્મા વેદ તથા તેની શાખારૂપે મોટા વિસ્તારવાળા થાય છે. જે અગ્નિ પ્રથમ આકાશમાં અસ્પુટ ઉષ્ણતારૂપે રહેલો છે, તેજ અગ્નિ બળથી કાષ્ઠને મથતાં વાયુની સહાયતાથી ઝીણા તણખારૂપે તેમાંથી ઉત્પન્ન થાય છે; તેમાં બીજા પદાર્થો નાંખવાથી તે વધે છે અને ઘી હોમવાથી એકદમ મોટો થઇ પ્રજ્વળી ઉઠે છે; તેમ હું પણ પરા, પશ્યંતી, મધ્યમા અને વૈખરી એ ચાર વાણી વડે ક્રમે ક્રમે પ્રકાશ પામું છું. આ પ્રમાણે અતિસૂક્ષ્મ, સૂક્ષ્મ, સ્થૂલ, તથા મહાસ્થૂલ એમ ચાર પ્રકારની વાણી જેમ મારું સ્વરૂપ છે, તેમ હાથની વૃત્તિરૂપ ગ્રહણ, ચરણની વૃત્તિરૂપ ગમન, વાયુ તથા ઉપસ્થની વૃત્તિરૂપ વિસર્ગ, નાસિકાની વૃત્તિરૂપ સૂંઘવું, જિહ્વાની વૃત્તિરૂપ રસ, નેત્રની વૃત્તિરૂપ દર્શન, ત્વચાની વૃત્તિરૂપ સ્પર્શ, કાનની વૃત્તિરૂપ શ્રવણ, મનની વૃત્તિરૂપ સંકલ્પ, બુદ્ધિ તથા ચિત્તની વૃત્તિરૂપ વિજ્ઞાન, અહંકારની વૃત્તિરૂપ અભિમાન, ધ્યાનની વૃત્તિરૂપ સમષ્ટિ, પ્રાણ તથા સત્ત્વ, રજ અને તમના વિકારરૂપ આધિદૈવિક સર્વ સંસાર, એ અતિસૂક્ષ્મ, સૂક્ષ્મ, સ્થૂલ તથા અતિસ્થૂલ, એમ ચાર રૂપે પ્રગટ થયો છે, અને તે

થયા. ऌ, ए, ऐ, ओ તથા औ આ પ્રત્યેકના બે બે ભેદ છે. क થી ह સુધીના ૩૩ વ્યંજનો છે. यम ( પાંચમો અક્ષર પર છતાં ચાર અક્ષરમાંનો કોઇ પણ અક્ષર હોય તો તેનો બીજો અક્ષર થાય જેને માટે 'પ્રાતિશાખ્ય' નામના વેદના વ્યાકરણમાં લખ્યું છે. ) ના અક્ષરો, અનુસ્વાર એક, વિસર્ગ એક, એક જિહ્વામૂલીય, અને એક ઉપધ્માનીય, આ પ્રમાણે સંસ્કૃત ભાષામાં ૬૩, અક્ષરો છે.

પાણિનીય શિક્ષા.

મારું સ્વરૂપ[1] છે. માટે આ સર્વ સંસાર મારાથી ભિન્ન નથી. આ ઇશ્વર પ્રથમ ભિન્ન ભિન્ન રૂપે પ્રગટ થયા ન હતા, પરંતુ એકજ રૂપે હતા. તે ઇશ્વરજ કાળને લીધે માયાશક્તિને ભેટ્યા છે, તેથી ઇંદ્રિયાદિકરૂપે ઘણા પ્રકારના હોય તેવા લાગે છે. તેજ ઇશ્વર ત્રણે ગુણોના આશ્રયરૂપ લોકાત્મક કમળના બીજરૂપ છે. જેમ એક બીજ ક્ષેત્રમાં પ્રાપ્ત થવાથી અનેકરૂપે થાય છે, તેમજ લોકાત્મક કમળના બીજરૂપ ભગવાન્ પણ કાળગતિ વડે માયાનો આશ્રય કરીને સર્વ પ્રપંચરૂપે થયા છે. આ રીતે જગત્ માયાના એક ખેલરૂપ છે માટે તે પરમાત્માથી ભિન્ન નથી, પરંતુ ઇશ્વરને વિષેજ રહેલું છે. તાંતણામાં ઓતપ્રોત રહેલું વસ્ત્ર જેમ તંતુઓથી ભિન્ન હોતું નથી, તેમજ આ વિશ્વ સર્વ પ્રકારે ઇશ્વરમાં ઓતપ્રોત રહેલું છે, પણ ભિન્ન નથી. તે સમષ્ટિ તથા વ્યષ્ટિરૂપ અને અવિદ્યાને લીધે આત્મામાં અધ્યાસરૂપ થયેલું પ્રપંચરૂપી વૃક્ષજ જીવને કર્તાપણારૂપી અને ભોક્તાપણારૂપી સંસાર આપે છે. માટે જ્યારે આત્માનું સત્યપણું અને પ્રપંચનું મિથ્યાપણું યથાર્થ રીતે જાણવામાં આવે ત્યારેજ કર્માદિકનો ત્યાગ કરવો, આમ મારું કહેવું છે. આ અનાદિકાળનું સંસારરૂપી વૃક્ષ, ફૂલ તથા ફળને એટલે ભોગને તથા મોક્ષને ઉત્પન્ન કરે છે, અથવા તો કર્મને તથા તેનાં

---

१ पिताऽहमस्य जगतो माता धाता पितामहः ।
वेद्यं पवित्रमोंकार ऋक् साम यजुरेव च ॥

અર્થ:—આ જગતનો માતા, પિતા, પાલક અને પિતામહ હું છું, જાણવા યોગ્ય પરમ પવિત્ર ૐકાર હું છું તેમજ ઋક્, સામ અને યજુર્વેદ પણ હું છું.

તાત્પર્ય:—જે મૂળમાં રસ હોય છે તેજ રસ ઝાડની ડાળી, પાન વિગેરેમાં હોય છે. તદ્વત ૐકારનો અર્થ સર્વ વેદ, કાંડ અને શાખાઓમાં પણ તેજ જાણવો. ગીતા.

ઉત્તમ ફળોને ઉત્પન્ન કરે છે. આ પુરાણા સંસારવૃક્ષનાં બે મૂળ (પુણ્ય તથા પાપ) છે, તેનાં સેંકડો મૂળીઆંઓ (વાસનાઓ) છે, ત્રણ થડ (ગુણ) છે, પાંચ સ્કંધ (ભૂત) છે. અગ્યાર શાખાઓ (ઇંદ્રિયો) છે, ત્રણ છાલ (વાત, પિત્ત, કફ) છે, અને બે ફળો (સુખ તથા દુઃખ) લાગેલાં છે. આ વૃક્ષમાંથી પાંચ રસ (શબ્દાદિક) ઉત્પન્ન થાય છે, આ વૃક્ષમાં બે પક્ષીઓ (જીવ તથા ઇશ્વર) માળો ઘાલીને બેઠાં છે અને આ વૃક્ષ છેક સૂર્યના મંડળ સુધી પહોંચેલું છે. તાત્પર્ય એ કે જે સૂર્યના મંડળને તોડીને ઉપર જાય છે, તેને જન્મ–મરણરૂપી સંસાર રહેતો નથી. આ વૃક્ષમાં બે ફળો લાગેલાં છે, તેમાંથી એક ફળ (દુઃખરૂપી ફળ) ને ગામનાં રહેવાસી ગૃધ્ર પક્ષીઓ (કામી ગૃહસ્થો) ખાય છે; અને બીજા ફળ (સુખરૂપી ફળ) ને વનવાસી હંસપક્ષીઓ (પરમહંસ લોકો) ખાય છે (ભોગવે છે). આ પ્રમાણે માયાવડે અનેક રૂપે[1] ભાસતા પરમાત્માને ગુરુઓદ્વારા જે જાણે છે, તેજ વેદના ખરા અર્થને જાણે છે. આ પ્રમાણે ગુરુની ઉપાસના કરવાથી જે ભક્તિ ઉત્પન્ન થાય, તે ભક્તિવડે બ્રહ્મવિદ્યારૂપી કુવાડાને સજાવીને તૈયાર કરવો અને તે

१ काष्ठाचा घोडा केला । अंगे ठाणें अति मिरविला । तो काष्ठपणा नाहीं मुकला । सर्वांगें शोभला काष्ठत्वें ॥१॥ त्याचे पाहतां वेगळाले अवयव । खूर खांदे काष्ठचि सर्व । तेवीं महाभूतें गुणप्रभाव । स्वरूप सावेव शिवाचें ॥ २ ॥ सुवर्णाचें झालें लेणें । तें जेवीं मिरवे सोनेपणें । तेविं महाभूतें विषय करणें । अभिन्नपणें शिवरूप ॥३॥ फडा पुच्छ वाकुडा चांग । येणें आकार म्हणती नाग । तो नाग नव्हे सोनेंची चांग । तेवीं हें जग मद्रूप ॥४॥ प्रपंच ईश्वरासि अभिन्न । येचि अर्थी श्रीनारायण । उद्धवासी सांगे आपण । अभिन्नपण जीवशिवां ॥ ५ ॥

एकनाथ.

કુવાડાથી સાવધાન તથા ધૈર્યવાન્ થઇ, લિંગશરીરને કાપી[1] નાંખી પરમાત્માને પામવું અને પછી સર્વ સાધનોનો ત્યાગ કરવો.

ઇતિ જ્ઞાનપ્રકરણમાં અધ્યાય ૧ લો સંપૂર્ણ.

---

## અધ્યાય ૨ જો.



### પ્રકૃતિ અને પુરુષનો ભેદ. (૨૧-૨૨).

उद्धव उवाचः—

**प्रकृतिः पुरुषश्चोभौ यद्यप्यात्मविलक्षणौ ॥**
**अन्योऽन्यापाश्रयात्कृष्ण दृश्यते न भिदा तयोः ॥**
**प्रकृतौ लक्ष्यते ह्यात्मा प्रकृतिश्च तथाऽऽत्मनि ॥ २६ ॥**

ઉદ્ધવજી પૂછે છેઃ—હે ભગવન્! પ્રકૃતિ જે જડરૂપ છે અને પુરુષ જે ચૈતન્યરૂપ છે, તે સ્વભાવથીજ જુદાં છે, તો પણ તે અન્યોન્યથી જુદાં હોય એમ તે બન્નેનું જ્ઞાન થતું નથી તેથી, તે બન્નેનો ભેદ જોવામાં આવતો નથી, અર્થાત્ પ્રકૃતિના કાર્યરૂપ દેહમાં આત્માની પ્રતીતિ થાય છે અને આત્માને લીધે દેહની પ્રતીતિ થાય છે, અર્થાત્ 'હું છું' આવો બન્નેનો અભેદ પ્રતીત

---

१ अश्वत्थमेनं सुविरूढमूलमसंगशस्त्रेण दृढेन छित्वा । ततः पदं तत्परिमार्गितव्यं यस्मिन्गता न निवर्तंति भूयः ॥ गीता.

અર્થઃ—આ સંસારરૂપી વૃક્ષને વૈરાગ્યરૂપી શસ્ત્રથી કાપી નાખો ત્યાર પછી મારા પરમપદની શોધ કરવી, કે જે પરમપદને પામેલા ફરીથી જન્મ પામતા નથી. ગીતા.

થાય છે તેથી દેહનો અને આત્માનો ભેદ દેખાતો નથી. હે કમળ જેવાં નેત્રવાળા ! હે સર્વજ્ઞ ! આ મારા મનમાં મોટો સંદેહ છે, તેને યુક્તિવાળાં વચનોથી તમારે મટાડવો જોઇએ, કારણ કે સંસારમાં જીવોને તમારી કૃપાથીજ જ્ઞાન મળે છે અને અજ્ઞાન પણ તમારી માયાથીજ થાય છે. તમારી પોતાની માયાની ગતિને તમેજ જાણો છો, બીજું કોઇ જાણતું નથી.

શ્રી ભગવાન્ કહે છેઃ—હે પુરુષશ્રેષ્ઠ ઉદ્ધવ! દેહ તથા આત્મા વચ્ચે મોટો ભેદ છે, કારણ કે ગુણોના ક્ષોભથી થયેલો આ દેહાદિક સમુદાય વિકારવાળો છે અને આત્મા વિકાર વિનાનો છે. હે ઉદ્ધવ! મારી ગુણમયી માયા પોતાના ગુણોથી અનેક ભેદોને તથા ભેદનાં જ્ઞાનોને રચે છે. આ દેહાદિક સમુદાય અનેક વિકારવાળો છે, તો પણ સ્થૂલ માર્ગે કરીને તેના ત્રણ ભેદ છે, તે ભેદ આ પ્રમાણે છેઃ—

અધ્યાત્મ, અધિભૂત અને અધિદૈવ. આ શરીરમાં ચક્ષુ અધ્યાત્મ ગણાય છે, તેમાં રહેલો રૂપ નામનો ગુણ અધિભૂત ગણાય છે અને ચક્ષુના ગોલકમાં રહેલો સૂર્યનો અંશ અધિદૈવ કહેવાય છે. જો ચક્ષુ ન હોય તો રૂપની સિદ્ધિ થતી નથી અને રૂપ ન હોય તો ચક્ષુની સિદ્ધિ થતી નથી. તેમજ ચક્ષુની પ્રવૃત્તિ ન હોય તો તેનો અધિષ્ઠાતા દેવ સિદ્ધ થાય નહીં, તેમ અધિષ્ઠાતા દેવ ન હોય તો ચક્ષુની પ્રવૃત્તિ પણ સિદ્ધ થાય નહીં, અને ચક્ષુની પ્રવૃત્તિ ન હોય તો રૂપનું જ્ઞાન પણ સિદ્ધ થાય નહીં. આ પ્રમાણે અધ્યાત્મ, અધિભૂત અને અધિદૈવની સિદ્ધિ એક બીજાના આશ્રયથી થાય છે; પરંતુ આત્મા તો આકાશમાં રહેલા સૂર્યની પેઠે બીજા કોઇની અપેક્ષા રાખ્યા વિના પોતાની મેળેજ પ્રકાશે છે, માટે અધ્યાત્માદિકના સમુદાયરૂપ દેહ અને આત્મા વચ્ચે મોટું અંતર છે. અધ્યાત્માદિક આત્મામાંથી ઉત્પન્ન થયાં છે, માટે તે ભિન્નભિન્ન છે, પણ આત્મા કોઇથી પણ ઉત્પન્ન થયો નથી, પણ તે સર્વનું આદિકારણ છે અને એકરૂપ છે, તેને

લીધે તેની અને દેહની વચ્ચે ઘણું અંતર છે. વળી આત્મા સ્વતઃ-સિદ્ધ જ્ઞાનવડે અધ્યાત્માદિકને જાણે છે, તેથી પણ દેહ અને આત્મા વચ્ચે મોટું અંતર સિદ્ધ થાય છે. જેમ નેત્રમાં અધ્યાત્માદિક ત્રણ વસ્તુઓ છે, તેમ ત્વચા, સ્પર્શ અને વાયુ; શ્રવણ, શબ્દ અને દિશાઓ; જિહ્વા, રસ તથા વરુણ; નાસિકા, ગંધ અને અશ્વિની-કુમાર; ચિત્ત, ચેતયિતવ્ય અને વાસુદેવ; મન, મંતવ્ય અને ચંદ્ર; બુદ્ધિ, બોદ્ધવ્ય અને બ્રહ્મ; અહંકાર, અહંકર્તવ્ય અને રુદ્ર, એમ ત્રણ ત્રણ ભેદ જાણવા. જ્યારે દેહાદિકનો અહંકાર મટે ત્યારેજ દેહાદિકથી જૂદા એવા આત્માનું ભાન થાય છે, કારણ કે, સાત્ત્વિક, રાજસ અને તામસ એમ ત્રણ પ્રકારનો અહંકાર છે, કે જે અહંકાર ગુણોને ક્ષોભ કરનારા કાળરૂપી નિમિત્ત કારણવડે પ્રધાનમાંથી ઉત્પન્ન થયો છે અને અધિદૈવ, અધ્યાત્મ તથા અધિભૂતરૂપ મોહમય દેહાદિક વિકલ્પને ઉત્પન્ન કરે છે. તે અહંકાર તથા તેને લીધે ઉત્પન્ન થયેલો દેહાદિકનો વિકલ્પ આત્માના સ્વરૂપને ન જાણવાથી થયો છે, માટે આત્માનું જ્ઞાન થાય એટલે તે અહંકાર અને દેહા-દિકની વિકલ્પબુદ્ધિ નિવૃત્ત થાય છે. કેટલાએક વાદી અહંકાર તથા દેહાદિકના વિકલ્પને સત્ય માને છે, અને કેટલાએક મિથ્યા માને છે; પરંતુ આ સર્વ વિવાદો આત્માના અજ્ઞાનથી ઉત્પન્ન થયેલા છે, વસ્તુતઃ કંઇ પણ નથી. એટલા માટે એક બીજાની યુક્તિથીજ એક બીજાના મતનું ખંડન થઇ જાય છે, તેથી દેહાદિકનું મોહમયપણું સિદ્ધ થાય છે. આ ઉપરથી તમને શંકા થશે કે, "જ્યારે અહંકાર અને દેહા-દિક વિકલ્પો મિથ્યા છે, ત્યારે તેને ટાળવાનો ઉપાય શા માટે કરવો?" પરંતુ તેવી શંકા કરવી યોગ્ય નથી. અહંકાર તથા દેહાદિકના વિકલ્પ મિથ્યા છે, તો પણ જે લોકો આત્મરૂપ એવા મારા સ્વરૂપથી બહિર્મુખ છે, તેઓને તે ભેદ મટતો નથી, પરંતુ નિત્ય ભાસ્યા કરે છે, માટે તેની નિવૃત્તિ કરવા માટે મારા સ્વરૂપનું જ્ઞાન આવશ્યક છે.

ઇતિ જ્ઞાનપ્રકરણમાં અધ્યાય ૨ જો સંપૂર્ણ.

---

પૂર્વ.

ઉત્તર.

| પંચમહાભૂત | આકાશનાં અંતઃકરણ પંચક. કર્તા ભોક્તા. | વાયુનાં પ્રાણપંચક. વાહન | તેજનાં જ્ઞાનેંદ્રિયપંચક. દ્વાર. | જલનાં કર્મેંદ્રિયપંચક. સેવક. | પૃથ્વીનાં વિષયપંચક ભોગ. |
|---|---|---|---|---|---|
| આકાશ | અંતઃકરણ. પ્રથમ સ્ફુરણ. દેવતા વિષ્ણુ. | વ્યાન. સર્વાંગ સ્થાનમાં રહે છે. કર્મ, સર્વ દેહની સંધિને વાળે છે. | શ્રોત્ર. દેવતા દિશા. તેણે કરી શબ્દ શ્રવણ થાય છે. તે વિના બહેરો શબ્દ સાંભળે નહીં. | વાચા. દેવતા અગ્નિ. તેણે કરી શબ્દ બોલે છે તે વિના મનુષ્ય મુંગા રહે છે. | શબ્દ. |
| વાયુ. | મન, સંકલ્પ વિકલ્પાત્મક. દેવતા ચંદ્રમા. તેણે કરી સંકલ્પ કરે છે. | સમાન. નાભિ સ્થાનમાં રહે છે. કર્મ, અન્નરસને રોમરોમમાં નાડી દ્વારાયે પ્રવેશ કરાવે છે. | ત્વચા. દેવતા વાયુ તેણે કરી સ્પર્શ શીત, ઉષ્ણ, મૃદુ, કઠિનતા આદિ જણાય છે. | હાથ, દેવતા ઇંદ્ર. તેણે કરી પદાર્થની આપલે કરે છે. તે વિના ન થાય. | સ્પર્શ. |
| તેજ. | બુદ્ધિ, નિશ્ચયાત્મિકા. દેવતા બ્રહ્મા. તેણે કરી નિશ્ચય થાય છે. | ઉદાન કંઠસ્થાનમાં રહે છે. કર્મ, અન્નરસનો વિભાગ કરે છે. સ્વપ્ન, હેડકી આણે છે હિત નાડીમાં. | ચક્ષુ, દેવતા સૂર્ય. તેણે કરી રૂપ દેખે છે. તે વિના અંધ. | પગ, દેવતા ઉપેંદ્ર તેણે કરી જાય છે, આવે છે. તે વિના પાંગળો. | રૂપ. |
| જલ. | ચિત્ત, ચિંતનાત્મક. દેવતા નારાયણ તેણે કરી સ્મરણ કરે છે. | પ્રાણ. હૃદયસ્થાનમાં રહે છે. કર્મ, એકવિશ હજાર ને છસો શ્વાસોચ્છ્વાસ કરે છે. | જિહ્વા, દેવતા વરૂણ. તેણે કરી રસસ્વાદ જણાય છે, તે વિના ન જણાય. | શિશ્ન. દેવતા પ્રજાપતિ. તેણે કરી મૂત્ર, રતિભોગ થાય છે તે વિના નપુંસક. | રસ. |
| પૃથ્વી. | અહંકાર. અહંપણું દેવતા રૂદ્ર. તેણે કરી અહંકાર થાય છે. | અપાન. ગુદસ્થાનમાં રહે છે. કર્મ, મલનો ઉત્સર્ગ કરે છે. | ઘ્રાણ. દેવતા અશ્વિની કુમાર, તેણે કરી સુગંધ, દુર્ગંધ જણાય, તે વિના ન જણાય. | ગુદ, દેવતા મૃત્યુ-યમ તેણે કરી મલનો ઉત્સર્ગ થાય છે. | ગંધ |

દક્ષિણ.

પશ્ચિમ.

# અધ્યાય ૩ જો.

## જીવ અને ઇશ્વરના સ્વરૂપનું વર્ણન ( ૧-૩ ).

सूत उवाचः—

**एतद्रूपं भगवतो ह्यरूपस्य चिदात्मनः ।**
**मायागुणैर्विरचितं महदादिभिरात्मनि ॥ ३० ॥**

સૂત કહે છેઃ—હે શૌનક ! જીવનું[1] વાસ્તવિક રીતે રૂપ નથી, તે તો જ્ઞાનરૂપજ છે, છતાં ભગવાનની માયાના મહત્તત્ત્વ-આદિ ગુણોવડે જીવના સ્થૂલ શરીરનો આત્મામાં આરોપ કર્યો છે, અર્થાત્ શરીરજ આત્મા છે, આમ માનવામાં આવે છે. મેઘ-મંડળો વાયુના ઉપર આશ્રય કરીને રહે છે, પરંતુ અજ્ઞાનીઓ તેને આકાશને આધારે રહેલાં માનીને, તેનો આકાશમાં[2] જેમ આરોપ કરે છે, તથા ધૂસરાપણું છે એ તો પૃથ્વીની ધૂળમાં છે, પરંતુ તે ધૂળ ચોતરફ ઉડે છે, તેથી અજ્ઞાની લોકો વાયુમાં જેમ

१ चैतन्यं यदधिष्ठानं लिंगदेहश्च यः पुनः ।
चिच्छाया लिंगदेहस्था तत्संघो जीव उच्यते ॥

અર્થઃ—ચૈતન્યાંશ, લિંગદેહ તથા લિંગ-સૂક્ષ્મ-શરીરમાં રહેલી ચિત્ શક્તિ તેને જીવ કહેવામાં આવે છે. પંચદશી.

२ प्रकृत्यैव च कर्माणि क्रियमाणानि सर्वशः ।
यः पश्यति तथात्मानमकर्तारं स पश्यति ॥

અર્થઃ—( આકાશમાં જેમ વાદળાંની હાલચાલ જોવામાં આવે છે, પણ આકાશથી જેમ તે જુદાંજ છે તદ્વત ) પ્રકૃતિથી સર્વ કર્મ સર્વ પ્રકારે થાય છે, પણ આત્મા કંઇજ કરતો નથી, એમ જેને સમજાયું, તેજ ખરું સમજ્યો એમ જાણવું. ગીતા.

ધૂસરાપણાનો આરોપ કરે છે, તેમજ અવિવેકી પુરુષો દ્રષ્ટારૂપ જે આત્મા તેમાં દૃશ્યાદિક ધર્મવાળા દેહાદિકનો આરોપ કરે છે. જેમ સ્થૂળ શરીરનો આત્મામાં આરોપ કરે છે, તેમજ તે થકી બીજું જે સૂક્ષ્મ શરીર છે, તેનો પણ આત્માને વિષે આરોપ કરે છે. આ સૂક્ષ્મ શરીર સ્થૂલ શરીરની પેઠે દેખાતું પણ નથી, તેમ ઇન્દ્રાદિ દેવતાઓની પેઠે સાંભળવાથી પણ જાણી શકાતું નથી, છતાં તે સૂક્ષ્મ શરીરને આત્માની ઉપાધિ હોવાથી 'જીવ' એમ કહે છે અને તે સૂક્ષ્મ શરીરથી જન્મ મરણ થયા કરે છે. ઉપર જણાવેલા સ્થૂલ તથા સૂક્ષ્મ શરીરનો અવિદ્યાથી આત્મામાં આરોપ કર્યો છે. તે બન્ને આત્મજ્ઞાનવડે તથા શ્રવણમનનાદિ ભક્તિવડે જ્યારે દૂર થાય છે, ત્યારે જીવ, જ્ઞાનમય પરબ્રહ્મ થાય છે. જ્યારે અવિદ્યાથી આવરણ[1] અને વિક્ષેપ[2] કરનારી સર્વજ્ઞ એવી પરમેશ્વરની માયા બ્રહ્મવિદ્યાવડે દૂર થાય છે, ત્યારે જીવ બ્રહ્મના[3] સ્વરૂપને પામે છે, એમ તત્ત્વવેત્તાઓ કહે છે, અને પછી તે પોતાના પરમાનંદરૂપ મહિમામાં પ્રકાશે છે. આ પ્રમાણે અકર્તા, અજન્મા અને અંતર્યામી એવા ઇશ્વરનાં વેદમાં ગુપ્ત રહેલાં જન્મોને અને કર્મોને વિવેકી પુરુષો ગાય છે. તે અમોઘ લીલા કરનારા પરમેશ્વર આ વિશ્વને સરજે છે, પાળે છે અને તેનો લય કરે છે, પરંતુ પોતે તેમાં બંધાતા નથી. વળી સ્વતંત્ર અને છ ઇન્દ્રિયોના નિયંતા એવા તે પરમેશ્વર પ્રાણીઓને વિષે રહીને છ ઇંદ્રિયોના છ વિષયોને દૂરથી ગંધની પેઠે ગ્રહણ કરે છે. કોઇ મૂર્ખ મનુષ્ય જેમ નટનાં અનેક રૂપને જાણી શકતો નથી, તેમજ કુબુદ્ધિવાળો કોઇપણ મનુષ્ય કર્તાદિ કુશળતાવાળો હોવા છતાં મન અને વચનવડે રૂપોનો તથા નામોનો

(૧) ઇશ્વરને ઢાંકી દેવા તે આવરણ. (૨) જગતને ઉત્પન્ન કરવું તે વિક્ષેપ.
(૩) " ब्रह्मविद् ब्रह्मैव भवति.

અર્થ:—સર્વત્ર પરબ્રહ્મ છે તેના સિવાય બીજું કંઇજ નથી, એમ જે જાણે છે તે બ્રહ્મરૂપજ થાય છે. શ્રુતિ.

વિસ્તાર કરતા એવા જગત્કર્તાની લીલાને જાણતો નથી; પરંતુ જે મનુષ્ય માયારહિત, અવિચ્છિન્ન અનુકૂલતાથી ભગવાન્નાં ચરણારવિંદના ગંધને સેવે છે, તે પુરુષ ચક્રપાણિ, મહાપરાક્રમી અને પરબ્રહ્મરૂપ એવા પરમાત્માના પદને ઓળખે છે.

ઇતિ જ્ઞાનપ્રકરણમાં અધ્યાય ૩ જો સંપૂર્ણ.

---

## અધ્યાય ૪ થો.

---

### તત્ત્વોની સંખ્યા. (૧૧-૨૨).

उद्धव उवाचः—

कति तत्त्वानि विश्वेश संख्यातान्यृषिभिः प्रभो ॥
नवैकादशपंचत्रीण्यात्थ त्वमिह शुश्रुम ॥ १ ॥

ઉદ્ધવજી પૂછે છેઃ—હે પ્રભો! કેટલાએક વિદ્વાનો તત્ત્વોની સંખ્યા માટે વિવાદ કરે છે, કેટલાએક વિદ્વાનો બહારના પદાર્થોના સત્યપણા માટે તથા મિથ્યાપણા માટે વિવાદ કરે છે, કેટલાએક વિદ્વાનો આત્માના એકપણા માટે અને અનેકપણા માટે વિવાદ કરે છે, તો આમાં ખરું શું? તે જાણવા માટે હું આપને પૂછું છું કે, હે વિશ્વના ઇશ્વર! ઋષિઓએ શાસ્ત્રોમાં તત્ત્વોની કેટલી સંખ્યા કહી છે.? આપે તો મારી પાસે નવ, અગ્યાર, પાંચ, અને ત્રણ તત્ત્વો એકઠાં કરતાં અઠ્ઠાવિશ તત્ત્વો કહ્યાં છે, આમ મને યાદ છે. કેટલાએક કહે છે કે, છવિશ તત્ત્વો છે, કેટલાએક પચિશ તત્ત્વો કહે છે, કેટલાએક સાત કહે છે, કેટલાએક નવ કહે છે, કેટલાએક છ કહે છે, કેટલાએક ચાર, કેટલાએક અગ્યાર, કેટલા-

એક સત્તર, કેટલાએક સોળ અને કેટલાએક તેર તત્ત્વો કહે છે. હે આયુષ્યમન્! ઋષિઓએ આ પ્રમાણે જે કારણ કહેવાની ઇચ્છાથી તત્ત્વોના જૂદા જૂદા અનેક ભેદો વર્ણવેલા હોય, તે આપ મને કહેવાને યોગ્ય છો.

શ્રીભગવાન્ કહે છેઃ—બ્રાહ્મણો તત્ત્વના વિષયમાં જે વાતો કહે છે, તે સર્વ યુક્તિઓ છે, કારણ કે મારી માયાનો અંગીકાર કરીને વાતો કરનારા પુરુષોને કઇ વાત દુર્ઘટ હોય? કોઇ પણ હોતી નથી. "તું જે પ્રમાણે કહે છે તે પ્રમાણે નથી, પરંતુ હું કહું છું તે પ્રમાણે છે." આ પ્રમાણે તત્ત્વોના મૂળ કારણમાટે બ્રાહ્મણો વિવાદ કરે છે, પરંતુ તેઓમાં ઉલ્લંઘન કરી શકાય નહીં તેવી સત્ત્વાદિક અંતઃકરણની વૃત્તિરૂપે પરિણામ પામેલી મારી શક્તિઓના ક્ષોભ પામવાથી વાદ કરનારાઓના વિષયરૂપ આ પ્રપંચ ઉભો થયો છે; તે જ્યારે શમ દમ પ્રાપ્ત થાય છે, ત્યારે ટળી જાય છે અને પ્રપંચના નાશની પાછળ વિવાદ પણ શાંત પડે છે. હે પુરુષશ્રેષ્ઠ! તત્ત્વોનો એક બીજામાં અંતર્ભાવ થાય છે, માટે વક્તાની કહેવાની ઇચ્છા પ્રમાણે તત્ત્વોની સંખ્યા ન્યૂન અને અધિક થાય છે. માટીમાં જેમ તેના કાર્યરૂપ[1] ઘટાદિક પદાર્થોનો અંતર્ભાવ થાય છે, તેમ એક કારણભૂત[2] તત્ત્વમાં તેનાં કાર્યરૂપ બીજાં તત્ત્વોનો સમાવેશ થાય છે, અને ઘડામાં જેમ માટીનો સમાવેશ થાય છે, તેમ કાર્યરૂપ તત્ત્વમાં તેના સર્વ કારણરૂપ તત્ત્વોનો સમાવેશ થાય છે. આ રીતે તત્ત્વોના કાર્ય-

૧ કાર્ય કારણનું નાથે થોડામાં વર્ણન કરેલું છે.

पूर्णास्थित जें तें कारण । त्यापासून उपजे कार्य जाण । हें कार्य कारणांचें लक्षण । तत्त्वविचक्षण बोलती ॥ नाथ.

૨ साखरेचीं नारळे केळीं । परि तीं साकरत्वा नाहीं मुकलीं । तेवीं कारणाचीं कार्यें व्हालीं । असतां संचलीं कारणत्वें ॥ नाथ.

કારણ વિષે તથા તેઓની સંખ્યા વિષે વિવાદ કરનારાઓનું મુખ જે કહેવા માટે પ્રવર્તે છે, તે સર્વને નિશ્ચય કહે છે, એમ અમે સ્વીકારીએ છીએ, કારણ કે, સર્વમાં યુક્તિઓ રહેલી હોય છે. આ પ્રમાણે જડ તત્ત્વોની સંખ્યાના ભેદનું કારણ મેં તમને કહ્યું, હવે જીવ તથા ઇશ્વર જે બન્ને ચૈતન્ય છે, તેનો ભેદ તથા અભેદ માનવા માટે હું કારણો કહું છું.

'જીવ અનાદિકાળથી અવિદ્યાવાળો છે, ને તે પોતાની મેળે પોતાના સ્વરૂપને જાણી શકતો નથી, માટે તેને જ્ઞાન આપનારા સર્વજ્ઞ ઇશ્વર તેનાથી જૂદા હોવા જોઇએ,' આમ માનીને જેઓ જીવ[1] તથા ઇશ્વરને જૂદા માને છે, તેઓના મનમાં ચોવિશ તત્ત્વો જડ છે, પચ્ચિશમું તત્ત્વ જીવ છે અને છવ્વિશમું ઇશ્વર છે. જેઓ માને છે કે, 'જીવ તથા ઇશ્વર બન્ને ચૈતન્યરૂપ હોવાથી અણુમાત્ર પણ જૂદા નથી, માટે તેઓના ભિન્નપણાની કલ્પના વ્યર્થ છે,' આમ માનનારાઓના મતમાં પચિશ તત્ત્વો છે, અને ઇશ્વરની કૃપાથી મળવાનું જ્ઞાન સત્ત્વગુણની વૃત્તિ હોવાથી તેનો જડ તત્ત્વોમાં અંતર્ભાવ કરવામાં આવે છે, તેથી તેને જૂદું તત્ત્વ ગણવામાં આવતું નથી. ત્રણ ગુણોની સમાન અવસ્થા તે પ્રકૃતિનું સ્વરૂપ છે, માટે ઉત્પત્તિ, સ્થિતિ તથા લયના કારણરૂપ રજ, સત્ત્વ અને તમ, એ ત્રણ ગુણો પ્રકૃતિનાજ છે,

१ जीवाला आत्मज्ञान झाल्यानंतर मात्र जीवेश्वर भेद रहात नाहीं. कारण दोघांचीही स्वरूपास्थिति एकच. भेद हा अविद्येनें कल्पित असतो तो आत्मज्ञानानें नष्ट होतो.

नाथांचा अभिप्राय.

અર્થ:—જીવને આત્મજ્ઞાન થયા પછી જીવ અને ઇશ્વરમાં ભેદ નથી, પણ જ્યાં સુધી અવિદ્યા છે ત્યાં સુધીજ તેની ભ્રાંતિ છે. આત્મજ્ઞાન થયા પછી તે ભ્રાંતિ નષ્ટ થાય છે.

આત્માના નથી, કારણ કે જીવ અકર્તા છે, માટે સૃષ્ટિના આદિ કારણરૂપ ગુણોને તે આશ્રય ઘટતો નથી; માટે સત્ત્વગુણમય જ્ઞાન એ જીવનો ધર્મ નથી, પરંતુ પ્રકૃતિનોજ ધર્મ છે. ધર્મ એ રજોગુણની વૃત્તિ છે અને અજ્ઞાન તમોગુણની વૃત્તિ છે, માટે તેઓનો પણ પ્રકૃતિમાં જ અંતર્ભાવ થાય છે, તેથી તેઓને ભિન્ન તત્ત્વ ગણેલાં નથી. સ્વભાવ એ મહત્તત્ત્વનું સ્વરૂપ છે, માટે તેનો પણ પ્રકૃતિમાં અંતર્ભાવ છે, અને કાળ એ ઇશ્વરનું સ્વરૂપ છે, માટે કાળ કે સ્વભાવ એ જૂદાં તત્ત્વો મનાતાં નથી. મેં પ્રથમ અઠ્ઠાવિશ તત્ત્વો ગણાવ્યાં છે, તેમાં ઉપર કહેલાં પચિશ તત્ત્વો જાણવાં અને તેમાં બીજાં ત્રણ ગુણ જાણવાં. વળી પુરુષ, પ્રકૃતિ, મહત્તત્ત્વ, અહંકાર, આકાશ વાયુ, તેજ, પાણી તથા પૃથ્વી, આ નવ તત્ત્વો મેં કહ્યાં છે, તથા શ્રોત્ર, ત્વચા, ચક્ષુ, ઘ્રાણ અને જિહ્વા, આ પાંચ જ્ઞાનેન્દ્રિયો; વાણી, હાથ, ઉપસ્થ, પાયુ તથા ચરણ, આ પાંચ કર્મેંદ્રિયો; જ્ઞાનાત્મક અને ક્રિયાત્મક મન; શબ્દ, સ્પર્શ, રૂપ રસ અને ગંધ આ પાંચ વિષયો તથા ત્રણ ગુણો, આ પ્રમાણે અઠ્ઠાવિશ તત્ત્વો મેં ગણાવ્યાં છે, અને તેમાં ગતિ, ભાષણ, વીર્યોત્સર્ગ, મલોત્સર્ગ તથા શિલ્પ, આ પાંચ કર્મેન્દ્રિયોનાં ફળ છે, માટે તેઓની તત્ત્વોમાં ગણના કરી નથી. હવે આ તત્ત્વોના ભેદો કરવાનું કારણ કહું છું. મહત્તત્ત્વથી માંડીને પૃથ્વી સુધીનાં સાત કારણતત્ત્વો અને શ્રોત્રથી ગંધ સુધીના સોળ વિકારોરૂપ તત્ત્વનું રૂપ ધારણ કરનારી પ્રકૃતિ સર્વ પદાર્થોનું ઉપાદાન કારણ છે, માટે તે આ જગત્‌ની ઉત્પત્તિ વિગેરેમાં સત્ત્વાદિક ગુણોવડે દેહાદિકનો આકાર ધારણ કરે છે; અને અવ્યક્ત, અપરિણામી તથા નિમિત્તભૂત તે પુરુષ[1] કેવળ

૧ જેમ કાચબી હાથ, પગ ન હલાવતાં અને સ્તનપાન ન કરાવતાં કેવળ પોતાની દૃષ્ટિથી બચ્ચાંઓનું પોષણ કરે છે, તે પ્રમાણે પુરુષના ઈ-

જોયા કરે છે, માટે તે પરિણામ પામનારી પ્રકૃતિથી જૂદો છે. પ્રકૃતિથી ઉત્પન્ન થયેલા મહત્તત્ત્વ આદિક વિકાર પામનારા પદાર્થો પુરુષની દૃષ્ટિવડે શક્તિ સંપાદન કરીને એકઠા થાય છે, અને પ્રકૃતિના બળથી બ્રહ્માંડને ઉત્પન્ન કરે છે. આ પ્રમાણે તત્ત્વોએ એકઠા મળીને દેહાદિકનાં જે કાર્યો કર્યાં છે. તેમનો તેઓમાંજ અંતર્ભાવ થઇ જાય છે, માટે તેઓને જૂદાં તત્ત્વરૂપ ગણેલાં નથી. કેટલાએક સાતજ તત્ત્વો માને છે, તેમાં આકાશાદિક પાંચ ભૂતો, દ્રષ્ટા જીવ તથા દ્રષ્ટા અને દૃશ્યના આધારભૂત ઇશ્વર, આ સાતજ તત્વો કહેવામાં આવે છે; આ મતમાં પ્રકૃતિ, મહત્તત્ત્વ અને અહંકાર આ કારણરૂપ ત્રણ તત્ત્વનો આકાશાદિકમાં અંતર્ભાવ કર્યો છે અને તે સાત તત્ત્વોથી જ દેહ, ઇંદ્રિયો તથા પ્રાણો આદિક સર્વ કાર્યોની ઉત્પતિ માનેલી છે. કેટલાએક છ તત્ત્વોજ માને છે, તેમાં પાંચ ભૂત અને એક આત્મા એમ છ તત્ત્વો માનવામાં આવે છે; તે મતમાં પરમાત્મા પોતાનાથી ઉત્પન્ન થયેલાં ભૂતો વડે આ જગત્‌ને સર્જીને તેઓ સાથે જગત્‌માં[1] પેઠા છે, માટે સર્વ ભૌતિક પદાર્થોનો ભૂતોમાં અને જીવનો પરમાત્મામાં અંતર્ભાવ માનેલો છે. કેટલાએક ચાર જ તત્ત્વો માને છે, તેઓના મતમાં આત્મા તથા આત્માથી ઉત્પન્ન થયેલાં તેજ, જલ અને પૃથ્વી આ ચાર તત્ત્વો કહેવામાં આવે છે અને તે ચાર તત્ત્વોથી આખા

ક્ષણથી ( જોવાથી ) પ્રકૃતિ સૃષ્ટિ કરી શકે છે; કેવળ પ્રકૃતિ જડ હોવાથી પુરુષના અવલોકન સિવાય તેનાથી ઉત્પત્તિ વિગેરે કાર્ય બની શકતું નથી.

१ वाचारम्भणं विकारो नामधेयं मृत्तिकेत्येव सत्यम् ।

અર્થ:—ઘડો, ગાગર ઇત્યાદિ કેવળ વાણીથી ઉચ્ચારવું એ તો માત્ર વકારરૂપેજ કહેવામાં આવે છે, પણ વાસ્તવિક તો સર્વ મૃત્તિકાજ છે.

શ્રુતિ.

જગત્‌ની ઉત્પત્તિ થઇ છે, માટે સર્વ કાર્યોનો ચાર તત્ત્વોમાં અંતર્ભાવ માનેલો છે. કેટલાએક સત્તર તત્ત્વો માને છે, તેમાં પાંચ મહાભૂતો, પાંચ શબ્દાદિક તન્માત્રા, પાંચ ઇન્દ્રિયો, મન તથા પરમાત્મા, આ સત્તર તત્ત્વો મનાય છે. કેટલાક સોળ તત્ત્વો માને છે, તેઓના મતમાં આત્માનેજ મનરૂપે કહેલો છે. કેટલાએક તેર તત્ત્વો માને છે. તેઓના મતમાં પાંચ મહાભૂત, પાંચ ઇન્દ્રિયો, મન, જીવ તથા પરમાત્મા, આ તેર તત્ત્વો ગણવામાં આવે છે. કેટલાએક અગિયાર તત્ત્વો માને છે, તેઓના મતમાં પાંચ મહાભૂતો, પાંચ ઇંદ્રિયો અને આત્મા અગિયારમો માનેલો છે. કેટલાએક નવ તત્ત્વો માને છે, તેઓના મતમાં પ્રકૃતિ, મહત્તત્ત્વ, અહંકાર, પાંચ ભૂતો તથા આત્મા આ નવ ગણવામાં આવે છે. આ પ્રમાણે ઋષિઓએ જૂદી જૂદી તત્ત્વોની સંખ્યા કહી છે, અને તે પ્રકૃતિથી પુરુષ ભિન્ન છે, એમ કહેવા માટે કહેલી છે. આ સર્વ મતો ન્યાયવાળા છે, કારણ કે તે સર્વમાં યુક્તિઓ રહેલી છે. વિદ્વાનોની કઇ બાબત અઘટિત હોય ? કોઇ પણ અયોગ્ય હોય નહીં.

ઇતિ જ્ઞાનપ્રકરણમાં અધ્યાય ૪ થો સંપૂર્ણ.

---

# અધ્યાય ૫ મો.

## તત્ત્વોનાં લક્ષણો. ( ૩-૨૬ ).

**श्रीभगवानुवाचः—**

**अथ ते संप्रवक्ष्यामि तत्त्वानां लक्षणं पृथक् ॥**
**यद्विदित्वा विमुच्येत पुरुषः प्राकृतैर्गुणैः ॥ १ ॥**

શ્રી ભગવાન્ બોલ્યાઃ—હે માતુશ્રી ! હવે હું તમને જુદાં જુદાં તત્ત્વોનાં લક્ષણો કહીશ કે, જે તત્ત્વોના જ્ઞાનથી પુરુષ પ્રકૃતિના ગુણો ( દેહાદિક ) થી મુક્ત થાય છે. હૃદયની ગાંઠ ( અભિમાન ) ને તોડનારું તથા આત્માનાં દર્શન કરાવનારું જે જ્ઞાન પુરુષને મોક્ષ આપનારું કહેવાય છે, તે જ્ઞાન, હું તમને કહું છું.

જે આત્મા છે તે પુરુષ કહેવાય છે અને તે પુરુષ આદિરહિત—અનાદિ—છે, ગુણરહિત છે, પ્રકૃતિથી ભિન્ન છે, સર્વત્ર વ્યાપક છે, તેમ સ્વયંજ્યોતિ છે. જેનાથી આ જગત્ વ્યાપ્ત થયેલું છે તે સર્વત્ર વ્યાપક તે પુરુષે દૈવેચ્છાથી પોતાની પાસે આવેલી સૂક્ષ્મ તથા ત્રણ ગુણવાળી ભગવાનની માયાને રમતમાત્રમાંજ ગ્રહણ કરી. તે પછી તે પ્રકૃતિને[1] ગુણોવડે અનેક પ્રકારની તથા ગુણના જેવીજ

---

૧ પ્રકૃતિના બે ભાગ છે, આવરણશક્તિ તથા વિક્ષેપશક્તિ. આવરણશક્તિવડે તે જીવોપાધિક ‘ અવિદ્યા ’ કહેવાય છે અને વિક્ષેપશક્તિવડે તે પરમેશ્વરની માયા કહેવાય છે. પુરુષ પણ બે પ્રકારનો છે, જીવરૂપ તથા ઇશ્વરરૂપ. તેમાં જે પ્રકૃતિના અવિવેકથી જન્મમરણને પામે છે, તેને જીવ જાણવો અને જે પ્રકૃતિને વશ કરીને વિશ્વરચના કરે છે તેને ઇશ્વર

પ્રજાને સરજતી જોઇને, તે સ્વસ્વરૂપના જ્ઞાનને ઢાંકી દેનારી માયાવડે તે પુરુષ મોહિત થઇ ગયો, અર્થાત્ સ્વસ્વરૂપને વિસરી ગયો. આથી દેહની ઇંદ્રિયો સર્વ કર્મો કરે છે, છતાં પણ ઉપર કહ્યા પ્રમાણે પ્રકૃતિના અધ્યાસથી પુરુષ પોતાને વિષે કર્તાપણું માને છે; અને હું કર્તા છું, આવું અભિમાન કરે છે. આથી પોતે અકર્તા છે, છતાં તેને કર્મનું બંધન નડે છે, પોતે સ્વતંત્ર અને સર્વનો સાક્ષી છે, છતાં કર્મબંધનથી પરતંત્રતાને પામે છે; અને સુખસ્વરૂપ છે, છતાં પણ તેને જન્મમરણરૂપ સંસારમાં અવતરવું પડે છે. પુરુષ પોતાને દેહ, ઇંદ્રિય તથા તેના અધિષ્ઠાતા દેવતારૂપ માને છે, તેનું કારણ માત્ર પ્રકૃતિજ[1] છે; અને દેહ જડ છે, છતાં તે સુખદુઃખનો ઉપભોગ કરે છે, તે પ્રકૃતિથી પર એવા પુરુષવડે કરે છે.

દેવહૂતિ પૂછે છેઃ—હે પુરુષોત્તમ! તમે દેહાભિમાની જીવનું તથા તેનાં કારણભૂત પ્રકૃતિનું લક્ષણ કહ્યું. હવે આ સ્થૂલ સૂક્ષ્મરૂપ પ્રપંચ જેનું સ્વરૂપ છે એવા જગત્‌ને ઉત્પન્ન કરનારાં પ્રકૃતિપુરુષનું સ્વરૂપ કહો.

શ્રીકપિલભગવાન્ કહે છેઃ—પોતે એકરૂપ છતાં સર્વ કાર્યના આશ્રયભૂત, મૂળરૂપ તથા જે પ્રધાન તત્ત્વ છે તેને

જાણવો. તેમાં પ્રકૃતિના સ્વરૂપને ન જાણવાથી જીવને સંસારમાં જન્મ-મરણ થાય છે.

૧ पुरुषः प्रकृतिस्थो हि भुंक्ते प्रकृतिजान्गुणान् ।
कारणं गुणसंगोऽस्य सदसद्योनिजन्मसु ॥

અર્થઃ—પુરુષ પ્રકૃતિમાં રહી પ્રકૃતિમાં થતા ગુણોને ભોગવે છે અને તેથી સારી અથવા ખરાબ યોનિમાં તેનો જન્મ થવાનું કારણ તેનો ગુણો સાથેનો સબંધજ છે. ગીતા.

પ્રકૃતિ કહે છે. આ પ્રધાન તત્ત્વ ત્રિગુણાત્મક હોવાથી બ્રહ્મસ્વરૂપ નથી, કાર્ય ન હોવાથી મહત્તત્ત્વાદિકરૂપ નથી, કાર્યકારણરૂપ હોવાથી જીવરૂપ પણ નથી. પાંચ, પાંચ, દશ, અને ચાર એમ ચોવિશ તત્ત્વોનો સમુદાય તે પ્રકૃતિનું કાર્ય કહેવાય છે. તે ચોવિશ તત્ત્વો આ પ્રમાણે કહેલાં છે; પૃથ્વી, પાણી, તેજ, વાયુ અને આકાશ, આ પાંચ મહાભૂતો; ગંધ, રસ, રૂપ, સ્પર્શ તથા શબ્દ આ પાંચ તેની તન્માત્રાઓ; કાન, ત્વચા, નેત્ર, જીભ, નાક, વાણી, હાથ, પગ, શિશ્ન તથા ગુદા આ દશ ઇન્દ્રિયો અને મન, બુદ્ધિ, અહંકાર તથા ચિત્ત આ ચાર અંતઃકરણની વૃત્તિઓ છે, કે જેનાવડે અંતઃકરણના ચાર ભેદો કલ્પેલા છે. આ પ્રમાણે આ ચોવિશ તત્ત્વસ્વરૂપે સગુણ બ્રહ્મનો જેટલો મેં વિસ્તાર કહ્યો છે, એટલોજ વિસ્તાર તત્ત્વવેત્તાઓએ પણ કહ્યો છે, તથા પ્રકૃતિની અવસ્થારૂપ કાળ એ પચિશમું તત્ત્વ ગણાય છે.

હે માતા! કેટલાએક કહે છે કે, તે કાળ ઇશ્વરનો પ્રભાવ છે, માયાને આધીન થયેલા તથા અહંકારથી 'આ દેહરૂપ હું છું' એમ માની બેઠેલા મૂર્ખ જીવને જે કાળનો ભય લાગે છે; વળી જેમાં ત્રણ ગુણની સમાનતા છે, એવી ભેદરહિત પ્રકૃતિ પણ જે કાળવડે ચેષ્ટા કરે છે અર્થાત્ વિકાર પામે છે તે કાળ મહાસમર્થ છે, આમ કહેવાય છે. વળી તે કાલાત્મા ભગવાન્ પોતાની માયાવડે સર્વ પ્રાણીઓના દેહમાં જીવરૂપે વ્યાપી રહેલા છે અને બહાર કાળરૂપે રહેલા છે. તે પરમ પુરુષે અદૃષ્ટોથી જેના ગુણો ક્ષોભ પામ્યા હતા, એવી પ્રકૃતિમાં ચૈતન્યરૂપી બીજને મૂક્યું, એટલે પ્રકૃતિએ તે વીર્યદ્વારા ઘણાજ પ્રકારવાળું મહત્તત્ત્વ ઉત્પન્ન કર્યું. આ મહત્તત્ત્વ લય તથા વિક્ષેપથી રહિત જગતના પ્રથમ અંકુરરૂપ હતું, તેણે પોતાને વિષે સૂક્ષ્મરૂપે રહેલા અહં-

કારાદિક પ્રપંચસમૂહને રચતી વેળાએ પોતાના તેજથી આત્મ-સ્વરૂપને ઢાંકનારા ગાઢ તમોગુણના ભાગનો નાશ કર્યો.

ઇતિ જ્ઞાનપ્રકરણમાં અધ્યાય ૫ મો સંપૂર્ણ.

---

## અધ્યાય ૬ ઠ્ઠો.

### બ્રહ્મસ્વરૂપવર્ણન. ( ૧૧-૩ ).

**राजोवाचः--**

**नारायणाभिधानस्य ब्रह्मणः परमात्मनः ।**
**निष्ठामर्हथ नो वक्तुं यूयं हि ब्रह्मवित्तमाः ॥ ३४ ॥**

નિમિરાજા પૂછે છેઃ—નારાયણપરાયણ પુરુષ પરિશ્રમ વિના ભગવાન્‌ની માયાને તરી જાય છે, એમ મને કહ્યું છે, તો હવે તમારે નારાયણ નામના પરમાત્માનું સ્વરૂપ અમને કહેવું યોગ્ય છે, કારણ કે તમે મોટા બ્રહ્મવેત્તા છો.

પિપ્પલાયન નામના યોગેશ્વર કહે છેઃ—હે રાજા! "આ જગત્‌ની ઉત્પત્તિ, સ્થિતિ તથા પ્રલયના જે કારણભૂત છે, છતાં જે પોતે કારણરહિત છે, જે જાગ્રત, સ્વપ્ન તથા સુષુપ્તિ, એ ત્રણે અવસ્થામાં વ્યાપક છે તથા દેહ, ઇંદ્રિયો, પ્રાણ[1] અને મન[2] જેમના ચૈતન્યથી ક્રિયામાં પ્રવૃત્તિ કરે છે તે પરબ્રહ્મ[3] પરમાત્મા છે," એમ જાણો.

---

१ ' प्राणस्य प्राणमुत चक्षुषश्चक्षुरुत श्रोत्रस्य श्रोत्रमन्नस्यान्नं मनसो ये विदुः ' ।

२ ' यतो वाचो निवर्तन्ते अप्राप्य मनसा सह ' ।

३ ' त्वं त्वौपनिषदं पुरुषं पृच्छामि ' ।

તણખા વિગેરે અગ્નિના અંશ ગણાય છે, તે જેમ અગ્નિને પ્રકાશિત કરી શકતા નથી, તેમ મન વિગેરેની વૃત્તિઓ પણ જડ છે, તેઓમાં આત્માનો પ્રકાશ દેખાય છે અને તે વૃત્તિઓનો પ્રકાશક છે, પરંતુ વૃત્તિઓ તેને પ્રકાશિત કરી શકતી નથી. તેમજ સ્વયં પ્રણામભૂત વેદ પણ વાણીરૂપ છે, તેથી આત્મતત્ત્વને સાક્ષાત્ કહી શકતા નથી, પણ જાણે તેમનાથી આત્મતત્ત્વ કહેવાઇ જતું હોય તેમ કહે છે. વેદો[1] પોતેજ કહે છે કે, 'મન આદિ જેટલા જ્ઞાન કરવાવાળા પદાર્થો છે, તેટલા આત્મતત્ત્વને પહોંચી શકતા નથી,' આ ઉપરથી એમ સમજવું નહીં કે, વેદો બ્રહ્મનું નિરૂપણ કરતા નથી.

શ્રુતિઓ કહે છે કે, "જે સ્થૂલ છે તે બ્રહ્મ નથી, જે સૂક્ષ્મ છે તે બ્રહ્મ નથી, જે વાણીથી બોલાય છે તે બ્રહ્મ નથી," ઇત્યાદિક વચનોથી વેદેજ નિષેધ કર્યો છે; તે નિષેધનો જે અવધિ છે તેને બ્રહ્મ જાણવું. જો અવધિ ન હોય તો નિષેધ પણ સિદ્ધ થઇ શકે નહીં. પ્રથમ પરબ્રહ્મ પોતે એકજ હતા અને પાછળથી સત્ત્વ, રજ અને તમ રૂપે થયા, તેથી તેને ત્રણ પ્રકારના પ્રધાનરૂપ કહે છે તથા તેનેજ ક્રિયાશક્તિને લીધે સૂત્ર અને જ્ઞાન-શક્તિને લીધે મહત્તત્ત્વ કહે છે, તથા જીવના ઉપાધિરૂપ અહંકાર

---

1 'यद्वाचाऽनभ्युदितं येन वागभ्युद्यते तदेव ब्रह्मत्वं विद्धि'

જે વાણીથી વર્ણન થઇ શકે નહીં પણ જેનાવડે વાણી બોલાય છે તેને તું બ્રહ્મ જાણ.

'यन्मनो न मनुते' ( મન જેને માટે તર્ક કરી શકતું નથી. )

'न चक्षुषा पश्यति कश्चनैनम्' ( કોઇ તેને ચક્ષુથી જોઇ શકતું નથી. )

'अस्थूलमनण्वह्रस्वमदीर्घम्' ( તે જાડું નહીં, બારીક નહીં, ટુંકું નહીં, લાંબું નહીં વિગેરે. )

પણ તેનેજ કહે છે. તે પછી ઇંદ્રિયોના દેવતાઓ, ઇંદ્રિયો, વિષયો તથા વિષયોના પ્રકાશરૂપે પણ એક પરબ્રહ્મ જ ભાસે છે. તે બ્રહ્મ સર્વસ્વરૂપે પોતેજ ભાસે છે, માટે તે બ્રહ્મને પોતાની સિદ્ધિ માટે બીજા કોઇ પણ પ્રમાણુની આવશ્યકતા નથી, અને ત્યાં કોઇ પણ પ્રમાણુ પહોંચી શકતું નથી, તેથી 'બ્રહ્મ નથી' આવી શંકા કરવી અઘટિત છે. આ આત્મા જન્મતો નથી, માટે તેને 'છે' એવો વિકાર હોતો નથી, એટલે જન્મવું અને હોવું તેમજ વધવું, ફેરફાર થવો, ઘટવું અને મરવું, આ છ વિકારો પણ આત્મામાં નથી, પરંતુ દેહાદિકના[1] છે અને તેથી આત્મા તો તે દૈહિક વિકારોના સમયનો દ્રષ્ટા છે, માટે તેને વિકાર સંભવતો નથી. સર્વ દેશમાં તથા સર્વ-કાળમાં અખંડ રીતે ચાલ્યું આવતું જે જ્ઞાન, તેજ આત્મા ગણાય છે. કાળી વસ્તુનું જ્ઞાન થયું, અને પીળી વસ્તુનું જ્ઞાન નાશ પામ્યું; આમાં જ્ઞાનનો નાશ થાય છે, એમ જાણવું નહીં, કારણ કે જ્ઞાન તો એકરૂપજ છે અને તે ઇંદ્રિયોના બળથી અનેક પ્રકારનું કલ્પાયેલું છે, તેથી અનેક આકારવાળી વૃત્તિઓ ક્ષણે ક્ષણે ઉત્પન્ન થાય છે અને નાશ પામે છે, પરંતુ જ્ઞાન તો અખંડ રહે છે. જરાયુજ, અંડજ, સ્વેદજ તથા ઉદ્ભિજ્જ શરીરો બદલાયા કરે છે, પરંતુ તેઓમાં રહેલો પ્રાણ તો એકજ સર્વ શરીરોમાં જીવની પાછળ જઇને વસે છે; તેમ અવસ્થાભેદે કરીને બદલાયા કરતા દેહોમાં આત્મા પણ એકનો એકજ રહે છે, પરંતુ તે બદલાતો નથી. માટે બ્રહ્મ જો કે સર્વસ્વરૂપ છે, તો પણ વિકારો તેનો લેશ પણ સ્પર્શ કરતા નથી. તે આત્મા જાગ્રત, સ્વપ્ન તથા સુષુપ્તિ નામની અવસ્થાઓમાં પણ નિર્વિકારજ રહે છે, છતાં પણ વિકારવાળો

---

૧ 'जायते, अस्ति, वर्धते, विपरिणमते, अपक्षीयते, नश्यति.'

અર્થ:—જન્મવું, જન્મવા પછી હોવું, વૃદ્ધિ પામવું, પૂર્ણ દશાએ પહોંચવું, શરીરના ક્ષીણ થવું અને નાશ પામવું આ ૬ વિકાર કહેવાય છે. શ્રુતિ.

હોય તેવો જણાય છે. માત્ર સુષુપ્તિમાં ઇંદ્રિયોનો તથા અહંકારનો લય થાય છે, તેથી લિંગશરીરની ઉપાધિ રહેતી નથી તેને લીધે વિકારરહિત શુદ્ધ આત્માનો નીચેની શ્રુતિ ઉપરથી અનુભવ થાય છે; " હું સુખમાં સુતો હતો, મેં કંઇ પણ જાણ્યું નહીં, " આવી સ્મૃતિ ઉપરથી સિદ્ધ થાય છે કે, સુષુપ્તિ અવસ્થામાં પણ સુખને જાણનારો તથા અજ્ઞાનને જાણનારો આત્મા છે અને જે સ્મૃતિ થાય છે તે અનુભવપૂર્વક થાય છે, કારણ કે જે વસ્તુ અનુભવમાં આવી ન હોય, તે વસ્તુનું સ્મરણ થાય નહીં. સુષુપ્તિ અવસ્થામાં આત્માનો અનુભવ થયા છતાં પણ પાછો જન્મમરણરૂપી સંસાર આવે છે, તેનું કારણ એટલુંજ છે કે, તે સમયે પણ અવિદ્યા તથા તેના સંસ્કારો રહે છે; માટે ધન, પુત્ર, પ્રતિષ્ઠા વિગેરેનો ત્યાગ કરીને કેવળ ભગવાનનાં ચરણનીજ, ભક્તિ કરવાની ઇચ્છા જ્યારે ઉત્પન્ન થાય છે અને તે ભક્તિથી જ્યારે ચિત્તના, અવિદ્યાથી તથા ગુણકર્મ વિગેરેથી થયેલા સંસ્કારરૂપી મળ નાશ પામે છે, ત્યારે ચિત્ત શુદ્ધ થાય છે, અને ચિત્ત શુદ્ધ થયા પછી આત્મતત્ત્વનું અપરોક્ષ જ્ઞાન થાય છે. સૂર્યનો પ્રકાશ સ્વતઃસિદ્ધ છે, તો પણ તે નિર્મળ દૃષ્ટિવાળાને દેખાય છે, પણ મલીન દૃષ્ટિવાળાને દેખાતો નથી, તેમ આત્મા સ્વતઃસિદ્ધ છે, તે પણ નિર્મળ મનના લોકોને જોવામાં આવે છે, પરંતુ મલીન અંતઃકરણવાળાને જોવામાં આવતો નથી, માટે ચિત્તની શુદ્ધિથી આત્માનો અપરોક્ષ અનુભવ કરવો, કેમકે અપરોક્ષાનુભવ વિના સંસારની અત્યંત નિવૃત્તિ થતી નથી.

ઇતિ જ્ઞાનપ્રકરણમાં અધ્યાય ૬ ઠ્ઠો સંપૂર્ણ.

---

## અધ્યાય ૭ મો.



### આત્માને સંસારનું મિથ્યાપણું. (૧૧-૧૦).

**उद्धव उवाचः—**

**गुणेषु वर्तमानोऽपि देहजेष्वनपावृतः ॥**
**गुणैर्न बध्यते देही बध्यते वा कथं विभो ॥ ३५ ॥**

ઉદ્ધવજી પૂછે છેઃ—હે પ્રભો! આપે નિશ્ચય કર્યો કે, આત્મા એકજ છે, તેને ગુણોના કાર્યરૂપ દેહના સંબંધથી સંસારમાં જન્મમરણ આવે છે અને પોતાના સ્વરૂપના જ્ઞાનથી મુક્તિ થાય છે; પરંતુ તે વિષયમાં મને સંદેહ છે, તે હું તમને પૂછું છું કે. "દેહાદિકનો અત્યંત નાશ થયા પછી મુક્તિ થાય છે, કે દેહાદિક રહ્યા છતાં પણ મુક્તિ થાય છે?" તમે કદાચ કહેશો કે, 'દેહાદિકનો અત્યંત નાશ થયા પછી મુક્તિ થાય છે,' તો ત્યાં એવો વાંધો આવે છે કે, 'જ્ઞાનના સાધનભૂત દેહાદિકનો અત્યંત નાશ થતાં જ્ઞાનને આધીન રહેલી મુક્તિ કેવી રીતે થાય?' અને તમે કહેશો કે, 'દેહાદિકમાં રહ્યા છતાં પણ મુક્તિ થાય છે,' તો ત્યાં પણ એક વાંધો નડશે, તે એ કે, 'દેહાદિક હોય તો આત્મા તેનાં કર્મોમાં તથા સુખોમાં બંધાયા વિના કેવી રીતે રહી શકે?' તમે કદાચ કહેશો કે, 'દેહાદિકમાં રહ્યા છતાં પણ તે આકાશની પેઠે આવરણરહિત છે, માટે દેહાદિકનાં કર્મોમાં તે બંધાતો નથી.' તો પછી મારે પૂછવાનું એ છે કે, 'આત્મા જ્યારે ગુણોના આવરણથી રહિત છે, ત્યારે પ્રથમથીજ તે શામાટે બંધાયો છે, કે જેથી હવે તેને મુક્તિની અપેક્ષા રહે છે?' આપ માનતા હો કે, 'દેહાદિક છતાં પણ તેના ઉપર અહંકાર કર-

વાથી આત્મા બંધાય છે અને અહંકારનો ત્યાગ કરવાથી મુક્તિ પામે છે,' તો તેવા પુરુષને કેમ ઓળખવા? તે વિષે કહો. "દેહાદિકમાં બંધાયલો પુરુષ કેવી રીતે વર્તે? કેવી રીતે વિહાર કરે? કેવી રીતે ભોગ ભોગવે? કઇ વસ્તુઓનો ત્યાગ કરે? સૂવે કેમ? બેસે કેમ? તથા ચાલે કેમ? અને તે કેવાં લક્ષણો ઉપરથી જોવામાં આવે?" હે પ્રશ્નોનું રહસ્ય જાણનારાઓમાં ઉત્તમ! આ વિના બીજી પણ મને એક ભ્રાંતિ છે, તે એ છે કે, "આત્મા એકજ છે, તે દેહાદિકના અનાદિકાળથી થયેલા સંબંધને લીધે નિત્ય બંધાયલો છે અને પછી તે મુક્તિ પામે છે." આમ માનશું તો મુક્તિની ઉત્પત્તિ સિદ્ધ થશે, તેથી તેનું અનિત્યપણું પણ પ્રાપ્ત થશે. એટલા માટે "આત્મા તો એકજ છે, તો એક, એક સમયમાં નિત્યમુક્ત કેમ થઇ શકે? તથા નિત્યબદ્ધ કેમ થઇ શકે?" મ્હારા આ સંદેહને આપ ટાળો.

શ્રીભગવાન્ કહે છેઃ—હે ઉદ્ધવજી! તમે પૂછ્યું કે, "આત્મા એકજ છે, ત્યારે તે એક સમયમાં નિત્યમુક્ત અને નિત્યબદ્ધ કેવી રીતે થઇ શકે?" આવો મને ભ્રમ છે, તે ભ્રમ શું વાસ્તવિક છે કે, પ્રતીતિમાત્ર છે? આવા તમે પ્રશ્નો પૂછ્યા તેના ઉત્તરમાં કહેવાનું કે, તે ભ્રમ પ્રતીતિમાત્ર છે, પણ વાસ્તવિક નથી. તેનું કારણ એવું છે કે, આત્મા નિત્ય બંધાયલો છે, આત્મા નિત્ય મુક્ત છે, આવો આત્મામાં જે વ્યવહાર કરવામાં આવે છે, તે મારે આધીન રહેલા સત્ત્વાદિક ગુણરૂપી ઉપાધિને લીધે છે, પરંતુ વાસ્તવિક રીતે નથી; કારણ કે ઉપાધિરૂપ સત્ત્વાદિક ગુણો પોતેજ માયાથી ઉત્પન્ન થયેલા છે, તેઓનું મૂળ માયાજ છે અને જે પદાર્થો માયાથી એટલે અજ્ઞાનથી કલ્પાયલા હોય તેઓ રજ્જુસર્પની પેઠે મિથ્યા હોય છે, માટે મારા સ્વરૂપમાં બંધ કે મોક્ષ કંઇજ નથી, આવો મારો પોતાનો

સિદ્ધાંત છે. જેમ ગુણરૂપ બંધ કે મોક્ષ નથી, તેમજ જીવને પણ [1]બંધ કે મોક્ષ વાસ્તવિક રીતે નથી, પરંતુ જીવ અજ્ઞાનને લીધે ઉપાધિને આધીન થયો છે, તેથી તેને વિષે બંધન અને મુક્તિ પ્રતીત થાય છે.

વળી સ્વપ્ન જેમ બુદ્ધિથીજ કલ્પાયલું છે, તેમ શોક, મોહ, સુખ, દુઃખ તથા જન્મમરણાદિક સંસાર પણ મારી માયાવડે બુદ્ધિથીજ કલ્પાયલો છે, પરંતુ વાસ્તવિક રીતે નથી. હે ઉદ્ધવ! દેહધારીઓને મોક્ષ આપનારી બ્રહ્મવિદ્યા અને બંધન કરનારી અવિદ્યા, આ બન્ને મારી અનાદિ કાળની [2]શક્તિ છે, અને તે મારી માયાવડે રચાયલી છે, એમ જાણજો. હું જ્યાં સુધી અજ્ઞાન ફેલાવું છું, ત્યાં સુધી જીવને બંધન રહે છે અને જ્ઞાન આપું છું ત્યારે મોક્ષ સ્ફુરે છે, અર્થાત્ બંધ તથા મોક્ષમાં બંધ અનાદિ છે ત્યારે મોક્ષ[3] નિત્ય છે. હે મહાબુદ્ધિશાળી ઉદ્ધવ! જીવને બંધન કે મોક્ષ કંઇ પણ નથી, કારણ કે, જીવ એકસ્વરૂપ છે અને મારાથી જૂદો નથી, છતાં પણ મારા અંશરૂપ જીવને અજ્ઞાનથીજ બંધન અને જ્ઞાનથીજ મુક્તિ થાય છે, પણ મને તેમાંનું કંઇ પણ છેજ

१ अत एकस्याप्यध्यासप्राप्तत्वाद्बद्धत्वं वस्तुतस्तदभावान्नित्यमुक्तत्वं च घटत इत्याशयः ॥

એકજ આત્માને અધ્યાસ પ્રાપ્તિ થવાથી બંધ અને મોક્ષ એ બેઉ થાય છે.
બાલપ્રબોધિની.

૨ तन्येते मोक्षबंधाभ्यामिति तनू । જેથી મોક્ષ અને બંધ વિસ્તાર પામે છે તે બે શક્તિનું નામ 'તનૂ' કહેવામાં આવે છે.

३ बंधको भवपाशेन भवपाशाच्च मोचकः ।
कैवल्यदः परं ब्रह्म विष्णुरेव सनातनः ॥

**અર્થ**:—સંસાર પાશમાં બાંધનારા તથા સંસારના બંધનમાંથી મુક્ત કરનારા અને કૈવલ્યપદ આપનારા સનાતન ( નિત્ય ) પરબ્રહ્મરૂપ વિષ્ણુભગવાનજ છે.

નહીં. તમારા મનમાં શંકા આવશે કે, "જ્યારે જીવ એકજ છે ત્યારે તો એકના બંધનથી સર્વને બંધન અને એકના મોક્ષથી સર્વને મોક્ષ, તેમજ સુખદુઃખ સઘળાંની પણ તેમજ વ્યવસ્થા થવી જોઇએ, અને જ્યારે બંધનાદિક થયાં ત્યારે ઇશ્વરને પણ બંધનાદિક થવાં જોઇએ," પરંતુ તમારી આ શંકા નિર્મૂળ છે. દૃષ્ટાંતમાં જેમ ચંદ્રમા એક છે તો પણ જળાદિકની ઉપાધિને લીધે તેનાં બિંબ અને પ્રતિબિંબરૂપે ભેદ પડે છે અને પાણીમાં થતાં કંપાદિક, પ્રતિબિંબનેજ થાય છે, પણ મુખ્ય બિંબને થતાં નથી, તેમ તે પ્રતિબિંબો પણ ઉપાધિના ભેદે કરીને પરસ્પર જૂદાં જૂદાં હોય છે તેથી પાણીથી ભરેલા ઘડાઓમાં જે ઘડો ફૂટી જાય છે તેનું પ્રતિબિંબ મુખ્ય બિંબમાં મળી જઇને તેની સાથે એક થઇ જાય છે, પણ બીજા ઘડામાં રહેલાં પ્રતિબિંબો તેની સાથે એક થતાં નથી, તેમ હું પણ એક છું, તો પણ અવિદ્યારૂપ ઉપાધિને લીધે મારામાં અને જીવમાં ભેદ થયો છે, તેમાં અવિદ્યાને લીધે થતાં બંધન તથા મોક્ષ અને સુખ તથા દુઃખ વિગેરે મારા અંશ રૂપ જીવનેજ છે, અને તે જીવો પણ અવિદ્યાના ભેદને લીધે પરસ્પર ભિન્ન છે, તેથી જેની અવિદ્યાનો નાશ થાય છે તે અવિદ્યાનો જીવ મારી સાથે એકતા પામે છે અને બીજાઓ જુદાજ રહે છે. આ ઉપરથી સિદ્ધ થાય છે કે, જીવને બંધનાદિ થાય છે તેથી ઇશ્વરને બંધનાદિક થતાં નથી અને એક જીવને બંધનાદિ થાય છે તેથી બધા જીવોને બંધનાદિક થતાં નથી તેમ એક જીવને મોક્ષ થાય[1] છે ત્યારે સર્વ જીવોનો મોક્ષ થતો નથી. આ અતિ

१ यथैकस्मिन् घटाकाशे रजोधूमादिभिर्युते ।
न सर्वे संप्रयुज्यन्ते तथा जीवाः सुखादिभिः ॥

અર્થ:—જેમ એક ઘડામાં આકાશ, ધૂળ તથા ધુમાડા વિગેરેથી યુક્ત—ભરેલું જણાય તેથી બધે ઠેકાણે તેમ હોતું નથી તેમજ એક જીવ સુખી અથવા દુઃખી થાય તેથી સર્વ જીવ સુખદુઃખાદિયુક્ત હોતા નથી.

રહસ્યના વિષયમાં તમારે સૂક્ષ્મબુદ્ધિથી નિશ્ચય કરી લેવો. તમારી આગળ જે વ્યવસ્થા કહી, તે બંધ તથા મોક્ષ વિષે કહી; હવે બદ્ધ તથા મુક્ત એ બેની વચ્ચે કેવી રીતે ભેદ છે, તે તમારા પ્રશ્નનો હું ઉત્તર આપું છું. પ્રથમ તો જીવ અને ઇશ્વર વચ્ચે ભેદ છે. આવા બે પ્રકારના ભેદ છે, તેમાં પ્રથમ કહેલો જીવ અને ઇશ્વરનો આ રીતે ભેદ છે; જીવ તથા ઇશ્વર એકજ ધર્મવાળા શરીરમાં રહે છે, પરંતુ જીવનો ધર્મ શોક છે અને ઇશ્વરનો ધર્મ આનંદ છે. જીવ નિયમ્યરૂપે રહેલો છે અને ઇશ્વર નિયંતારૂપે રહેલા છે. પક્ષીઓ વૃક્ષમાં[1] માળો કરીને રહે છે, છતાં તે માળો જેમ ઝાડથી[2] જૂદો છે, તેમજ શરીરરૂપી વૃક્ષમાં હૃદયરૂપી માળો કરીને તેમાં જીવ રહે છે, છતાં પણ તે તેનાથી જૂદો છે. તે બન્ને ચૈતન્યરૂપે સરખા છે અને સાથેજ રહેવાથી તથા એક વિચારના હોવાથી પ્રત્યેક એકબીજાના મિત્ર છે; અને અનિર્વચનીય માયાવડે વૃક્ષમાં માળો ઘાલીને રહે છે. માયાનું સ્વરૂપ કેવું છે? તે જાણવામાં આવતું નથી, માટે તેને અનિર્વચનીય કહેલી છે. તે બન્નેમાં એક જીવરૂપી પક્ષી, શરીરરૂપી વૃક્ષનાં ફળોને એટલે કર્મફળોને ખાય છે અર્થાત્ ભોગવે છે; અને બીજું ઇશ્વરરૂપી પક્ષી દેહરૂપી વૃક્ષનાં ફળો ખાતું નથી, છતાં પણ તે પોતાના આનંદમાં તૃપ્ત રહે છે, અને જ્ઞાનાદિક શક્તિવડે અધિક બળવાન્ રહે છે. ઇશ્વર જીવના કરતાં વધારે પ્રબળ છે. તે કર્મનાં ફળોને ભોગવતા નથી અને સર્વજ્ઞ છે. તે

૧ છેદાવું આવો ધર્મ વૃક્ષમાં છે, માટે તે શબ્દનો શરીરમાં પણ ઉપયોગ કરી શકાય છે.

૨ ऊर्ध्वमूलमवाक्‌शाखं वृक्षं यो वेद संप्रति ।

અર્થ:—ઉંચાં મૂલવાળું અને નીચી શાખાવાળું સંસારરૂપી વૃક્ષ છે તેને જે હમણાં જાણે છે (તે જ જ્ઞાની છે). શ્રુતિ.

પોતાને જાણે છે અને જીવને પણ જાણે છે. કર્મનાં ફળોનો ભોક્તા જીવ અલ્પજ્ઞ છે, તે પોતાને પણ યથાર્થ રીતે જાણતો નથી, તેમ ઇશ્વરને પણ જાણતો નથી, માટે અવિદ્યાથી જોડાયલો જીવ, અનાદિકાળથી બંધાયલો છે, કારણ કે, માયામાં આવરણ કરવાપણું તથા આશ્રયને મોહ ઉપજાવવાપણું નથી.

ઇતિ જ્ઞાનપ્રકરણમાં અધ્યાય ૭ મો સંપૂર્ણ.

---

## અધ્યાય ૮ મો.

### માયાના સ્વરૂપનું વર્ણન. (૧૧-૩)

**राजोवाचः—**

**परस्य विष्णोरीशस्य मायिनामपि मोहिनीम् ॥**
**मायां वेदितुमिच्छामो भगवंतो ब्रुवंतु नः ॥ १ ॥**

નિમિરાજા પૂછે છે:—હે મહારાજ ! સમર્થ એવા પરમાત્મા વિષ્ણુની માયા જે માયાવીઓને પણ મોહ ઉપજાવનારી છે, તે માયાને અમે જાણવાને ઇચ્છીએ છીએ, માટે આપ ભગવાન્ અમને માયાનું સ્વરૂપ કહો. હું સંસારના તાપથી બળી જળી રહેલો મનુષ્ય છું, તે, હરિની કથારૂપી અમૃત જેમાં રહેલું છે તથા જે સંસારના તાપને ટાળનારું ઔષધ છે, તેવું આપનું વચન સાંભળવા છતાં પણ તૃપ્ત થતો નથી.

અંતરિક્ષ યોગી કહે છે:—હે મોટી ભુજાવાળા રાજા ! પોતાના અંશરૂપ જીવોને ભોગ તથા મોક્ષ આપવા માટે સર્વના આદિકારણરૂપ અને આત્મરૂપ ભગવાન્ પોતે સર્જેલાં આ

પાંચ મહાભૂતોમાંથી ઉત્તમ તથા કનિષ્ઠ જાતનાં શરીરોને ઉત્પન્ન કરે છે, અને પછી જીવોના ઉપકાર માટે પાંચ ભૂતોમાંથી રચેલાં તે શરીરોમાં અંતર્યામિરૂપે પ્રવેશ કરીને મનથી તથા દશ ઇન્દ્રિયોથી વિષયોના વિભાગ પાડે છે, અને તે વિષયોનો જીવોને ઉપભોગ કરાવે છે. જીવ, અંતર્યામીએ પ્રકાશિત કરેલી ઇંદ્રિયો દ્વારા વિષયોનો ઉપભોગ કરે છે અને આ ઉત્પન્ન થયેલા શરીરને પોતાનું માનીને તેના ઉપર આસક્ત થાય છે, અને કર્મેન્દ્રિયોથી વાસના સાથે કર્મો કરીને તે તે કર્મોનાં સુખદુઃખરૂપ ફળ ભોગવે છે; અને આ સંસારમાં ભટકયા કરે છે, પરંતુ તેમાંથી મુક્ત થતો નથી. આ રીતે ઘણાં દુઃખ આપનારી કર્મની ગતિઓને પામતો તથા પરતંત્ર થયેલો જીવ જગતનો પ્રલય થતાં સુધી જન્મમરણ પામ્યા કરે છે. પ્રલયનો આરંભ થશે ત્યારે આદિ અને અંતથી રહિત એવો કાળ આ સ્થૂલસૂક્ષ્માત્મક જગતને ઈશ્વર વિષે લઇ જવા માટે ખેંચશે, પૃથ્વી ઉપર સો વર્ષ સુધી મહાભયંકર અનાવૃષ્ટિ થશે અને તે સમયે મહા પ્રચંડ એવો સૂર્ય ત્રણે લોકને તપાવશે. તે પછી શેષનાગના મુખનો અગ્નિ પાતાળમાંથી ઉંચી શિખા-વાળો બળવા માંડશે અને વાયુની પ્રેરણાથી ચારે તરફ વધી જશે. તે પછી પ્રલય કરનારા મેઘનો સમૂહ હાથીની શુંડ સરખી ધારાઓથી સો વર્ષ સુધી વર્ષશે, તેથી બ્રહ્માંડ જળમાં ડૂબી જશે. તે પછી બ્રહ્માંડરૂપી શરીરધારી બ્રહ્મા પોતાના બ્રહ્માંડરૂપ શરીરનો ત્યાગ કરીને, કાષ્ઠરહિત થયેલો અગ્નિ જેમ પોતાના સૂક્ષ્મ રૂપમાં પ્રવેશ કરે છે, તેમ સૂક્ષ્મસ્વરૂપ પરબ્રહ્મમાં[1]

---

१ 'ब्रह्मणा सह ते सर्वे संप्राप्ते प्रतिसंचरे ।
परस्यान्ते कृतात्मानः प्रविशंति परं पदम् ॥

અર્થઃ—મહાપ્રલય પ્રાપ્ત થતાં બ્રહ્મલોકમાં રહેનારા પુરુષો બ્રહ્મા સાથે

પ્રવેશ કરશે. તે પછી વાયુ, પૃથ્વીનો ગંધ હરી લેશે એટલે જળ તેજરૂપ થશે. તે પછી પ્રલયકાળનું તેજ, તેજનું રૂપ હરણ કરી લેતાં તેજ વાયુમાં લય પામશે અને આકાશ, વાયુનો સ્પર્શ હરી લેતાં વાયુ આકાશમાં લય પામશે. તે પછી કાળ, આકાશના શબ્દ ગુણને હરી લેશે, એટલે આકાશ, તામસ અહંકારમાં લય પામશે, તેમ ઇન્દ્રિયો અને બુદ્ધિ, રાજસ અહંકારમાં, મનના તથા ઇન્દ્રિયોના દેવો, સાત્ત્વિક અહંકારમાં, અહંકાર, પોતાના ત્રણ પ્રકારના કાર્યોની સાથે મહત્તત્ત્વમાં અને મહત્તત્ત્વ પ્રકૃતિમાં લય પામશે. આ સર્વ ભગવાનની માયા જાણવી. હે રાજા ! ઉત્પત્તિ, સ્થિતિ તથા પ્રલય કરનારી આ ત્રણ ગુણવાળી ભગવાનની માયાનું અમે તમારી પાસે વર્ણન કર્યું.

ઇતિ જ્ઞાનપ્રકરણમાં અધ્યાય ૮ મો સંપૂર્ણ.

---

કૃતકૃત્ય થઇને પરમાત્માના પરમ પદમાં પ્રવિષ્ટ થાય છે. ( મોક્ષ પામે છે )
સ્મૃતિ.

‘ यावदधिकारमधिकारिणामवस्थितिः ’

અધિકાર જ્યાં સુધી રહે છે ત્યાં સુધીજ અધિકારીઓની સ્થિતિ રહે છે, એટલે અધિકાર પૂરો થતાંજ બ્રહ્મદેવ મૂળ બ્રહ્મપદે જવાના.

## અધ્યાય ૯ મો.

### દેહના મિથ્યાત્વનું વિવેચન. (૭–૧૫).

**नारद उवाचः—**

**आबाधितोऽपि ह्याभासो यथा वस्तुतया स्मृतः ।**
**दुर्घटत्वादैन्द्रियकं तद्वदर्थविकल्पितम् ॥ ५८ ॥**

નારદ કહે છેઃ—હે ધર્મરાજા ! આ વિશ્વમાં જે દેહાદિ પદાર્થ સત્ય લાગે છે તે મિથ્યા છે તેમ જાણવું; ઉદાહરણ પ્રતિબિંબઆદિ આભાસ પદાર્થ તર્કના વિરોધને લીધે મિથ્યા છે, તો પણ તેને જેમ એક વસ્તુરૂપે માનવામાં આવે છે, તેમજ ઇંદ્રિયોના જાણવામાં આવતો સંસાર પણ તર્કથી સિદ્ધ થતો નથી માટે ખોટો છે, તેથી તેને પણ એક વસ્તુરૂપે માનેલો છે. પૃથ્વી વિગેરે પાંચ ભૂતોની જેમાં એકતા થયેલી માનવામાં આવે છે, એવો આ દેહાદિક પદાર્થ સંઘાત, કાર્ય કે પરિણામ એમાંથી કોઇ પણ જાતનો નથી. વૃક્ષોનો સંઘાત જેમ વન કહેવાય છે, તેમજ પંચ મહાભૂતોના સંઘાતરૂપ આ દેહ નથી; કારણ કે જો સંઘાત હોય તો એક ભાગ ખેંચવાથી સર્વ સમુદાય ખેંચાય નહીં; દૃષ્ટાંત તરીકે વનમાંથી એક વૃક્ષ ખેંચવાને લીધે આખું વન ખેંચાતું નથી, પરંતુ દેહમાં તેમ નથી; દેહનો તો એક ભાગ ખેંચવાથી આખો દેહ ખેંચાય છે. તેમજ દેહ એ પંચમહાભૂતોનું કાર્ય પણ નથી તેમ પરિણામ પણ નથી. કદાચ તે દેહનો વિકાર અથવા પરિણામ હોય તો "તે પોતાના અવયવોથી અથવા તો પરિણત પદાર્થોથી જૂદો છે? કે તેમાં મળેલો છે?" આવી શંકા કોઇ કરશે, પરંતુ તે તેનાથી અત્યંત જૂદો જોવામાં આવતો નથી, તેમ તેમાં સર્વરૂપથી કે અંશથી

મળેલો પણ નથી. જો સર્વરૂપે-આખો મળેલો છે, એમ કહીએ તો એક આંગળીને પણ દેહરૂપ માનવી જોઇએ અને અંશથી મળેલો કહીએ તો તેના અંશની અને તેના પણ અંશની કલ્પના કરવાથી અનવસ્થાદોષનો પ્રસંગ આવી પડે. આ પ્રમાણેજ પરિણામમાં પણ વાંધા પડે છે, માટે દેહાદિક મિથ્યાજ છે. [1]પંચમહાભૂતો અવયવી પદાર્થો છે, તેથી તે પોતાની તન્માત્રારૂપ શબ્દાદિક અવયવો વિના હોઇ શકતા નથી અને અવયવી જ્યારે મિથ્યા ઠરે છે, ત્યારે છેવટે અવયવ પણ મિથ્યાજ સિદ્ધ થાય છે, કારણ કે અવયવીની પ્રતીતિ વિના બીજા કોઇ પણ પ્રમાણથી અવયવ સિદ્ધ થઇ શકતો નથી. કોઇ શંકા કરશે કે, "અવયવીનો અભાવ થશે તો પણ આવનારી તથા નાશ પામનારી બાલ્યાદિક અવસ્થામાં 'આ દેવદત્ત છે' એવું જે જ્ઞાન થાય છે, તે મિથ્યા થશે નહીં." મીમાંસકો કહે છે કે, 'આવિર્ભાવ તિરોભાવના ધર્મો નાશવંત છે, પરંતુ તે ધર્મવાળી વસ્તુ અવિનાશી છે,' તેનો નિર્વાહ કેમ થશે ? આના ઉત્તરમાં કહેવાનું કે, પરમાત્મા વિના બીજી કોઇ વસ્તુ નથી, છતાં 'આ પદાર્થ આના સરખો છે,' આવી જે સરખાપણાની ભ્રાંતિ થાય છે, તે કેવળ અવિદ્યાને લઇને થાય છે. અવિદ્યા દૂર થયા પછી દ્વૈતભ્રાંતિ દૂર થાય છે અર્થાત્ પરમાત્મા વિના બીજી સર્વ વસ્તુ મિથ્યા છે. જ્યારે સર્વ વસ્તુ મિથ્યા છે, ત્યારે શાસ્ત્રમાં કહેલો વિધિનિષેધ પણ સ્વપ્નમાં આવતી જાગ્રત તથા સ્વપ્નાવસ્થાની પેઠે મિથ્યાજ છે. ભાવાદ્વૈત, ક્રિયાદ્વૈત તથા દ્રવ્યાદ્વૈતની યથાર્થ ભાવના કરનારો મુનિ પોતાના આત્મસ્વરૂપના અનુભવથી જાગ્રત વિગેરે ત્રણ અવસ્થાઓનો અથવા તો વસ્તુભેદબુદ્ધિ, કર્મભેદબુદ્ધિ તથા

---

૧ આ પ્રમાણે દેહાદિકનું મિથ્યાપણું દેખાડીને દેહાદિકમાં કારણભૂત પંચમહાભૂતોનું મિથ્યાપણું દેખાડે છે.

આ ફળ મારા કર્મથી સિદ્ધ થયું છે માટે મારે ભોગવવા યોગ્ય છે, આવાં ત્રણ સ્વપ્નાનો નાશ કરે છે. પરબ્રહ્મ વિના બીજી સર્વ વસ્તુ મિથ્યા છે, તેથી પટ તથા તંતુમાં જેમ પટ મિથ્યા છે, પરંતુ તંતુજ સત્ય છે, તેમજ કાર્ય અને કારણને એકરૂપે વિચારવાં તેનું નામ ભાવાદ્વૈત કહેવાય છે. આ ભાવાદ્વૈતના વિચારથી વસ્તુગત ભેદબુદ્ધિ દૂર થાય છે.

ઇતિ જ્ઞાનપ્રકરણમાં અધ્યાય ૯ મો સંપૂર્ણ.

---

## અધ્યાય ૧૦ મો.



### જીવનું વાસ્તવિક મિથ્યાપણું. (૧૦-૮૭)

श्रुतय ऊचुः—

अपरिमिता ध्रुवास्तनुभृतो यदि सर्वगता-
स्तर्हि न शास्यतेति नियमो ध्रुव नेतरथा ॥
अजनि च यन्मयं तदविमुच्य नियंतृ भवे-
त्सममनुजानतां यदमतं मतदुष्टतया ॥ ३० ॥

શ્રુતિઓ કહે છેઃ—હે નિત્યમુક્ત ! કેટલાએક કહે છે કે, અવિદ્યારૂપ ઉપાધિને લીધે ઇશ્વરથી જૂદા પડીને જન્મમરણ પામ્યા કરતા જીવો જેઓ ઇશ્વરના અંશ છે, તેઓએ સંસારમાંથી છૂટવા માટે ઇશ્વરનું ભજન કરવું યોગ્ય છે, આમ પૂર્વે કહેલું છે તે અઘટિત છે; કારણ કે જો અવિદ્યા એક હોય તો જીવ પણ એકજ હોવો જોઇએ અને એકની મુક્તિ થવાથી સર્વની મુક્તિ થવી જોઇએ. જો અવિદ્યાને અનેક માનીએ તો

જીવો પણ અનંત હોવા જોઇએ અને તેથી ઇશ્વરના એક અંશની મુક્તિ થતાં પણ બીજા અંશની મુક્તિ થાય નહીં, તેથી કોઇ પણ દિવસે ઇશ્વર સર્વ અંશથી મુક્ત થશેજ નહીં, એમ માનવું પડશે. માટે જીવ અવિદ્યાથી અનંત નથી, પણ વસ્તુતાએજ અનંત છે. જીવોનું અનંતપણું સ્વીકારીને તેનું અણુપણું માનશું તો તેઓનું ચૈતન્ય આખા શરીરમાં વ્યાપ્ત છે તે વાતનો દોષ આવશે, અને જીવોને દેહ જેવડા માનશું તો તે અવયવી થવાથી તેઓનું અનિત્યપણું ઠરશે; માટે જીવ 'અનંત, સર્વવ્યાપક અને નિત્ય છે, આમ માનનારાઓની ભૂલ છે, કારણ કે અવિદ્યાઓનું અથવા તો તેઓની શક્તિઓનું અનેકપણું સ્વીકારશું, એટલે અનેક ઉપાધિઓથી જીવ અનંત સિદ્ધ થશે અને તેમના બંધનની અને મોક્ષની વ્યવસ્થામાં કંઇ પણ અડચણ આવશે નહીં;[1] દૃષ્ટાંતમાં જેમ ઘટાકાશ, ઘડો પુટી જવાથી મહાકાશમાં મળી જાય છે, પણ તેથી કંઇ બીજા ઘટાકાશ મહાકાશરૂપ થતાં નથી. વળી અવિદ્યાને અનેક માનતાં પણ ઇશ્વર સર્વ અંશે કોઇ દિવસ મુક્ત થશે નહીં, એ જે દોષ છે તે પણ આવશે નહીં, દૃષ્ટાંતમાં જેમ ઇશ્વર એ મહાકાશના જેવા છે, તેથી અવિદ્યારૂપ ઉપાધિમાં રહેલા જીવોમાં બંધ દેખાય, તો પણ ઇશ્વરને તેથી કંઇપણ બાધ આવતો નથી. વાસ્તવિક રીતે તો જેમ ઘટાકાશને, રજનો કે ધૂમાડાનો જરા પણ સ્પર્શ થતો

१ यथाकाशो हृषीकेशो नानोपाधिगतो विभुः ॥
तद्भेदाद्भिन्नवद्भाति तन्नाशे केवलो भवेत् ॥

અર્થઃ—જે પ્રમાણે આકાશ ઘડા વિગેરેમાં જુદા રૂપે ભાસે છે અને તેનો નાશ થતાં અખંડ દેખાય છે તે પ્રમાણે સર્વવ્યાપક પરમાત્મા સ્થૂલસૂક્ષ્માદિ ઉપાધિના યોગે જુદા જુદા રૂપે જણાય છે પણ તે ઉપાધિ નષ્ટ થતાં તે અખંડ વ્યાપકત્વરૂપે અર્થાત્ એકરૂપે જણાય છે. આત્મબોધ.

નથી, તેમ જીવને પણ બંધનો સ્પર્શ થતો નથી, ત્યારે ઇશ્વરને તો ક્યાંથીજ થાય? હે અવિનાશી! જીવ અનંત, સર્વવ્યાપક અને નિત્ય છે, એ પક્ષ અમારા સિદ્ધાંતથી વિરુદ્ધ છે, કારણ કે જીવને જો વાસ્તવિક રીતે અનંત, સ્વરૂપથીજ નિત્ય અને સર્વ-વ્યાપક માનીએ તો પછી તેઓ સર્વવ્યાપકપણાથી અને નિત્ય-પણાથી તમારા જેવાજ ઠરે અને તમારી આજ્ઞામાં રહેવા યોગ્ય રહે નહીં, તેમ તેથી તમે તેઓનું નિયમન કરી શકો નહી અને ખરી રીતે તો તેઓનું તમારા નિયમમાં રહેવાપણું ઘટી શકે છે. તેને માટે આ પ્રમાણે નિયમ છે. જે વસ્તુ ઉપાધિને લીધે જે વસ્તુના વિકારરૂપે થયેલી હોય, તે વસ્તુ તે વસ્તુની નિયામક હોવીજ જોઇએ, કારણ કે કાર્યમાં અનુગત રહેલો પદાર્થ કારણ-પણાથી તે કાર્યને છોડતોજ નથી. આપના સ્વરૂપ વિષે 'જે' અને 'તે' એ બે શબ્દ[1] વિના બીજું વિશેષ કંઇપણ કહી શકાતુંજ નથી. જેઓ કહે છે કે, અમે બ્રહ્મ જાણીએ છીએ, તો તેઓ બ્રહ્મને જાણતા નથી, કારણ કે બ્રહ્મ જ્ઞાનનો વિષય નથી. શાસ્ત્રનો સિદ્ધાંત છે કે, જે વસ્તુ જાણવામાં આવે છે, તે વસ્તુ 'અનાત્મ' ઇશ્વરથી ભિન્ન છે. હે ભગવન્! જેઓ સ્થાવરજંગ-માત્મક સંપૂર્ણ સંસારને સમદૃષ્ટિથી પોતાના સ્વરૂપે જાણે છે અને ખરા અંતઃકરણથી તમારી ભક્તિ કરે છે, તે પુરુષ મહા-કષ્ટથી પ્રાપ્ત થઇ શકે તેવા તમારા સ્વરૂપને તમારી કૃપાદૃષ્ટિથી પ્રાપ્ત કરે છે.

---

૧ यतो वाचो निवर्तन्ते अप्राप्य मनसा सह ।

અર્થ:—વાણી પણ જેને પામ્યા સિવાય મનસહિત પાછી ફરે છે અર્થાત્ સચ્ચિદાનંદ બ્રહ્મસ્વરૂપનો બોધ થવા માટે કોઇપણ વાચક શબ્દ યોજીએ તો પણ તેની શક્તિ બ્રહ્મરૂપને પ્રકાશિત કરવાના કામમાં આવતી નથી.

શ્રુતિ.

પરમાત્માથી જીવની ઉત્પત્તિ થાય છે, માટે પરમાત્મા નિયંતા અને જીવ તેમનો નિયમ્ય છે આમ કહ્યું. તે ઉપર કેટલાક શંકા કરતાં કહે છે કે, તેમ માનવાથી “ જીવ અનિત્ય ઠરશે અને તેથી જીવનાં કરેલાં કર્મોનો વિનાશ તથા નહીં કરેલાં કર્મો ભોગવવાનો પ્રસંગ આવી પડશે, તેમ જીવના સ્વરૂપનો નાશ થવો તેનું નામ મોક્ષ ગણાશે; પરંતુ સિદ્ધાંતમાં તો સ્વપ્રકાશ અને આનંદમય એવા, જીવાત્માને અવિદ્યાથી થયેલા અનર્થમાંથી છુટો કરવો, તેને મોક્ષ સ્વીકારેલો છે.” આ પ્રમાણે શંકા કરનારના સમાધાન માટે શ્રુતિઓ કહે છે કેઃ—

અંતઃકરણની ઉપાધિને લીધેજ જીવોનો જન્મ થાય છે; પરંતુ વસ્તુતાએ જીવો જન્મરહિત છે. આ ઉપર પાછી શંકા થાય છે કે, “ જ્યારે જીવ જન્મરહિત છે, ત્યારે શું પ્રકૃતિ જીવરૂપે થાય છે? અથવા તો પુરુષ જીવરૂપે થાય છે? કે બંને સાથે મળીને જીવરૂપ થાય છે? જો પ્રકૃતિને જીવરૂપે થવાનું કહીશું તો જીવમાં જડપણું આવશે, પુરુષને જીવરૂપે થવાનું કહીશું તો પુરુષમાં વિકારિપણું આવશે અને બંનેની જીવરૂપે ઉત્પત્તિ માનશું તો પણ તેવોજ દોષ આવશે, માટે જીવની ઉત્પત્તિ કેવી રીતે?” આ શંકાનો શ્રુતિઓ ઉત્તર આપતાં કહે છે કે, પ્રકૃતિ તથા પુરુષ અજન્મા છે, તેઓનો જીવરૂપે જન્મ સંભવતો નથી; દૃષ્ટાંતમાં જેમ કેવળ પવનથી અથવા તો પાણીથી પરપોટા થતા નથી, પરંતુ તે બંનેના સંયોગથી પાણીમાં પરપોટા થાય છે, તેમજ પ્રકૃતિ અને પુરુષ તે બંનેના યોગથી પ્રાણાદિક ઉપાધિવાળો જીવ ઉત્પન્ન થાય છે. પાણીના પરપોટામાં જેમ વાયુ એ નિમિત્ત કારણ છે અને પાણી એ ઉપાદાન કારણ છે, તેમજ જીવોની ઉત્પત્તિ વિષયમાં પણ પ્રકૃતિ એ નિમિત્ત કારણ છે અને પુરુષ એ ઉપાદાન કારણ છે. આ રીતે પ્રકૃતિ પુરુષના

ઐકચપણાથી જીવની ઉત્પત્તિ થાય છે, પરંતુ વાસ્તવિક રીતે તેની ઉત્પત્તિ થતી નથી. તે જીવો પાછા સુષુપ્તિવેળા અથવા તો પ્રલયવેળા સર્વ ફૂલોનો રસ જેમ મધમાં મળી જાય છે અને મળ્યા પછી જુદો જાણવામાં આવતો નથી, તેમ વિવિધ નામો અને દેહોની સાથે તમારા નિરુપાધિક રૂપમાં લય પામે છે, અને તે પછી તે વિશેષરૂપે જાણવામાં આવતા નથી, પરંતુ લિંગશરીરવડે સામાન્યસ્વરૂપે જાણવામાં આવે છે; અને મુક્તિ વેળા, [1]નદીઓ જેમ મહાસમુદ્રમાં લય પામે છે, તેમજ તે જીવો પણ મુક્ત થયા પછી જીવપણું ત્યાગ કરીને પરબ્રહ્મમાં લય પામે છે. તે સમયે તો કારણ શરીરનો પણ નાશ થવાથી જીવો નામરૂપથી રહિત થાય છે.

ઇતિ જ્ઞાનપ્રકરણમાં અધ્યાય ૧૦ મો સંપૂર્ણ.



## અધ્યાય ૧૧ મો.

### પ્રપંચના મિથ્યાત્વનું વર્ણન. (૧૨-૪)

**श्रीशुक उवाचः—**

**बुद्धीन्द्रियार्थरूपेण ज्ञानं भाति तदाश्रयम् ॥**
**दृश्यत्वाव्यतिरेकाभ्यामाद्यंतवद्‌वस्तु यत् ॥ २३ ॥**

શ્રી શુકદેવજી કહે છેઃ—હે પરીક્ષિત્! બુદ્ધિ, ઇંદ્રિયો અને તેના વિષયો એ અનુક્રમે ગ્રાહક, તેનાં સાધનો અને ગ્રાહ્યરૂપે

૧ 'एकमेवाद्वितीयं ब्रह्म', 'अविनाशी वाऽरेऽयमात्मा'–'બ્રહ્મ કેવળ એકજ અને અભિન્ન છે', 'આ આત્મા અવિનાશી છે' ઇત્યાદિ શ્રુતિવચન પ્રમાણે જીવોનો જન્મ વાસ્તવિક નથી પણ ઔપચારિક છે એમ સિદ્ધ થાય છે.

ગણાય છે, પરંતુ તેઓના અધિષ્ઠાનરૂપ એક જ્ઞાનજ તે તે આકારે જોવામાં આવે છે. તેઓ જ્ઞાનથી જુદી સત્તા ધરાવતાં નથી. દોરામાં પ્રતીત થતો સર્પ જેમ દૃશ્યપણાને લીધે કારણથી જુદો નથી, પણ આદિ તથા અંતવાળો હોવાથી મિથ્યા છે, તેમ જ્ઞાનમાં પ્રતીત થયેલો બુદ્ધિઆદિક આ પ્રપંચ પણ દૃશ્યપણાને લીધે કારણથી જુદો નહીં હોવાથી અને આદિ અંતવાળો હોવાથી મિથ્યા છે. આ પ્રપંચ[1] પરબ્રહ્મથી અભિન્ન છે, એમાં હું તમોને દૃષ્ટાંતો કહું છું તે તમે સાંભળો.

હે રાજા ! જેમ દીવો, નેત્ર અને રૂપ આ ત્રણે પોતાના કારણરૂપ પરબ્રહ્મથી ભિન્ન ( જૂદાં ) નથી. તાત્પર્ય એ કે, સર્પ ભાસવાનું કારણ જે રજ્જુ, તે સર્પથી અત્યંત જુદી છે, પરંતુ તેમાં ભાસતો સર્પ રજ્જુ વિના સંભવતો નથી; તેમજ આ પ્રપંચથી[2] પરબ્રહ્મ જૂદા છે, પરંતુ આ પ્રપંચમાત્ર પરબ્રહ્મથી જૂદો છેજ નહીં. હે રાજા ! જ્યારે બુદ્ધિ મિથ્યા ઠરી ત્યારે તેની અવસ્થાઓનું મિથ્યાપણું તો સ્વતઃ સિદ્ધ થયું. બુદ્ધિની જાગ્રત, સ્વપ્ન અને સુષુપ્તિ એવી ત્રણ અવસ્થાઓ છે, આમ વિવેકી જનો કહે છે. તે ત્રણ અવસ્થાઓના અભિમાનને લીધે આત્માને વિષે, વિશ્વ, તૈજસ

---

१ यथा नद्यः स्यंदमानाः समुद्रेऽस्तं गच्छन्ति नामरूपे विहाय ।
तथा विद्वान्नामरूपाद्विमुक्तः परात्परं पुरुषमुपैति दिव्यम् ॥

અર્થઃ—જેમ પ્રવાહરૂપે નદીઓ, નામો અને રૂપો છોડીને મહાસમુદ્રમાં જઈ મળે છે અને સમુદ્રરૂપ થાય છે તદ્વત્, જ્ઞાનસંપન્ન પુરુષ પણ મુક્તિ વખતે નામરૂપથી મુક્ત થઈ સૌથી પર–શ્રેષ્ઠ–દિવ્ય પુરુષને પ્રાપ્ત થાય છે, અર્થાત્ બ્રહ્મરૂપમાં મળે છે. શ્રુતિ.

२ इदं प्रपंचं नास्त्येव नोत्पन्नं नो स्थितं जगत् ।

અર્થઃ—આ પ્રપંચ અસ્તિત્વમાં નથી, કારણ જગત ઉત્પન્ન થયું નથી અને રહેલું પણ નથી. શ્રુતિ.

અને પ્રાજ્ઞપણું માનવામાં આવે છે અને તે માત્ર કલ્પિત છે. જેમ મેઘ આકાશમાં એકાદવાર ઉત્પન્ન થાય છે અને એકાદવાર નાશ પામે છે તેમજ અવયવવાળું અને ઉત્પત્તિ તથા નાશવાળું જગત્ પણ સૃષ્ટિવેળા પરબ્રહ્મથકી ઉત્પન્ન થાય છે અને પ્રલયવેળા તેને વિષે નાશ પામે છે. અર્થાત્ જેમ ઘટ અવયવી અને આદિઅંતવાળો હોવાથી નાશ પામે છે, તેમ મૃત્તિકા નાશ પામતી નથી; તેમજ વિશ્વ પણ અવયવી અને આદિઅંતવાળું હોવાથી નાશ પામે છે, પરંતુ પરબ્રહ્મ નાશ પામતા નથી, માટે બ્રહ્મજ[1] સત્ય છે. હવે અન્યતમાત્ એ વિશેષણથી પ્રતિજ્ઞાપૂર્વક જે કારણનું સત્યપણું કહ્યું છે, તેને હું સિદ્ધ કરું છું:—

હે રાજા ! સઘળા અવયવી ઘટાદિક પદાર્થોના કારણરૂપ જે મૃત્તિકાદિક અવયવો છે, તેજ સત્ય હોય છે. તેમાં એવી યુક્તિ છે કે, જેમ વસ્ત્રના અવયવ તંતુઓ વસ્ત્ર ન હોય ત્યારે પણ પ્રતીતિમાં આવે છે, તેમ ઘટાદિક અવયવોના અભાવ વખતે પણ મૃત્તિકાદિક અવયવો પ્રતીત થાય છે. આ ઉપરથી સિદ્ધ થાય છે કે, બ્રહ્મ વિના જગત્‌ની પ્રતીતિ નથી, પરંતુ જગત્ વિના બ્રહ્મની પ્રતીતિ થાય છે; માટે બ્રહ્મ સત્ય છે અને જગત્[2] મિથ્યા છે. આ ઉપરથી તમને શંકા થશે કે, “ જ્યારે કોઇ કાર્યજ નથી ત્યારે બ્રહ્મનું કારણપણું કેમ સંભવે ? માટે તે અસંભવિત ઠરશે. ” તેના ઉત્તરમાં કહેવાનું કે તે તે કારણો પણ સર્વથા સત્ય નથી, કેમકે કાર્યકારણરૂપે, ગુણગુણિરૂપે, વિશેષણવિશેષ્યરૂપે અને વ્યાપ્યવ્યાપક આદિરૂપે જે કંઇ જણાય

१ सत्यं ज्ञानमनन्तं ब्रह्म ।

બ્રહ્મ એ સત્ય અને જ્ઞાનમય હોવાથી અનંત છે. શ્રુતિ.

२ ब्रह्म सत्यं जगन्मिथ्या ।

જગત્ ખોટું અને બ્રહ્મ એજ સત્ય છે. શ્રુતિ.

છે, તે સર્વ ભ્રમરૂપ છે; કારણ કે તે સર્વમાં અન્યોન્યાશ્રય દોષ આવે છે, કેમ કે કાર્યકારણ, ગુણગુણી, વિશેષણ-વિશેષ્ય અને વ્યાપ્યવ્યાપકતા વિગેરે એક બીજાને સિદ્ધ કરે છે, પરંતુ તેઓમાં એક વિના બીજાની સિદ્ધિ થતી નથી. બ્રહ્મમાં કારણપણું વિગેરે ધર્મો આરોપિત કરેલા છે, પરંતુ વાસ્તવિક રીતે નથી. જે જે વસ્તુ એક બીજાની અપેક્ષા ધરાવતી હોય તે તે આદિઅંતવાળી હોય અને આદિઅંતવાળી હોય તે મિથ્યા હોય, માટે કારણ આદિ ધર્મો પણ મિથ્યા છે. જે જે દૃશ્ય પદાર્થો હોય તે ભ્રમરૂપ હોય, કારણ કે દૃશ્ય પદાર્થો સ્વપ્નાની પેઠે સામાન્ય તથા વિશેષરૂપ હોય છે અને એક બીજાના આશ્રયથી સિદ્ધ થાય છે. આ પ્રમાણે અનેક કારણોથી પ્રપંચનું મિથ્યાપણું સાધ્યું. તેમાં એવી શંકા તમને થશે કે, “ આ પ્રપંચ તો સ્પષ્ટ પ્રકાશે છે, માટે તેનું આત્માની પેઠે સત્યપણું કેમ ઘટે નહીં ? ” તો તેના ઉત્તરમાં હું કહું છું કે, વિકારરૂપ આ પ્રપંચ જો કે પ્રકાશે છે, તો પણ આત્માના પ્રકાશ વિના તેનું અણુમાત્ર પણ નિરૂપણ થઇ શકતું નથી. જો તેનું પ્રત્યગાત્મા વિના નિરૂપણ કરી શકાય તેમ હોય તો પછી પ્રપંચ પણ ચિદ્રૂપ એવા આત્માના સરખો સ્વયં પ્રકાશવાળો ગણાય. અર્થાત્ આત્માની પેઠે એકજ રૂપ ગણાય. આત્મામાં પણ જીવ અને બ્રહ્મરૂપે ભેદ જોવામાં આવે છે, તો પણ તે ભેદ ઘટાકાશ અને મહાકાશના ભેદ જેવો છે. આ ભેદ આકાશમાં રહેલા સૂર્ય અને પાણીમાં રહેલા સૂર્યના પ્રતિબિંબ જેવો છે, તથા તે બહાર અને અંદર રહેલા પ્રાણવાયુના ભેદ જેવો છે. ઘટાકાશ પરિચ્છિન્ન છે અને મહાકાશ અપરિચ્છિન્ન છે, તો પણ તે બંને વચ્ચે ઉપાધિ સિવાય કશો ભેદ નથી, તેમ જીવ પરિછિન્ન છે અને બ્રહ્મ અપરિછિન્ન છે, તે વચ્ચે પણ ભેદ નથી. પાણીમાં રહેલો સૂર્ય કંપાદિક વિકારવાળો છે, અને આકાશમાં રહેલો સૂર્ય કંપાદિક વિકારથી રહિત છે,

તેમ છતાં તે બંને વચ્ચે જેમ ખરો ભેદ નથી, તેમ જીવ વિકારવાળો છે અને બ્રહ્મ વિકારરહિત છે, તો પણ તે બંને વચ્ચે ભેદ નથી. વળી બહારના વાયુની અને પ્રાણવાયુની ક્રિયાઓ ભિન્ન ભિન્ન છે, તો પણ તે બંને વચ્ચે જેમ ભેદ નથી, તેમ જીવની સરજવા આદિક ક્રિયાઓ છે અને બ્રહ્મની સરજવા આદિક ક્રિયાઓ છે, તો પણ તે બંનેમાં ભેદ નથી. ઉપાધિથી થયેલો ભેદ સ્વરૂપની એકતાનો બાધ કરી શકતો નથી, માટે વ્યાધિને લીધે મૂળ સ્વરૂપમાં ભેદ માને તેને મૂર્ખ જાણવો. આ સર્વ પ્રપંચને બ્રહ્મનો આધાર છે.

ઇતિ જ્ઞાનપ્રકરણમાં અધ્યાય ૧૧ મો સંપૂર્ણ.

---

## અધ્યાય ૧૨ મો.

### જગત્‌ની નિત્યાનિત્યતા સંબંધી શંકાસમાધાન. (૬૦-૮૭).

श्रुतय ऊचुः—

सत इदमुत्थितं सदिति चेन्ननु तर्कहतं ।
व्यभिचरति क्व च क्व च मृषा न तथोभययुक् ॥
व्यवहृतये विकल्प इषितोऽन्धपरंपरया ।
भ्रमयति भारती त उरुवृत्तिभिरुक्थजडान् ॥ ३६ ॥

**ભાવાર્થ:**—"આત્મામાં પ્રતીયમાન સ્વજનાદિ વિષયક અહં-મમાભિમાનરૂપ, તથા તત્પૂર્વક સુખદુઃખ સત્ય છે, કારણ કે

સદ્રૂપ આત્માથી તે ઉત્પન્ન થયાં છે, જે જેનાથી ઉત્પન્ન થાય, તેનો જેવુંજ તે થાય. ” એ અનુમાન વિચારાત્મક તર્કથી બાધિત છે, કારણ કે પિતાથી પુત્ર ઉત્પન્ન થયો છે, છતાં તે પહેલાં કેમ મરી જાય છે ? વળી તેમજ પૃથ્વીથી ઉત્પન્ન ઘટાદિક કેમ ફૂટી જાય છે ? તથા રજ્જુ–દોરડી–ઉપાદાનક સર્પ, ગુણ સ્વરૂપ થતી નથી, તેવી રીતે “ સત્ ” થી ઉત્પન્ન થએલી વસ્તુ પણ અનિત્ય હોય છે, અર્થાત્ પ્રકૃતમાં એ સિદ્ધ થયું કે, “ આ મ્હારું, હું મનુષ્ય, હું સુખી, હું દુઃખી ” ઇત્યાદિ વ્યવહાર સત્ય નથી. અગર એમ કોઇ કહે કે, વ્યવહાર અસત્ય સિદ્ધ થાય, તો લોકમાં પ્રવૃત્તિરૂપ વ્યવહાર કેમ ચાલી શકે ? તો તેના પ્રત્યુત્તરમાં એ કે, આ સંસાર તથા તેનો વ્યવહાર જુના વખતથીજ વિચાર વિના અંધપરંપરાથી ચાલે છે, અગર સંસાર-વ્યવહાર અંધપરંપરાથી ચાલે છે એમ માની વેદવ્યવહારને પણ તેવોજ અને અનિત્ય માની લે તો, કહે છે કે, વેદ આપ્તોચ્ચરિત છે, એથી વૈદિક વ્યવહાર મિથ્યા નથી, એથી વેદરૂપ વાણી પણ, કર્મશ્રદ્ધાના ભારથી દબાએલા મંદમતિ પુરુષોને મોહ કરાવે છે, એથી તેઓ વેદના યથાર્થ તાત્પર્યને ન જાણીને, કર્મોનાં ફલને નિત્ય માને છે, પણ કર્મ કરવાથી અંતઃકરણની શુદ્ધિ થાય છે એ વાતને જાણતા નથી. તાત્પર્ય એજ કે, ભગવદ્-વ્યતિરિક્ત પદાર્થોમાં આસક્તિને છોડીને, ભગવાન્‌ના ભજનમાંજ વેદનું તાત્પર્ય છે.

[૧]પૂર્વમીમાંસાકાર જૈમિનિ પ્રથમાધ્યાયના ૪ થા પાદમાં વેદનો અભિપ્રાય કર્મ કરાવવા ઉપરજ છે, આમ સિદ્ધ કરવા

૧ પાતંજલ, સાંખ્ય અને મીમાંસક એ ત્રણ સત્કાર્યવાદી છે. શ્લોકમાં સત્કાર્યવાદીનું ખંડન છે, પરંતુ તે કયા સત્કાર્યવાદીનું ખંડન કરે છે તે જાણ-

માટે શંકા કરતાં કહે છે કે:—" **आम्नायस्य क्रियार्थत्वादानर्थक्यमतदर्थानाम्** " વેદનું પ્રયોજન ક્રિયા કરાવવા ઉપર છે, માટે સિદ્ધાર્થ વાક્યો કે જે ક્રિયાપર ન હોય તે વાક્યો નિરર્થક પડશે, આવી શંકા કરીને કહે છે કે, '**तस्मादनित्यम्**' માટે વેદનાં સિધ્ધાર્થક વાક્યો અનિત્ય ગણાશે. આટલી શંકા ઉઠાવીને કહે છે કે, '**उच्यते**' તે ઉપર સમાધાન કરવામાં આવે છે. '**तद्भूतानां क्रियार्थेन समन्वयोऽर्थस्य तन्निमित्तत्वात्**' જે વાક્યો સિદ્ધાર્થ એટલે કર્મ કરવાના વિષયથી રહિત હોય તેવાં વાક્યોને કર્મ કરાવવાનાં અર્થવાળાં વાક્યોની સાથે જોડી દેવાં, કારણ કે પ્રકરણાંતર્ગત વાક્યોનો મુખ્યાર્થની સાથેજ અન્વય થવો જોઇએ. દૃષ્ટાંતમાં એક શ્રુતિ કહે છે કે, '**वायुर्वै क्षेपिष्ठा देवता**–વાયુ મોટા વેગવાળો દેવ છે.' આ વાક્ય સિદ્ધાર્થ છે. તેમાં કર્મ કરાવવાનો અર્થ નથી. બીજી શ્રુતિ '**वायव्यं श्वेतमालभेत**–ધોળા રંગના પશુને વાયુદેવને માટે મારવું,' આમાં ક્રિયાર્થ સમાયલો છે, માટે ઉપરના વાક્યોનો આ ક્રિયાર્થ દર્શાવનારા વાક્યની સાથે સમન્વય કરવો જોઇએ, કે જેથી સર્વ વેદવાક્યો સાર્થક થાય અને તે કર્મ કરાવવામાં ઉપયોગી થાય. ઉપનિષદ્‌નાં વાક્યોનો કર્મ કરનારા યજમાનની સ્તુતિપરત્વે વિનિયોગજ

વું જોઇએ. જૈમિનિ લખે છે કે, 'संदिग्धे वाक्यशेषात्–જ્યારે સંદેહ પડે ત્યારે શેષ વાક્યથી નિર્ણય કરવો.' દૃષ્ટાંતમાં જેમ, 'अक्ता शर्करा उपदधाति–આંજેલી સાકરને ખાડામાં મૂકે છે.' અહીં સાકરને શાથી આંજવી એ અપેક્ષામાં તેને અંજનની અપેક્ષા રહે છે. ત્યાં કહે છે કે, 'आयुर्वै घृतं–ઘી આયુષ્યરૂપ છે,' આમાં ઘીને વિનિયોગની અપેક્ષા રહે છે તેથી પેલા વાક્યની સાથે આનો સમન્વય કરવો. અર્થાત્ ઘીથી સાકરને આંજવી એવો અર્થ જેમ લઇએ તેમજ અહીં પણ શંકા થતાં શ્લોકના અંતમાં 'भ्रमयति भारती त उरुवृत्तिभिरुक्थजडान्' એ વાક્યશેષથી મીમાંસકોનું ખંડન કરે છે એમ જાણવું.

કરવાથી સાર્થક થશે. મીમાંસાસૂત્ર ઉપર તંત્રવાર્તિકકારે પણ આજ અભિપ્રાયથી કહ્યું છે કે, '**एतेन कृत्यर्थप्रतिपादनेनोपनिषदां नैराकांक्ष्यं व्याख्यातम्**' યજ્ઞના અંગભૂત યજમાનની સ્તુતિ કરવાથી ઉપનિષદ્ વાક્યો પણ સાર્થક ગણાશે. તે ઉપરથી મીમાંસકનું ખંડન કરતાં સિધ્ધાંતી કહે છે કે, એ વાત અઘટિત છે, કારણ કે '**एकमेवाद्वितीयं ब्रह्म**–એકજ તે અદ્વિતીય બ્રહ્મ છે,' '**विज्ञानमानंदं ब्रह्म**–બ્રહ્મ વિજ્ઞાન અને આનંદરૂપ છે,' '**अचक्षुरश्रोत्रम्**–બ્રહ્મ, નેત્ર અને કાન વિનાનું છે,' ઇત્યાદિક અર્થવાળાં ઉપનિષદોનાં વાક્યો યજમાનથી વિપરીત આકારવાળા આત્માનું પ્રતિપાદન કરે છે. અદ્વિતીય ( એક ) અને પરમાનંદરૂપ આત્મા યજ્ઞનું અંગ હોય, એ અઘટિત છે. વાર્તિકકાર પણ મીમાંસકના મતને માન્ય કરતા નથી, જુઓઃ—

" **सर्वत्रैव हि विज्ञानं संस्कारत्वेन गम्यते ।**
**परांगं चात्मविज्ञानादन्यत्रेत्यवधारणात् ॥**

આત્મજ્ઞાન વિના બીજે સર્વ ઠેકાણે સંસ્કારરૂપ–વાસનારૂપ–જ્ઞાન, પર–જ્ઞેય–નું અંગ ગણાય છે. આ ઉત્તમ જ્ઞાનનું મનન કરવા માટે મુનિઓ ફરે છે. આ પ્રમાણે શંકા કરી તેમાં જો દ્વૈત સત્ય હોય તો ઉપનિષદો યજમાનની સ્તુતિ કરે એ વાત સંભવે, પરંતુ દ્વૈતની સત્યતા સંભવતીજ નથી, એ વાતને પ્રશ્નોત્તરરૂપે મનન કરીને શ્રુતિઓ સિદ્ધ કરે છે કે,—

[1]શંકાઃ—મીમાંસકો કહે છે કે, આ જગત્ સત્ય છે; કારણ

1 અનુમાનમાં પાંચ જાતનાં વાક્યો હોય છે. પક્ષ, સાધ્ય, હેતુ, વ્યાપ્તિ અને દૃષ્ટાંત. અહીં જગત્ પક્ષ છે, સત્યપણું સાધ્ય છે, સત્યથી ઉત્પન્ન થયું છે આ હેતુ છે, જે જેનાથી ઉત્પન્ન થયું હોય તે, તે રૂપ જોવામાં આવે છે આ વ્યાપ્તિ છે અને સુવર્ણમાંથી ઉત્પન્ન થયેલું કુંડળ સુવર્ણરૂપ છે, આ દૃષ્ટાંત છે.

કે, તે સત્ય વસ્તુમાંથી-બ્રહ્મમાંથી ઉત્પન્ન થયું છે, જે વસ્તુ જે વસ્તુમાંથી ઉત્પન્ન થાય છે તે વસ્તુ તે રૂપ જોવામાં આવે છે. ઉદાહરણમાં જેમ સુવર્ણમાંથી કડાં કુંડલ વિગેરે થાય છે તે સુવર્ણરૂપ હોય છે, તેમજ બ્રહ્મ સત્ય છે તો તેમાંથી ઉત્પન્ન થયેલું જગત્ પણ સત્યજ હોવું જોઇએ.

સમાધાનઃ—તમે કહ્યું કે, 'જગત્ સત્ વસ્તુથી એટલે બ્રહ્મથી ઉત્પન્ન થયું છે,' આમ કહીને, તમે અભેદ સિદ્ધ કરવા જાઓ છો, પરંતુ તેથી અભેદ સિદ્ધ થતો નથી, કારણ કે, તમે ઉપાદાનના નિર્દેશથી હેતુ દર્શાવેલો છે, તેજ હેતુ ભેદની પ્રતીતિ થવા દેતો નથી, માટે જગત્ બ્રહ્મથી જૂદું સિદ્ધ થવાથી અસત્ય છે.

શંકાઃ—અમે બ્રહ્મ અને જગત્‌માં અભેદ સિદ્ધ કરતા નથી' પરંતુ તે બન્ને વચ્ચે જે ભેદ છે તેનો નિષેધ કરીએ છીએ. ભેદનો નિષેધ કરતાં અભેદજ ફલિત થાય છે. તે આ પ્રમાણે કે, જેમ સુવર્ણથી ઉત્પન્ન થયેલાં કડાં, કુંડલ વિગેરે પદાર્થો સુવર્ણથી જૂદાં નથી, પણ સુવર્ણરૂપજ છે, તેમ બ્રહ્મથી ઉત્પન્ન થયેલું આ જગત્ પણ બ્રહ્મથી જૂદું નથી, પણ બ્રહ્મરૂપજ છે.

સમાધાનઃ—જે વસ્તુ જેનાથી ઉત્પન્ન થાય છે તે વસ્તુ તેનાથી જૂદી હોતી નથી, એમ કહેવામાં પણ કોઇ કોઇ વેળા વ્યભિચાર જોવામાં આવે છે, કારણ કે પિતાથી પુત્ર ઉત્પન્ન થાય છે, તો પણ પિતાથી પુત્ર ભિન્ન પ્રકૃતિવાળો જોવામાં આવે છે. વળી મુદ્‌ગરથી કોઇ ઘડાનો નાશ કરવામાં આવે છે, તો પણ ઘડાનો નાશ મુદ્‌ગરરૂપ હોતો નથી, પરંતુ મુદ્‌ગરથી જૂદો હોય છે.

શંકાઃ—તમે જે કહ્યું તે નિમિત્તકારણને લઇને કહ્યું અને અમે ઉપાદાનકારણને લઇને કહીએ છીએ. નિમિત્તકારણરૂપ

પિતાથી ઉત્પન્ન થયેલા પુત્રનો પિતાથી ભેદ છે અને નિમિત્ત-કારણરૂપ મુદ્દગરથી ઉત્પન્ન થયેલા ઘટનો નાશ પણ મુદ્દગરથી જુદો છે; પરંતુ ઉપાદાનકારણથી ઉત્પન્ન થયેલો પદાર્થ ઉપા-દાનકારણથી જૂદો હોતો નથી. પ્રપંચમાં બ્રહ્મ એ ઉપાદાન કારણ છે, તેનાથી ઉત્પન્ન થયેલું આ જગત્ ઉપાદાનકારણરૂપ બ્રહ્મથી જુદું નથી.

સમાધાનઃ—ઉપાદાનકારણથી ઉત્પન્ન થયેલો પદાર્થ પોતાના ઉપાદાનકારણથી ભિન્ન હોતો નથી, એ વાત નિયત નથી, કારણ કે, જ્યારે અંધારામાં પડેલી દોરીમાં ભ્રાંતિવડે સર્પનું જ્ઞાન થાય છે, તે વખતે ભ્રાંતિકલ્પિત સર્પનું ઉપાદાનકારણ દોરી હોય છે, તો પણ પોતાના ઉપાદાનકારણરૂપ દોરીથી તે સર્પ જુદો હોય છે, તેમાં રજ્જુ સત્ય હોય છે ને સર્પ મિથ્યા હોય છે, જો સર્પ સત્ય હોય તો કુંડલની પેઠે સર્પનો બાધ થવો જોઇએ નહીં.

શંકાઃ—જ્યાં દોરીમાં સર્પની ભ્રાંતિ થાય છે ત્યાં સર્પનું ઉપાદાનકારણ કેવળ દોરીજ હોતી નથી, પરંતુ અંધારાથી ઉત્પન્ન થયેલું અજ્ઞાન અને દોરી બન્ને હોય છે, તેથી આવાં ઉપાદાનકાર-ણથી થયેલી વસ્તુ મિથ્યા ગણાય છે; પરંતુ જે વસ્તુ શુદ્ધ ઉપા-દાન કારણથી ઉત્પન્ન થાય છે, તે વસ્તુ મિથ્યા ઘટતી નથી.

સમાધાનઃ—જો એમ માનશો તો, બ્રહ્મ અને અવિદ્યારૂપ ઉપાધિ, એ બે વસ્તુથી જગત્ ઉત્પન્ન થાય છે, માટે રજ્જુ સર્પની પેઠે તે પણ સત્ય નથી.

શંકાઃ—ત્યારે અમે આ જગત્‌ને જૂદા અનુમાનથી સત્ય ઠરાવ-શું,–આ જગત્ સત્ય છે, કારણ કે જગત્‌થી સર્વ વ્યવહાર કાર્યો સિદ્ધ

થાય છે. જે વસ્તુ સત્ય હોતી નથી, તેનાથી કાર્યસિદ્ધિ થતી નથી. દૃષ્ટાંત તરીકે છીપમાં રૂપું સત્ય હોતું નથી, તેથી તેનો વ્યવહાર થતો નથી, તો પણ સંસારમાં ખેતી કરવાથી અન્ન વિગેરે પાકે છે, તેથી આ જગત્ સત્ય ગણાય.

સમાધાનઃ—જે વસ્તુથી કાર્યસિદ્ધિ થાય, તે વસ્તુ સાચીજ છે, એવો કંઇ નિયમ નથી, કારણ કે કપટથી બનાવેલા ખોટા રૂપીઆ કંઇ ખરા હોતા નથી, તો પણ તેનાથી કાર્ય થાય છે, કારણ કે ખોટા રૂપીઆ જ્યારે કોઇ યથાર્થવેત્તા પરીક્ષકની પાસે જાય છે, ત્યારે તે તુરત તેને ખોટા જાણીને ફેંકી દે છે; તેમજ આ જગત્ જે અસત્ય છે, તેનાથી કાર્યસિદ્ધિ થાય છે, છતાં પણ તેને વિવેકી પુરુષો સ્વીકારતા નથી; આથી કાર્યસિદ્ધિ થવાથી કંઇ જગત્ સત્ય સિદ્ધ થતું નથી. વળી જેમ કોઇ એક આંધળાએ આંધળાને કહ્યું કે, અમુક ઠેકાણે ઝાડ છે, તેમાં ભૂત રહે છે, તેણે ત્રીજાને કહ્યું, ત્રીજાએ ચોથાને કહ્યું, ચોથાએ પાંચમાને કહ્યું; આમ ઉત્તરોત્તર આખા ગામમાં વાત ફેલાઇ ગઇ, છેવટે તેની તપાસ કરતાં, તે વાત અંધપરંપરાથી ચાલેલી સિદ્ધ થઇ અને ભૂત ખોટું ઠર્યું. એમજ દ્વૈત પણ ભ્રાંતિથીજ કલ્પી કાઢેલું છે, પરંતુ વસ્તુતાએ કંઇ નથી.

શંકાઃ—જે વસ્તુને એક ઠેકાણે જોઇ હોય, તે વસ્તુનો બીજી વસ્તુ ઉપર આરોપ કરવો, તેનું નામ ભ્રમ. દૃષ્ટાંતરૂપે જેમ કોઇ ઠેકાણે રૂપું જોવામાં આવ્યું હોય, તો પછી રાત્રે અથવા તો અંધારાવાળા પ્રદેશમાં છેટેથી છીપમાં રૂપાનો ભ્રમ થાય છે. જે વસ્તુ કોઇ પણ દિવસ સત્ય હોતી નથી, તે વસ્તુનો કોઇપણ દિવસ ભ્રમ હોતો નથી. દૃષ્ટાંતમાં જેમ આકાશપુષ્પ, એ અત્યંત અસત્ય છે, તો તે વસ્તુની કોઇપણ દિવસ ભ્રાંતિ જોવામાં આવતી નથી. બ્રહ્મમાં જગત્‌ની ભ્રાંતિ થઇ હોય તો બીજે ઠેકાણે જગત્ સત્ય

હોવું જોઇએ. આકાશનું પુષ્પ અલીક—અત્યંત અસત્ય—છે તેથી તેનો બીજામાં આરોપ થતો નથી, તેમજ જગત્ અત્યંત અસત્ય હોય તો તેનો પણ આરોપ થવો જોઇએ નહીં, પણ તમે આરોપ માનો છો, તેથી જગત્ અત્યંત અસત્ય નથી, પણ એક ઠેકાણે સત્ય છે એમ ઠરશે. તમારું અદ્વૈત સર્વત્ર સિદ્ધ થશે નહીં.

સમાધાનઃ—વસ્તુને એક ઠેકાણે ભ્રમ થાય છે, એમ માનવાની કંઇ પણ જરૂર નથી. કોઇપણ વસ્તુનો ભ્રમ થવો, તે સંસ્કારથી થાય છે, અને તે ભ્રમ થવામાં વસ્તુની માત્ર પૂર્વપ્રતીતિનીજ આવશ્યકતા છે; પછી તે વસ્તુ સત્ય હો કે મિથ્યા હો, તેનું કંઇપણ પ્રયોજન રહેતું નથી. દૃષ્ટાંત તરીકે જેમ કોઇ પુરુષે આંબાનું ઝાડ દીઠું ન હોય, તે પુરુષ બાજીગરે બનાવેલા ખોટા ઝાડને જુવે છે, તો તેને અશોકના ઝાડમાં આંબાના ઝાડનો સંદેહ થાય છે. એટલા માટે એમ કહી શકાય નહીં કે, જે વસ્તુ એક ઠેકાણે સત્ય રૂપે જોઇ હોય, તેનીજ બીજે ઠેકાણે ભ્રાંતિ થાય છે, માટે આ દ્વૈતની પ્રતીતિ અંધપરંપરાવડે ચિરકાળ થયાં ચાલી આવે છે, પરંતુ વસ્તુતાએ એ દ્વૈત સત્ય નથી.

શંકાઃ—વેદમાં એવી શ્રુતિ છે કે—" **अक्षय्यं ह वै चातुर्मास्य याजिनः सुकृतं भवति**—ચાતુર્માસ્ય યજ્ઞ કરનારાને અક્ષય્ય પુણ્યનો લાભ થાય છે, " વિગેરે શ્રુતિ ઉપરથી વેદ કર્મના ફળની નિત્યતા અને સત્યતા સિદ્ધ કરે છે અને તેને લીધે દ્વૈત પણ સત્ય અને નિત્ય સિદ્ધ થશે.

સમાધાનઃ—વેદો વસ્તુતાએ કર્મનાં ફળોની નિત્યતા અને સત્યતા સિદ્ધ કરતા નથી; પરંતુ કર્મફળની પ્રશંસા કરવામાં વેદોનું તાત્પર્ય છે, કારણ કે જો વેદોનું કર્મફળની સત્યતામાં અને નિત્યતામાં તાત્પર્ય હોય તો પછી " **यथेह कर्मचितो लोकः क्षीयते**

**तथामुत्र पुण्यचितो लोकः क्षीयते**—જેમ આ લોકમાં પરિશ્રમથી મેળવેલા ઘર આદિક પદાર્થો નાશ પામે છે, તેમજ પુણ્યાદિકથી પ્રાપ્ત કરેલો પરલોક પણ નાશ પામે છે," આ પ્રમાણે વેદ પોતાની વિરુદ્ધ શા માટે લખે? આ વાર્તા સિદ્ધ કરવાને શ્રુતિઓ સ્તુતિ કરે છે:—" હે ભગવન્! જેની બુદ્ધિ કેવળ કર્મકાંડમાંજ આસક્ત છે અને જેઓ ભક્તિ તથા વૈરાગ્યના લેશને પણ જાણતા નથી, તે પુરુષોને વેદવાણી કર્મોની જાળમાં ભમાવ્યા કરે છે; પરંતુ સંસારથી વિરક્ત થયેલા આપના ભક્તોને વેદવાણી મોહિત કરતી નથી, કારણ કે આપના ભકતો તો આપની કૃપાદૃષ્ટિથી વેદના તાત્પર્યને યથાર્થ રીતે જાણે છે."

ઉપરની શ્રુતિઓમાં ભ્રમકલ્પિત સંસારને સત્ય માનનારા મીમાંસકોનું ખંડન આવી ગયું. હવે "**आत्मा वा इदमेक एव अग्र आसीत्, वाचारंभणं विकारो नामधेयम्, मृत्तिकेत्येव सत्यम्**—સૃષ્ટિના આરંભમાં આ સર્વ રૂપે એકજ પરમેશ્વર હતા; ઘડા વિગેરે વિકાર કે, જેનો કેવળ વાણીથી સર્વ વ્યવહાર કરવામાં આવે છે તે કેવળ નામમાત્રજ છે; પરંતુ વસ્તુતાથી તે સર્વ મિથ્યા છે, વસ્તુતઃ કેવળ મૃત્તિકાજ સત્ય છે." "**ब्रह्म सत्यं जगन्मिथ्या**—બ્રહ્મ સત્ય છે અને જગત્ અસત્ય છે," વિગેરે શ્રુતિઓ જગત્‌નું મિથ્યાપણું સિદ્ધ કરે છે.

**" न यदिदमग्र आस न भविष्यदतो निधना-**
**दनुमितमंतरा त्वयि विभाति मृषैकरसे ॥**
**अत उपमीयते द्रविणजातिविकल्पपथै-**
**र्वितथमनोविलासमृतमित्यवयंत्यबुधाः ॥ "**

" જે આ અદ્વૈતભાવ જગત્‌માં જોવામાં આવે છે, તે સૃષ્ટિના પહેલાં ન હતો અને પ્રલય પછી પણ રહેશે નહીં, અને તેટલા માટે

મધ્યમાવસ્થામાં પણ કેવળ એકરસરૂપ જે આપ તેને વિષે જગત્ મિથ્યારૂપે ભાસે છે, આવો વિદ્વાનોએ નિશ્ચય કર્યો છે, અને એટલા માટેજ મૃત્તિકા, સુવર્ણ અને લોઢું ઇત્યાદિ પદાર્થોના જેમ ઘડા, કુંડળ, કોશ–કોદાળી વિગેરે ભેદો છે, તેમજ આ પણ ભેદ નિરૂપિત કરેલો છે. અર્થાત્ મૃત્તિકાના ઘડા, કોડીયાં, વિગેરે અનેક વિકારો અને સુવર્ણનાં કડાં, કુંડળ વિગેરે અનેક વિકારો નામ-માત્રથી કલ્પેલાં છે અને તે મિથ્યા છે, વસ્તુતાએ તો મૃત્તિકા અને સુવર્ણજ સત્ય છે. આ રીતે સંસારમાં જે કંઇ કલ્પિત દ્વૈતભાવ જોવામાં આવે છે, તે કેવળ નામમાત્રથીજ કલ્પિત કરેલો છે, પરંતુ વસ્તુતાએ તો બ્રહ્મજ સત્ય છે, માટે જે પુરુષ વ્યર્થ અને મનના વિલાસરૂપ આ પ્રપંચને ‘ સત્ય છે. ’ એમ માને છે, તેઓને અજ્ઞાની જાણવા.”

ઇતિ જ્ઞાનપ્રકરણમાં અધ્યાય ૧૨ મો સંપૂર્ણ.

---

## સ્થૂલ દેહના તત્ત્વોનું કોષ્ટક.

| આકાશ. | વાયુ. | તેજ. | જલ. | પૃથ્વી. |
|---|---|---|---|---|
| કામ. | ચલન. | ક્ષુધા. | શુક્ર. | અસ્થિ. |
| ક્રોધ. | વલન. | તૃષા. | શોણિત. | માંસ. |
| શોક. | ધાવન. | આલસ્ય. | લાળ. | ત્વચા. |
| મોહ. | પ્રસારણ. | નિદ્રા. | મૂત્ર. | નાડી. |
| ભય. | આકુંચન. | કાંતિ. | સ્વેદ. | રોમ. |

# તત્ત્વસંખ્યાનિરૂપણ.

| પાંચ જ્ઞાનેન્દ્રિયોનાં નામ. | તેમના વિષયોનાં નામ. | દેવતાઓનાં નામ. |
|---|---|---|
| શ્રોત્ર. | શબ્દ. | દિશા. |
| ત્વચા. | સ્પર્શ. | વાયુ. |
| ચક્ષુ. | રૂપ. | સૂર્ય. |
| જિહ્વા. | રસ. | વરુણ. |
| ઘ્રાણ. | ગંધ. | અશ્વિનીકુમાર. |
| **પાંચ કર્મેન્દ્રિયોનાં નામ.** | **તેમના વિષયોનાં નામ.** | **દેવતાઓનાં નામ.** |
| વાક્. | વચન. | અગ્નિ. |
| પાણિ. | આદાન. | ઈંદ્ર. |
| પાદ. | ગમન. | ઉપેંદ્ર. |
| શિશ્ન. | આનંદ. | પ્રજાપતિ. |
| ગુદા. | વિસર્ગ. | મૃત્યુ. |
| **ચાર અંતઃકરણોનાં નામ.** | **તેમના વિષયોનાં નામ.** | **દેવતાઓનાં નામ.** |
| મન. | સંકલ્પ. | ચંદ્રમા. |
| બુદ્ધિ. | નિશ્ચય. | બ્રહ્મા. |
| ચિત્ત. | ચિંતન. | નારાયણ. |
| અહંકાર. | અભિમાન. | રુદ્ર. |

# અધ્યાય ૧૩ મો.

## શ્રીહરિએ બ્રહ્માને આપેલું ચતુઃશ્લોકી ભાગવત. (૨-૯).

श्रीभगवानुवाचः—

अहमेवासमेवाग्रे नान्यद्यत्सदसत्परम् ।
पश्चादहं यदेतच्च योऽवशिष्यति सोऽस्म्यहम् ॥ ३२ ॥

ऋतेऽर्थं यत्प्रतीयेत न प्रतीयेत चात्मनि ॥
तद्विद्यादात्मनो मायां यथाऽऽभासो यथा तमः ॥ ३३ ॥

यथा महांति भूतानि भूतेषूच्चावचेष्वनु ॥
प्रविष्टान्यप्रविष्टानि तथा तेषु न तेष्वहम् ॥ ३४ ॥

एतावदेव जिज्ञास्यं तत्त्वजिज्ञासुनाऽऽत्मनः ॥
अन्वयव्यतिरेकाभ्यां यत्स्यात्सर्वत्र सर्वदा ॥ ३५ ॥

શ્રીભગવાન્ કહે છેઃ—હે બ્રહ્મા ! આ સૃષ્ટિની પૂર્વે હુંજ હતો, તે વખતે સ્થૂલ તથા સૂક્ષ્મરૂપ પ્રપંચ અને તેનું કારણ માયા વિગેરે બીજું કંઇજ ન હતું; સૃષ્ટિની પછી પણ હુંજ રહું છું, જે આ સર્વ પ્રપંચ દેખાય છે, તે પણ હું જ છું તથા પ્રલય થયા પછી જે વસ્તુ બાકી રહે છે, તે પણ હું જ છું, અર્થાત્ હું અનાદિ, અનંત તથા અદ્વિતીય હોવાથી પૂર્ણસ્વરૂપ છું. જે વસ્તુ વસ્તુતાએ ખરી ન હોય, તે વસ્તુની પ્રતીતિ થવી અને જે વસ્તુ ખરી હોય તો પણ તે દેખાય નહીં, તે મારી માયા જાણવી. દૃષ્ટાંતમાં જેમ ચંદ્ર એક છે, બે નથી, છતાં આંખના વિકારથી બે દેખાય છે, તેમ આ જગત્ પણ વસ્તુતાએ ખોટું છે, છતાં સાચું ભાસે છે. વળી ગ્રહોમાં જેમ રાહુ એક ગ્રહ છે, તો પણ તે દેખાતો

નથી, તેમજ આત્મા સર્વનો સાક્ષી છે, પરંતુ માયાથી આચ્છાદિત હોવાને લીધે દેખાતો નથી. જેમ પંચમહાભૂતો સૃષ્ટિ સરજ્યા પછી ભૌતિક પદાર્થોમાં અર્થાત્ ઉત્તમ, મધ્યમ દેહોમાં પ્રવેશ કરીને રહેલા હોય તેમ દેખાય છે, કારણ કે, તે તેઓમાં જોવામાં આવે છે, પરંતુ તેઓ દેહાદિકના કારણરૂપ હોવાથી, પાછળથી તેઓમાં પ્રવેશ કરીને રહ્યા હોય તેમ નથી, પણ મૂળથીજ તેઓમાં છે, તેમ હું આ ભૌતિક પદાર્થોમાં પાછળથી પ્રવેશ કરીને રહ્યો નથી, પરંતુ તેમના કારણરૂપે પ્રથમથીજ તેઓમાં પ્રવેશ કરીને રહ્યો છું, અર્થાત્ મારી એ સત્તા છે. આત્માના સ્વરૂપને જાણવાની ઇચ્છાવાળા પુરુષે એટલુંજ જાણવા જેવું છે કે, “[1]અન્વય તથા વ્યતિરેકવડે સદા સર્વ ઠેકાણે જે રહે છે, તેને આત્મા જાણવો.” હે બ્રહ્મા ! તમે પરમ સમાધિવડે એટલે એકાગ્ર મનવડે મારા આ મતને અનુસરો, જેથી કલ્પે કલ્પે વિવિધ પ્રકારની સૃષ્ટિ રચતી વેળાએ “ હું સ્વતંત્ર કર્તા છું, ” આવો તમને કોઇ દિવસ પણ મોહ થશે નહીં.

ઇતિ જ્ઞાનપ્રકરણમાં અધ્યાય ૧૩ મો સંપૂર્ણ.

---

૧ કાર્યમાં કારણરૂપે અનુવૃત્તિ તેનું નામ અન્વય અને કારણ અને અવસ્થામાં કાર્યથી જૂદાપણું તેનું નામ વ્યતિરેક. જાગ્રત, સ્વપ્ન અને સુષુપ્તિ, આ ત્રણ અવસ્થાઓ છે, તેમાં આત્માની સાક્ષીરૂપે પ્રતીતિ થાય છે, તેથી તેમાં આત્માનો અન્વય છે અને સમાધિદશામાં માત્ર આત્માનીજ પ્રતીતિ થાય છે, પરંતુ પેલી ત્રણ અવસ્થાની પ્રતીતિ થતી નથી તેથી તે વ્યતિરેક છે. આ પ્રમાણે ઇશ્વર સર્વત્ર અન્વય અને વ્યતિરેકરૂપે રહેલા છે.

શ્રીધર.

# અધ્યાય ૧૪ મો.

## આત્માના અસ્તિત્વનું વર્ણન. (૭-૭).

**प्रह्लाद उवाचः—**

**जन्माद्याः षडिमे भावा दृष्टा देहस्य नात्मनः ॥**
**फलानामिव वृक्षस्य कालेनेश्वरमूर्तिना ॥ १८ ॥**

પ્રહ્લાદ કહે છેઃ—હે દૈત્યપુત્રો! સ્થૂલ દેહને થતા છ વિકારોનું હું તમારી પાસે વર્ણન કરું છું તે તમે સાંભળો.

સમર્થ એવા કાળવડે "( **जायते** ) જન્મે છે, ( **अस्ति** ) છે, ( **वर्द्धते** ) વૃદ્ધિ પામે છે, ( **विपरिणमते** ) રૂપાંતર પામે છે, ( **अपक्षीयते** ) ઓછું થાય છે તથા ( **नश्यति** ) નાશ પામે છે." આ છ વિકારો વૃક્ષના અસ્તિત્વથી જેમ ફળોમાં જોવામાં આવે છે, તેમ આત્માના અસ્તિત્વથી દેહને વિષે જોવામાં આવે છે; પરંતુ તે વિકારો આત્માને થતા નથી, કારણ કે આત્મા નિત્ય છે ત્યારે દેહ અનિત્ય છે; આત્મા ક્ષીણતા પામતો નથી, ત્યારે દેહ ક્ષીણ થાય છે; આત્મા શુદ્ધ છે, ત્યારે દેહ મળમૂત્રથી અપવિત્ર છે; આત્મા એક છે, ત્યારે દેહ ઘણા છે; આત્મા દેહાદિકને જાણનારો છે, ત્યારે દેહ જડ છે; આત્મા દેહાદિકનો આધાર છે, ત્યારે દેહ આત્માનો આશ્રય કરનાર છે; આત્મા વિકારરહિત છે, ત્યારે દેહ વિકારવાળો છે; આત્મા સ્વયંપ્રકાશ છે, ત્યારે દેહ પરપ્રકાશ્ય છે; આત્મા સર્વનું કારણ છે, ત્યારે દેહ કાર્યની મૂર્તિ છે; આત્મા વ્યાપક છે, ત્યારે દેહ અમુક પ્રદેશમાંજ રહે છે; આત્મા સંગરહિત છે, ત્યારે દેહ સંગવાળો છે; અને આત્મા કોઇથી ઢંકાતો નથી, ત્યારે દેહ વસ્ત્રાદિકથી ઢંકાય છે; આત્મ-

જ્ઞાન કરાવવામાં સમર્થ એવા આત્માનાં આ બાર લક્ષણો છે; તે ઉપરથી જ્ઞાની મનુષ્યોએ દેહાદિકને વિષે "હું તથા મારું" એવી રીતે મોહથી થયેલા મિથ્યાભાવનો ત્યાગ[1] કરવો જોઇએ. પથ્થરમાંથી ધાતુઓને જુદી કાઢવાના ઉપાયો જાણનારા સોનીઓ જેમ અગ્નિમાં તપાવવું વિગેરે ઉપાયો કરીને ખાણના પથરાઓમાંથી સોનું કાઢે છે, તેમ વિવેકી પુરુષો પણ દેહરૂપી ક્ષેત્રોમાંથી આત્મ-પ્રાપ્તિના ઉપાયો વડે બ્રહ્મસ્વરૂપને શોધી કાઢે છે. માયા, મહત્તત્ત્વ, અહંકાર, શબ્દ, સ્પર્શ, રૂપ, રસ તથા ગંધ, એ આઠ પ્રકૃતિઓ ગણાય છે, અને સત્ત્વ, રજ તથા તમ, એ ત્રણ માયાના ગુણો છે અને તે તેનાથી જૂદા નથી. અગીયાર ઈંદ્રિયો તથા પાંચ ભૂતો મળીને સોળ વિકારો થાય છે. આઠ પ્રકૃતિ તથા સોળ વિકારો એકઠાં થતાં ચોવિશ તત્ત્વો થાય છે. તેમાં આત્મા સાક્ષી-રૂપે રહેવાથી એકજ છે, આમ કપિલાદિક આચાર્યો કહે છે. ઉપર કહેલાં ચોવિશ તત્ત્વોનો જે સમુદાય તે દેહ કહેવાય છે, અને તે દેહ જંગમ તથા સ્થાવર એવા બે ભેદવાળો છે. આ દેહમાંજ આત્માને શોધવો જોઇએ અને તે સારી રીતે થઇ શકે તેવું કામ છે. જેમ કે, "આ આત્મા નથી, આ આત્મા નથી," એમ સર્વ જડ પદાર્થોનો ત્યાગ કરતાં, છેવટે જે ચેતન વસ્તુ રહે તેને સત્ય આત્મા જાણવો. જેમ મણિઓ એક સૂત્રમાં રહેલા છે, પરંતુ સૂત્ર, તે તે મણિઓથી જુદું છે, તેમ દેહાદિક આત્માથી જૂદાં નથી, પરંતુ આત્મા તેનાથી જુદો છે.

---

१ निर्मानमोहा जितसंगदोषा अध्यात्मनित्या विनिवृत्तकामाः
द्वंद्वैर्विमुक्ताः सुखदुःखसंज्ञैर्गच्छंत्यमूढाः पदमव्ययं तत् ॥

અર્થ:—માન અને મોહ તજી નશ્વર એવા વિષયો પરનો પ્રેમરૂપી દોષ દૂર કરી, વાસનાથી નિવૃત્ત થઇ, અધ્યાત્મ ચિંતન કરનારા જ્ઞાની પુરુષો સુખ-દુઃખરૂપ દ્વંદ્વોથી નિવૃત્ત થઇ શાશ્વત એવા પરમ પદને પામે છે. ગીતા.

આવા વિવેકથી તથા શુદ્ધ અંતઃકરણથી જગત્‌ની ઉત્પત્તિ, સ્થિતિ તથા લયનું નિરૂપણ કરનારાં વેદવાકયોનો વિચાર કરનારા ધીર પુરુષો આત્માને શોધી કાઢે છે. જાગ્રત, સ્વપ્ન તથા સુષુપ્તિ એ ત્રણ વૃત્તિ ( અવસ્થા ) એ બુદ્ધિની છે. તે ત્રણ વૃત્તિઓનો જેનાથી અનુભવ કરવામાં આવે છે, તેને સર્વસાક્ષી તથા સર્વથી પર આત્મા જાણવો. જેમ પુષ્પનો ધર્મરૂપ ગંધ આવવા ઉપરથી તેના આશ્રયભૂત વાયુનું સ્વરૂપ જાણવામાં આવે છે, તેમ કર્મથી ઉત્પન્ન થયેલી સત્ત્વાદિક ત્રિગુણાત્મક એવી એ બુદ્ધિની વૃત્તિઓને આત્માના ધર્મોથી રહિત જાણી, તેઓને દૂર કરીને તે વૃત્તિઓના આશ્રયભૂત તથા તેમને જાણનારા આત્માને જાણવો. બુદ્ધિ ત્રિગુણાત્મક હોવાથી તથા કર્મમાં કર્ત્રી હોવાથી તેનીજ તે અવસ્થાઓ છે, પણ આત્માની નથી, અને આત્મા બુદ્ધિની સાથે જોડાયેલો હોવાથીજ બુદ્ધિની તે અવસ્થાવાળો હોય તેમ ભાસે છે; પરંતુ ખરેખર જોતાં આત્મા તેનાથી જુદો અને તેનો દ્રષ્ટા છે, આ પ્રમાણે આત્મસ્વરૂપને જાણવું. આ સંસારનું દ્વાર પણ બુદ્ધિજ છે, કારણ કે, આ સંસાર બુદ્ધિના ગુણોથી અને કર્મોથી રચાયલો છે. એ સંસાર અજ્ઞાનમૂલક હોવાથી મિથ્યા છતાં, પણ પુરુષને સ્વપ્નની પેઠે જોવામાં આવે છે, માટે તમારે ત્રિગુણાત્મક કર્મના બીજરૂપ અજ્ઞાનનો નાશ કરનારા તથા ત્રણ અવસ્થારૂપ બુદ્ધિના જાગ્રદાદિક પ્રવાહને શાંત કરનારા યોગને સેવવો જોઇએ.

ઇતિ જ્ઞાનપ્રકરણમાં અધ્યાય ૧૪ મો સંપૂર્ણ.

---

# અધ્યાય ૧૫ મો.

## જ્ઞાનાદિકનો નિર્ણય. (૧૧-૧૯).

**श्रीभगवानुवाच:—**

**यो विद्याश्रुतसंपन्न आत्मवान्नानुमानिकः ।**
**मायामात्रमिदं ज्ञात्वा ज्ञानं च मयि संन्यसेत् ॥ १ ॥**

શ્રીભગવાન્ કહે છેઃ—અંધારા વિગેરેથી આપણને દિશાદિકનો ભ્રમ થાય છે તે મિથ્યા હોય છે, એમ આપણે જાણીએ છીએ, તો પણ અમુક પૂર્વ દિશા છે, અમુક ઉત્તર દિશા છે, આવો પ્રત્યક્ષ અનુભવ થતો નથી, ત્યાં સુધી તે ભ્રમ મટતો નથી; તેમ આ દેહાદિક પ્રપંચ તર્કથી મિથ્યા છે, એમ જાણીએ છીએ, તો પણ તે પ્રત્યક્ષ થાય નહીં ત્યાં સુધી ટળતો નથી, માટે પ્રત્યક્ષ જ્ઞાન થવા સુધી જ્ઞાનનો અભ્યાસ કરવો જોઇએ. જે પુરુષે અનુભવ થતાં સુધી શાસ્ત્રશ્રવણ કર્યું હોય, જે આત્મજ્ઞાની હોય, અને જેના દેહાદિક સર્વ પ્રપંચો લય પામ્યા હોય તે પુરુષે મારે વિષે 'દ્વૈત તથા તેની નિવૃત્તિનાં સાધનો માયારૂપ છે,' આમ જાણીને જ્ઞાનનાં સાધનોનો ત્યાગ કરવો. આને વિદ્વત્સંન્યાસ કહે છે. જ્ઞાની પુરુષને તો અપેક્ષિત ફળરૂપ, તેનાં સાધનરૂપ, સ્વર્ગરૂપ તથા મોક્ષરૂપ હુંજ છું, મારા વિના[1] તેને બીજો કોઇ પણ પદાર્થ

[1] तेषां ज्ञानी नित्ययुक्त एकभक्तिर्विशिष्यते ।
प्रियो हि ज्ञानिनोऽत्यर्थमहं स च मम प्रियः ॥

અર્થ:—તે મારા ભક્તોમાં એકનિષ્ઠાથી નિત્ય યોગનિષ્ઠ રહી મારી ભક્તિ કરનારો જ્ઞાની સર્વથી શ્રેષ્ઠ કહેવાય છે, કારણ તે જ્ઞાનીને હું અતિ પ્રિય છું અને તે મને અત્યંત પ્રિય છે.　　　　ગીતા.

પ્રિય નથી. જ્ઞાન તથા વિજ્ઞાનથી સિદ્ધ થએલા પુરુષો મારા ઉત્તમ સ્થાનને જાણે છે અને જ્ઞાની પુરુષ જ્ઞાનવડે મને ધારણ કરે છે, માટે તે મને ઘણોજ પ્રિય છે. જે ફળ જ્ઞાનના લેશથી મળે છે, તે ફળ તપ, તીર્થ, જપ, દાન અથવા તો બીજા પવિત્ર પદાર્થો આપી શકતા નથી. માટે હે ઉદ્ધવ ! તમે પોતાના આત્મારૂપ મને જ્ઞાનની[1] સીમાસુધી જાણી લઇ, જ્ઞાન તથા વિજ્ઞાનવડે સંપન્ન થઇને ભક્તિથી મારું ભજન કરો અને બીજું સર્વ ત્યાગ કરો. હું કે જે સર્વ યજ્ઞોનો પતિ છું, આત્મા છું, તેનું પોતાને વિષે જ્ઞાન તથા વિજ્ઞાનરૂપ યજ્ઞથી યજન કરીને મુનિઓ મ્હારા સિદ્ધ-સ્વરૂપને પામ્યા છે. હે ઉદ્ધવ ! તમારામાં જે દેહાદિક ત્રણ પ્રકારનો વિકાર આશ્રય કરીને રહેલો છે તે માયારૂપ છે, પરંતુ સત્ય નથી, કારણ કે, દોરીમાં સર્પ અને માળા વિગેરે દેખાય છે, તે આદિ અને અંતમાં દેખાતાં નથી, પરંતુ મધ્ય સમયમાં દેખાય છે; તેમ દેહ પણ મધ્યકાળમાં દેખાય છે, પરંતુ આદિ ને અંતકાળમાં દેખાતો નથી, માટે આ વિકારરૂપ દેહાદિકને જન્માદિક થાય છે, પરંતુ તેના અધિષ્ઠાનરૂપ તમને શું છે ? કંઇ પણ નથી. સર્પાદિક મિથ્યા પદાર્થના આદિ અંતમાં જે દોરડી હોય છે તેજ મધ્યમાં પણ હોય છે, પણ સર્પાદિક હોતા નથી; તેમ આ દેહાદિક મિથ્યા પદાર્થના આદિ અંતમાં પણ જે બ્રહ્મ છે, તેજ મધ્યમાં પણ હોય છે, પણ દેહાદિક હોતા નથી, માટે તમે નિર્વિકાર પરબ્રહ્મરૂપ છો.

---

१ न हि ज्ञानेन सदृशं पवित्रमिह विद्यते ।

तत्स्वयं योगसंसिद्धः कालेनात्मनि विंदति ॥

અર્થ:—જ્ઞાન જેવું પવિત્ર આ લોકમાં બીજું કાંઇજ નથી, અને તે જ્ઞાન આત્મનિષ્ઠ યોગી પોતાને વિષેજ કાલાંતરે મેળવે છે. ગીતા.

ઉદ્ધવજી કહે છેઃ—હે વિશ્વેશ્વર! વૈરાગ્ય તથા વિજ્ઞાનવાળું આ પુરાતન શુદ્ધ જ્ઞાન જે પ્રમાણે વિસ્તાર પામે, તે પ્રમાણે મને કહો, તથા બ્રહ્માદિક મહાપુરુષો જેની શોધ કરે છે એવો તમારો ભક્તિયોગ પણ મને કહો.

હે ઇશ્વર! સંસારરૂપી ભયંકર માર્ગમાં આધ્યાત્માદિક ત્રણ તાપથી આકુલ થયેલા અને અત્યંત સંતાપ પામતા મનુષ્યને ચોતરફથી અમૃતને વર્ષતાં આપનાં એ ચરણારવિંદ વિના બીજું કોઇ શરણ હું જોતો નથી. હે મહાનુભાવ! મનુષ્ય સંસારરૂપી અંધારા કુવામાં પડેલો છે, તેને કાળરૂપી સર્પ ડસેલો છે, છતાં તે ક્ષુદ્ર સુખની મોટી તૃષ્ણા ધરાવે છે, માટે કૃપા કરીને તેનો આપ ઉદ્ધાર કરો, અને મોક્ષ આપનારાં ઉત્તમ વચનો કહીને તેના મનના સંતાપને શાંત કરો.

શ્રીભગવાન્ કહે છેઃ—પૂર્વે યુધિષ્ઠિર રાજાએ ધર્મનિષ્ઠ લોકોમાં ઉત્તમ એવા ભીષ્મ પિતામહને અમારા સર્વના સાંભળતાં આ પ્રમાણેજ પ્રશ્ન કર્યો હતો. મહાભારતનું યુદ્ધ થઇ રહ્યા પછી સંબંધીઓના મરણથી વિહ્વલ થઇ ગયેલા ધર્મરાજાએ ઘણા ધર્મો સાંભળીને છેવટે મોક્ષધર્મો પૂછયા હતા. તે ભીષ્મની પાસેથી સાંભળેલા સર્વ ધર્મો હું તમને કહીશ કે, જે ધર્મોમાં જ્ઞાન, વૈરાગ્ય, વિજ્ઞાન, શ્રદ્ધા તથા ભક્તિ રહેલી છે. પુરુષ, પ્રકૃતિ, મહત્તત્ત્વ, અહંકાર, શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, ગંધ, અગ્યાર ઇંદ્રિયો, પાંચ મહાભૂતો અને ત્રણ ગુણ, આ અઠયાવિશ તત્ત્વો બ્રહ્મથી માંડીને છેક સ્થાવર સુધીના સર્વ પદાર્થોમાં ગુંથાયલા છે. અર્થાત્ "કાર્ય-કારણરૂપ આ સર્વ જગત્ પરબ્રહ્મરૂપ છે." આ રીતે જે વિચાર કરવામાં આવે છે એજ જ્ઞાન, આવો મારો નિશ્ચય છે. જ્ઞાનના સમયમાં એકથી વ્યાપ્ત જેમ સર્વ પદાર્થો જોવામાં આવ્યા હોય તો જોવામાં ન આવતાં જે એક બ્રહ્મથી સર્વ પદાર્થો વ્યાપ્ત છે, તે

એકજ બ્રહ્મસ્વરૂપ જોવામાં આવે એજ વિજ્ઞાન કહેવાય છે, આવો મારો નિશ્ચય છે. આ સર્વ કહેવાનું તાત્પર્ય એ છે કે, દિશાદિકની જે ભ્રાંતિ થાય છે, તે અપરોક્ષ છે, છતાં પણ દિશા આદિકનું જ્ઞાન પરોક્ષ છે, માટે તે ભ્રાંતિ ટળતી નથી; તેમજ આ સંસારની ભ્રાંતિ પણ અપરોક્ષ છે, પરંતુ બ્રહ્મનું જ્ઞાન પરોક્ષ છે તેથી તે ટળતું નથી. પરોક્ષ જ્ઞાનવાળો પુરુષ જગત્‌ને બ્રહ્મરૂપ જાણતો હોય, તો પણ તે જગત્‌ની સત્તાને બ્રહ્મથી કંઇક ભિન્ન ગણે છે, અને અપરોક્ષ જ્ઞાનવાળો જીવન્મુક્ત પુરુષ તો સંસ્કારને લીધે અવશેષ રહેલા જગત્‌ને મિથ્યા જુએ છે, પરંતુ તે કરતાં અધિક જોતો નથી. એ ઉપરથી પરોક્ષ જ્ઞાનને જ્ઞાન કહે છે અને અપરોક્ષ જ્ઞાનને વિજ્ઞાન કહે છે. જો મીમાંસકોના કહેવા પ્રમાણે એટલે “**न कदाचिदनीदृशम्**—આ જગત્ કોઇપણ દિવસ આવું ન હતું, એમ જાણવું નહીં, પણ જગત્ આવુંને આવુંજ ચાલ્યું આવે છે,” આમ માનીએ તો તે પદાર્થોનું એક કારણ ઠરશે નહીં, તેથી એકરૂપ ઠરશે નહીં, તેમ મિથ્યા પણ ઠરશે નહીં, પરંતુ તેમ નથી. જગત્‌ની ઉત્પત્તિ, સ્થિતિ તથા લય વિષે હું તમને કહું છું તે તમે સાંભળો.

જગત્‌ના પદાર્થો ઉત્પત્તિ, સ્થિતિ અને લયવાળા છે, કારણ કે, તેઓ અવયવવાળા છે. જે જે અવયવવાળા હોય, તે તે ઉત્પત્તિ, સ્થિતિ અને પ્રલયવાળા હોય છે. દૃષ્ટાંતમાં ઘટ અવયવવાળો છે, માટે તે ઉત્પત્તિ, સ્થિતિ અને પ્રલયવાળો છે, આ અનુમાનથી પદાર્થો ઉત્પત્ત્યાદિકવાળા છે. ઉત્પત્તિમાં તથા રૂપાંતરની પ્રાપ્તિમાં જે વસ્તુ કાર્યમાં કારણરૂપે જોડાયલી રહે છે અને મધ્ય ભાગમાં જે વસ્તુ કાર્યમાં આશ્રયરૂપે જોડાયલી રહે છે, તેમ ઘટાદિક કાર્યોનો નાશ થતાં જે વસ્તુ બાકી રહે છે, તે વસ્તુનેજ સત્ય જાણવી. આ પ્રમાણે જ્ઞાન વિજ્ઞાનનું સ્વરૂપ છે. હવે વૈરાગ્યનું સ્વરૂપ હું કહું છું.

શાસ્ત્રમાં ચાર પ્રકારનાં પ્રમાણ છે, શ્રુતિ, પ્રત્યક્ષ, ઐતિહ્ય અને અનુમાન. "**नेह नानाऽस्ति किंचन**–અહીં જુદી જુદી કંઇ પણ વસ્તુ નથી" આ પ્રમાણ શ્રુતિને કહે છે. "વસ્ત્ર આદિક કાર્યો તંતુ આદિકથી જુદાં જોવામાં આવતાં નથી, તેમ ચૈતન્યથી કંઇ જુદું દેખાતું નથી," આને પ્રત્યક્ષ પ્રમાણ કહે છે. "આ જગત્ મિથ્યા છે," આને લોક પ્રસિદ્ધ ઐતિહ્ય પ્રમાણ કહે છે. "જગત્ મિથ્યા છે, કારણ કે તે દેખાય છે. જે જે પદાર્થો દૃષ્ટિગોચર હોય છે, તે તે પદાર્થો મિથ્યા હોય છે; દૃષ્ટાંતમાં જેમ છીપમાં ભ્રાંતિરૂપે જણાતું રૂપું દૃશ્ય છે, માટે તે મિથ્યા છે." આને અનુમાન પ્રમાણ કહે છે. ચારે પ્રમાણોથી જગત્ મિથ્યા ઠરે છે, માટે તે સર્વમાં પરોવાઇને રહેલા સત્ય આત્મારૂપી તત્ત્વને જોનારો પુરુષ મિથ્યા વસ્તુથી એટલે જગત્‌થી વૈરાગ્ય પામે છે.

ઇતિ જ્ઞાનપ્રકરણમાં અધ્યાય ૧૫ મો સંપૂર્ણ.

---

## અધ્યાય ૧૬ મો.

### મીમાંસકોનું મંડન, ખંડન. (૧૦-૮૭)

श्रुतय ऊचुः—

जनिमसतः सतो मृतिमुतात्मनि ये च भिदां।
विपणमृतं स्मरंत्युपदिशंति त आरुपितैः॥
त्रिगुणमयः पुमानिति भिदा यदबोधकृता।
त्वयि न ततः परत्र स भवेदवबोधरसे॥ २५॥

હવે '**सदेव सौम्येदमग्र आसीत्**', '**असद्वा इदमग्र आसीत्**' વિગેરે

શ્રુતિઓ, 'ઉપદેશકોને પણ ઘણો [1]ભ્રમ છે, તેઓ પણ વેદનું રહસ્ય સમજી શકયા નથી, ત્યારે બીજાઓને તો તેનું જ્ઞાન ક્યાંથીજ હોય?' એમ કહેતી સ્તુતિ કરે છે.

શ્રુતિઓ કહે છે:—"આ જગત્ જે સૃષ્ટિની પૂર્વે હતુંજ નહીં અને પછી તેની ઉત્પત્તિ થઇ છે," એમ [2]વૈશેષિક મતવાળા જગત્‌નો પ્રાગભાવ[3] માને છે; "જીવોમાં પ્રથમ બ્રહ્મપણું નથી, પણ યોગ સેવવાથી જીવમાં બ્રહ્મપણાનો આવિર્ભાવ થાય છે," એમ પાતંજલાદિક કહે છે; "પાંચ ઇન્દ્રિયો, છઠું મન, તેમના છ વિષયો, છ જ્ઞાન, શરીર, સુખ અને દુઃખ, આ એકવિશ પ્રકારનાં દુઃખમાંથી છુટકો થવો તેજ મોક્ષ," એમ નૈયાયિકો[4] કહે છે; "જીવાત્મા તથા પરમાત્મા વચ્ચે મહાકાશમાં જેમ ઘટાકાશ અને મહાકાશનો ભેદ મનાય છે તેમ ભેદ છે," આમ સાંખ્યાદિકો કહે છે; અને મીમાંસકો કહે છે કે, "કર્મનાં ફળોજ સત્ય છે, આ સર્વ ઉપદેશ કરનારા, પદાર્થ, સ્થૂલ સૂક્ષ્મ શરીર તથા ઉત્પન્ન થયેલા ભ્રમથી આ પ્રમાણે ઉપદેશ કરે છે; પરંતુ તેઓ તત્ત્વદૃષ્ટિથી

---

૧ आराममस्य पश्यन्ति न तं पश्यति कश्चन । न तं विदाथ य इमा जजानान्यद्युष्माकमन्तरं बभूव ॥ नीहारेण प्रावृत्ता जल्प्या चासुतृप उक्थ शासश्चरन्ति ॥

અર્થ:--લોકો આ પરમેશ્વરનાં ગામ, નગર ઇત્યાદિ ક્રીડાસ્થાનો જુવે છે, પણ જેમણે તે નિર્માણ કરેલાં છે તેમને કોઇપણ જોઇ શકતો નથી. જેમણે આ નિર્માણ કર્યાં તેમને તમે જાણતા નથી માટેજ તેમનામાં અને તમારામાં મોટો અંતર છે. અજ્ઞાનથી ભરેલા 'તાર્કિક' અને ઇન્દ્રિયોની તૃપ્તિ કરનારા કર્મમાર્ગના ઉપદેશક મીમાંસકો સંસારમાર્ગમાં ભ્રમણ કર્યા કરે છે. શ્રુતિ.

૨ સાત પદાર્થવાદી 'વૈશેષિક' કહેવાય છે.

૩ अनादिः सान्तः प्रागभावः ॥ જેને આદિ નહીં પણ અંત હોય છે તે 'પ્રાગભાવ' કહેવાય છે.

૪ સોળ પદાર્થવાદી 'નૈયાયિકો' કહેવાય છે.

ઉપદેશ કરતા નથી." તેઓનું આ સર્વ કહેવું જ્યારે પરમાત્મા ત્રિગુણાત્મક હોય ત્યારે સંભવે, પરંતુ આત્મરૂપ આપ ઇશ્વર ત્રિગુણાત્મક છો, એવો જે ભેદભ્રમ તેમને થયો છે તે તમારા સ્વરૂપને ન જાણવાથી થયો છે; માટે અજ્ઞાનથી પર, અને જ્ઞાનઘન એવા આપને વિષે તે અજ્ઞાન સંભવે નહીં, અજ્ઞાન એ પણ કલ્પિત પદાર્થ છે.

હવે 'અસત્' વસ્તુ ઉત્પન્ન થાય નહીં અને પુરુષ ત્રણ ગુણથી રહિત છે, આમ હોય તો પછી આ સર્વ જગત્ તથા પરબ્રહ્મ એકજ ઠરે; પરંતુ અનુભવવડે તે બન્ને જૂદાં જૂદાં સત્ય જેવાં કેમ ભાસે છે? તે વિષે શ્રુતિઓ કહે છે:—

"મનના સંબંધે કરીને વિલાસવાળું આ ત્રિગુણાત્મક જગત્ અંતર્યામી પુરુષપર્યંત મિથ્યા છે, છતાં તમે જગત્‌ની કલ્પનાનું અધિષ્ઠાન છો, તેથી તમારા ખરાપણાથી તે ખરા જેવું ભાસે છે. જીવની પણ તમારાથી જૂદી સત્તા જણાય છે, તે મનને લીધે જણાય છે." અહીં કોઇ એવી શંકા કરશે કે, "જગત્ જ્યારે મિથ્યા છે ત્યારે આત્મવેત્તા પુરુષો તેને 'ખરાના જેવું ભાસે છે,' એમ કહે છે," તેના ઉત્તરમાં કહેવાનું કે, "આત્મજ્ઞાની લોકો ભોક્તા અને ભોગ્યાત્મક આ જગત્‌ને આત્માના અધિષ્ઠાનપણાને લીધે ખરા જેવું જાણે છે, પરંતુ તેનાથી ભિન્ન જગત્‌ને ખરું માનતા નથી. દૃષ્ટાંતમાં જેમ સુવર્ણ લેવાની ઇચ્છાવાળાં મનુષ્યો સુવર્ણના[1] બદલામાં તેના વિકારરૂપ કડાં, કુંડળ વિગેરે પદાર્થોનો ત્યાગ કરતા નથી, પરંતુ તેને પણ સુવર્ણરૂપે ગ્રહણ કરે છે, તેમજ આત્માએ પોતે ઉપાદાન કારણ થઇને ઉત્પન્ન કરેલું અને પોતે પુરુષરૂપે જેમાં પ્રવેશ

१ यदुपादानं यत्कार्यं भवति तत्तेनैव रूपेण प्रतीयते।

અર્થ:—જે કાર્યમાં જે ઉપાદાન કારણ હોય છે તેનો તેજ રૂપથી જગત્‌માં વ્યવહાર થાય છે.

કર્યો છે એવું જગત્, આત્મસ્વરૂપ છે," આમ આત્મજ્ઞાનીઓએ સ્વીકારેલું છે. '**सत्यं ज्ञानमनन्तं ब्रह्म**–બ્રહ્મ સત્ય, જ્ઞાન અને અનંત છે.', '**नेह नानास्ति किंचन**–આ જગત્‌માં ભિન્ન ભિન્ન વસ્તુ કંઇજ નથી.', '**मृत्योः स मृत्यु प्राप्नोति य इह नाना पश्यति**–જે પ્રાણી આ જગત્‌માં ભેદદૃષ્ટિ કરે છે, તે જન્મમરણ પામ્યા કરે છે,' ઇત્યાદિક અભિપ્રાયવાળી શ્રુતિઓ પરમાત્માના સ્વરૂપને પ્રતિપાદન કરે છે. 'ભક્તિનું શું કામ છે?' આવી શંકા થતાં તેનો નિર્ણય કરતી શ્રુતિઓ કહે છેઃ—

"ભક્તિથીજ જ્ઞાન સુલભ છે, હે પ્રભો! તમે સર્વ પ્રાણિમાત્રના આશ્રયસ્થાન છો, એમ જાણીને જે પુરુષો તમારી સેવા કરે છે તે પુરુષોજ મૃત્યુનો પરાજય કરીને મોક્ષ પામે છે. વિદ્વાનો પણ તમારી ભક્તિથી વિમુખ છે. તેઓને તમે તમારી વેદરૂપી વાણીથીપશુઓની પેઠે બાંધી લ્યો છો. વળી જેઓએ તમારા ઉપર પ્રીતિ કરી છે, તેઓએ પોતાને પણ પવિત્ર કરીને બીજાઓને પણ ભક્તિમાર્ગનો ઉપદેશ કરી પવિત્ર કર્યા છે, પરંતુ જેઓ તમારાથી વિમુખ છે, તેઓ પોતાને પણ પવિત્ર કરી શકતા નથી, ત્યારે બીજાઓની તો વાતજ શી? બ્રહ્મ જો કે અપરોક્ષ છે અને તેનું જ્ઞાન પણ અપરોક્ષ થાય છે, તો પણ વિપરીત અને સંશયિ જ્ઞાનવડે મલિનચિત્તવાળા લોકોને બ્રહ્મ પરોક્ષ રહે છે અને તેથી તેમની સંસારની ભ્રાંતિનો નાશ થતો નથી. પરંતુ જેઓ તમારા ભક્તો છે તેઓને તો અપરોક્ષ જ્ઞાન થાય છે, તેથી તેઓને મોક્ષ[1] મળે છે."

ઇતિ જ્ઞાનપ્રકરણમાં અધ્યાય ૧૯ મો સંપૂર્ણ.

---

૧ 'यमेवैष वृणुते तेन लभ्यः'

અર્થઃ—પરમાત્મા જેના પર કૃપા કરે છે તેનેજ પરમાત્માની પ્રાપ્તિ થાય છે. શ્રુતિ.

## અધ્યાય ૧૭ મો.

### દ્વૈતમતવાદીઓનું મંડન, ખંડન. (૧૧-૧૦).

**श्रीभगवानुवाचः—**

**अथैषां कर्मकर्तॄणां भोक्तॄणां सुखदुःखयोः ॥**
**नानात्वमथ नित्यत्वं लोककालागमात्मनाम् ॥ १४ ॥**

શ્રીભગવાન્ કહે છેઃ—હે ઉદ્ધવ ! મીમાંસકો માને છે કે, "'હું છું' એવી પ્રતીતિ ઉપરથી જાણવામાં આવતો આત્મા પ્રત્યેક શરીરમાં જુદો જુદો છે અને તે કર્મોનો કર્તા અને સુખદુઃખોનો ભોક્તા છે. તેના સ્વરૂપસરખો બીજો કોઇ નિર્વિકાર પરમાત્મા નથી. ભોગ ભોગવવાનાં સ્થાનો એટલે સ્વર્ગાદિક લોકો, ભોગનો સમય, ભોગોના ઉપાયો તથા તે ભોગનાં સાધનરૂપ કર્મો દેખાડનારો વેદ અથવા તો ભોગભોક્તા આત્મા જો અનિત્ય હોય તો તો વૈરાગ્ય થાય; પરંતુ તે સર્વ તો નિત્ય છે, માટે વૈરાગ્યની પણ જરૂર નથી. તેમજ સર્વ ભોગ્ય પદાર્થો વચ્ચેથી નાશવંત હોય અથવા તો માયામય હોય, તો પણ વૈરાગ્યનો સંભવ છે, પરંતુ જગત્‌માં રહેલા પુષ્પમાળા, ચંદન વિગેરે ભોગ્ય પદાર્થોની સ્થિતિ પ્રવાહરૂપે નિત્ય તથા સત્ય છે, માટે વૈરાગ્ય થવો અઘટિત છે. આપણે હમણાં જગત્‌ને જે સ્થિતિમાં જોઇએ છીએ, તેવું જગત્ કોઇ દિવસ ન હતું તેમ ન હતું; પરંતુ તે તો નિત્ય તેવીજ સ્થિતિમાં છે, માટે આ જગત્‌નો કર્તા કોઇ પણ નથી, તેમ આત્માને જે નિત્ય જ્ઞાનસ્વરૂપ કહેવામાં આવે છે, તે વાત પણ મિથ્યા છે. આત્મા નિત્ય જ્ઞાનસ્વરૂપ નથી, પરંતુ તેનામાં અનેક જ્ઞાનો બદલાયા કરે

છે; દૃષ્ટાંતરૂપે જેમ આત્માને એક ક્ષણમાં ઘટનું જ્ઞાન થાય છે, અને બીજી ક્ષણમાં વળી પટનું જ્ઞાન થાય છે, આમ ક્ષણે ક્ષણે અનેક વસ્તુઓને લીધે આત્મામાં નવું નવું જ્ઞાન થાય છે, માટે આત્મા નિત્ય જ્ઞાનરૂપ નથી, પરંતુ તેમાં અનેક જ્ઞાનોનાં પરિણામો થયા કરે છે. આ રીતે અનેક જ્ઞાનના પરિણામવાળો આત્મા અનિત્ય થતો નથી, કારણ કે, 'જ્ઞાનરૂપી વિકાર તેના નિત્યપણાને બાધકારક નથી, મુક્તિમાં તો આત્મા ઇન્દ્રિયાદિકથી રહિત થવાને લીધે તેમાં જ્ઞાનનાં પરિણામો રહેતાં નથી, માટે તે જડ થઇ જાય છે, તેથી મુક્તિ પુરુષાર્થરૂપ છેજ નહીં, એટલા માટે પ્રવૃત્તિજ કલ્યાણકારક છે." હે ઉદ્ધવ! આપણે કદાચ તે પ્રવૃત્તિમાર્ગને સ્વીકારીએ, પરંતુ તે અનર્થનું કારણ છે, કેમ કે મીમાંસકોના મત પ્રમાણે સર્વ પ્રાણીઓને દેહના સંબંધથી વર્ષ તથા માસ આદિક કાળના અવયવો પ્રમાણે જે જન્મમરણાદિક વારંવાર થાય છે, તે થયા કરશે, પરંતુ તેનો નાશ થશે નહીં. મીમાંસકોના મતમાં કર્મોના કર્તા અને સુખદુઃખના ભોક્તા જીવને પરતંત્રપણું જોવામાં આવે છે અને પરતંત્ર પુરુષને કયો પુરુષાર્થ મળી શકે ? કોઇ પણ મળે નહીં. કર્મનિપુણ વિદ્વાનોને સુખ મળે છે અને મૂર્ખોને દુઃખ મળે છે, આવો પણ કંઇ નિયમ નથી, કારણ કે કોઇ ઠેકાણે વિદ્વાનો જરા પણ સુખી જોવામાં આવતા નથી, તેમ કોઇ ઠેકાણે મૂર્ખોને પણ સુખ ભોગવતા જોઇએ છીએ, માટે 'અમે કર્મ કરવામાં કુશળ હોવાથી સુખી છીએ' આવો તે મીમાંસકોનો માત્ર વૃથા અહંકાર છે. કદાચ "તેઓ સુખની પ્રાપ્તિને અને દુઃખની નિવૃત્તિને જાણે છે" આમ આપણે માન્ય કરીએ, તો પણ તેઓ એવો ઉપાય તો જાણતા નથીજ કે, જે ઉપાયથી સાક્ષાત્ મૃત્યુ જીવનો પરાભવ કરે નહીં, અને જ્યાં સુધી મસ્તક ઉપર મૃત્યુ ભમતું હોય, ત્યાં સુધી જીવને કયું ધન અને કયો

ભોગ સુખ આપે છે ? દૃષ્ટાંતમાં ફાંસી દેવાના સ્થાનક ઉપર લઇ જતી વેળા મનુષ્યને રુચિ પ્રમાણે ભોજનો, પુષ્પની માળા અને ચન્દનના લેપ જેમ આનન્દ આપતા નથી, તેમ મનુષ્યને માથે ફરતું મૃત્યુ પણ ધન તથા વૈભવો ઉપર સુખ થવા દેતું નથી. આ લોકમાં જેમ દુઃખ છે, તેમ પરલોકમાં પણ દુઃખ રહેલું છે. સ્વર્ગાદિક લોકમાં પરના સુખની સાથે સ્પર્ધા થાય છે, અને પરના ગુણોમાં દોષારોપ કરવાનું સૂઝે છે, તેથી સુખનો નાશ થાય છે, તથા પરને મળતાં સુખો પોતાને મળ્યાં નહીં, તે સંબંધી દુઃખો પણ થાય છે. આ પ્રમાણે પરલોક પણ આ લોકની પેઠે ઘણાં દુઃખોથી ભરેલો છે. તેમ વળી ખેતી સફળ થવાના કામમાં જેમ ઘણાં ઘણાં વિઘ્નો નડે છે, તેમ યજ્ઞાદિકથી મેળવવા યોગ્ય સ્વર્ગાદિકમાં પણ કર્મમાં ભૂલચૂક વિગેરે ઘણાં વિઘ્નો નડે છે, માટે સ્વર્ગાદિક લોકો પણ નિષ્ફળ છે. કદાચ વિઘ્નો નડે નહીં, તેમ સારી સંભાળથી પુરુષ યજ્ઞો કરે અને તે યજ્ઞોથી સ્વર્ગને[1] મેળવે, તો પણ ત્યાં તે કેવી રીતે જાય છે ? એ હું તમને કહી બતાવું તે તમે સાંભળો.

યજ્ઞ કરનારો મનુષ્ય આ લોકમાં યજ્ઞોથી દેવતાઓનું યજન કરીને સ્વર્ગલોકમાં જાય છે, અને ત્યાં દેવતાની પેઠે પોતે મેળવેલા

---

१ ते तं भुक्त्वा स्वर्गलोकं विशालं क्षीणे पुण्ये मर्त्यलोकं विशंति ॥ एवं त्रयीधर्ममनुप्रपन्ना गतागतं कामकामा लभंते.　　　गीता.

અર્થઃ—તે સકામ કર્મવાદીઓ વિશાલ એવા સ્વર્ગલોકને ભોગવીને પુણ્યનો ક્ષય થતાં મૃત્યુલોકને વિષે અવતાર ધારણ કરે છે, એ પ્રમાણે વેદોમાં કહેલા કર્મમાર્ગના ધર્મને અનુસરનારા કામનાઓની ઇચ્છાવાળા પુરુષો સંસારમાં આવવા જવારૂપી જન્મમરણના ફળને મેળવે છે.

तेन धर्मेण निर्जितं साधितं स्थानं पुमान् यथा गच्छति, तन्मत्तः श्रृणु.

અર્થઃ—ઉપર જણાવેલ છે.　　　બાલપ્રબોધિની.

વૈભવો ભોગવે છે. સુંદર વેષ ધારણ કરી, પોતાના પુણ્યને લીધે સર્વભોગથી સંપન્ન એવા સુંદર વિમાનમાં બેસી, અપ્સરાઓની વચ્ચે વિહાર કરે છે અને ગંધર્વો તેના યશ ગાય છે. ઘુઘરીના સમૂહથી શોભતા તથા ઇચ્છાનુસાર જનારા વિમાનમાં બેસીને સ્ત્રીઓની સાથે દેવતાઓના ઉપવનમાં તે વિહાર કરે છે અને આનંદમાં ડૂબી જાય છે, આથી તે "હું પુણ્ય ક્ષીણ થયા પછી પાછો મૃત્યુલોકમાં અવતરીશ" એમ જાણતો નથી. પુરુષ જ્યાં સુધી પોતાનાં પુણ્ય હોય છે ત્યાં સુધી તો સ્વર્ગલોકમાં મોજ મારે છે, પરંતુ પુણ્ય ખૂટી જાય છે કે, તે પોતાની અનિચ્છા છતાં પણ કાળથી ચલાયમાન થઇને નીચે પડે છે.

પ્રવૃત્તિ બે પ્રકારની છે, તેમાં શાસ્ત્રમાં કહેલા વિધિપ્રમાણે કામ્ય કર્મ કરવાં, તે પહેલી. અને શાસ્ત્રવિધિને ઉલ્લંઘન કરીને અધર્મ માર્ગે ચાલવું, તે બીજી પ્રવૃત્તિ છે; તેમાં પ્રથમ પ્રવૃત્તિ કહી, હવે બીજી અધર્મની પ્રવૃત્તિ હું કહું છું તે તમે સાંભળો.

નીચ પુરુષના સંગથી અથવા તો ઇન્દ્રિયોને આધીન થવાથી અધર્મમાર્ગમાં પ્રીતિવાળો, વિષયપરાયણ, કૃપણ, લાલચુ, સ્ત્રીલંપટ અને પ્રાણીઓની હિંસા કરનારો પુરુષ, સંસારનાં સુખોની લાલસાથી શાસ્ત્રોક્ત વિધિનો ત્યાગ કરી, પશુઓને મારી, તેનાથી ભૂત, પ્રેત આદિ તમોગુણી દેવગણોનું યજન કરી, પરતંત્રપણે નરકમાં પડીને પાછો ઝાડ વિગેરે સ્થાવર યોનિમાં અવતાર લે છે. મનુષ્ય આ દેહવડે પરિણામે દુઃખ આપનારાં કર્મો કરે છે અને તે કર્મોવડે પાછો દેહ ધારણ કરે છે. આ નાશવંત દેહમાં મરણધર્મવાળા પ્રાણીને કયું સુખ પ્રાપ્ત થાય છે? કોઇપણ સુખ પ્રાપ્ત થતું નથી. લોકો તથા લોકપાળો, જેઓ એક કલ્પ સુધી જીવનારા છે, તેઓને પણ મારા કાળસ્વરૂપથી ભય રહે છે; તેમજ બે પરાર્દ્ધ સુધી જેનું આયુષ્ય છે, એવા બ્રહ્માને પણ

મારાથી ભય[1] રહે છે માટે, પ્રવૃત્તિમાર્ગ અનર્થનું કારણ છે અને નિવૃત્તિમાર્ગજ ઉપયોગી છે. આ સર્વ ઉપરથી સિદ્ધ થાય છે કે, "આત્મા કર્મ કરતો નથી, પરંતુ ઇંદ્રિયોજ કર્મો કરે છે; તેમ આત્માજ ઇન્દ્રિયોને કર્મમાં પ્રેરે છે, પણ આત્મા પ્રેરાતો નથી." વળી 'આત્મા ભોક્તા છે,' આવો તેઓનો મત મિથ્યા છે, કારણ કે ઇન્દ્રિયાદિકની ઉપાધિમાં અહંકાર થવાથીજ આત્મામાં કર્મ-ફળોનું ભોક્તાપણું જોવામાં આવે છે, એટલે તે ઉપાધિને લીધે છે, પણ વાસ્તવિક રીતે નથી. તેમ તેઓ કહે છે કે, 'આત્મા અનેક છે,' આ પણ તેઓનો મત ખોટો છે, કારણ કે જ્યાં સુધી અહંકારા-દિક કર્મોરૂપી ઉપાધિ હોય છે, ત્યાં સુધી આત્મામાં અનેકપણું જોવામાં આવે છે, તે અનેકપણું જ્યાં સુધી દેખાય છે, ત્યાં સુધી આત્માને પરતંત્ર પણું રહે છે અને જ્યાં સુધી તે પરતંત્ર-પણું રહે છે, ત્યાં સુધી આત્માને કાળનો ભય રહે છે. જેઓ દેહા-ભિમાનથી થતાં ભોગોને તથા કર્મોને પોતાને વિષે માને છે, તેઓ તે લોકોના અનિત્યપણાને લીધે શોકાતુર થઇને મોહ પામે છે. માત્ર સ્વર્ગાદિક લોકો અનિત્ય છે એમ નથી, પરંતુ તે માયાવી હોવાથી મિથ્યા પણ છે. માયાને જ્યારે ક્ષોભ થાય છે, ત્યારે મારા સ્વરૂ-પનેજ કાળ, જીવ, વેદ, લોક, સ્વભાવ તથા ધર્મ, એમ ઘણા પદાર્થોરૂપ કહે છે, અર્થાત્ તે પદાર્થોની મારે વિષે કલ્પના કરે છે, પરંતુ ખરી રીતે જોતાં કોઇ પદાર્થ પણ મારાથી જુદો નથી. આ પ્રમાણે હોવાથી મીમાંસકો કહે છે કે, 'પ્રવૃત્તિ ઠીક છે,' તે મત ખોટો

---

[1] भीषाऽस्माद्वातः पवते भीषोदेति सूर्यः ।
भीषाऽस्मादग्निश्चेन्द्रश्च मृत्युर्धावति पंचमः ॥

અર્થ:—એ કાળરૂપી ઇશ્વરના ભયથીજ સૂર્ય ઉગે છે, અને વાયુ વાય છે, અને એનાથીજ અગ્નિ બાળે છે, ઇંદ્ર વૃષ્ટિ કરે છે અને પાંચમું મૃત્યુ સમય પ્રમાણે સર્વને ગ્રહણ કરે છે. શ્રુતિ.

ઠરે છે અને "નિવૃત્તિજ મુક્તિનું કારણ હોવાથી કલ્યાણકારિણી છે," એમ સિદ્ધ થાય છે.

ઇતિ જ્ઞાનપ્રકરણમાં અધ્યાય ૧૭ મો સંપૂર્ણ.

---

## અધ્યાય ૧૮ મો.

---

### દત્તાત્રેય તથા યદુરાજાનો સંવાદ. (૧૧-૭)

**श्रीभगवानुवाचः—**

**अत्राप्युदाहरंतीममितिहासं पुरातनम् ॥**
**अवधूतस्य संवादं यदोरमिततेजसः ॥ २४ ॥**

શ્રીભગવાન્ કહે છેઃ—હે ઉદ્ધવ ! પોતાની મેળે વિચાર કરવાથી પણ જ્ઞાન થાય છે. એ વિષયમાં ગુરુ દત્તાત્રેય તથા મહાતેજસ્વી યદુરાજાના સંવાદરૂપી એક પુરાતન ઇતિહાસ કહેવામાં આવે છે. અવધૂત વેષવાળા, મહા વિદ્વાન્ તથા તરુણ અવસ્થામાં રહેલા ગુરુ દત્તાત્રેય જગત્માં નિર્ભય રીતે ફર્યા કરે છે. તેમને જોઇને ધર્મવેત્તા યદુરાજાએ નીચે પ્રમાણે પૂછ્યું હતું.

યદુરાજા પૂછે છેઃ—હે મહારાજ ! આપ કંઇ પણ કામ કરતા નથી, છતાં આપની આ રીતે સર્વલોકોથી વિલક્ષણ અને નિપુણ બુદ્ધિ શાથી થઇ છે કે, આપ વિદ્વાન્ છતાં પણ જે બુદ્ધિનો આશ્રય કરીને બાળકની પેઠે જગત્માં ફરો છો ? મનુષ્યો ઘણું કરીને ધર્મ, અર્થ, કામ અને આત્માના વિચારમાં પ્રવૃત્તિ કરે છે અને તે પણ આયુષ્ય, યશ કે લક્ષ્મીની ઇચ્છાથીજ પ્રવૃત્તિ કરે છે. આપ તો સમર્થ છો, વિવેકી છો, કાર્યકુશળ છો, રૂપાળા છો, મધુર

વાણી બોલનારા છો, છતાં જડ, ઉન્મત્ત અને પિશાચની પેઠે કંઇ કરતા નથી, તેમ કંઇ ઇચ્છતા પણ નથી. સર્વ લોકો કામ અને લોભ રૂપી દાવાનળ અગ્નિથી બળ્યા કરે છે, છતાં આપ ગંગા-જળમાં ઉભેલા હાથીની પેઠે તે અગ્નિથી મુક્ત છો અને તેનાથી સંતાપ પામતા નથી. આવો મહા આનંદ આપને ક્યાંથી મળ્યો? હે બ્રાહ્મણ! આપ વિષયના ભોગથી તથા સ્ત્રીપુત્રાદિકથી રહિત, કેવળ આત્મસ્વરૂપમાં રહેલા છો. આપને મનમાં આવો આનંદ શાથી રહે છે? તેનું કારણ અમે પૂછીએ છીએ, માટે તે અમને આપ કહો.

દત્તાત્રેય કહે છેઃ—હે રાજા! મેં બુદ્ધિથી સ્વીકારેલા મારા ઘણા ગુરુઓ છે કે, જે ગુરુઓ પાસેથી બુદ્ધિ મેળવીને હું આ સંસારમાં મુક્ત થઇને ફરું છું. તે ગુરુઓનાં નામ તમે સાંભળો.

## ચોવિશ ગુરુનું વર્ણન.

૧ પૃથ્વી, ૨ વાયુ, ૩ આકાશ, ૪ જળ, ૫ અગ્નિ, ૬ ચંદ્ર, ૭ સૂર્ય, ૮ હોલો, ૯ અજગર, ૧૦ સમુદ્ર, ૧૧ પતંગ, ૧૨ મધમાખી, ૧૩ હાથી, ૧૪ મધ ઉતારનારો પારધિ, ૧૫ હરિણ, ૧૬ માછલું, ૧૭ પિંગલા નામની વેશ્યા, ૧૮ ટીટોડો, ૧૯ બાળક, ૨૦ છોકરી, ૨૧ બાણ ઘડનાર, ૨૨ સર્પ, ૨૩ કરોળીઓ, ૨૪ ભમરો. આ ચોવિશને હે રાજા! મેં ગુરુ માનેલા છે અને તેઓનાં આચરણો ઉપરથી મેં મારે પોતાને માટે ઉપદેશ ગ્રહણ કર્યા છે. હે પુરુષોમાં શ્રેષ્ઠ યદુરાજા! મેં જેની પાસેથી જે શીખામણ લીધી છે, તથા જે પ્રમાણે લીધી છે, તે તે રીતિ હું તમને કહું છું તે તમે સાંભળો.

૧ પૃથ્વીઃ—પ્રાણીઓ પૃથ્વીને પગવતી દબાવે છે, તો પણ પૃથ્વી ચલાયમાન્ થતી નથી, તેમ દૈવને વશ રહેલાં પ્રાણીઓ દુઃખ દેતાં છતાં પણ ધીર પુરુષે, તે પ્રાણીઓ દૈવને આધીન છે,

આમ જાણવું અને પોતાના નિયમથી ચલાયમાન્ થવું નહીં, આ આચરણ હું પૃથ્વી પાસેથી શીખ્યો છું. ઝાડ, ખડ, ઝરણાં વિગેરેને ઉત્પન્ન કરવાની પર્વતની સઘળી ક્રિયાઓ જેમ સદા પરોપકાર માટેજ હોય છે; પર્વતનો જન્મ પણ જેમ પરોપકાર માટેજ હોય છે; તેમ સાધુ પુરુષે પણ પોતાની ક્રિયાઓ તથા જન્મ પરોપકારને માટે રાખવાં જોઇએ. વળી ઝાડ પાસેથી હું શીખ્યો છું કે, ઝાડ નિરંતર જેમ પરાધીન રહે છે અર્થાત્ બીજા લોકો તેને કાપી અથવા ઉખેડીને લઇ જાય છે, તો પણ તે સ્વીકારે છે, તેમ મહાત્મા પુરુષે પણ પરાધીન રહેવું, અર્થાત્ બીજા મારી નાંખે અથવા તો ઘસડી જાય તો તે પણ સહન કરવું.

૨ વાયુઃ—વાયુ બે પ્રકારનો છે, એક પ્રાણવાયુ અને બીજો બાહ્યવાયુ, તેમાં પ્રાણરૂપ જે પ્રાણવાયુ તેની પાસેથી હું એ શીખ્યો છું કે, પ્રાણ જેમ કેવળ આહાર મળવાથીજ સંતોષ પામે છે, પરંતુ રૂપ, રસાદિક ઇંદ્રિયોના વિષયોની અપેક્ષા રાખતો નથી, તેમ યોગીએ પણ આહારના લાભથીજ સંતોષ રાખવો, પરંતુ તેમાં સારા કે નરસા આહારની અથવા તો બીજા વિષયોની ઇચ્છા રાખવી નહીં. આહાર ન કરવાથી મન વિકલ થાય, અને તેથી જ્ઞાનનો નાશ થાય, માટે દેહનો નિર્વાહ કરવા માટે આહારને ગ્રહણ કરવો, પરંતુ સારા આહારની કે વિષયોની ઇચ્છા રાખવાથી વાણી અને મન વિક્ષેપ પામે છે, માટે જ્ઞાનનો નાશ ન થાય, તેમ વાણી અને મન વિક્ષેપ ન પામે, તેવી રીતનો આહાર કરવો. બીજો બાહ્યવાયુ જેમ વનમાં હોય ત્યારે પ્રસન્ન થતો નથી અને અગ્નિમાં હોય ત્યારે ખિન્ન થતો નથી, તેમ ગુણદોષરહિત બુદ્ધિશાળી યોગીએ ટાઢ, તડકો વિગેરે અનેક ધર્મવાળા વિષયોમાં અનુકૂલ વિષયો મળે ત્યારે પ્રસન્ન થવું નહીં અને પ્રતિકૂલ મળે ત્યારે ખિન્ન થવું નહીં. વાયુ જેમ સુગંધી, દુર્ગંધી

જણાય છે, પરંતુ વસ્તુતાએ તો તે સુગંધી તેમ દુર્ગંધી કંઇ પણ નથી; તેમ આત્મા પણ પૃથ્વીના વિકારરૂપ આ દેહમાં રહેલો હોવાથી જન્મમરણવાળો લાગે છે, પરંતુ વસ્તુતાએ તો તે જન્મ-મરણવાળો નથી. આ હું બહારના વાયુ પાસેથી શીખ્યો છું.

૩ આકાશઃ—આકાશ નામના ગુરુ પાસેથી હું એ શિખ્યો છું કે, આકાશ જેમ સર્વત્ર વ્યાપક છે, છતાં તેને કોઇપણ વસ્તુનો સંગ નથી, ને કોઈ પણ પદાર્થ તેનું માપ લઈ શકતો નથી; તેમ યોગીએ પણ દેહમાં રહ્યા છતાં બ્રહ્મસ્વરૂપની ભાવના કરીને, પોતાનો આત્મા સ્થાવરજંગમોમાં અનુગત હોવાથી વ્યાપ્ત છે અને તે પણ મણિઓમાં સૂત્રની પેઠે નહીં, પરંતુ સર્વ અંશમાં વ્યાપ્ત છે, આમ જાણીને તે આત્મા દેહાદિકના સંગથી રહિત છે અને કોઇપણ પદાર્થથી તેનો વિભાગ થઇ શકતો નથી, આમ વિચાર કરવો તથા વાયુએ પ્રેરેલા અને ક્ષણમાં નાશ થનારા તથા ક્ષણમાં આવનારા મેઘપટલ અથવા તો રજ વિગેરે પદાર્થોનો જેમ આકાશને સ્પર્શ થતો નથી, તેમજ કાળે સર્જેલા પૃથ્વી, જળ તથા તેજમય દેહાદિક પદાર્થો જેઓ ક્ષણમાં ઉત્પન્ન થાય છે અને ક્ષણમાં નાશ પામે છે, તેઓ પણ આત્માનો સ્પર્શ કરી શક્તા નથી, એમ યોગીએ જાણવું જોઇએ.

૪ જળઃ—જળ નામના ગુરુ પાસેથી હું નીચે પ્રમાણે શિખ્યો છું કે, પાણી જેમ સ્વચ્છ, સ્વાભાવિક રીતેજ સ્નિગ્ધ, મધુર, અને મનુષ્યોને પવિત્ર થવાનું એક તીર્થરૂપ છે, તથા જોવાથી, સ્પર્શ કરવાથી અને કીર્તન કરવાથી અન્યને પવિત્ર કરે છે; તેમ યોગીએ પણ સ્વચ્છ, સ્વભાવથી સ્નિગ્ધ, મધુરભાષી, મનુષ્યોને પવિત્ર થવાના એક તીર્થરૂપ થઈ પોતાનાં દર્શન, સ્પર્શ અને કીર્તન કરવાથી બીજાઓને પવિત્ર કરવા જોઇએ.

૫ અગ્નિઃ—અગ્નિ જેમ તેજસ્વી, પ્રતાપથી પ્રકાશમાન્, કોઈથી પણ તિરસ્કારી શકાય નહીં તેવો, ઉદરરૂપીજ એક પાત્ર રાખનારો અને સર્વ વસ્તુનું ભક્ષણ કરવા છતાં પણ નિર્દોષ રહે છે; તેમ યોગીએ પણ જ્ઞાનથી અતિ તેજસ્વી, તપથી પ્રકાશમાન્, તિરસ્કાર કરી શકાય નહીં તેવા, તથા પેટવિના બીજું પાત્ર ન રાખનારા થવું જોઇએ અને તે પ્રમાણે રહેવાથી સર્વ વસ્તુનું ભક્ષણ કરવા છતાં પણ યોગી દોષભાગી થતો નથી. વળી અગ્નિ જેમ કોઇ ઠેકાણે ગુપ્ત રહે છે, કોઇ ઠેકાણે સ્પષ્ટ રહે છે, કલ્યાણની ઇચ્છાવાળાઓએ ઉપાસના કરવા યોગ્ય છે, યજ્ઞમાં બલિ આપનારા-ઓનાં ભૂત અને ભવિષ્ય કાળનાં પાપોને બાળીને ભસ્મ કરે છે અને સર્વ ઠેકાણે બીજાની ઇચ્છાથી ભોજન કરે છે; તેમ યોગીએ પણ કોઇ ઠેકાણે છાનું, કોઇ ઠેકાણે છત્તું તથા કોઇ ઠેકાણે કલ્યાણની ઇચ્છાવાળા-ઓએ ઉપાસના કરવા યોગ્ય થવું તથા અન્ન જમાડનારાઓનાં ભૂત અને ભવિષ્ય કાળનાં પાપોને બાળી નાંખવાં અને બીજાઓની ઇચ્છાથી સર્વ ઠેકાણે ભોજન કરી લેવું. વળી અગ્નિ જેમ કાષ્ઠોમાં રહેવાથી તે તે કાષ્ઠના સરખો, વાંકો તથા ટુંકો જણાય છે, પરંતુ વસ્તુતાએ તે વાંકો પણ નથી અને ટુંકો પણ નથી; તેમ આત્મા પણ અવિદ્યાથી સર્જાયલા આ ઉંચનીચ દેહમાં રહેવાથી ઉંચનીચતાવાળો જણાય છે; પરંતુ ખરી રીતે તે ઉંચનીચ નથી, એમ યોગીએ જાણવું. વળી અગ્નિની જ્વાળાઓ જેમ ક્ષણે ક્ષણે નાશ પામે છે, તથા ક્ષણે ક્ષણે નવી નવી ઉત્પન્ન થાય છે. પરંતુ તે જેમ આપણે જાણતા નથી; તેમ પ્રવાહની પેઠે અવિચ્છિન્ન વેગવાળા કાળથી આત્માની પાછળ લાગેલાં શરીરો ક્ષણે ક્ષણે નવાં ઉત્પન્ન થાય છે, પરંતુ આપણે તે જાણતા નથી, એમ સમજી યોગીએ પણ આ દેહને ક્ષણભંગુર જાણીને વૈરાગ્ય રાખવો જોઇએ.

૬ ચંદ્રમાઃ—શુકલપક્ષમાં વધવું, અને કૃષ્ણપક્ષમાં ઘટવું વિગેરે જેમ ચંદ્રમાની કળાઓને થાય છે, પણ ચંદ્રમાને થતું નથી; તેમ જન્મથી મરણ સુધીના છ વિકારો દેહને થાય છે, પણ આત્માને થતા નથી, એમ યોગીએ જાણવું.[1]

૭ સૂર્યઃ—સૂર્ય જેમ આઠ મહિના સુધી પોતાનાં કિરણોવડે પૃથ્વીમાંથી જળ ચૂસી લે છે અને વર્ષાઋતુમાં પાછું તે પાણી કિરણોવડે વર્ષાવે છે, પરંતુ તેમાં ગ્રહણ કરવાનું અથવા તો ત્યાગ કરવાનું અભિમાન રાખતો નથી; તેમ યોગીએ પણ ઇંદ્રિયોને ઉપયોગી વસ્તુઓ સ્વીકારવી અને કોઇ યાચના કરવા માટે આવે ત્યારે તે પદાર્થો આપી દેવા, પરંતુ તે પદાર્થો ઉપર 'આ મળ્યો અને આ આપી દીધો,' આવું અભિમાન કરવું નહી. વળી સૂર્ય જેમ આકાશમાં પોતાના સ્વરૂપમાં રહે છે, ત્યાં એકરૂપ છે, પરંતુ તે પાણીનાં કુંડા વિગેરેની ઉપાધિઓમાં પ્રતિબિંબરૂપે રહે છે, ત્યારે સ્થૂલબુદ્ધિવા-

૧ ચન્દ્રમા એક જલમય મંડળ છે અને સૂર્ય તેજોમય મંડળ છે. તે બન્ને જ્યારે એક નક્ષત્રમાં હોય છે, ત્યારે એક દેશમાં રહેલા સૂર્યમણ્ડળથી નેત્રને અડચણ થવાથી ચન્દ્રમા દેખાતો નથી એટલે તે દિવસ અમાવાસ્યા કહેવાય છે. ચન્દ્ર સાઠ ઘડીએ બીજા નક્ષત્રમાં જાય છે, અને સૂર્ય તેર દિવસ અને રાત્રિએ બીજા નક્ષત્રમાં જાય છે, એટલા માટે વિષમ રીતે રહેલા સૂર્યમણ્ડળનો પ્રતિપદાથી માંડીને પ્રતિદિવસ પંદરમો ભાગ જલમય ચન્દ્રમણ્ડળમાં પ્રતિબિમ્બરૂપે દેખાય છે અને તે કળા કહેવાય છે. આ રીતે થવાથી પંદરમે દિવસે તેર નક્ષત્રનો ફેર પડે છે. સત્તાવિશ નક્ષત્રરૂપી રાશિચક્રના મધ્યભાગમાં સૂર્ય તથા ચન્દ્ર બન્ને સામા આવે છે ત્યારે પૃથ્વીની છાયાવડે પ્રતિબિમ્બિત થયેલું સમ્પૂર્ણ પ્રતિબિમ્બ દેખાય છે એટલે તે દિવસ પુનમ કહેવાય છે. પુનમે ચન્દ્રમા સોળ કળાવાળો કહેવાય છે. પાછાં સૂર્ય અને ચન્દ્રનાં મણ્ડળો વિષમ થવા માંડે છે, એટલે એક એક કળા ઘટતી જાય છે.

જ્યોતિષશાસ્ત્ર.

ળાઓને જૂદો જુદો દેખાય છે; તેમજ આત્મા એકસ્વરૂપ છે, છતાં પણ તે દેહાદિકની ઉપાધિઓમાં સ્થૂલબુદ્ધિવાળાઓને જુદો જુદો દેખાય છે; પરંતુ વસ્તુતઃ એકરૂપજ છે, એમ યોગીઓએ જાણવું.

૮ હોલોઃ—કોઇ પણ પુરુષે કોઇપણ ઠેકાણે અતિ પ્રીતિ કે લાલન પાલન વિગેરેની અત્યંત આસક્તિ રાખવી નહીં, કારણ કે પુરુષ જો, અત્યાસક્તિ કરે છે, તો દીનબુદ્ધિવાળા હોલાની પેઠે સંતાપ પામે છે તેનું દષ્ટાંત આ પ્રમાણે છે.

## હોલાનું દૃષ્ટાંત.

કોઇ એક હોલો વનમાં ઝાડ ઉપર માળો ઘાલીને તેમાં પોતાની સ્ત્રી હોલીની સાથે કેટલાંએક વર્ષ સુધી રહ્યો હતો. સ્નેહથી એકહૃદયવાળાં બંને ગૃહસ્થાશ્રમી જોડાંએ અન્યોન્ય દૃષ્ટિ સાથે દૃષ્ટિ, અંગ સાથે અંગ અને બુદ્ધિ સાથે બુદ્ધિ જોડી દીધી હતી. તે બંને જણાં વિશ્વાસથી સૂવું, બેસવું, ફરવું, ઉભાં રહેવું, વાતો કરવી, રમત કરવી તથા ખાવું વિગેરે ક્રિયાઓ ભેળાં થઇને વનરાઇમાં એક સાથેજ કરતાં હતાં. હે યદુરાજા! પેલી હોલી, હોલાને સંતોષ આપતી હતી અને તેનું પ્રેમપાત્ર બની ગઇ હતી. તે જે જે વસ્તુને માગતી હતી તે તે વસ્તુ ઇંદ્રિયાધીન હોલો દુઃખ સહન કરીને પણ લાવી આપતો હતો. તે પતિવ્રતા હોલીને પ્રથમ ગર્ભ રહ્યો અને પ્રસૂતિનો સમય થયો એટલે તે હોલીએ માળામાં પોતાના પતિના સન્મુખ ઇંડાં મૂક્યાં. તે ઇંડાંઓ કે જે પાણીથી ભરેલાં હતાં, તેઓમાં ભગવાનની અચિંત્ય શક્તિવાળી માયાવડે સમય થયો કે અવયવો થયા. તે ઇંડાંઓમાંથી કુંમળાં શરીરવાળાં અને રુંવાડાંવાળાં બચ્ચાં થયાં. બચ્ચાં ઉપર વહાલ ધરાવનારું તે જોડું પ્રસન્ન થઇને, તે બચ્ચાંનું પોષણ કરવા માંડ્યું,

તેઓનું મધુર ભાષણ સાંભળવા લાગ્યું અને તે બચ્ચાંઓના મધુર શબ્દોથી આનંદ પામવા લાગ્યું. સદા આનંદમાં રહેતાં તે બચ્ચાંઓનાં કોમળ પીછાંઓથી, મધુર શબ્દોથી, નિર્દોષ રમતગમતથી તથા પોતાની સામા આવવાથી તે હોલોહોલી પ્રસન્ન થતાં હતાં. તે બંને સ્ત્રીપુરુષનું હૃદય સ્નેહથી અન્યોન્ય બંધાઇ ગયું હતું. તેઓ વિષ્ણુની માયાવડે મોહ પામેલાં હતાં, તેથી દીનબુદ્ધિવાળાં તે બંને પક્ષીઓ પોતાનાં બચ્ચાંઓનું પોષણ કરતાં હતાં. એક દિવસે તે બંને કુંટુંબી પક્ષીઓ બચ્ચાંને માટે ચારો લેવા સારુ વનમાં ગયાં. ત્યાં ચારાની ઇચ્છાથી તે બંને ઘણીવાર સુધી ભટકયાં. એટલામાં કોઇ એક પારધિ વનમાં ફરતો ફરતો પેલાં બચ્ચાંના માળાની પાસે આવ્યો અને તે બચ્ચાંઓને પોતાના માળાની પાસે ઉડતાં દીઠાં, એટલે જાળ ફેલાવીને તે બચ્ચાંને પકડી લીધાં. એટલામાં બચ્ચાંનું પોષણ કરવામાં નિત્ય ઉત્કંઠા ધરાવનારાં હોલો તથા હોલી ખાવાનું લેવા માટે વનમાં ગયાં હતાં, તે ચારો લઇને પોતાના માળા તરફ આવ્યાં. પેલી કપોતી પોતાનાં બચ્ચાંને જાળમાં સપડાઇ ગયેલાં અને તેને લીધે ચીસો પાડતાં જોઇને અત્યંત ખિન્ન થઇ ગઇ, અને રડતી રડતી તે બચ્ચાંઓના તરફ દોડી. નિત્યના સ્નેહપાશથી બંધાયલી તથા ભગવાન્‌ની માયા વડે દીન મનની થઇ પડેલી હોલી, બચ્ચાંઓને બંધાયેલાં જોયાં હતાં, છતાં પણ પોતે ભાન ભૂલી જઇને, તે જાળમાં બંધાઇ ગઇ. પ્રાણ કરતાં પણ વિશેષ વહાલાં બચ્ચાંઓને તથા પોતાને યોગ્ય એવી સ્ત્રીને જાળમાં બંધાયેલી જોઇને રાંક બુદ્ધિવાળો હોલો બહુજ દુઃખી થઇને વિલાપ કરવા લાગ્યોઃ-

"અરેરે!! મારો સંહાર થઇ ગયો, તેના તરફ દૃષ્ટિ તો કરો!! હું થોડા પુણ્યવાળો તથા દુષ્ટબુદ્ધિવાળો છું. હજી મારી તૃષ્ણાઓ પણ તૃપ્ત થઇ નથી, તેમ મારા મનોરથો પણ

પૂર્ણ થયા નથી, એટલામાં તો ધર્મ, અર્થ અને કામને સંપાદન કરવાના સ્થાનરૂપ મારું ઘર ભાંગી ગયું. મારે યોગ્ય, મને અનુકૂલ રહેનારી તથા પતિવ્રતા એવી આ સ્ત્રી મને આ ઉજ્જડ ઘરમાં રઝળાવીને પોતાનાં ભલાં બચ્ચાંઓની સાથે સ્વર્ગમાં જાય છે. હું રાંક થઇ ગયો, રંડાયો, મારું જીવન ખારું થઇ ગયું, મારાં બચ્ચાંઓ મરી ગયાં, માટે હવે આ સૂના ઘરમાં મારે શા માટે જીવવાની ઇચ્છા કરવી જોઇએ?" આ પ્રમાણે વિલાપ કરતો તે મૂર્ખ તથા રાંક થઇ પડેલો હોલો ઉપર કહ્યા પ્રમાણે પેલાં બચ્ચાંઓને અને હોલીને જાળમાં ફસાયેલાં, કાળના મુખમાં કોળીઆરૂપ થઇ પડેલાં અને તરફડતાં જોયા છતાં, પોતે પણ જાળમાં ફસાઇ પડ્યો. આ પ્રમાણે ગૃહસ્થ હોલો-હોલી તથા તેમનાં બચ્ચાંઓને મેળવીને તે ક્રૂર પારધિનું કામ પૂર્ણ થઇ ગયું અને તે પોતાને ઘેર ગયો.

જે ચંચળ ચિત્તવાળો કુટુંબી મનુષ્ય સુખદુ:ખાદિક દ્વંદ્વ પદાર્થોમાં આસક્ત થઇ, રાંકબુદ્ધિથી કુટુંબનું પોષણ કરે છે, તે મનુષ્ય આ હોલાની પેઠે પોતાના પરિવાર સાથે દુ:ખી થયા કરે છે. ઘરમાં થયેલી આસક્તિ જ્યારે પશુપક્ષીઓને પણ અનર્થકારક થઇ પડે છે ત્યારે મનુષ્યને અનર્થકારક થઇ પડે, તેમાં તો શું જ કહેવું? માટે જે મુક્તિના ઉઘાડા બારણા જેવા મનુષ્યના અવતારને પામીને હોલાની પેઠે ઘરની જંજાળમાં બંધાઇને રહે છે તે મનુષ્યને, 'ઉપર ચઢીને નીચે પડ્યો,' એમ વિવેકી પુરુષો કહે છે.

ઇતિ જ્ઞાનપ્રકરણમાં અધ્યાય ૧૮ મો સંપૂર્ણ.

---

## અધ્યાય ૧૯ મો.

### દત્તાત્રેયના અજગરાદિક નવ ગુરુઓ. (૧૧-૮).

**ब्राह्मण उवाचः—**

**सुखमैंद्रियकं राजन् स्वर्गे नरक एव च ।**
**देहिनां यद्यथा दुःखं तस्मान्नेच्छेत तद्बुधः ॥ १ ॥**

ગુરુ દત્તાત્રેય કહે છેઃ—હે રાજા ! ઉદ્યમ કર્યા વિના પણ પ્રારબ્ધના બળથી જેમ દુઃખ પોતાની મેળેજ મળે છે, અને તેને માટે પ્રયત્ન કરવો પડતો નથી; તેમ સ્વર્ગમાં તથા નરકમાં જ્યાં હોઇએ ત્યાં ઇંદ્રિયસંબંધી સુખ પણ પોતાની મેળેજ મળે છે, માટે જ્ઞાની પુરુષે સુખ માટે પ્રયત્ન કરવો નહીં.

૯ અજગરઃ—અજગર જેમ ઉદ્યમ વિના પણ પ્રારબ્ધના વશથી પોતાની મેળે સારુંનરસું અને ઓછુંથોડું જે કંઇ મળે છે, તેના ઉપર આજીવિકા કરે છે, તેમ યોગીએ પણ ઉદ્યમરહિત થઇને સારુંનરસું તથા ઓછુંથોડું જે કંઇ ખાવાનું મળે તેના પર આજીવિકા કરવી, પરંતુ ખાવાનું મળે નહીં ત્યારે પણ ઉદ્યોગ કરવો નહીં, પણ પ્રારબ્ધ ઉપરજ આસ્થા રાખીને અજગરની પેઠે ઘણા દિવસ સુધી સૂઇ રહેવું. ઇંદ્રિયોનું, મનનું તથા શરીરનું બળ હોય, તો પણ દેહથી કંઇ પણ કર્મ કરવું નહીં, પરંતુ સૂઇ રહેવું, આત્મપ્રાપ્તિરૂપી સ્વાર્થમાં લક્ષ રાખવું અને ઇંદ્રિયો સર્વ સંપૂર્ણ હોય તો પણ તેઓનાથી કંઇ વ્યાપાર કરવો નહીં.

૧૦ સમુદ્રઃ—સ્થિર જળથી ભરેલો મહાસાગર જેમ ઉપરથી પ્રસન્ન દેખાય છે, અંદર ગંભીર હોય છે, જેનાં તળીયાંને કોઇ

અડી શકતું નથી, તેમ જેના પારને પણ કોઇ પહોંચી શકતું નથી, કારણ કે તે અનંત અને અપાર છે, અને ક્ષોભ પમાડી શકાય નહીં તેવો છે; તેમ યોગીએ પણ ઉપરથી પ્રસન્ન રહેવું, અંદર ગંભીરતા રાખવી, કોઇ પણ તળસ્પર્શ કરી શકે નહીં તેવા થવું, તથા કોઇ અતિક્રમ (ઉલ્લંઘન) કરી શકે નહીં તેવા, સ્વસ્વરૂપના આવિર્ભાવને લીધે કાળથી, દેશથી તથા અવધિથી થતા અમુક માપરહિત અને રાગદ્વેષાદિકનો ત્યાગ કરીને નિર્વિકાર થવું જોઇએ. વળી સમુદ્ર જેમ વર્ષાઋતુમાં ઘણી નદીઓ મળવાથી વધી જતો નથી તેમ ગ્રીષ્મઋતુમાં નદીઓ ન મળવાથી સૂકાઇ જતો નથી, તેમ યોગીએ પણ નારાયણ ઉપર એકાંત ભાવ રાખવો અને સંપૂર્ણ વૈભવો મળે તો રાજી થવું નહીં, તેમ વૈભવો ન મળે તો તેથી ખિન્ન પણ થવું નહીં.

૧૧ [૧]પતંગઃ—

### રૂપ ઉપર મોહિત થવાનું પરિણામ.

પતંગીયું જેમ અગ્નિનું રૂપ જોઇ, તેના રૂપ ઉપર લોભાઇને તેમાં પડે છે, તેમ ઇંદ્રિયાધીન પુરુષ પણ પરમાત્માની માયારૂપી સ્ત્રીનું રૂપ જોઇ, તેના વિલાસોથી લોભાઇને મહા મોહમાં પડે છે. મૂઢ મનુષ્ય ઇશ્વરની માયાએ રચેલા સ્ત્રી, સુવર્ણ, આભૂષણ તથા વસ્ત્રાદિક પદાર્થો ઉપર ઉપભોગની બુદ્ધિથી અંતઃકરણપૂર્વક આશાવાળો થાય છે અને પછી પતંગીઆની પેઠે મોહથી આંધળો

१ पतंग–मातंग–कुरंग–भृंग–मीना हताः पंचभिरेव पंच ।
एकः प्रमादी स कथं न हन्यते यः सेवते पंचभिरेव पंच ॥

અર્થઃ—રૂપ, સ્પર્શ, શબ્દ, ગંધ અને રસ એ પાંચ વિષયોમાં અનુક્રમે, પતંગ, હાથી, હરિણ, ભ્રમર અને મત્સ્ય આ પાંચ નાશ પામ્યાં છે તો જે એકજ પુરુષ સાવધ ન રહેતાં તે પાંચ વિષય પાંચે ઇન્દ્રિયોથી સેવે છે તે કેમ નાશ ન પામે? અર્થાત્ તે શી રીતે મુક્ત થઇ શકશે? કદી નહીં.

થઇને નાશ પામે છે, માટે યોગીએ માયાવિરચિત પદાર્થોની ઇચ્છા રાખવી નહીં.

૧૨ [1]મધુકરઃ—મધુકર જેમ ઘણા સુગંધના લોભથી એકજ કમળમાં વાસ કરે છે, અને સાયંકાળે જ્યારે કમળ બીડાઇ જાય છે, ત્યારે તેમાં કેદ થઇ જાય છે; તેમ યોગી પણ જો ઉત્તમોત્તમ પદાર્થોના લોભથી એકજ ગૃહસ્થના ઘરનો આશ્રય કરે છે, તો તેના ઉપર મોહિત થવાથી તે બંધાઇ જાય છે, માટે યોગીએ ગૃહસ્થોને દુઃખ ન આપતાં જેટલા અન્નથી પોતાનો દેહ ટકી રહે, તેટલાજ થોડા અન્નના કોળીયા ખાવા, પરંતુ મધુકરની પેઠે અતિ લોભમાં પડવું નહીં. વળી ભ્રમર જેમ નાનાં મોટાં સર્વ પુષ્પોમાંથી સાર સાર ગ્રહણ કરે છે, તેમ વિદ્વાન્ યોગીએ પણ નાનાં મોટાં શાસ્ત્રોમાંથી સારનું ગ્રહણ કરવું જોઇએ. મધમાખી મધનો સંગ્રહ કરે છે, તેથી તેને જેમ મરવું પડે છે; તેમ યોગી પણ જો આજને માટે અથવા તો આવતી કાલને માટે અન્નાદિકનો સંગ્રહ કરી રાખે તો તેને પણ મરવું પડે છે. માટે યોગીએ જેટલું હાથમાં રહી શકે તેટલુંજ લેવું, વધારે લેવું નહીં, તેમ અન્ન ભરી રાખવા માટે માત્ર પેટરૂપીજ એક વાસણ રાખવું, પરંતુ મધમાખીની પેઠે સંગ્રહ કર્તા થવું નહીં. સંન્યાસીએ સાયંકાળ માટે તથા આવતી કાલમાટે અન્નાદિકનો સંગ્રહ કરવો નહીં. જો મધમાખીની પેઠે તે સંગ્રહ કરે છે તો તે સંગ્રહની સાથેજ તેનો પોતાનો નાશ થાય છે.

૧૩ હાથીઃ—"સ્ત્રીસંગ કરવાથી કેવું અનિષ્ટ થાય છે," તે હું હાથીની પાસેથી શિખ્યો છું. હાથી પોતાને પકડનારાઓએ જેમ લાકડાની હાથણી કરીને સામી ઉભી રાખી હોય, તેને મેળવવાના લોભથી તેની પાસે જાય છે કે, વચ્ચે ખડ વિગેરેથી ઢાંકી રાખેલા

૧ અર્થઃ—મધમાખી અને ભમરો.

કૂવા વિગેરેમાં પડીને બંધાઇ જાય છે; તેમ પુરુષ પણ સ્ત્રીના અંગનો સ્પર્શ કરવાના લોભથી બંધાઇ જાય છે, માટે યોગીએ લાકડાની પુતળીનો પણ સ્પર્શ કરવો નહીં. બુદ્ધિશાળી યોગીએ પોતાનો નાશ કરનારી સ્ત્રીનો કોઇ પણ દિવસ સંગ કરવો નહીં. યોગી જો સ્ત્રીનો સંગ કરે છે, તો હાથણીનો સંગ કરનારા હાથીનો જેમ બળવાન્ હાથીઓ નાશ કરે છે, તેમ સ્ત્રીનો સંગ કરનારા પુરુષનો પણ બીજા બળવાન્ પુરુષો નાશ કરે છે.

૧૪ પારધિઃ—ધનનો ત્યાગ તથા ઉપભોગ ન કરવાથી કેવું અનિષ્ટ થાય છે તે પારધિ પાસેથી હું શિખ્યો છું. મધમાખીઓએ ઘણા દુઃખથી એકઠું કરી રાખેલું મધ જેમ પારધિ ભોગવે છે; તેમ લોભીઆઓએ ઘણાં સંકટ વેઠીને સંગ્રહ કરી રાખેલું ધન, દાનમાં અથવા તો ઉપભોગમાં ઉપયોગી થતું નથી, પરંતુ તેને કોઇ બીજો બળવાન્ પુરુષ ભોગવે છે, તેની પાસેથી ત્રીજો ધણી ભોગવે છે અને તેની પાસેથી વળી ચોથો બળવાન્ ધણી ભોગવે છે. ઝાડના કોતરમાં તથા બીજાં ગુપ્તસ્થાનમાં મધનાં પોડાં હોય છે, તેને પારધિ જેમ જાણે છે અને તેને લાવે છે; તેમ લોભી મનુષ્યે પણ ગુપ્ત સ્થાનમાં સંગ્રહી રાખેલાં ધનને બીજા લોકો જાણી જાય છે અને ત્યાંથી તેને હરી લાવે છે, માટે યોગીએ સંગ્રહ કરવો નહીં. વળી મધમાખીઓ ઘણા કષ્ટથી મધને એકઠું કરીને તેને ભોગવતી નથી, તેટલામાં તો તેની પહેલાં પારધિઓ તેનો ઉપભોગ કરે છે; તેમ ગૃહસ્થો બહુ બહુ સંકટો વેઠીને મેળવેલા ધનવડે ઘરનાં સુખોની ઇચ્છા કરે છે અને ઘરમાં ભોજનાદિક રાંધીને તૈયાર કરે છે, પરંતુ તે અન્ન તેઓના ખાધા પહેલાંજ સંન્યાસીઓ ખાઇ જાય છે, માટે યોગીઓને ઉદ્યમ વિના પણ સર્વ વૈભવ મળે[1] છે.

१ यतिश्च ब्रह्मचारी च पक्वान्नस्वामिनावुभौ । तयोरन्नमदत्त्वा तु भुक्त्वा चांद्रायणं चरेत् ॥
અર્થઃ—સંન્યાસી તથા બ્રહ્મચારી રાંધેલા અન્નના અધિકારી છે, માટે

૧૫ હરિણઃ—"ગાયનમાં મોહિત થવાથી કેવું અનિષ્ટ થાય છે," તે હું હરિણ પાસેથી શીખ્યો છું. વનમાં ફરનારું હરિણ જેમ પારધિના ગાયનથી મોહિત થઇને બંધાઇ જાય છે, તેમ વનમાં ફરનારો સંન્યાસી પણ ગાયન સાંભળે, તો તેના ઉપર મોહિત થઇને બંધાઇ જાય છે, માટે સંન્યાસીએ કોઇ પણ દિવસ વિષયસંબંધી ગાયન સાંભળવું નહીં. હરિણીના પુત્ર ઋષ્યશૃંગ ઋષિ વેશ્યાઓના સંગમાં વિષયોથી ભરેલાં નૃત્યો, વાદિત્રો અને ગાયનો સેવવાથી એક રમકડાંની પેઠે વેશ્યાઓને આધીન થઇ ગયા હતા, માટે યોગીએ વિષયી ગાયનો સાંભળવાં નહીં.

૧૬ માછલું:—હું માછલા પાસેથી જે શિખ્યો તે સાંભળો. માછલું જિહ્વારસના લોભથી આંકડો ગળીને તેનાથી જેમ વિંધાઇને મરણ પામે છે, તેમ રસમાં મોહિત થયેલો દેહાભિમાની મનુષ્ય પણ બહુજ દુઃખ દેનારી જિહ્વાવડે મરણ પામે છે. વિદ્વાન્ મનુષ્યો આહારનો ત્યાગ કરવાથી ઝટ ઇંદ્રિયોને વશ કરી શકે છે, પરંતુ જિહ્વાને વશ કરી શકતા નથી; કારણ કે અન્નનો ત્યાગ કરવાથી જીભનો લોભ વધે છે. બીજી ઇન્દ્રિયોને જીત્યા છતાં પણ જ્યાં સુધી જિહ્વા ઇન્દ્રિયને જીતી ન હોય ત્યાં સુધી પુરુષ જિતેન્દ્રિય કહેવાતો નથી અને જો જીભ જીતાઇ તો સર્વ ઇન્દ્રિયો જીતાઇ સમજવી, માટે યોગીએ રસની ઇચ્છાનો ત્યાગ કરીને ઔષધની[1] પેઠે અન્ન ખાવું.

---

ગૃહસ્થે તેઓને જમાડ્યા વિના ભોજન કરવું નહીં. જો તેમ કરે તો તેણે ચાંદ્રાયણ વ્રત કરવું. ધર્મશાસ્ત્ર.

[1] "प्राणवृत्त्यैव संतुष्येत्" "પ્રાણનું રક્ષણ થાય તેટલા (ઔષધ સમાન ઓછા) અન્નથીજ સંતોષ માનવો." પ્રાણવાયુના વિષયમાં આ કથા કહેવાયા છતાં પણ જિહ્વાને દુર્જેય કહેવા માટે આ કથા ફરીથી કહી છે.

## ૧૭ પિંગલા નામની વેશ્યાનો વૈરાગ્ય.

પૂર્વે વિદેહ નગરમાં પિંગલા નામની એક વેશ્યા રહેતી હતી, તે એક દિવસે પુરુષને પોતાના રતિમંદિરમાં લઇ જવા માટે સારી રીતે શણગાર ધારણ કરીને સાંજને વખતે પોતાના ઘરના બારણાના બહારના ભાગમાં બેઠી. તે ધનની ઇચ્છાવાળી વેશ્યા માર્ગમાં આવતા ધનાઢય પુરુષોને જોઇને, જાણતી હતી કે, 'આ પુરુષો મને ધન આપશે તથા મારી સાથે સુરત કરશે.' આવેલા પુરુષો પાછા ગયા પછી પેલી સંકેતવૃત્તિથી આજીવિકા કરનારી વેશ્યા વિચાર કરવા માંડી કે, 'વળી બીજો કોઇપણ ધનાઢ્ય પુરુષ વિશેષ ધન આપનારો મારી પાસે આવશે.' આવી દુષ્ટ આશાથી તે વેશ્યાની નિદ્રા ઉડી ગઇ અને બારણાના બહારના ભાગમાં બેઠેલી તે વેશ્યા ઘડીકમાં અંદર આવતી અને ઘડીકમાં પાછી બહાર નિકળતી હતી. આ પ્રમાણે કરતાં કરતાં મધ્યરાત્રિ વીતિ ગઇ. આ રીતે ધનની આશાથી તેનું મન હીન થઈ પડયું, મુખમાં શોષ પડવા માંડયો અને મહા ખેદ થવા માંડયો, ને તે ખેદથી 'હવે આ ધંધો ત્યાગ કરવો એજ સારું છે' આવી ચિન્તાને લીધે સુખકારક મોટો ખેદ તેને થયો. ત્યાર પછી જેના મનમાં ખેદ થયો હતો એવી રાંક મનની તે વેશ્યાએ તે સમયે જે ગીત ગાયું હતું, તે હું તમને કહું છું તે તમે સાંભળો.

પુરુષોને જે નિર્વેદ એટલે હવે ઘણું થયું, આવી બુદ્ધિ થાય છે, તે આશારૂપી પાશોને કાપી નાખવામાં તરવાર સમાન છે. હે રાજા! જ્યાં સુધી નિર્વેદ ઉત્પન્ન થતો નથી, ત્યાં સુધી પુરુષ, દેહના બંધનનો ત્યાગ કરવાની ઇચ્છા કરતો નથી. દૃષ્ટાંતમાં જેમ વિજ્ઞાનરહિત–અવિવેકી–મનુષ્ય, મમતાનો ત્યાગ કરી શકતો નથી, પરંતુ વિવેક થયા પછીજ તે તેનો ત્યાગ કરે છે, તેમ પિંગળા ખિન્ન થઇને કહે છેઃ—

"અરેરે!!! હું અવિવેકી હોવાથી મનને આધીન છું, મારા મોહનો વિસ્તાર તો જુઓ! જે મોહને લીધે હું મૂર્ખ એક હલકા પુરુષની પાસેથી કામનાની ઇચ્છા રાખું છું. આ અપરોક્ષ, અન્તર્યામી, નિત્ય પાસે રહેનારા, ધન આપનારા તથા આનંદદાયક ઇશ્વરનો ત્યાગ કરીને કામના ન પૂરનારા પરંતુ દુઃખ, શોક, મોહ વિગેરે આપનારા હલકા પુરુષને હું મૂર્ખી સેવું છું. અરેરે!!! હું સ્રીલંપટ, લોભી તથા શોક કરવા યોગ્ય પુરુષને મારું શરીર વેચી, તેની પાસેથી રતિની તથા ધનની ઇચ્છા રાખું છું, અને સંકેતની વૃત્તિરૂપી અતિ નીચ ધંધાવડે હું મારા અંતઃકરણને વૃથા સંતાપમાં નાંખું છું. પુરુષનું શરીર એ એક ઘર છે, જેમાં વળાઓ, વળીઓ અને આડસરો હાડકાંઓનાં બનેલાં છે અને તેની અંદર વિષ્ઠા તથા મૂત્ર ભરેલું છે, જેના ઉપરનો ભાગ ચામડાથી, રુંવાડાથી તથા નખોથી મઢેલો છે. આવા પુરુષને મારા વિના બીજી કઇ સ્રી પતિ સમજીને સેવે? આ મહાજ્ઞાની વિદેહ રાજાની નગરીમાં હુંજ એક મંદબુદ્ધિવાળી અને દુષ્ટ છું, કારણ કે હુંજ સ્વસ્વરૂપને આપનારા તથા અંતર્યામી એવા અવિનાશી પરમાત્માનો ત્યાગ કરીને ભોગની ઇચ્છા કરું છું. વિચાર કરતાં તો આ ઇશ્વરજ પ્રાણીઓના મિત્ર તથા પરમપ્રિય આત્મારૂપ છે, માટે હું મારા મનવડે તેમનેજ વેચાતા લઇને હવે લક્ષ્મીની પેઠે તેમની સાથે વિહાર કરું. વિષયો, વિષયો આપનારા પુરુષો તથા દેવતાઓ આદિ તથા અંતવાળાં છે અને કાળના મુખમાં પડેલાં છે, તેઓએ મારું ભાર્યાનું શું હિત કર્યું છે? કંઇ પણ કર્યું નથી. પૂર્વજન્મના કોઇપણ શુભકર્મને લીધે આજે ભગવાન્ વિષ્ણુ મારા ઉપર ખરેખર પ્રસન્ન થયા છે, કે જેથી આ દુઃખકારક આશા ઉપર મને સુખકારી વૈરાગ્ય ઉત્પન્ન થયો. મારું ભાગ્ય મંદ હોત તો મને આ રીતે વૈરાગ્ય આપનારા ક્લેશો થાત નહીં, કે જે વૈરાગ્યને લીધે

પુરુષ, ઘર વિગેરે સર્વ પરિવારનો ત્યાગ કરીને શાંતિ પામે છે. માટે પ્રભુએ આ વૈરાગ્ય આપવારૂપી જે મારા ઉપર ઉપકાર કર્યો છે, તેને હું મારા માથા ઉપર ચઢાવું છું, અને પામર મનુષ્યોની સાથે રહેલી દુષ્ટ વાસનાઓનો ત્યાગ કરીને તે ઇશ્વરને શરણે જાઉં છું. તેમ હવે હું સંતોષ રાખીશ અને આ વિષય ઉપર શ્રદ્ધા રાખીશ. જે કંઇ મળશે, તેનાથી આજીવિકા ચલાવીશ અને આત્મારૂપી પતિની સાથેજ વિહાર કરીશ; કારણ કે સંસારરૂપી કૂવામાં પડેલા, વિષયોથી આંધળા થયેલા અને કાળરૂપી સર્પથી ગળાયલા જીવનું ભગવાન્ વિના બીજો કોણ રક્ષણ કરવાને સમર્થ છે? હું કંઇ રક્ષણ કરવાની આશાથી[1] શ્રીહરિને ભજીશ નહીં, કારણ કે જીવ જ્યારે આ જગત્‌ને કાળરૂપી સર્પથી ગળાયલું જુવે છે અને તેનાથી સાવધાન થઇને આ લોકના અને પરલોકના ભોગથી વૈરાગ્ય પામે છે, ત્યારે પોતેજ પોતાનું રક્ષણ કરવાને સમર્થ થાય છે, માટે હું તો કેવળ પ્રેમથીજ ભગવાન્‌ને ભજીશ.”

શ્રીગુરુદત્તાત્રેય કહે છેઃ—તે પિંગલા વેશ્યા ઉપર પ્રમાણે નિશ્ચય કરીને જારની અભિલાષાથી ઉત્પન્ન થયેલી દુષ્ટ આશાને કાપી નાંખી, શાંત થઇને શય્યામાં સૂતી. આ વાતમાંથી મેં એ સાર ગ્રહણ કર્યો કે, “આશા રાખવી એજ મોટું દુઃખ છે અને નિરાશા રાખવી એજ મોટું સુખ છે.”

ઇતિ જ્ઞાનપ્રકરણમાં અધ્યાય ૧૯ મો સંપૂર્ણ.

---

१ आशा हि परमं दुःखं नैराश्यं परमं सुखम् । यथा संछिद्य कांताशां सुखं सुष्वाप पिंगला ॥

અર્થઃ—આશા રાખવી એજ મોટું દુઃખ છે અને નિરાશા રાખવી એજ પરમ સુખ છે; કારણ કે પિંગલા જારની આશા છોડી દીધા પછીજ સુખથી સૂતી હતી.

# અધ્યાય ૨૦ મો.

## દત્તાત્રેયના ગુરુઓનું વર્ણન. (૧૧-૯).

**ब्राह्मण उवाचः—**

**परिग्रहो हि दुःखाय यद्यत्प्रियतमं नृणाम् ॥**
**अनन्तं सुखमाप्नोति तद्विद्वान्यस्त्वकिंचनः ॥ १ ॥**

શ્રીગુરુદત્તાત્રેય કહેછેઃ—

૧૮ ટીટોડોઃ—એક ટીટોડો ચાંચમાં માંસનો પિંડ લઇને ઉડતો હતો, એટલામાં બીજા બળવાન્ ટીટોડાઓ જેઓની પાસે માંસ ન હતું તેઓ તેને મારવા[1] માંડ્યા એટલે તે ટીટોડો માંસનો ત્યાગ કરીને સુખ પામ્યો હતો. આ રીતે હું તે ટીટોડાની પાસેથી શિખ્યો કે, "જે જે ઘણી જ પ્રિય વસ્તુઓ હોય, તેનો સ્વીકાર કરવો એજ દુઃખદાયી છે," એમ જાણીને જે પુરુષ પણ પોતાના કુટુંબાદિકનો તથા સર્વ વસ્તુઓનો ત્યાગ કરે છે, તે પુરુષ અનંત સુખ પામે છે.

૧૯ બાળકઃ—હું બાળકની પાસેથી જે શીખ્યો છું તે સાંભળો. બાળક–છોકરાને જેમ માન અને અપમાન હોતું નથી, તેમ ઘરબારવાળા અને છોકરાંવાળાને જે ચિંતા થાય છે, તે ચિન્તા પણ તેને હોતી નથી, તેમ મને પણ "માન અપમાન નથી, તથા ચિંતા પણ નથી." હું મારી પોતાની સાથેજ રમું છું અને મારી પોતાની ઉપર પ્રીતિ રાખીને બાળકની પેઠે જગત્માં ફર્યા કરું છું. જે મૂર્ખ તથા ઉદ્યમરહિત બાળક હોય તે અને જે ગુણથી પર

[1] "बलिनः श्येनगृध्रादयः" બાજ તથા ગીધ પક્ષી બળવાન્ ગણાય છે.
બાલપ્રબોધિની.

એવા ઇશ્વરને પામેલા હોય તે બેજ પુરુષોને ચિંતાથી મુક્ત થયેલા અને પરમાનંદમાં નિમગ્ન થયેલા જાણવા.

૨૦ છોકરીઃ—કુંવારી કન્યા પાસેથી હું નીચે પ્રમાણે શીખ્યો છું.

કોઇ એક ગામમાં એક ગૃહસ્થને કુંવારી પુત્રી હતી. તે પુત્રીને ઘરમાં આવ્યાગયાની સંભાળ માટે રાખી, ગૃહસ્થ તથા બીજાં મનુષ્યો કોઇ કામને લીધે બહાર ગયાં હતાં; તેટલામાં તે કન્યાનું વેશવાળ કરવા વર તરફના લોકો તે ગૃહસ્થને ઘેર પરોણા તરીકે આવ્યા. પેલી કુંવારી કન્યાએ તે પરોણાની સારી પરોણાચાકરી કરી. હે રાજા! તે કન્યા આવેલા પરોણાને જમાડવા માટે એકાંતમાં શાળ ખાંડવા માંડી. તે વખતે તેના હાથમાં પહેરેલી ચુડીઓ બહુજ ખડખડાટ કરવા માંડી, એટલે તે કન્યાએ વિચાર કર્યો, કેઃ-

“ હું પોતે શાળ ખાંડવા માંડી છું, એ ઠીક ગણાય નહીં, કારણ કે આ વાત જો આ પરોણા જાણશે તો મારાં માતપિતાને દરિદ્રી સમજી લેશે,” આવો વિચાર કરીને તે બુદ્ધિશાળી કન્યાએ લજ્જાથી બન્ને હાથમાંથી સર્વ ચૂડીઓ કાઢી નાંખી, માત્ર બબ્બે ચૂડીઓજ રાખી. આમ કરીને વળી ખાંડવા માંડતાં પેલી બબ્બે ચૂડીઓ પણ ખડખડવા માંડી, એટલે તે કન્યાએ બન્ને હાથમાંથી પાછી એક-એક ચૂડી પણ કાઢી નાંખી, એટલે એકએક ચૂડી રહી, અને ત્યાર પછી ખાંડતાં તે ચૂડીનો શબ્દ થયો નહીં. હે યદુરાજા! હું લોકનું તત્ત્વ જાણવાની ઇચ્છાથી આ લોકમાં ફરું છું, તેથી મેં કન્યાની પાસેથી આ ઉપદેશ ગ્રહણ કર્યો કે; “ ઘણાંઓ એક સાથે રહેવાથી કલેશ થાય છે અને બે જણાઓ સાથે રહેવાથી વાતચિત થાય છે, માટે યોગીએ તો કુંવારી કન્યાના કંકણની પેઠે એકલાજ રહેવું યોગ્ય છે, જેથી કોઇ પણ જાતની ખટપટ થાય નહીં.”

૨૧ બાણ ઘડનારઃ—બાણ ઘડનાર પાસેથી હું જે શિખ્યો છું તે તમે સાંભળો.

"કોઇ એક બાણ ઘડનારો મનુષ્ય બાણ ઘડતો હતો. તેનું બાણને ઘડવામાં એવું તો ચિત્ત લાગી ગયું હતું કે, તે સમયે તેની પાસેથી રાજાની સ્વારી વાજતે ગાજતે નીકળી, તોપણ પેલા બાણ ઘડનારાએ રાજાને દીઠો નહીં. આ પ્રમાણે જેનું ચિત્ત બ્રહ્માકાર થઇ ગયું હોય, તેવો યોગી પણ બહારના પદાર્થોને તેમ મનમાં સુખદુઃખાદિકને જાણતો નથી. આસન જીતવાથી શ્વાસનો વિજય કરી[1] શકાય છે અને શ્વાસને જીતવાથી મન સ્થિર થાય છે. ક્ષણમાત્ર નિશ્ચલ થયા પછી વિષયોની વાસનાથી મનમાં વિક્ષેપ થવાનો ભય રહે છે, માટે દૃઢ વૈરાગ્યવડે મનમાં વિક્ષેપ થવા દેવો નહીં, પરંતુ આળસ મૂકીને અભ્યાસના યોગથી મનને પરમાનંદસ્વરૂપ પરમાત્મામાં જોડી દેવું; તે મન પરમાત્મામાં સ્થિર થાય છે એટલે પોતેજ ધીરે ધીરે વિષયોની વાસનાનો ત્યાગ કરે છે, તથા પોતાને વિક્ષેપ ઉત્પન્ન કરનારા રજોગુણ તથા તમોગુણનો પણ સત્ત્વગુણની વૃદ્ધિથી નાશ કરીને ગુણના કાર્યરહિત કેવળ નિર્વાણ સ્થિતિને પામે છે, અર્થાત્ વૃત્તિરહિત થયેલું મન બ્રહ્મસ્વરૂપે રહે, તેને 'અસંપ્રજ્ઞાત[2]' નામની સમાધિ કહે છે.

---

૧ प्राणो यत्र विलीयेत मनस्तत्र विलीयते । मनो विलीयते यत्र प्राणस्तत्र विलीयते ॥

અર્થઃ—જ્યાં જ્યાં પ્રાણ ગમન કરે છે ત્યાં ત્યાં મન તેની પાછળ જાય છે, તેમજ મન જ્યાં જાય છે ત્યાં પ્રાણ પણ તેની પાછળ જાય છે.

હઠયોગ.

૨ मनसो वृत्तिशून्यस्य ब्रह्माकारतया स्थितिः ।
याऽसंप्रज्ञातनामाऽसौ समाधिरभिधीयते ॥

અર્થઃ—મન ગુણની વૃત્તિરહિત થઇ બ્રહ્મસ્વરૂપે રહે તેને 'અસંપ્રજ્ઞાત' નામની સમાધિ કહેવાય.

યોગશાસ્ત્ર.

૨૨ સર્પઃ—સર્પ જેમ એકલો ફરે છે, પોતાનો એક ઠેકાણે નિવાસ રાખતો નથી, સાવધ રહે છે, એકાંતમાં વાસ કરે છે, તેની ગતિ ઉપરથી તે ઝેરી છે કે ઝેર વિનાનો છે, એ જણાતું નથી, કોઇને પોતાની સાથે રાખતો નથી અને થોડું બોલે છે; તેમ યોગીએ પણ એકલા ફરવું, પોતાનું નિવાસસ્થાન એક ઠેકાણે રાખવું નહીં, સાવધ રહેવું, એકાંતમાં રહેવું, પોતાની વર્તણુક બીજાઓને જાણવા દેવી નહીં અને થોડું બોલવું. વળી સર્પ જેમ પોતાને માટે દર કરતો નથી, પરંતુ કોઇ બીજાના દરમાં પેસીને સુખેથી વૃદ્ધિ પામે છે, તેમ યોગીએ પણ પોતાને માટે ઘર ન કરતાં બીજાઓએ કરેલા ઘરમાં રહીને પોતાનું આયુષ્ય ગાળવું, કારણ કે ઘર બાંધવું, એ મહા દુઃખદાયી છે અને દેહ નાશવંત હોવાથી નિષ્ફળ છે.

૨૩ કરોળીઓઃ—કરોળીઓ જેમ મુખદ્વારા પોતાના હ્રદયમાંથી લાળને બહાર કાઢીને તેને ફેલાવે છે અને તેની સાથે રમીને પાછો પોતે તે લાળને ગળી જાય છે, તેમાં તેને બીજાં કોઇ સાધનની જરૂર રહેતી નથી, તેમ પરમાત્મા પણ આ જગત્‌ને પોતામાંથી ઉત્પન્ન કરે છે અને તેની સાથે વિહાર કરીને તેને પાછા ગળી જાય છે, અર્થાત્ તેનો પોતાને વિષે લય કરે છે અને તેમાં તેમને બીજાં કોઇ પણ સાધનની જરૂર પડતી નથી. પરમાત્મા એવા નારાયણ ભગવાન્ પોતાની માયાવડે પૂર્વે સર્જેલા આ જગત્‌નો પ્રલય કરતી વેળા કાળની શક્તિરૂપ પોતાની માયાવડે પાછો સંહાર કરીને, [1]સજાતીય, વિજાતીય તથા સ્વગત ભેદરહિત સર્વના અધિષ્ઠાનરૂપ પોતે એકજ રહે છે. તે સમયે તે પરમાત્મા પોતાના પ્રભાવરૂપ કાળ અને જગતમાં

૧ એક આંબાનું ઝાડ બીજા આંબાના ઝાડથી જુદું તે સજાતીય ભેદ, પર્વતથી આંબાનું ઝાડ જુદું તે વિજાતીય ભેદ અને વૃક્ષમાં ફળ, ફુલ, પત્ર વિગેરે ભેદ એ સ્વગતભેદ કહેવાય છે. પ્રત્યક્તત્ત્વ.

કારણરૂપ સત્ત્વાદિક સર્વ શક્તિઓનો જ્યારે પ્રધાનમાં લઇ જાય છે, ત્યારે પ્રધાન તથા પુરુષના ઇશ્વર, આદિપુરુષ, બ્રહ્મા અને બીજા મુક્ત જીવોને પ્રાપ્ય, નિર્વિષય અનુભવસ્વરૂપ, આનંદના સમૂહરૂપ, અને મોક્ષના નામથી કહેવાતા એક નિરુપાધિકસ્વરૂપ પોતે રહે છે. તે પરમાત્મા પોતાના પ્રભાવરૂપી એક કાળવડે પોતાની ત્રિગુણાત્મક માયાને વિકારવાળી કરીને તેમાંથી પ્રથમ મહત્તત્ત્વ ઉત્પન્ન કરે છે. હે રાગદ્વેષાદિકને[1] દમન કરનારા રાજા ! તે મહત્તત્ત્વજ ત્રણ ગુણના કાર્યરૂપ છે તથા પોતાનાથી ઉત્પન્ન થયેલા અહંકારવડે અનેક પ્રકારના જગત્‌ને ઉત્પન્ન કરે છે, આમ કહેવાય છે. જેમાંથી જીવોની ઉત્પત્તિ થાય છે એવા તે સમષ્ટિરૂપ મહત્તત્ત્વમાં આ જગત્ ઓતપ્રોત રહેલું છે, તે ઉપરથી મહત્તત્ત્વને શાસ્ત્રમાં "સૂત્ર" એ પ્રમાણે નામ[2] આપ્યું છે.

૨૪ ભમરો:—ભમરી કીડાને પકડીને પોતાના દરમાં પૂરી રાખે છે, તે કીડો ભમરીના ભયથી તેનુંજ ધ્યાન કરતો કરતો ભમરીરૂપ થઇ જાય છે, તેમ પ્રાણી પણ બુદ્ધિપૂર્વક સ્નેહથી, દ્વેષભાવથી અથવા તો ભયથી જે જે વસ્તુમાં પોતાના મનને એકાગ્ર કરે છે, તે તે વસ્તુરૂપ પોતે થઇ જાય છે. કીડો જ્યારે ભમરીનું ધ્યાન કરવાથી પોતાના દેહનો ત્યાગ કરીને ભમરી બની

૧ આ જગત્‌માં કારણરૂપ મહત્તત્ત્વ સર્જ્યું છે, તો પણ તમારે તેનાથી ભય પામવું નહીં, એમ કહેવા માટે આ વિશેષણ આપ્યું છે.

૨ वायुर्वै गौतमसूत्रं वायुना वै गौतमसूत्रेणायं च लोकः परश्च लोकः सर्वाणि च भूतानि संदृब्धानि

અર્થ:—ગૌતમસૂત્ર એ વાયુરૂપ કહેવાય છે અને એ વાયુરૂપ ગૌતમસૂત્રથી આ લોક, પરલોક અને સમસ્ત ભૂતો બંધાય છે. શ્રુતિ.

જાય છે ત્યારે પ્રાણી પણ ભગવાન્‌નું ધ્યાન[1] કરવાથી બીજા દેહથી ભગવાન્‌ના સ્વરૂપને પામે, તેમાં આશ્ચર્ય શું?

આ રીતે મેં ઉપર કહેલા ચોવિશ ગુરુઓની પાસેથી શિખામણો લીધી છે.

ઇતિ જ્ઞાનપ્રકરણમાં અધ્યાય ૨૦ મો સંપૂર્ણ.

---

## અધ્યાય ૨૧ મો.

### જ્ઞાનોપદેશગ્રહણ. (૧૧-૯).

**ब्राह्मण उवाचः—**

**स्वात्मोपशिक्षितां बुद्धिं शृणु मे वदतः प्रभो ॥ २४ ॥**

અવધૂત કહે છેઃ—હે યદુરાજા! મેં મારા દેહ પાસેથી જે ઉપદેશ ગ્રહણ કર્યો છે, તે હું તમને કહું છું, તે તમે સાંભળો.

આ દેહ પણ મારો એક ગુરુ છે, કારણ કે તેણે મને વૈરાગ્ય અને વિવેક શીખવ્યાં છે. આ દેહ જન્મ તથા મરણવાળો છે તથા પરિણામે નિત્ય પીડાકારક થઇ પડે છે, તેથી મને તેના

---

૧ तद् ब्रह्मवाहमस्मीति ब्रह्मप्रणवानुस्मरन् भ्रमरकीटकन्यायेन शरीरत्रयमुत्सृज्य संन्यासेनैव देहत्यागं करोति स कृतकृत्यो भवति ॥

અર્થઃ—'હું બ્રહ્મ છું,' એવી ભાવના કરી બ્રહ્મવાચક પ્રણવ (ॐ)નું નિરંતર ધ્યાન કરનારો જે પુરુષ ભ્રમરકીટક ન્યાયપ્રમાણે સ્થૂલ, સૂક્ષ્મ અને કારણ એ ત્રણે દેહની વાસના છોડી સંન્યાસ લઇ દેહનો ત્યાગ કરે છે તે મોક્ષને પામે છે. શ્રુતિ.

ઉપર વૈરાગ્ય થયો છે, અને તત્ત્વોનો વિચાર કરવાથી વિવેક પણ તેનાવડેજ મને મળ્યો છે. આ પ્રમાણે દેહથી હું તત્ત્વોનો વિચાર કરતાં શીખ્યો છું, તો પણ હું તેના ઉપર આસક્તિ રાખતો નથી, પરંતુ તેનાથી દૂર રહીને આ દેહ તો પારકો છે, એટલે મરી ગયા પછી કાગડા, કૂતરા અથવા તો અગ્નિને આધીન થનારો છે, એમ મનમાં નિશ્ચય કરીને સર્વ સંગનો ત્યાગ કરીને જગત્માં ફરું છું. મનુષ્ય મોટા પરિશ્રમથી જેમાં માત્ર પ્રથમજ સુખ જોવામાં આવે છે, એવું ધન એકઠું કરીને જે દેહને રાજી રાખવાની ઇચ્છાથી સ્ત્રી, પુત્ર, ધન, પશુ, ચાકર, નોકર, ઘર અને સગાં સબંધીઓના વર્ગો ધારે છે તથા તેઓનું પોષણ કરે છે, તે દેહ તો આયુષ્ય પુરું થાય છે કે નાશ[1] પામે છે, માટે દેહમાં તો માત્ર દુઃખ ભોગવવારૂપીજ ફળ રહ્યું છે. તે દેહ પડ્યા પછી પણ દુઃખનો છેડો આવતો નથી, કારણ કે તે દેહ ઝાડના જેવો છે. ઝાડ જેમ બીજને ઉત્પન્ન કરીને નાશ પામે છે, તેમજ આ દેહ પણ પુરુષને માટે બીજા દેહના બીજરૂપી કર્મો સરજીને પછી પોતે નાશ પામે છે. ઘણી શોક્યો જેમ ઘરના ધણીને ચારે તરફથી ખેંચે છે અને દુઃખ આપે છે, તેમ દેહાભિમાની પુરુષને એક તરફથી જીભ, સ્વાદ માટે ખેંચી જાય

१ वित्तानि भूमौ पशवश्च गोष्ठे भार्या गृहद्वारि जनः स्मशाने ।
देहश्चितायां परलोकमार्गे कर्मानुगो गच्छति जीव एकः ।

અર્થઃ—દ્રવ્ય જમીનમાંજ દાટેલું રહેશે, ગાય, ભેંસ વિગેરે જનાવરો બાંધવાને ઠેકાણે કોઢમાંજ રહેશે, સ્ત્રી ઘરના બારણા સુધીજ આવશે, ઇષ્ટ મિત્રો અને સંબંધીઓ સ્મશાન સુધીજ આવશે, સાડા ત્રણ હાથ શરીર તે પણ ચિતામાંજ બળી જશે, પણ મૃત્યુ થયા પછી જીવની સાથે તો ફક્ત કરેલાં કર્મોજ આવશે. બાકી સર્વ જ્યાંનું ત્યાંજ રહેશે. અર્થાત્ કર્મને અનુસરીનેજ જીવ ઉત્તમ અથવા અધમ ગતિ પામે છે. વિષ્ણુશર્મા.

છે, બીજી તરફથી તૃષ્ણા, પાણી માટે ખેંચે છે, ત્રીજી તરફથી શિશ્ન, મૈથુન માટે ખેંચી જાય છે, ચોથી તરફથી ચામડી, સુંવાળા પદાર્થોનો સ્પર્શ કરવા માટે ખેંચી જાય છે, પાંચમી તરફથી પેટ, અન્ન માટે ખેંચી જાય છે, છઠ્ઠી તરફથી નાસિકા ઇન્દ્રિય, સુગંધ માટે ખેંચી જાય છે, સાતમી તરફથી ચંચળ નેત્ર, રૂપ તરફ ખેંચી જાય છે, તે ઉપરાંત બીજી કર્મેન્દ્રિયો પણ દેહને ખેંચી જાય છે; આ રીતે દેહમાં અનંત કષ્ટો છે, તેથી મને તેના ઉપર વૈરાગ્ય આવ્યો છે, છતાં પણ આ મનુષ્યદેહ ઘણો દુર્લભ છે. પરમાત્માએ પોતાની શક્તિરૂપી માયાવડે વૃક્ષો, પેટથી ચાલનારા સર્પાદિકો, પશુ, પક્ષી, ડાંસ, માછલાં, વિગેરે નાના પ્રકારનાં શરીરો ઉત્પન્ન કર્યાં; પરંતુ તેમાં કોઇની પણ બુદ્ધિ પોતાને–પરમાત્માને–પ્રત્યક્ષ કરવામાં સમર્થ નથી, આમ ધારીને પરમાત્મા મનમાં સંતોષ પામ્યા નહીં, અને ફરીને તે સૃષ્ટિ ઉત્પન્ન કરવા માંડયા, ત્યારે છેવટે પોતાનો–પરમાત્માનો–સાક્ષાત્કાર કરવામાં સમર્થ બુદ્ધિવાળા મનુષ્યદેહને સરજીને પરમાત્મા પ્રસન્ન થયા હતા, માટે આ મનુષ્યદેહ અતિ દુર્લભ છે, તેથી તેને પામીને પ્રત્યેક મનુષ્યે ઇશ્વર ઉપર નિષ્ઠા રાખવી જોઇએ.

ઘણા જન્મોને અંતે આ મનુષ્ય દેહ મળે છે. જે દેહ નાશવંત છતાં પણ પુરુષાર્થ આપે છે, તેને દૈવેચ્છાથી સંપાદન કરીને પુરુષે તે દેહ જ્યાં સુધી પડે નહીં, ત્યાં સુધી શીઘ્ર કલ્યાણ માટે પ્રયત્ન કરવો, પરંતુ વિષયનું સુખ તો પશુઓના અવતારમાં પણ મળે છે, માટે તેને અર્થે પ્રયત્ન કરવો નહીં. આ રીતે મેં ઘણા ગુરુઓ પાસેથી ઉપદેશ ગ્રહણ કર્યો, તે ઉપરથી મારા મનમાં વૈરાગ્ય અને જ્ઞાનરૂપી દીવો થયો છે, તેથી, હું સર્વ પ્રકારે કામ કરવાને સમર્થ છું, તો પણ સર્વનો સંગ છોડી દઇને તથા અહંકારરહિત થઇને આ પૃથ્વી ઉપર ફરું છું. જ્ઞાન આપનારો એકજ ગુરુ કરવો જોઇએ, તો પણ તે ગુરુ પાસેથી જ્ઞાન સંપાદન કર્યા પછી પોતાની બુદ્ધિવડે ઉપ-

દેશને અનુકૂલ બીજાં દૃષ્ટાંતો લેવાં જોઇએ, નહીં તો એકજ ગુરુ પાસેથી મેળવેલું જ્ઞાન સ્થિર થાય નહીં અને તેમાં વધારો પણ થાય નહીં. તે માટે મેં ઘણા ગુરુઓ[1] કર્યા છે. આ બ્રહ્મ એકજ સ્વરૂપ છે, તેનું ઋષિઓ ઘણા પ્રકારે વર્ણન કરે છે. કેટલાએક કહે છે કે, તે પ્રપંચરહિત છે, કેટલાએક કહે છે કે, તે પ્રપંચવાળા છે અને બીજા કેટલાએક વળી તેનું જુદાજ પ્રકારથી વર્ણન કરે છે. માટે તે પરમાત્માને વિષેની પોતાની અસંભાવના તથા વિપરીત ભાવના દૂર કરવા માટે પોતાની બુદ્ધિ પ્રમાણે ઘણાં દૃષ્ટાંતો લેવાં જોઇએ.

શ્રી ભગવાન્ બોલ્યાઃ—યદુરાજાના વંદન ઉપરથી તથા પ્રાર્થના ઉપરથી ગંભીર બુદ્ધિવાળા બ્રાહ્મણ ગુરુદત્તાત્રેય ઉપર પ્રમાણે ઉપદેશ કર્યા પછી, યદુરાજાની સમ્મતિ લઇને પ્રસન્ન

૧ શ્રીધરે આ ત્રણ શ્લોક સંગ્રાહ્ય સમજીને લખ્યા છે.

कपोत–मीन–हरिण–कुमारी–गज–पन्नगाः ।

पतंगः–कुररश्चाष्टौ हेयार्थे गुरवो मताः ॥

કપોત, મત્સ્ય, હરિણ, કુમારી, ગજ, સર્પ, પતંગ અને ટીટોડો એ આઠ ગુરુ કઇ કઇ બાબતોનો ત્યાગ કરવો એ વિષયમાં ગુરુ તરીકે મનાયલા છે.

मधुकृन्मधुहर्ता च पिंगला च द्वयोस्त्रयः ॥ उपादेयार्थविज्ञाने शेषाः पृथ्व्यादयो मताः ॥

મધમાખી, મધ ઉતારનારો, અને પિંગલા એ ત્રણ ગુરુ ગ્રાહ્ય શું કરવું અને શું છોડી દેવું તે માટે છે અને બાકીના પૃથ્વી ઇત્યાદિ ગુરુ ગ્રાહ્ય તત્ત્વો સમજવા માટે કહેલા છે.

तदेवांतरभेदश्च तत्र तत्र स्फुटीकृतः

अध्यायत्रितये चात्र नवाष्टावीरिताः क्रमात् ॥

તેના જુદા જુદા ભેદો ઠેક ઠેકાણે કહેલા છે. ભાગવતના સાત, આઠ અને નવમા અધ્યાયમાં ક્રમથી આઠ, નવ, અને આઠ એમ ગુરુ વર્ણવેલા છે.

શ્રીધર.

થતા થતા જેમ આવ્યા હતા તેમ ત્યાંથી પાછા ગયા. આપણા પૂર્વજ યદુરાજાએ ગુરુદત્તાત્રેય ભગવાનનાં વચન સાંભળીને સર્વ સંગનો ત્યાગ કરી પરમાત્મામાં ચિત્ત ચોંટાડયું હતું. આપણા કુળમાં આવા મહાત્મા થઇ ગયા છે, તેથી આપણે ઘણાજ માનવંત છીએ.

ઇતિ જ્ઞાનપ્રકરણમાં અધ્યાય ૨૧ મો સંપૂર્ણ.

---

## અધ્યાય ૨૨ મો.

### લોકોના તિરસ્કાર સહન કરવાનો ઉપાય. (૧૧-૨૩)

**श्रीभगवानुवाचः—**

**बार्हस्पत्य स वै नात्र साधुर्वै दुर्जनेरितैः ॥**
**दुरुक्तैर्भिन्नमात्मानं यः समाधातुमीश्वरः ॥ २ ॥**

શ્રી ભગવાન્ કહે છે:—હે ઉદ્ધવ ! દુર્જનોએ કહેલાં દુષ્ટ વચનોથી ભેદાઇ ગયેલા પોતાના અંતઃકરણને શાંત કરવાને સમર્થ એવો કોઇ મહાત્મા પુરુષ આ જગત્‌માં નથી, કારણ કે મર્મસ્થળમાં સારી રીતે ખૂંચી ગયેલાં નીચ પુરુષોનાં તીક્ષ્ણ વચનરૂપી બાણોથી જેવી પીડા થાય છે, તેવી પીડા મર્મભાગોને સારી રીતે વીંધીને અંદર પેસી ગયેલાં બાણોથી પણ પુરુષને થતી નથી. હે ઉદ્ધવ ! આ વિષય ઉપર એક મહા પુણ્ય આપનારો ઇતિહાસ વિદ્વાનો કહે છે, તે ઇતિહાસનું હું તમારી આગળ વર્ણન કરીશ, તે તમે સાવધાન થઇને સાંભળો.

## ભિક્ષુકનો ઇતિહાસ.

દુષ્ટ પુરુષોથી પરાભવ પામીને કોઇ એક ભિક્ષુકે ધીરજ ધારી પોતાનાં પૂર્વજન્મનાં કર્મોનો વિપાક સંભારીને આ વિષયમાં એક ગીત ગાયેલું છે, તે હું તમને કહું છું.

માળવા દેશમાં કોઇ એક મોટો શ્રીમંત બ્રાહ્મણ રહેતો હતો. તે ખેતીવાડી તથા વ્યાપાર કરીને આજીવિકા ચલાવતો હતો. તે કૃપણ હતો, કામી હતો, લોભી હતો તથા મહા ક્રોધી હતો. તે બ્રાહ્મણ પોતાના ધર્મરહિત ઘરમાં સમય ઉપર નાતિલાઓનો અને અતિથિઓનો કેવળ વચનોથી પણ સત્કાર કરતો ન હતો, તેમ સમય ઉપર પોતાના દેહને પણ સંતોષતો ન હતો. તેના આવા વર્તનથી મુંઝાયેલા તેના પુત્રો, બાંધવો, સ્ત્રી, પુત્રીઓ અને ચાકરવર્ગ તે દુષ્ટ પ્રકૃતિવાળા કૃપણનું હિત ન કરતાં તેની ઇર્ષા કરવા લાગ્યાં. આ પ્રમાણે યક્ષની પેઠે ધનનો સંગ્રહ કરનારા, આ લોક તથા પરલોકથી ભ્રષ્ટ થયેલા, અને ધર્મથી તથા સુખથી રહિત એ કદર્ય બ્રાહ્મણના ઉપર પાંચ મહાયજ્ઞના દેવતાઓ કોપી ઉઠયા.

હે ઉદ્ધવ! દેવતાઓનું અપમાન કરવાથી તેનું પૂર્વજન્મનું પુણ્ય નાશ પામ્યું અને તેથી બહુ પરિશ્રમ કરીને સંપાદન કરેલું ધન પણ નાશ પામ્યું. હે ઉદ્ધવ! તે નીચ બ્રાહ્મણનું કેટલુંએક ધન નાતિલાઓ લઇ ગયા, કેટલુંએક ધન ચોર ચોરી ગયા, કેટલુંએક ધન દૈવી આપત્તિથી એટલે કે આગ લાગવા વિગેરેથી નાશ પામ્યું, કેટલુંએક ધન કાળે કરીને નાશ પામ્યું, કેટલુંએક ધન મનુષ્યો લઇ ગયાં અને કેટલુંએક ધન રાજાએ લઇ લીધું. આ પ્રમાણે ધનનો નાશ થવાથી તે ધર્મથી તથા સુખથી રહિત થઇ પડયો અને કુટુંબીઓએ તેનો ત્યાગ કર્યો, તેથી તે મોટી ચિંતામાં પડયો. ઉપર કહેવા પ્રમાણે તે ધનને માટે લાંબા લાંબા વિચાર કરવા લાગ્યો.

તે નિર્ધન થઇ પડવાથી મનમાં ખેદ કરવા લાગ્યો, તેને આંખમાં અશ્રુઓ આવી ગયાં, મોટો વૈરાગ્ય ઉત્પન્ન થયો, અને તે બ્રાહ્મણ પોતાના મનમાં આ પ્રમાણે કહેવા લાગ્યોઃ–

“અરેરે!!! મેં બહુજ ભૂંડું કર્યું, કારણ કે મેં મારા આત્માને વૃથા દુઃખ દીધું છે. મેં ધનને માટે આવડો મોટો પરિશ્રમ કર્યો; પરંતુ તે ધર્મ માટે અથવા તો સુખને માટે ઉપયોગમાં આવ્યું નહીં. ઘણું કરીને કદર્ય[1] પુરુષોને ધન કદી પણ સુખકારી નિવડતું નથી. એટલાથી જ છુટકો નથી, પરંતુ તે ધન જીવતાં સુધી દેહને અને મનને સંતાપ આપે છે, અને મરી ગયા પછી નરક આપે છે. શ્વેત કોઢ જેમ સુંદર રૂપનો નાશ કરે છે, તેમ થોરો પણ લોભ હોય તો તે યશસ્વીઓના શુદ્ધ યશનો તથા ગુણિજનોના પ્રશંસાપાત્ર ગુણોનો નાશ કરે છે. ધનને મેળવતાં અને મેળવેલા ધનને વધારતાં, રક્ષણ કરતાં, વાપરતાં, તેનો નાશ થતાં તથા ઉપભોગ કરતાં મનુષ્યોને પરિશ્રમ, ત્રાસ, ચિંતા, તથા ભ્રમ થાય છે. ચોરી, હિંસા, મિથ્યા ભાષણ, દંભ, કામ, ક્રોધ, વિસ્મય, મદ, ભેદબુદ્ધિ, વેર, અવિશ્વાસ, સ્પર્ધા, સ્ત્રીઓનું વ્યસન, જુગારનું વ્યસન, અને મદિરાપાનનું વ્યસન, આ પંદર અનર્થો પણ મનુષ્યોને ધનમાંથી થાય છે, માટે કલ્યાણની ઇચ્છાવાળા પુરુષે ધન નામના અનર્થનો દૂરથીજ ત્યાગ કરવો. ભાઇઓ, સ્ત્રીઓ, માતાપિતા તથા સંબંધીઓ સ્નેહથી એકમેક થઇને રહેલાં હોય છે, પણ તેઓ સર્વે એક કોડીને માટે તુરત

१ आत्मानं धर्मकृत्यं च पुत्रदारांश्च पीडयन् ॥
देवतातिथिभृत्यांश्च स कदर्य इति स्मृतः ॥

અર્થઃ—જે મનુષ્ય લોભથી પોતાને, ધર્મકાર્યને, સ્ત્રીપુત્રોને, દેવતાઓને, અતિથિઓને તથા ભૃત્યવર્ગને પીડે છે, તેને કદર્ય જાણવો.

સ્મૃતિ.

શત્રુઓ થઇ પડે છે. સંબંધીઓ થોડા ધનને માટે એક બીજાની સ્પર્દ્ધા કરવા માંડે છે, મહાક્રોધમાં આવી જાય છે, એક બીજાના સ્નેહને તુરત છોડી દે છે, અને છોડી દઇને તુરત એક બીજાનો નાશ કરે છે. જેઓ દેવતાઓથી પણ ઇચ્છાતા એવા મનુષ્યના જન્મને પામીને અને તેમાં પણ વળી બ્રાહ્મણના ઉત્તમ દેહને પામીને મનુષ્યપણાનો તથા બ્રાહ્મણપણાનો અનાદર કરીને પોતાના સ્વાર્થનો નાશ કરે છે, તેઓ અશુભ ગતિને પામે છે. સ્વર્ગના તથા મોક્ષના દ્વારરૂપ આ લોકને પામીને કયો મનુષ્ય અનર્થના ધામરૂપ એક ધન ઉપર આસક્તિ કરે ? જે મનુષ્ય દેવતા, ઋષિઓ, પિતૃઓ, પ્રાણીઓ, નાતિલાઓ તથા બંધુઓ કે, જેઓ પોતાના ધનના ભાગી છે, તેઓને તથા પોતાને અન્નાદિક આપીને સંતોષતો નથી, પરંતુ યક્ષની પેઠે ધનને સંગ્રહી રાખે છે, તે નરકમાં પડે છે. હું ધનની વ્યર્થ તૃષ્ણાથી પ્રમત્ત થઇ પડયો હતો, તે મારું ધન, અવસ્થા તથા બળ, કે જેમનાથી કુશળ પુરુષો સંસારને તરી જાય છે, તે સર્વ નાશ પામ્યાં, હવે હું ઘરડો શું કરું ? ધનની ઇચ્છા કરવી તે નિષ્ફળ છે, છતાં વિવેકી પુરુષો વારંવાર ધનની વ્યર્થ તૃષ્ણાથી શા માટે દુઃખી થતા હશે ? પરંતુ મને લાગે છે કે, કોઇની પણ માયાથી ખરેખર આ લોક અત્યંત મોહ પામેલો છે. મૃત્યુ મનુષ્યને ગળી જાય છે, માટે મનુષ્યને ધનનું, ધન આપનારા યક્ષોનું, સુખોનું, સુખ આપનારાનું અને ફરીને જન્મ આપનારાં કર્મોનું શું પ્રયોજન છે? ભગવાન્ શ્રીહરિ ખરેખર મારા ઉપર પ્રસન્ન થયા હોય તેમ લાગે છે, કારણ કે જેમણે મને આ દશામાં નાંખ્યો છે અને તેથી આ ખેદ, મને સંસારસાગર તરવા માટે એક નૌકારૂપ થઇ પડયો છે, માટે હવે જો મારું આયુષ્ય અવશેષ હશે તો હું મારા ધર્માદિક સ્વાર્થમાં સાવધાન રહીશ, મારા સ્વરૂપમાંજ સંતોષ રાખીશ અને તપવડે મારા દેહનો લય કરીશ. આ વિષયમાં ત્રણ ભુવનના

દેવતાઓ મને અનુમોદન આપજો. ખટ્વાંગ રાજા એક મુહૂર્તમાં બ્રહ્મલોકમાં ગયા હતા, તો મને તો હજી ઘણો સમય છે."

શ્રીભગવાન્ બોલ્યાઃ—હે ઉદ્ધવ ! આ પ્રમાણે માળવાનો બ્રાહ્મણ મનમાં નિશ્ચય કરી અહંતા મમતાનો ત્યાગ કરી, શાંત થયો અને મૌન ગ્રહણ કરીને સંન્યાસી થયો. જેણે મન, ઇંદ્રિયો તથા પ્રાણને વશ કર્યા હતા, એવો તે ભિક્ષુક આ પૃથ્વી ઉપર ફરવા લાગ્યો. તેણે સર્વ ઠેકાણેથી આસક્તિ છોડી દીધી અને પોતાની ઉત્તમતા કોઇ પણ ઠેકાણે ન દેખાડતાં છાનોમાનો ભિક્ષા માગવા માટે નગરમાં અને ગામોમાં ફરવા લાગ્યો. હે ઉદ્ધવ ! એ વૃદ્ધ અવધૂત ભિક્ષુકને જોઇને કેટલાએક નીચ લોકો તેનો તિરસ્કાર કરી તેને દુઃખ દેવા લાગ્યા; કેટલાએક તે મુનિની પાસેથી ત્રિદંડને, કેટલાએક પાત્રને, કેટલાએક કમંડળને, કેટલાએક પાટલાને, કેટલાએક માળાને, કેટલાએક ગોદડીને અને કેટલાએક ચીંથરાને ખુંચવી લેતા હતા અને તે તેને દેખાડીને પાછાં આપતા હતા અને પાછા તે લઇ લેતા હતા. તે ભિક્ષુક નગરમાંથી કે ગામમાંથી ભિક્ષા લાવીને નદીના તીર ઉપર ખાતો હતો અને ત્યાં મહા પાપી લોકો તેના માથા ઉપર મૂતરતા હતા તથા થૂંકતા હતા. તે ભિક્ષુક મૌન રહેતો હતો, તેને લોકો પરાણે બોલાવતા હતા અને બોલતો નહીં તો કેટલાએક તેને મારતા હતા. કેટલાએક કઠોર શબ્દોથી તિરસ્કાર કરીને કહેતા હતા કે 'આ ચોર છે' કેટલાએક લોકો 'આને બાંધો, આને બાંધો' એમ બોલીને દોરાથી તેને બાંધતા હતા અને કેટલાએક, 'આ ધર્મનો ઢોંગ કરનારો તથા લોકોને ઠગનારો છે,' આમ કહીને તેનું અપમાન કરતા તથા તેની નિંદા કરતા હતા. કેટલાએક કહેતા હતા કે, 'આ નિર્ધન થયો છે અને પોતાના સંબંધીઓએ તેનો ત્યાગ કર્યો છે, તે ઉપરથી તેણે આ આજીવિકા ગ્રહણ કરી છે. ઓ હો હો !!! આ મોટા પર્વ-

તની પેઠે મહા બળવાન્ દૃઢ છે.' કેટલાએક કહેતા હતા કે, 'આ બગલાની પેઠે પોતાનો દૃઢ નિશ્ચય કરી, મૌન રહીને પોતાનું કામ કાઢી લે છે.' કેટલાએક તેની મશ્કરી કરતા હતા અને કેટલાએક તેના ઉપર અધોવાયુ છોડતા હતા. કેટલાએક તે ભિક્ષુકને રમકડાના પક્ષીની પેઠે બાંધી મૂકતા હતા તથા પૂરી મૂકતા હતા. આ રીતે ભૌતિક,[1] દૈવિક[2] તથા દૈહિક[3] દુઃખ જેમ જેમ પોતાના ઉપર પડતું હતું, તેમ તેમ તે તે દુઃખને અવશ્ય ભોગવવાયોગ્ય એક ભાગ્યસમાન તે માનતો હતો. ધર્મમાંથી ભ્રષ્ટ કરવાને માટે દુઃખ આપતા અધમ લોકો પરાભવ કરતાં છતાં પણ તે સત્ત્વગુણી બ્રાહ્મણ ધીરજ ધારણ કરી, સ્વધર્મમાં રહીને નીચેપ્રમાણે ગાથા ગાતો હતો.

ભિક્ષુક બ્રાહ્મણ ગાય છેઃ—"આ લોકો, દેવતાઓ, આત્મા, ગ્રહ, કર્મ અથવા તો કાળ મને સુખદુઃખ આપનારાં નથી; સુખદુઃખનું કારણ તો એક મનજ કહેવાય છે, કે જે મન આ સંસારરૂપી ચક્રને ફેરવ્યા કરે છે. અતિબળવાન્ મન, ગુણોની વૃત્તિઓને ઉત્પન્ન કરે છે અને તે ગુણોથી સાત્ત્વિક, રાજસ તથા તામસ એમ જૂદાં જૂદાં કર્મો થાય છે, તેમ કર્મોથી સત્ત્વગુણી, રજોગુણી અને તમોગુણી અવતારો થાય છે. ઇશ્વર, ક્રિયા કરતાં મનની સાથે નિયંતારૂપે રહે છે, છતાં પણ તે ક્રિયાના સંગથી રહિત છે, જ્ઞાનમૂર્તિ છે અને જીવના નિયંતા છે. તે કેવળ અખંડ જ્ઞાનવડે સર્વને જોયા કરે છે અને હું પોતાને વિષે સંસારને દેખાડનારા મનને, પોતારૂપ માનીને વિષયોનો ઉપભોગ કરું છું અને વિષયોના સંગથી બંધાઇ ગયો છું. અર્થાત્ અવિદ્યાને

૧ દુષ્ટ પ્રાણીઓ તરફથી થયેલું તે.

૨ ટાઢ–તડકા વિગેરેથી થયેલું તે

૩ તાવ વિગેરે દેહાદિકથી થયેલું તે.

લીધે મનના અભ્યાસથીજ જીવને સંસાર છે, પરંતુ તે કંઇ સ્વતઃ નથી, કારણુ કે અવિદ્યારહિત ઇશ્વરને સંસાર નથી અને અવિદ્યાવાળા જીવને સંસાર છે. દાન, સ્વધર્મ ( નિત્યનૈમિત્તિક કર્મ ), નિયમ, યમ, વ્રત અને બીજાં ઉત્તમ કર્મો, આ સર્વનું ફળ મનોનિગ્રહ કરવો એ છે; કારણુ કે મનનો નિગ્રહ એ ઉત્તમ સમાધિ છે. જેનું મન અત્યંત શાંત તથા વશ થયેલું હોય, તેને દાનાદિક કરવાનું શું પ્રયોજન છે, તે કહો! અને જેનું મન વશ ન રહેવાથી ચંચળ હોય, તેને દાનાદિક કરવાનું પણુ શું પ્રયોજન છે, તે કહો! બીજી ઇંદ્રિયોનો વિજય થાય, તેમાં વધારે ફળ રહેલું નથી, કારણુ કે સર્વ દેવતાઓ મનને વશ છે, પરંતુ મન કોઇને પણુ વશ નથી. મનજ બળવાન્‌ના કરતાં પણુ બળવાન્ અને ભયંકર દેવ છે; માટે જે મનને વશ કરે છે, તે દેવનો પણુ દેવ છે. તે જીતી શકાય નહીં તેવા અસહ્ય વેગવાળા અને મર્મ ભાગમાં પીડા કરનારા દુર્જય મનને કેટલા-એક મૂઢ લોકો જીત્યા વિના, આ સંસારમાં મનુષ્યોની સાથે મિથ્યા ક્લેશ કરે છે અને મનુષ્યોમાં મિત્રો, ઉદાસીનો તથા શત્રુઓ કરે છે; તેમ આ દેહ જે માત્ર મનથીજ કલ્પી કાઢેલો છે, તેને અંધબુદ્ધિવાળા લોકો અહંતામમતાથી પોતાનો માની, ‘ આ હું તથા આ પર છે ’ આવા ભ્રમથી છેડા વિનાના સંસારસિંધુમાં ભટક્યા કરે છે. વિચાર કરતાં લોકો, દેવતાઓ, આત્મા, ગ્રહ, કર્મ કે કાળ, એ કોઇ સુખદુઃખના દાતા નથી; માત્ર મનજ સુખદુઃખનું કારણુ છે. જો મનુષ્ય સુખદુઃખનું કારણુ હોય, તો તેમાં આત્માને શું ? કંઇ પણુ નહીં; કારણુ કે સુખદુઃખનો ભોકતા કે સુખદુઃખનો કર્તા આત્મા નથી. વળી એક શરીર બીજા શરીરને દુઃખ આપીને, પોતે સુખી થાય તો તેમાં સુખદુઃખ શરીરોને થાય, પણુ આત્માને શું ? કંઇ પણુ નહીં; કારણુ આત્મા નિરાકાર અને ક્રિયારહિત છે; તે કોઇ વસ્તુનો ભોક્તા

કે કર્તા નથી અને કદાચ શરીરનાં સુખદુઃખનો આત્મા અનુભવ કરતો હોય, તો પણ તે આત્મા સર્વ શરીરમાં એક હોવાથી તેણે કોના ઉપર કોપ કરવો? કોઇના ઉપર નહીં. દૃષ્ટાંતમાં કોઇવાર પોતાના દાંતો વડે પોતાની જીભ કચરાઇ જાય, તો તે વેદનામાટે મનુષ્યે કોના ઉપર કોપ કરવો? જો દેવતાઓ દુઃખનું કારણ હોય, તો તેમાં આત્માને શું? કંઇપણ નહીં. એક પુરુષના હાથે બીજા પુરુષના મોઢાને તમાચો માર્યો અને બીજાના મોઢાએ પેલાને બચકું ભર્યું, આ રીતે વિકારી એવા હાથના દેવતા ઇંદ્ર અને મોઢાના દેવતા અગ્નિને કલેશ થયો, તેમાં આત્માને શું લાગેવળગે? કંઇપણ નહીં; અને વિચાર કરતાં તો તે દેવતાઓને પણ કલેશ સાથે કંઇ સંબંધ નથી, કારણ કે દેવતાઓ તો સર્વના દેહમાં એકના એકજ હોય છે, માટે તેઓના ઉપર કોધ કરવો, તે ઉચિત નથી. તેમ વળી પોતાના શરીરમાં એક અંગ બીજા અંગને પ્રહાર કરે તેમાં દેહધારી કોના ઉપર કોપ કરે વારુ? કોઇના ઉપર કોપ કરે નહીં. 'સુખદુઃખ આદિક પરિણામ આત્માને થાય છે,' એમ ધારીને જો આત્મા સુખદુઃખનું કારણ છે, એમ આપણે માનીએ તો પછી સુખ દુઃખ એ પોતાનોજ સ્વભાવ ઠરે અને જ્યારે પોતાનોજ સ્વભાવ ઠર્યો, ત્યારે પછી તે કંઇ બીજાથી થયું નથી, કે જેના ઉપર પુરુષ કોપ કરે! આત્માથી જુદી વસ્તુ કોઇ નથી અને જો હોય તો તેને મિથ્યા જાણવી. જ્યારે આત્મા વિના બીજી વસ્તુ મિથ્યા છે, ત્યારે પછી સુખ કે દુઃખ અને તેનાં નિમિત્તો પણ મિથ્યા ઠર્યાં; તો પછી શા માટે કોપ કરવો? કદી પણ કોપ કરવો નહીં. જો ગ્રહોને સુખદુઃખનું કારણ માનતા હો તો તેમાં પણ આત્માને શું લાગે વળગે? ગ્રહોનો સબંધ જન્મધારી દેહને છે. ગ્રહો કંઇ જન્મતા નથી, પણ જો જન્મનારની બારમી કે આઠમી વિગેરે રાશિમાં તેઓ રહ્યા હોય તો, જન્મધારી દેહને તેઓ સુખ દુઃખ આપે છે, પરંતુ જન્મરહિત આત્માને સુખદુઃખ આપતા

નથી. વળી જોશી લોકો કહેછે કે, 'ગ્રહોની પરસ્પર દૃષ્ટિ પડવાથી ગ્રહની પીડા થાય છે,' તો આકાશમાં રહેલા ગ્રહોની ક્રૂર દૃષ્ટિ આકાશચારી ગ્રહોના ઉપરજ પડે છે, પરંતુ ઘરના ખૂણામાં રહેલા ઉપર પડતી નથી; તેથી ગ્રહોની પીડા ગ્રહોનેજ થાય છે, માટે તે ગ્રહોથી જૂદો પુરુષ કોના ઉપર કોપ કરે? કર્મો જો સુખદુઃખનાં કારણ હોય તો તેમાં પણ આત્માને શું? કારણ કે આત્માને કર્મની સાથે જરાપણ સંબંધ નથી, કેમ કે જે વસ્તુમાં જડપણું અને ચેતનપણું હોય તે વસ્તુથી કર્મની ઉત્પત્તિ સંભવે છે; કારણ કે કર્મ કરવામાં વિકારિપણું અને પોતાનું હિત જાણનાર-પણું આ બંને ધર્મો હોવા જોઇએ. જડ હોય તે વિકારી હોય અને ચૈતન્યવાળો હોય તે હિતાહિત જાણનારો હોય. દેહ વિકારી હોવાથી કર્મકર્તા ઠરશે, પરંતુ તે જડ છે, માટે તેમાં હિત જાણનારપણું નથી, તેથી તે પણ કર્મકર્તા ઠરતો નથી; તેમ આત્મા હિત જાણનાર છે, પરંતુ વિકારી નથી, તેથી તે પણ કર્મકર્તા ઠરતો નથી. આ પ્રમાણે કર્મોજ સુખદુઃખનાં કારણરૂપ છે, તેમ સિદ્ધ થતું નથી, માટે પુરુષે કોના ઉપર ક્રોધ કરવો? કાળ જો સુખદુઃખનું કારણ હોય તો તેમાં પણ આત્માને શું? કંઇજ નહીં. આ કાળ એ આત્માનો એક અંશ મનાય છે, માટે અગ્નિની ઝાળનો તાપ જેમ અગ્નિને લાગે નહીં, તેમ કાળ કે જે આત્માનો એક અંશ મનાય છે, તેનાથી થતાં સુખદુઃખ પણ આત્માને કંઇ કરી શકે નહીં. આત્મા સર્વ વસ્તુથી ભિન્ન છે, માટે તેને સુખદુઃખ કંઇ પણ નથી, માટે કોના ઉપર કોપ કરવો? 'લોકો અને દેવતાઓ વિગેરે છ સુખ-દુઃખનાં કારણો, ઉપરાંત બીજાં પણ આત્માને સુખદુઃખનાં કારણો છે,' આમ કોઇ કલ્પના કરે તો પણ આત્માને કોઇ પણ કાળે, કોઇ દેશમાં, કોઇ રીતે સુખદુઃખનો સંબંધ નથી, કારણ કે તે પ્રકૃતિથી પર છે. સુખ થવું, દુઃખ થવું, આ

સર્વ મિથ્યા પ્રપંચને લીધેજ થાય છે, આમ જે જાણે છે,' તે મનુષ્ય નાના પ્રકારના ભૌતિક પદાર્થોથી ભય પામતો નથી. આ પ્રમાણે પ્રાચીન કાળના મહર્ષિઓએ આશ્રય કરેલી જે બ્રહ્મનિષ્ઠાનો આશ્રય કરીને, અનેક મહાત્માઓ પરમગતિને પામ્યા છે તે બ્રહ્મનિષ્ઠાનો આશ્રય કરીને હું શ્રીમુકુંદ ભગવાન્‌નાં ચરણની સેવાથીજ તરી શકાય તેવા અપાર સંસારરૂપી અંધારાને તરી જઇશ."

શ્રીભગવાન્ કહે છે:—આ પ્રમાણે નિર્ધન થવાથી તે બ્રાહ્મણ ઉદાસીન થઇ ગયો, તેથી તેનો પરિશ્રમ દૂર થયો અને પછી તે સંન્યાસ લઇ, મૌન રહીને શાસ્ત્રનાં તત્ત્વનું ચિંતન કરતો કરતો પૃથ્વી ઉપર ફરવા લાગ્યો, અને માર્ગમાં લોકોએ બહુ બહુ દુઃખ દીધા છતાં પણ સ્વધર્મમાંથી જરા પણ ડગ્યા વિના, નીચેની ગાથાઓ ગાવા લાગ્યો:

"પુરુષને આ સંસારમાં સુખદુઃખ આપનારો મનના ભ્રમ વિના બીજો કોઇપણ નથી. આ મિત્ર, ઉદાસીન અને શત્રુરૂપી સર્વ સંસાર મનના ભ્રમને લીધે અજ્ઞાનથી ઉત્પન્ન થયો છે." માટે હે ઉદ્ધવ! તમે મારા વિષે સર્વ ભાવવડે બુદ્ધિને પરોવીને મનનો નિગ્રહ કરો, કારણ કે મનનો નિગ્રહ કરવો એજ યોગનો સંગ્રહ કર્યો કહેવાય છે. જે મનુષ્ય સાવધ થઇને ભિક્ષુકે ગાયેલી આ બ્રહ્મનિષ્ઠાને ધારણ કરે છે, બીજાને સંભળાવે છે અને પોતે સાંભળે છે, તે આ સંસારમાં સુખદુઃખથી પરાભવ પામતો નથી.

ઇતિ જ્ઞાનપ્રકરણમાં અધ્યાય ૨૨ મો સંપૂર્ણ.

# અધ્યાય ૨૩ મો.

## જ્ઞાનયોગનું ટુંકમાં વર્ણન. ( ૧૧-૨૮ ).

**श्रीभगवानुवाच:—**

**परस्वभावकर्माणि न प्रशंसेन्न गर्हयेत् ।**
**विश्वमेकात्मकं पश्यन् प्रकृत्या पुरुषेण च ॥ १ ॥**

શ્રી ભગવાન્ કહે છે:—હે ઉદ્ધવ ! ‘ આ આખું વિશ્વ પ્રકૃતિ તથા પુરુષરૂપ છે, ’ આમ જાણીને પુરુષે બીજાના શાંત અથવા તો ઘોર સ્વભાવોનાં વખાણ તેમ નિંદા કરવી નહીં અને બીજાનાં શાંત અથવા તો ઘોર કર્મોનાં પણ વખાણ અથવા તો નિંદા કરવી નહીં. જે મનુષ્ય બીજાના સ્વભાવોનાં અને કર્મોનાં વખાણ અને નિંદા કરે છે, તે મનુષ્ય દ્વૈત ઉપર અભિમાની હોવાથી તુરત પોતાના સ્વાર્થમાંથી ભ્રષ્ટ થાય છે. જેમ ઇંદ્રિયો નિદ્રાથી પરાજય પામે છે, ત્યારે દેહમાં રહેલો જીવ કેવળ મનવડે સ્વપ્નરૂપ માયાને પામે છે અને મનનો લય થયા પછી ભાન વિનાનો થઇને મૃત્યુને અથવા તો મૃત્યુના જેવી સુષુપ્તિ અવસ્થાને પામે છે, તેમ ભેદબુદ્ધિ રાખનારો પુરુષ પણ પ્રથમ વિક્ષેપને અને પછી લયને પામે છે. તાત્પર્ય એ કે, જાગ્રદવસ્થાનો અભિમાની વિશ્વ, જેમ સુષુપ્તિ અવસ્થાના અભિમાની પ્રાજ્ઞના સંબંધને લીધે ભોગમાંથી ભ્રષ્ટ થાય છે, તેમ આત્માપણું અનાત્મ-વસ્તુના સંબંધથી સ્વસ્વરૂપમાંથી ભ્રષ્ટ થાય છે. વળી દ્વૈત વસ્તુ મિથ્યા છે, માટે સારું શું ? અને અને નરસું શું ? તેમ કેટલું સુખ ? અને કેટલું દુઃખ ? કંઇ પણ નહીં, કારણ કે, વાણીથી જે કંઈ બોલાય છે, મનથી જે કંઈ વિચારવામાં આવે છે અને

ઇંદ્રિયથી જે કંઇ જોવામાં તથા જાણવામાં આવે છે તે સર્વ મિથ્યા છે. જેમ છાયા, પડછંદો તથા રજ્જુમાં દેખાતા સર્પ વિગેરે પદાર્થો વસ્તુતાએ ખોટા છે, છતાં પણ તે ભય વિગેરે આપે છે, તેમ દેહાદિક પદાર્થો પણ મિથ્યા છે, છતાં પણ તેઓ જ્યાં સુધી લય પામ્યા નથી, ત્યાં સુધી ભય આપે છે. આ વિશ્વ કે જે સર્જાય છે અને તેને જે સર્જે છે, જે રક્ષાય છે અને જે રક્ષે છે, જે સંહાર કરાય છે અને જે સંહાર કરે છે, તે સર્વ આત્માજ છે અને તે આ જગત્‌ના આત્મા, ઇશ્વર અને પ્રભુજ છે. માટે આ જગત્‌નો એવો કોઇ પણ પદાર્થ નથી, કે જે સર્વથી જૂદા એવા પરમાત્માથી જૂદો નિરૂપણ કરવામાં આવ્યો હોય. અર્થાત્ " સર્વ પદાર્થો પરમાત્માથી વ્યાપ્ત છે, છતાં અધ્યાત્મ, અધિદૈવ અને અધિભૂત, એમ ત્રણ પ્રકારની પ્રતીતિ થાય છે તેનું કેમ ? " આમ કોઇને શંકા થશે તો તેના ઉત્તરમાં કહેવાનું કે, તે પ્રતીતિ નિર્મૂળ છે, આમ નિશ્ચય કરેલો છે અને આ અધ્યાત્માદિક ત્રણ પ્રકારનું ગુણમય જગત્ આત્મામાં છે આમ જે ભાસે છે તે માયાને લીધે ભાસે છે. જે પુરુષ મેં કહેલા અજ્ઞાનની તથા વિજ્ઞાનની કુશલતાને જાણે છે, તે પુરુષ કોઇની નિંદા કરતો નથી, તેમ કોઇની સ્તુતિ પણ કરતો નથી, પરંતુ સૂર્યના સમાન થઇને લોકમાં ફરે છે. માટે જ્ઞાની પુરુષે ઘટાદિક પદાર્થોને પ્રત્યક્ષ પ્રમાણથી આદિ અંતવાળા જાણીને, પૃથ્વીઆદિક સાવયવ પદાર્થોને અનુમાનવડે આદિ અંતવાળા જાણીને, આ આકાશ આદિક પદાર્થોને વેદવડે આદિ અંતવાળા જાણીને અને બીજા પદાર્થોને પોતાના અનુભવવડે આદિ અંતવાળા જાણીને, ' જે આદિ અંતવાળો હોય તે મિથ્યા હોય, ' આમ નિશ્ચય કરી, સર્વનો સંગ ત્યાગ કરીને આ લોકમાં ફરવું.

ઉદ્ધવજી પૂછે છેઃ—હે ઇશ્વર! તમે કહ્યું કે, 'આત્મા સ્વયંપ્રકાશ છે અને દેહાદિક દ્વૈત પદાર્થ જડ છે, ' તો પછી આ સંસારની

પ્રતીતિ કેમ ઘટે ? આત્મા સ્વયંપ્રકાશ અને ચૈતન્ય છે, તેમાં પણ સંસારની પ્રતીતિ ઘટતી નથી; છતાં સંસાર તો પ્રત્યક્ષ દેખાય છે, માટે સંસાર કોનો થયો છે ? આત્મા અવિનાશી, રાગાદિક ગુણરહિત, પુણ્યપાપરહિત, સ્વયંપ્રકાશ તથા માયારહિત છે અને દેહ જડ છે. આ પ્રમાણે આત્મા અગ્નિસમાન છે અને દેહ કાષ્ઠના સમાન છે, તેમાં અહીં કોને સંસાર થયો છે તે કહો ?

શ્રીભગવાન્ કહે છેઃ—હે ઉદ્ધવ ! આત્માને અજ્ઞાનને લીધે જ્યાં સુધી દેહ, ઇંદ્રિયો તથા પ્રાણની સાથે સંબંધ રહે છે, ત્યાં સુધી આ સંસાર મિથ્યા છતાં પણ ખરો લાગે છે. વિષયોનું ધ્યાન કરતા પુરુષને સ્વપ્નાવસ્થામાં તે વિષયો મિથ્યા છતાં પણ, તેમનાથી જેમ અનર્થ થાય છે, તેમ વિષયોનું ચિંતન કરનારા પુરુષને સર્વ પદાર્થો મિથ્યા છતાં પણ સંસાર મરતો નથી. વળી નિદ્રાવશ મનુષ્યને જેમ સ્વપ્ન ઘણા અનર્થો કરે છે, પરંતુ તેજ અવસ્થા જાગ્રત થયેલા પુરુષને મોહ કરી શકતી નથી, તેમ દેહાદિક મિથ્યા પદાર્થો અજ્ઞાનીને અનર્થો કરે છે, પણ તે જ્ઞાનીને મોહ કરી શકતા નથી. શોક, હર્ષ, ભય, ક્રોધ, લોભ, મોહ, સ્પૃહા તથા જન્મમરણ, આ સર્વ ધર્મ અહંકારને હોય એમ જોવામાં આવે છે, આત્માને હોય એમ જોવામાં કે જાણવામાં આવતા નથી. જો તે આત્માના ધર્મો હોય તો તે સર્વે સુષુપ્તિ, સમાધિ વિગેરેમાં દેખાવા જોઇએ. આત્માને સુષુપ્તિ અવસ્થામાં ‘ હું સુખી છું ’ આવી પ્રતીતિ થાય છે, પરંતુ આ ચૈતન્ય સુખી છે એવી પ્રતીતિ થતી નથી. તેમજ વળી સુખાદિક કૃશત્વાદિકની પેઠે દૃશ્ય પદાર્થો છે, તેઓને પણ દ્રષ્ટા આત્માના ધર્મ સંભવે નહીં. આ ઉપરથી તમારા મનમાં શંકા થશે કે, ‘ જ્યારે અહંકારને સંસાર છે, ત્યારે મુક્તિ પણ અહંકારનેજ[1] થવી જોઇએ અને મુક્તિમાંજ અહંકારની

[1] सुप्तेऽहमिति न दृश्यंते सुखदोषप्रवृत्तयः । अतस्तस्यैव संसारो न मे संसृतिसाक्षिणः॥ અર્થઃ—અહંકાર લીન થવાથી સુખદુઃખાદિ વિકારોની પ્રવૃત્તિ ચાલતી

સ્થિતિ માનવાનો પ્રસંગ આવી પડશે,' પરંતુ તેવી શંકા કરવી નહીં. અહંકાર આત્માથી જૂદો નથી, પરંતુ આત્મામાંજ તેની કલ્પના કરેલી છે. તેની નિવૃત્તિ થાય છે કે આત્માની મુક્તિમાં સ્થિતિ થાય છે. આ આત્મા દેહમાં રહેનારો જીવ છે; તે દેહ, ઇંદ્રિયો, પ્રાણ તથા મનનું અભિમાન ધરાવે છે; ગુણ અને કર્મ તેની મૂર્તિઓ છે અને તે સ્થૂળ, મહત્તત્ત્વ અને અહંકારાદિક નામોથી સંસારમાં ઘણી રીતે બોલાય છે, અને તે ઇશ્વરને આધીન રહીને આ સંસારમાં નાના પ્રકારની યોનિઓમાં ભટક્યા કરે છે. આ મન, વચન, પ્રાણ, શરીર તથા કર્મ, એ સર્વ મિથ્યા છે, છતાં પણ તે દેવાદિકના દેહરૂપે ઇંદ્રજાળની પેઠે અનેકરૂપે ભાસે છે, માટે ગુરુની ઉપાસનારૂપી સજ્જ કરેલી જ્ઞાનરૂપી તરવારવડે તેને કાપી નાંખી, તૃષ્ણારહિત થઇને પછી વિવેકી પુરુષ સંસારમાં ફરે છે. જ્ઞાનનેજ વિવેક જાણવો અને તે વિવેક વેદ, સ્વધર્મ, પોતાનો જાતિ અનુભવ, ગુરુનો ઉપદેશ તથા તર્ક, આ સાધનોવડે થાય છે. આ જગત્‌ના આદિમાં તથા અંતમાં જે છે, તેજ મધ્યમાં પણ છે અને તે વસ્તુ જગત્‌ને પ્રકાશ આપનાર તથા કારણરૂપ બ્રહ્મ છે. "જગત્ તેનુંજ રૂપ છે, તેનાથી જૂદું નથી," આવો જે નિશ્ચયપૂર્વક વિવેક થવો, તે જ્ઞાન કહેવાય છે. જેમ કુંડલાદિકના આકારમાં ન આવેલું જે સુવર્ણ કુંડલાદિકના આદિમાં અને અંતમાં છે, તે સુવર્ણ મધ્ય ભાગમાં કુંડલાદિક અનેક નામોથી વ્યવહારમાં આવે છે, તેમ હું જે આ જગત્‌ના આદિમાં તથા અંતમાં છું, તેજ હું મધ્યમાં અનેક નામોથી વ્યવહારમાં આવું છું. જાગ્રત આદિ ત્રણ અવસ્થાવાળું મન, ત્રણ અવસ્થાના કારણરૂપ ત્રણ ગુણો, ત્રણ ગુણોના કાર્યરૂપ ઇંદ્રિયો, દેવતાઓ અને પાંચભૂત, તેમ આ આખું વિશ્વ જે જ્ઞાનના અન્વયથી પ્રકાશે છે, અને જે જ્ઞાન વિશ્વના અભાવમાં તથા

નથી. અર્થાત્ સંસાર અહંકારનોજ છે, પણ સંસૃતિના સાક્ષી (આત્મા) નો નથી.

સમાધિ આદિકમાં પ્રકાશે છે, તેજ તુરીય તત્ત્વરૂપ જ્ઞાનને સત્ય જાણવું. જે કાર્ય ઉત્પત્તિ પહેલાં ન હોય તથા નાશ પછી પણ ન હોય, તે કાર્ય મધ્યમાં પણ પોતાના કારણથી જૂદું હોતું નથી, કિંતુ વ્યવહારમાત્રમાં નામરૂપવાળું હોય છે; કારણ કે, જે કાર્યને જે કારણે પ્રકાશ કર્યું હોય, તે કાર્ય તે કારણરૂપ હોય છે, આવો મારો વિચાર છે. તાત્પર્ય એ છે કે, જેમ ઘટાદિક કાર્યો તથા પ્રકાશ્ય પદાર્થો પોતાના કારણ તથા પ્રકાશક મૃત્તિકાથી જુદાં નથી, તેમ સર્વ જગત્ જે કાર્ય અને પ્રકાશ્ય છે, તે પણ પોતાના કારણ અને પ્રકાશક એવા પરબ્રહ્મથી જૂદું જોવામાં આવતું નથી. આ વિકારના સમૂહરૂપ જગત્, જે પૂર્વે ન હતું, તે પાછળથી રજોગુણદ્વારા બ્રહ્મના કાર્યરૂપે થયું છે અને બ્રહ્મવડેજ તે પ્રકાશે છે. તે બ્રહ્મ પોતે સ્વતઃ સિદ્ધ છે તથા વિશ્વને પ્રકાશ કરનારું છે માટે એ પરબ્રહ્મજ ઇંદ્રિયો, તન્માત્રા, મન, દેવતાઓ તથા પાંચ ભૂતો વિગેરેરૂપે વિચિત્ર પ્રકારે ભાસે છે. આ પ્રમાણે પરબ્રહ્મના વિવેકના સાધનરૂપ વેદાદિકથી, દેહાદિક અનિત્ય –મિથ્યા–પદાર્થોના નિરાસથી તથા કુશળ ગુરુથી આત્મસ્વરૂપના સંદેહને મનુષ્યે ટાળીને આત્મસ્વરૂપના આનંદથી સંતુષ્ટ થઇ, સર્વ ઇંદ્રિયોનો સંગ તજી દેવો અને દેહાદિક અનાત્મા પદાર્થોનો નીચે પ્રમાણે નિરાસ કરવો.

"દેહ આત્મા નથી," કારણ કે, તે પૃથ્વીનો વિકાર છે; જે જે પૃથ્વીનો વિકાર હોય તે તે આત્મા થઇ શકે નહીં; દૃષ્ટાંતમાં ઘડો પાર્થિવ છે, માટે તે આત્મા નથી. આ રીતે ઇંદ્રિયો, ઇંદ્રિયોના દેવતાઓ, પ્રાણ, બુદ્ધિ, ચિત્ત, અહંકાર પણ આત્મા નથી, કારણ કે, આ સર્વ અન્નને આધારે રહેલાં છે; જે જે અન્નને આધારે રહેલું હોય, તે તે આત્મા હોય નહીં; દૃષ્ટાંતમાં શરીર અન્નને આધારે રહે છે, માટે તે આત્મા નથી. તેમ પૃથ્વી, પાણી,

તેજ, વાયુ, આકાશ શબ્દાદિક અને પ્રકૃતિ પણ આત્મા નથી, કારણ કે, તેઓ જડ છે; જે જે પદાર્થો જડ હોય, તે તે પદાર્થો આત્મા ન હોય; દૃષ્ટાંતમાં ઘડો જડ છે, માટે તે આત્મા નથી. આ પ્રમાણે જ્યારે વિવેકજ્ઞાન થાય છે ત્યારે પુરુષ મુક્ત થાય છે, અને મુક્તને ઇંદ્રિયોથી ગુણ અથવા તો દોષ કંઇપણ લાગતો નથી. જે પુરુષ મારા સ્વરૂપને યથાર્થ રીતે જાણે છે, તેને વિષયલંપટ ઇન્દ્રિયો આધીન રહે છે, તેથી તેને અનુકૂળ ઇન્દ્રિયોથી કોઇ જાતનો ગુણ થતો નથી, તેમ ઇન્દ્રિયોના વિક્ષેપથી કોઇ જાતની હાનિ પણ પહોંચતી નથી; દૃષ્ટાંતમાં જેમ વાદળાં ચઢી આવવાથી અથવા તો વિખેરાઇ જવાથી સૂર્યને લાભ અથવા તો હાનિ થતી નથી. આકાશ જેમ વાયુના શોષણ ગુણથી, અગ્નિના દાહક ગુણથી, પાણીના ભીના ગુણથી, પૃથ્વીના ધુસરાપણારૂપી ગુણથી અથવા તો ઋતુના શીતોષ્ણાદિક ગુણોથી લેપાતું નથી; તેમ અહંકારથી પર એવા પરબ્રહ્મનું સ્વરૂપ પણ સંસારમાં કારણભૂત સત્ત્વ, રજ અથવા તો તમોગુણના મેલથી મલિન થતું નથી. તથાપિ મુક્ત પુરુષની પેઠે અપૂર્ણ જ્ઞાનવાળા મનુષ્યે ઇચ્છાનુસાર વર્તવું નહીં, પણ જ્યાં સુધી મારા દૃઢ ભક્તિયોગ વડે મનના મેલરૂપ વિષયોમાંથી પ્રીતિ દૂર થાય નહીં, ત્યાં સુધી માયાએ ઉત્પન્ન કરેલા વિષયોનો સંગ કરવો નહીં. જે રોગની યથાર્થ રીતે ચિકિત્સા થઈ ન હોય તે રોગ પાછો વારંવાર ફાટી નિકળીને મનુષ્યોને દુઃખ આપે છે, એ પ્રમાણે મનનાં રાગાદિક તથા તેમના મૂળરૂપ કર્મો જ્યાં સુધી નાશ પામ્યાં ન હોય ત્યાં સુધી વારંવાર અપૂર્ણ જ્ઞાનવાળા યોગીને પુત્રાદિકમાં આસક્તિવાળું મન યોગમાંથી ભ્રષ્ટ કરે છે. આવા અપૂર્ણ યોગજ્ઞાનવાળા યોગીઓ, જેઓ દેવતાઓએ ઇર્ષ્યાથી પ્રેરેલા સંબંધીઓએ તથા શિષ્યાદિકોએ વિઘ્નો કરવાથી યોગમાંથી ભ્રષ્ટ થયા હોય, તેઓ પણ પૂર્વજન્મના અભ્યાસના બળથી પાછા બીજા જન્મમાં પણ યોગમાર્ગમાં જોડાય છે, પરંતુ કર્મમાર્ગમાં

જોડાતા નથી. કર્મમાર્ગમાં જોડાવું આ દેહનો ધર્મ છે. કોઇપણ પૂર્વજન્મના પ્રારબ્ધના સંસ્કારની પ્રેરણાથી આ દેહ મરણ સુધી ભોજનાદિક કર્મો કરે છે અને તે કર્મોથી પુષ્ટિ આદિક વિકારને પામે છે, પરંતુ આત્મસ્વરૂપના અનુભવને લીધે તૃષ્ણારહિત થયેલો તે જ્ઞાની પુરુષ દેહમાં રહ્યા છતાં પણ નિરહંકારિપણાને લીધે હર્ષ, શોક આદિકથી સંસારને પામતો નથી. જ્ઞાની પુરુષ દેહને પણ દેખતો નથી, ત્યારે તેને દેહનાં કર્મોથી વિકાર થવાની શંકા તો કેમ જ થઇ શકે ? આત્મામાં જેની બુદ્ધિ રહેલી છે એવો જ્ઞાની મનુષ્ય ઉભેલા, બેઠેલા, ચાલતા, સૂતા, મૂતરતા, મલત્યાગ કરતા, ભોજન કરતા અથવા તો સ્વભાવ પ્રમાણે બીજી કોઇ પણ ક્રિયા કરતા દેહને જાણતો નથી. જ્ઞાની દેહની ક્રિયાને બિલકુલ જાણેજ નહીં, તે વાત તો અસંભવિત છે. જ્ઞાની પુરુષ જો કે બહિર્મુખવાળી ઇંદ્રિયોના વિષયોને જુવે છે, તો પણ તે આત્માથી જૂદો છે, માટે તેને સત્ય માનતો નથી; કારણ કે અનુમાનથી પણ વિષયો મિથ્યા છે, વિષયો મિથ્યા ઠરી ચૂક્યા છે, કારણ કે તેઓ અનેક પ્રકારના છે. જે પદાર્થો અનેક પ્રકારના હોય છે, તે મિથ્યા હોય છે; દૃષ્ટાંતમાં સ્વપ્ન અનેક પ્રકારનાં છે, માટે તે મિથ્યા છે. આ અનુમાનથી પણ વિષયો મિથ્યા ઠરી ચૂક્યા છે. વળી જાગ્રત થયેલો પુરુષ જાગ્યા પછી સંસ્કારથી જાણવામાં આવતા અને પાછા વિસ્મરણ થતા સ્વપ્નના વિષયોને જેમ મિથ્યા માને છે, તેમ જ્ઞાની પુરુષ સંસ્કારથી જાણવામાં આવતા અને મિથ્યા જણાતા વિષયોને સાચા માનતો નથી. 'બદ્ધાવસ્થામાં આત્માનો ત્યાગ કરવાથી અને મુક્તાવસ્થામાં આત્માનો ત્યાગ કરવાથી આત્મામાં વિકારિપણું ઠરશે. જેમ શાળને ખાંડીને શાળીપણાનો ત્યાગ કરી ચોખારૂપે ગ્રહણ કરવાથી તેમાં વિકારિપણું આવે છે, તેમ અહીં પણ વિકારિપણું આવશે.' આવી તમને શંકા થશે, પરંતુ તેવી શંકા કરવી નહીં, કારણ કે,

હે ઉદ્ધવ ! બદ્ધાવસ્થામાં ગુણોથી તથા કર્મોથી વિચિત્ર એવા અજ્ઞાનના કાર્યરૂપ દેહાદિકનું આત્મામાં અધ્યાસને લીધે એકપણું પ્રથમ માનેલું છે, તે એકપણું જ્ઞાનવડેજ મુક્તાવસ્થામાં ફરીને મટી જાય છે અને આત્મા કોઇ પણ રૂપથી ગ્રહણ થઇ શકતો નથી, તેમ કોઇ પણ રૂપથી તે મૂકાતો નથી. તાત્પર્ય એ છે કે, મુક્તિ જો ક્રિયાનું ફળ હોય તો આત્માને વિકાર થવો સંભવે, પરંતુ અજ્ઞાનથી આત્મામાં કલ્પી લીધેલા પદાર્થોની જે નિવૃત્તિ તેજ મુક્તિનું સ્વરૂપ છે. બંધ તથા મોક્ષ આત્માને અડકી પણ શકતાં નથી, માટે તેને વિકાર સંભવતો નથી. સૂર્યનો ઉદય જેમ મનુષ્યોના નેત્રોના અંધારાને ટાળે છે, પરંતુ પ્રથમથીજ સિદ્ધ એવા ઘટાદિક પદાર્થને કંઇ ઉત્પન્ન કરતો નથી; તેમ ઉત્તમ તથા કુશળ એવી મારી આત્મવિદ્યા પુરુષની બુદ્ધિનો મોહ મટાડે છે; પરંતુ આત્મામાં કંઇ ફેરફાર કરી શકતી નથી. તાત્પર્ય એ કે, આત્મા તો પોતાના સ્વરૂપમાંજ રહે છે. એ આત્મા અપરોક્ષ હોવાથી નિત્ય પ્રાપ્ત થાય છે, તેને કંઇ નિત્ય પ્રાપ્ત કરવો પડે તેમ નથી. આત્મામાં અજ્ઞાન અથવા મળ નથી કે, જે કાઢવાથી તેમાં વિકાર થાય, માટે તે સ્વયંજ્યોતિ કહેવાય છે. તે જન્મરહિત હોવાથી 'અજ' કહેવાય છે. તેનામાં જ્ઞાનના સંસ્કારની પણ જરૂર નથી, તેથી તે જ્ઞાનસ્વરૂપ કહેવાય છે. અપ્રમેય એટલે દેશ, કાળ આદિકથી તે માપમાં આવતો નથી, તેમ અસ્તિત્વ, વૃદ્ધિ, ફેરફાર, ઘટાડો અથવા તો વિનાશ વિગેરે વિકારો પણ તેમાં થતા નથી, તેથી તે મહાવિભૂતિ કહેવાય છે, અને સ્વયં પ્રકાશ છે, તેથી તે સર્વાનુભૂતિ કહેવાય છે. વળી તેના વિના બીજો કોઇ પણ પદાર્થ ન હોવાથી તે એક અને અદ્વય કહેવાય છે. તે આત્મા વાણીથી કે ઇંદ્રિયોથી જાણવામાં આવતો નથી, પરંતુ તેની પ્રેરણાથી વાણી અને ઇન્દ્રિયો પોતાનાં કાર્યો કરે છે. આ રીતે આત્મા સર્વથી

અભિન્ન છે, છતાં તેમાં જે જે ભેદદૃષ્ટિ થાય છે, તે તે સર્વ મનની ભ્રાંતિ જાણવી. જેમ રૂપાની ભ્રાંતિનો આશ્રય છીપ છે, તે વિના બીજો કોઇ પણ નથી, તેમ ભેદના ભ્રમનો આશ્રય પણ પોતાના આત્મા વિના બીજો કોઇ પણ નથી. “ નામ તથા રૂપોથી ગ્રહણ કરવામાં આવતું આ પંચભૂતાત્મક દ્વૈત સત્ય છે, અને પરબ્રહ્મને નિરૂપણ કરનારાં વેદાંતવાક્ય યજમાનનું જ ઇશ્વરરૂપે વર્ણન કરે છે.” આમ પંડિતપણાનું અભિમાન રાખનારા મીમાંસકો કહે છે, પણ તત્ત્વવેત્તા પુરુષો તે માનતા નથી, કારણ કે એવી જે પ્રતીતિ થાય છે, તે મિથ્યા છે. ‘ દ્વૈત વસ્તુ નામરૂપવાળી હોવાથી, દૃશ્ય હોવાથી અને પંચભૂતાત્મક હોવાથી સ્વપ્નની પેઠે મિથ્યા–નાશવંત–છે,’ વિગેરે અનુમાનોથી તથા વેદની શ્રુતિઓથી દ્વૈતમાં બાધ આવે છે. વળી વેદાંતવાક્યોને યજ્ઞાદિકનાં વિધિવાક્યો સાથે કંઇપણ સંબંધ નથી અને યજમાન કર્તા, ભોક્તા તથા ઇન્દ્રિયોવાળો છે, તેથી વેદાંતનાં વાક્યો જે અકર્તા, અભોક્તા વિગેરે ગુણવાળા આત્માનું પ્રતિપાદન કરનારાં છે, તે યજમાનમાં કોઇ રીતે ઘટતાં નથી. આ પ્રમાણે જ્ઞાનયોગનું વર્ણન ટુંકમાં મેં તમને કહી સંભળાવ્યું.

ઇતિ જ્ઞાનપ્રકરણમાં અધ્યાય ૨૩ મો સંપૂર્ણ.

---

## અધ્યાય ૨૪ મો.

### આત્મજ્ઞાન દૃઢ કરવાનો ઉપાય. (૧૧-૭).

**श्रीभगवानुवाचः—**

**न वस्तव्यं त्वयैवेह मया त्यक्ते महीतले ॥**
**जनोऽधर्मरुचिर्भद्र भविष्यति कलौ युगे ॥ ५ ॥**

શ્રીભગવાન્ કહે છેઃ—હે ઉદ્ધવ! હું આ પૃથ્વીને તજી દઉં, કે તે પછી તમારે પણ અહીં આગળ ઉભા રહેવું નહીં, કારણ કે હે ભદ્ર! કલિયુગમાં લોકોની અધર્મ ઉપર રુચિ થશે, માટે તમે તો બંધુઓ ઉપર અને સ્વજનો ઉપર સ્નેહનો ત્યાગ કરી, મારે વિષે સારી પેઠે મન રાખી તથા સર્વત્ર સમદૃષ્ટિ કરીને પૃથ્વી ઉપર ફરજો. મન, વાણી, નેત્ર તથા શ્રવણાદિક ઇંદ્રિયોથી જાણવામાં આવતું જે આ જગત્ છે તે સર્વ માયામય અને મનોમય છે, તેમ ક્ષણભંગુર છે, એમ જાણજો. વિક્ષિપ્ત મનવાળા પુરુષને ભ્રાંતિથી[1] ભેદ દેખાય છે અને તેમાં ગુણ તથા દોષ રહેલા છે, માટે ગુણ અને દોષરૂપ ભેદ મિથ્યા છે, પરંતુ વાસ્તવિક નથી, તેથી સર્વમાં સમદૃષ્ટિ રાખવી. વેદ પોતેજ જો કે વિધિનિષેધ પ્રતિપાદન કરે છે, તેથી વેદજ ભેદની સત્યતા વર્ણવે છે; પરંતુ વાસ્તવિક વિચાર કરતાં તો જેની બુદ્ધિમાં ગુણ તથા દોષ હોય છે, તેને કર્મ, અકર્મ તથા વિકર્મના વિધિનિષેધક ભેદ લાગુ પડે છે. માટે ઇંદ્રિયોના સમૂહને અને ચિત્તને વશ કરીને 'આ જગત્

---

૧ यस्य एवं भ्रमः स एव पुमान् गुणदोषभाक् पुण्यपापसुखदुःखादिमान् भवति ॥

અર્થ:—જેને આવો ભ્રમ થાય છે તેજ ગુણદોષને ભોગવનાર એટલે પુણ્યપાપ અથવા સુખઃદુઃખ ભોગવનાર કહેવાય છે. બાલપ્રબોધિની.

તમારે વિષેજ રચાયલું છે અને તમે પોતે, હું જે પરબ્રહ્મ ઇશ્વર છું, તે રૂપજ છો ' આવી દૃષ્ટિ કરો. તમે આવી દૃષ્ટિ કરીને ' હું કર્મ કરીશ નહીં તો દેવતાઓ મને વિઘ્ન કરશે ' એવી શંકા કરશો મા, કારણ કે તમે વેદના તાત્પર્યના નિશ્ચય અર્થનો અનુભવ કરીને આત્માના અનુભવથી સંતુષ્ટ રહેશો તથા સર્વ દેવતાઓના પણ આત્મારૂપ થશો, એટલે તમને કોઇપણ વિઘ્નો નડશે નહીં. આ ઉપરથી એમ સમજવું નહીં કે, ' જ્ઞાનીએ યથેચ્છાચરણ કરવાં, કારણ કે બાળક સંકલ્પવિકલ્પથી રહિત છતાં પણ કેટલાંએક કાર્યો કરે છે અને કેટલાંએક કાર્યો કરતાં નથી; તેમ ગુણ-દોષના વિચારરહિત જ્ઞાની પુરુષ પણ પૂર્વના સંસ્કારથી નિષિદ્ધ કાર્યો, તેમાં દોષ ગણીને નથી કરતો તેમ નથી, પરંતુ સ્વતઃ કરતો નથી; તેમજ વેદોક્ત કર્મ કરે છે, તેમાં પણ કંઇ ગુણ જાણીને કરે છે, તેમ નહિ, પરંતુ પોતાની ઇચ્છાથી કરે છે. આ રીતે જ્ઞાન અને વિજ્ઞાનનો નિશ્ચય કરનારો, સર્વ પ્રાણીઓની સાથે સ્નેહ રાખનારો, શાંત અને જગત્‌ને મારારૂપ જોતો પુરુષ પાછો જન્મમરણ પામતોજ નથી.

શ્રીશુકદેવજી કહે છેઃ—હે રાજા ! આ રીતે ભગવાને આજ્ઞા કરી, એટલે મહાવૈષ્ણવ ઉદ્ધવજીએ પ્રણામ કરીને તત્ત્વ જાણવાની ઇચ્છાથી નીચે પ્રમાણે ભગવાનને કહ્યું.

શ્રીઉદ્ધવજી બોલ્યાઃ—હે યોગના ઇશ્વર ! હે યોગ જાણનારાઓની ગુપ્ત થાપણરૂપ પ્રભો ! આપે મારા કલ્યાણ માટે મને જે ત્યાગ કરવા માટે સંન્યાસનો ઉપદેશ કર્યો, તે આપના મહિમા તરફ દૃષ્ટિ કરીને આપે કહ્યું છે, પરંતુ મારા અધિકારનો વિચાર કરીને કહ્યું નથી; કારણ કે, આરોગ્યતાને માટે સર્વસ્વનું દાન કરવામાં આવે છે, તે દાન કર્યા પછી જે ધન મળે છે તે લઇ શકાય છે, પરંતુ આમાં તો ત્યાગ કર્યા પછી ગૃહાદિક કંઇ પણ પાછું લઇ શકાતું

નથી, માટે મારા સરખાથી આવો ત્યાગ થઇ શકે નહીં. હે વ્યાપક! જેઓનું ચિત્ત કામનામાં લાગ્યું હોય તે પુરુષો કામનાઓનો ત્યાગ કરી શકતા નથી, તેમાં પણ હે સર્વાત્મન્! જેઓ આપના અભક્ત છે, તેઓથી તો સર્વથા કામનાઓનો ત્યાગ થઇ શકતોજ નથી, આવો મારો વિચાર છે. આપે તો મને સર્વત્યાગ કરવા માટે ઉપદેશ કર્યો, પરંતુ હું તો મૂઢ બુદ્ધિને લીધે તમારી માયાએ રચેલા દેહ તથા પુત્રાદિક ઉપર 'આ મારું અને આ હું' એવી મમતા બુદ્ધિથી ડૂબી ગયો છું, માટે હે ભગવન્! હું આપે કહેલા વિષયને જે પ્રમાણે પરિશ્રમ વિના સમજી શકું, તે પ્રમાણે આપ મને દાસને ધીરે ધીરે ઉપદેશ કરો. હે ઇશ્વર! સત્ય તથા સ્વયંપ્રકાશ એવા આત્માનો ઉપદેશ, દેવતાઓમાં પણ આપના વિના બીજો કોઇ કરે, તેમ હું જોતો નથી, કારણ કે બ્રહ્માદિ સર્વ પ્રાણીઓની બુદ્ધિ તમારી માયાથી મોહિત થઇ ગઇ છે, તેથી તેઓ વિષયોને સાચા માને છે. કેટલાએક દુષ્ટ સ્વભાવવાળા છે, કેટલાએક સેવા કર્યા છતાં પણ ફળ આપતી વેળા ઉંચા હાથ કરે છે, કેટલાએક અજાણ્યાજ છે, કેટલાએક રક્ષણ કરવામાં અસમર્થ છે, તથા કેટલાએક સ્થાનકથી ભ્રષ્ટ થયા છે; પરંતુ આપ તો નિર્દોષ, સર્વત્ર અવિનાશી, સર્વજ્ઞ, રક્ષા કરવામાં સમર્થ તથા દેશકાલાદિકથી અબાધ્ય અને વૈકુંઠલોકમાં વસનારા છો, તે નરના સખા અને નારાયણ એવા આપને વિષયોથી મનમાં ખિન્ન થઇ રહેલો અને દુઃખથી તપી રહેલો હું શરણે આવેલો છું.

શ્રી ભગવાન્ કહે છેઃ—હે ઉદ્ધવ! આ જગત્માં લોકતત્ત્વની પરીક્ષા કરનારાં મનુષ્યો ઘણું કરીને પોતેજ પોતાને વિષયવાસનામાંથી બહાર કાઢી લે છે. ગુરુના ઉપદેશની કંઇ પણ

અપેક્ષા રહેતી નથી, અર્થાત્ સંશય તથા વિપરીત ભાવના દૂર થઇ કે, પોતાની મેળેજ જ્ઞાન પ્રાપ્ત થાય છે. જીવ પશુ વિગેરેના શરીરમાં પણ હિત તથા અહિત જાણવા માટે પોતેજ પોતાનો ગુરુ થાય છે, અને મનુષ્યના દેહમાં તો વિશેષ કરીને પોતાનું હિતાહિત જાણવાને ગુરુ થઇ શકે છે; કારણ કે પશુ કરતાં મનુષ્યના શરીરમાં પ્રત્યક્ષ તથા અનુમાન ઉપરથી પોતાનું હિત તુરત જાણી શકાય છે. પશુઓ કરતાં પણ મનુષ્યોમાં જ્ઞાનાદિક શક્તિઓ વિશેષ હોય છે, તેથી સાંખ્ય અને યોગવિદ્યામાં નિપુણ એવા મહાત્મા પુરુષોએ પુરુષના દેહમાં ' સર્વશક્તિ-સંપન્ન આત્મા વિશેષ પ્રત્યક્ષ છે, ' આવો નિશ્ચય કર્યો છે. એક, બે, ત્રણ અને ચાર પગવાળાં, ઘણાં પગવાળાં તથા પગ વિનાનાં ઘણાં શરીરો આ જગત્માં રચાયલાં છે, તેઓમાં બે પગવાળાં મનુષ્યનાં શરીર મને પ્રિય છે. આ માનવ દેહમાં વિવેકી પુરુષો અહંકારાદિ દૃશ્ય પદાર્થોથી ભિન્ન એવો જે હું તેનો હેતુઓથી તથા અનુમાનોથી સાક્ષાત્કાર કરે છે, તે આ પ્રમાણે છે:

" બુદ્ધિ આદિક જડ પદાર્થોનો પ્રકાશ, એક સ્વયંપ્રકાશ વિના સંભવતો નથી, માટે સર્વ દૃશ્ય વસ્તુને જે પ્રકાશ આપે છે, તેને સ્વયંપ્રકાશ આત્મા જાણવો. " તેમ આ વિષયમાં નીચે પ્રમાણે અનુમાન પણ થાય છે:

" જે જે બુદ્ધિ આદિક પદાર્થો હોય છે, તે તે સ્વતંત્ર કર્તાથી પ્રેરાય છે, કારણ કે તેઓ સાધન છે. જે જે સાધનો હોય છે, તે તે સ્વતંત્ર કર્તાથીજ પ્રેરાય છે, દૃષ્ટાંતમાં જેમ વાંસલો, કરવતી વિગેરે સાધનો છે, તે સુતારને આધીન રહીને કામ

કરે છે. આ રીતે બુદ્ધિ આદિક દૃશ્ય પદાર્થોને જે સ્વતંત્રતાથી પ્રેરે છે, તે આત્મા છે." આવું અનુમાન કરીને સાવધાન રહેનારા પુરુષો મનુષ્યના શરીરમાં મને[1] શોધે છે.

ઇતિ જ્ઞાનપ્રકરણમાં અધ્યાય ૨૪ મો સંપૂર્ણ.

---

## અધ્યાય ૨૫ મો.



### હંસરૂપે ભગવાને કરેલો ઉપદેશ. (૧૧-૧૩).

**सनकादय ऊचुः—**

**गुणेष्वाविशते चेतो गुणाश्चेतसि च प्रभो ।**
**कथमन्योऽन्यसंत्यागो मुमुक्षोरतितितीर्षोः ॥ १७ ॥**

સનકાદિક કુમારો કહે છે:—હે પ્રભો! ચિત્ત સ્વાભાવિક રીતે રાગાદિકને લીધે વિષયોમાં પ્રવેશ કરે છે, માટે વિષયોને ઉલ્લંઘન કરવાની ઇચ્છાવાળા મુમુક્ષુ પુરુષે, તે એકબીજાને એકબીજાથી કેવી રીતે છૂટા પાડવા તે કહો.

શ્રીભગવાન્ કહે છે:—આ પ્રમાણે સનકાદિકોએ પૂછ્યું, એટલે મહાદેહવાળા અને જગત્‌ને ઉત્પન્ન કરનારા બ્રહ્મા વિચાર કરવા મંડયા, પરંતુ તેમની બુદ્ધિ કામમાં રોકાયલી હતી, તેથી તે પ્રશ્નના કારણને સમજી શકયા નહીં. પછી તે બ્રહ્મા પ્રશ્નનું

---

૧ આત્મા અનુમાનથી સિદ્ધ થાય છે, એમ જાણવું નહીં; પરંતુ જીવ દેહાદિકથી જુદો છે, આટલુંજ અહીં સિદ્ધ કરવાનું છે.

કારણ તથા ઉત્તર જાણવાની ઇચ્છાથી મારું ધ્યાન કરવા લાગ્યા. તે વખતે હું હંસનું[1] રૂપ ધારણ કરી, બ્રહ્માની પાસે ગયો. મને જોઇ સનકાદિકોએ બ્રહ્માને આગળ કરીને મારી પાસે આવીને મારાં ચરણમાં પ્રણામ કર્યા અને મને પૂછ્યું કે, "તમે કોણ છો?" હે ઉદ્ધવ ! ઉપર પ્રમાણે તત્ત્વ જાણવાની ઇચ્છાવાળા મુનિઓએ પૂછ્યું કે, મેં તેઓને જે કહ્યું હતું તે હું કહું છું તે તમે સાંભળો.

મેં તેઓને કહ્યું કે, તમે આત્માને ઉદ્દેશીને પૂછો છો, કે આત્માની ઉપાધિરૂપ સમૂહને ઉદ્દેશીને પૂછો છો? જો તમે આત્માને ઉદ્દેશીને પૂછતા હો તો, વસ્તુતાએ આત્મા ભિન્ન ભિન્ન નથી, પરંતુ એકજ છે માટે તમે પૂછ્યું કે, 'તમે કોણ છો?' આ પ્રશ્ન ઘણામાંથી એકનોજ નિશ્ચય કરનારો છે, તેથી અઘટિત છે. તેમજ મારે ઉદારતાએ કોનો આશ્રય કરીને ઉત્તર આપવો ? કદાચ આત્મામાં જાતિ અથવા તો ગુણાદિક વિશેષ હોય તો તેનો પણ આશ્રય કરીને હું ઉત્તર આપું કે, 'હું અમુક જાતિનો છું અથવા તો અમુક ગુણવાળો છું;' પરંતુ આત્મામાં તો કોઇ જાતિ કે કોઇ ગુણાદિક છે નહીં, માટે હું કોના આધારે તમને ઉત્તર આપું ? અને તમે જો આત્માના ઉપાધિરૂપ ભૂતસમૂહને ઉદ્દેશીને પૂછતા હો તો પણ, દેવ તથા મનુષ્ય વિગેરેનાં શરીરો, કારણરૂપ પંચભૌતિકપણાને લીધે એક બીજાથી જૂદાં નથી, માટે તમારો પ્રશ્ન જે 'તમે કોણ છો ?' એ વ્યર્થ તથા કેવળ બોલવા માત્રજ છે. મન, વચન, દૃષ્ટિ તથા બીજી ઇન્દ્રિયોથી પણ જે કંઇ વસ્તુ જાણવામાં આવે છે તે હું પોતેજ છું, કોઇ

૧ "હંસ જેમ દૂધ તથા પાણી જૂદાં પાડે છે, તેમજ હું પણ ગુણો તથા ચિત્તને જૂદાં કરવામાં સમર્થ છું," એમ જણાવવા માટે મેં હંસનું રૂપ ધારણ કર્યું હતું.

પણ વસ્તુ મારાથી ભિન્ન નથી, એ રીતે તમે તત્ત્વનો વિચાર કરીને જાણો. હે પુત્રો ! ચિત્ત વિષયોમાં પ્રવેશ કરે છે એ વાત ખરી છે; પરંતુ તે બન્ને વસ્તુ મારારૂપ જીવને અધ્યાસને લીધે ઉપાધિરૂપ થઇ પડેલી છે, પરંતુ તે જીવનું ખરું સ્વરૂપ નથી, માટે વિષયોના સંસ્કારને લીધે વારંવાર વિષયોમાં પ્રવેશ કરતું ચિત્ત તથા વાસનાવડે ચિત્તમાંથી ઉઠતા વિષયો, આ બન્નેનો બ્રહ્મરૂપ થઇને ત્યાગ કરવો. અહીં કોઇ શંકા કરશે કે, 'જીવ તો જાગ્રતાદિક અવસ્થાવાળો છે, તે પરબ્રહ્મસ્વરૂપ કેમ થઇ શકે ?' તેના ઉત્તરમાં કહેવાનું કે, જાગ્રત, સ્વપ્ન અને સુષુપ્તિ, આ ત્રણ અવસ્થાઓ બુદ્ધિની વૃત્તિઓ છે અને તે વૃત્તિઓ સ્વાભાવિક નથી, પરંતુ સત્ત્વ,[1] રજ અને તમથી થાય છે. જીવ તો ત્રણે અવસ્થાઓથી વિલક્ષણ છે અને તે ત્રણે અવસ્થાઓનો સાક્ષી છે, આવો નિશ્ચય છે. આત્મામાં બુદ્ધિનો અધ્યાસ થયો છે તેથી, "હું જાગું છું, હું સૂતો હતો," આવો ભાસ થાય છે, પરંતુ વસ્તુતઃ તો તે અવસ્થાઓ બુદ્ધિની છે, આત્માની નથી; માટે જીવ પોતે સાક્ષિરૂપે રહીને તે મિથ્યાભૂત બુદ્ધિના અધ્યાસનો ત્યાગ કરે, ત્યારે વિષયો ચિત્તથી અને ચિત્ત વિષયોથી જૂદું પડે. આ પ્રમાણે મિથ્યા અધ્યાસ થવાનું તથા બંધન થવાનું કારણ અહંકાર છે. તે અહંકાર આનંદાદિકનું આવરણ કરીને અનર્થકારક થઇ પડયો છે. આ સર્વ જાણીને 'સર્વ સંસાર દુઃખમય છે,' એમ સમજી તેના ઉપર ઉદાસીન થઇ જવું

---

१ सत्त्वाज्जागरणं विद्याद्रजसा स्वप्नमादिशेत् ॥
प्रस्वापं तमसा जन्तोस्तुरीयं त्रिषु संततम् ॥

અર્થઃ—સત્ત્વગુણથી જાગૃતિ, રજોગુણથી સ્વપ્ન અને તમોગુણથી નિદ્રા આ ત્રણ અવસ્થા જીવને પ્રાપ્ત થાય છે. ચોથું ( જ્ઞાન ) ત્રણે અવસ્થામાં હોય છે. શ્રુતિ.

અને તે ત્રણે અવસ્થાથી જુદી ચોથી અવસ્થામાં રહી, બુદ્ધિના[1] અધ્યાસનો તથા ભોગની ચિંતાનો ત્યાગ કરવો. પુરુષની ભેદદૃષ્ટિ જ્યાં સુધી યુક્તિથી[2] નિવૃત્ત થતી નથી, ત્યાં સુધી તે પુરુષ કર્માદિકમાં જાગતો (કુશળ) છતાં, પણ સ્વપ્નામાં રહેલો મનુષ્ય પોતાને જાગતો માનવા છતાં પણ જેમ સ્વપ્ન વિના બીજું કંઇ દેખતો નથી, તેમ એ પણ કર્માદિ સિવાય બીજું કંઇ જોતો નથી, અને તેથી આ અજ્ઞાનીને કર્મમાં યથાર્થ રીતે જાગતો એટલે કુશળ જાણવો નહીં, પરંતુ અજ્ઞાની જાણવો. આ ઉપરથી તમારા મનમાં શંકા થશે કે, “વર્ણ, આશ્રમ તથા તે સંબંધી કર્માદિકની ભેદબુદ્ધિ સાક્ષાત્ વેદે પ્રતિપાદન કરેલી છે, તે ટાળી કેમ ટળે?” પરંતુ તમારી આવી શંકા નિર્મૂળ છે, કેમ કે, દેહાદિક પદાર્થો મિથ્યા છે, માટે તે પદાર્થોને લઇને થયેલા વર્ણ તથા આશ્રમના ભેદ, સ્વર્ગાદિક ફળો તથા તે ફળોને આપનારાં કર્મો પણ આત્માની પાસે મિથ્યા છે, એ વગર કહ્યે સિદ્ધ થાય છે. દાખલા તરીકે જોઇએ તો જીવ જ્યારે જાગ્રત અવસ્થાને જુવે છે, ત્યારે તેને સ્વપ્નના દેહાદિક પદાર્થો મિથ્યા જણાય છે, તેથી તેણે કરેલાં ભેદો, ફળો અને કર્મો મિથ્યા જણાય છે, માટે તાત્પર્ય એ કે, અજ્ઞાની મનુષ્યને વૈદિક કર્મો બાધ કરે છે, પરંતુ જ્ઞાનીને બાધ કરતાં નથી. હવે ભેદદૃષ્ટિ ટાળનારી યુક્તિઓ હું તમને કહું છું તે તમે સાંભળો.

---

१ नानार्थेषु देवमनुष्यादिशरीरादिषु अहंममात्मिका धीः ।

અર્થઃ—વિવિધ પદાર્થ ઉપર એટલે દેવ, મનુષ્ય ઇત્યાદિ શરીરોપર ‘હું અને મારું’ એમ બુદ્ધિ થવી. બાલપ્રબોધિની.

२ गुरूपदिष्टशास्त्राभ्यासजन्याभिः युक्तिभिः ॥

અર્થઃ—ગુરુએ ઉપદેશ કરેલા શાસ્ત્રના અભ્યાસથી ઉત્પન્ન થએલી જે યુક્તિઓ તે યુક્તિઓથી. બાલપ્રબોધિની.

જે જાગ્રત અવસ્થામાં સર્વ ઇંદ્રિયોથી જેઓની ક્ષણે ક્ષણે સ્થિતિ બદલાય છે, એવા બહારના દેહાદિક પદાર્થોને ભોગવે છે, જે સ્વપ્નાવસ્થામાં મનમાંથીજ ઉત્પન્ન થયેલા, જાગ્રત અવસ્થામાં જોયેલા અને જેઓની સ્થિતિ ક્ષણે ક્ષણે બદલાયા કરે છે, એવા વાસનામય દેહાદિક પદાર્થોને ભોગવે છે, તથા જે સુષુપ્તિમાં તે સર્વ પદાર્થોનો ઉપસંહાર કરે છે, તે પુરુષ એકજ છે, પણ ભિન્ન ભિન્ન નથી, કારણ કે તે પુરુષ તે ત્રણે અવસ્થાઓનો દ્રષ્ટા છે. જો કે જાગ્રત અવસ્થાની દ્રષ્ટા તરીકે સર્વે ઇંદ્રિયો છે, સ્વપ્નાવસ્થાનું દ્રષ્ટા મન છે અને સુષુપ્તિ અવસ્થાની દ્રષ્ટા સ્વપ્નના સર્વ સંસ્કારવાળી બુદ્ધિ છે; છતાં પણ તે સર્વ ઇંદ્રિયોનો, મનનો અને બુદ્ધિનો નિયંતા એક આત્માજ છે, માટે આત્મા એ સર્વ અવસ્થાનો દ્રષ્ટા છે. શાસ્ત્રમાં જો કે જાગૃતનો દ્રષ્ટા વિશ્વ, સ્વપ્નનો દ્રષ્ટા તૈજસ અને સુષુપ્તિનો દ્રષ્ટા પ્રાજ્ઞ કહેલો છે, પરંતુ તે સર્વ નામોજ માત્ર જુદાં છે; પરંતુ દ્રષ્ટા પુરુષ તો એકજ છે, અને તે વાત આપણા અનુભવની છે; જેમ કે 'જે હું સ્વપ્ન જોતો હતો, તે હું ત્યાર પછી કંઇ પણ જાણતો ન હતો અને તેજ હું હમણાં જાગું છું,' આવી સ્મૃતિ થાય છે, માટે વિશ્વાદિકનો જે આત્મામાં વ્યવહાર કર્યો છે, તે જૂદી જૂદી અવસ્થારૂપી ઉપાધિને લીધે કરેલો છે, પરંતુ આત્મા પોતે એકજ છે. આ રીતે "મનની જે ત્રણ અવસ્થાઓ થાય છે, તે ગુણોથી થાય છે અને મારી માયાને લીધેજ મારે વિષે કલ્પી કાઢેલી છે," આવો વિચાર કરીને તમે આત્માના સ્વરૂપનો નિશ્ચય કરો અને અનુમાનોથી તથા સદ્ગુરુના ઉપદેશથી સજ્જ કરેલી જ્ઞાનરૂપી તરવારવડે સર્વ સંશયના નિવાસરૂપ અહંકારનો નાશ કરીને હૃદયમાં રહેલા મને ભજો. હવે હું તમને જ્ઞાનખડ્ગને સજ્જ કરનારાં અનુમાનો દર્શાવું છું તે તમે સાંભળો.

આ જગત્ એક ભ્રાંતિરૂપ છે, કારણ કે, તે મનના વિલાસરૂપ છે, દેખાય છે તથા નાશ પામે છે. જે જે મનના વિલાસરૂપ હોય, દેખાતું હોય અને નાશ પામતું હોય તે નાશવંત હોય છે, તેમાં દૃષ્ટાંત સ્વપ્ન છે. સ્વપ્ન એ મનનો વિલાસ છે અને તે દેખાય છે તથા નાશ પામે છે, માટે તે ભ્રાંતિરૂપ છે. વળી આ જગત્ ભ્રાંતિરૂપ છે, કારણ કે અત્યંત ચંચળ છે; જે અત્યંત ચંચળ હોય, તે ભ્રાંતિરૂપ હોય, તેમાં દૃષ્ટાંત તરીકે ઉંબાડીયું છે. ઉંબાડીયાનું ચક્કર અત્યંત ચંચળ હોય છે, માટે તે ભ્રાંતિરૂપ છે, તેમ ઘણા પ્રકારના જગત્ની પરબ્રહ્મમાં ભ્રાંતિ થઇ છે, માટે ભ્રાંતિના અધિષ્ઠાનરૂપે થયેલું બ્રહ્માંડ પણ ઘણા પ્રકારનું હોય તેવું ભાસે છે; પરંતુ સ્વતઃ વિચાર કરતાં તો ગુણના પરિણામે કરીને થયેલો અધ્યાત્મ, અધિભૂત અને અધિદૈવ એમ ત્રણ પ્રકારનો ભેદમાત્ર માયારૂપ છે. માટે દૃશ્ય પદાર્થમાંથી દૃષ્ટિને ખેંચી લઇને પોતાના સ્વરૂપનો અનુભવ કરવો અને તે અનુભવને સ્થિર કરવા માટે તૃષ્ણારહિત રહેવું, મૌન રહેવું તેમ મન, વાણી કે કાયાવડે કંઇપણ ચેષ્ટા કરવી નહીં, તથા 'દેહધારીને દ્વૈતદૃષ્ટિ મટતી નથી, માટે ફરીને સંસારમાં જન્મમરણ થશે,' આવી શંકા પણ કરવી નહીં. જો કે, આહારાદિક જે જે સાંસારિક અવશ્ય કાર્યો હોય, તેમાં દ્વૈતદૃષ્ટિ કરવામાં આવે છે, પરંતુ જે વસ્તુને પહેલાંથીજ અરુચિથી અને મિથ્યાદૃષ્ટિથી ત્યાગ કરી છે, તે વસ્તુ પાછી મોહ ઉપજાવી શકતી નથી, કારણ કે જીવન્મુક્ત પુરુષને દેહ પડ્યા સુધીજ માત્ર સંસ્કારને લીધે દ્વૈતનો ભાસ રહે છે, પરંતુ તે ભાસ મોહ ઉપજાવી શકતો નથી. મદિરાના મદથી ભાન વિનાનો થઇ ગયેલો પુરુષ જેમ પોતાના શરીર ઉપર દૈવયોગે વસ્ત્ર હોય અથવા તો દૈવયોગથી તે ખસી ગયું હોય તો પણ તેનું તેને ભાન રહેતું નથી, તેમ જીવન્મુક્ત જ્ઞાની પુરુષને પણ આ વિનાશી દેહ આસન ઉપર બેસે, બેસીને ઉભો થાય, ઉઠીને બહાર જાય અને બહારથી પાછો ઠેકાણા ઉપર આવે, તેનું

જરા પણ ભાન તેને રહેતું નથી, કારણ કે, તે પોતાના સ્વરૂપને જાણી ગયો હોય છે. આ દેહનું પાલન કર્યાં છતાં પણ મરવાને તૈયાર થાય છે; માટે 'જીવન્મુક્ત પુરુષ જો આવી કંકણ સરખી કાયાનું રક્ષણ કરે નહીં તો તે નાશ પામે,' આવી તમને શંકા થતી હશે, પરંતુ તે દેહના રક્ષણની કંઇ પણ જરૂર નથી. આ પ્રારબ્ધવશ રહેલો દેહ પોતાને ઉત્પન્ન કરનારું કર્મ જ્યાં સુધી હોય ત્યાં સુધી પ્રાણ તથા ઇન્દ્રિયો સાથે રહીને જીવન ગાળે છે, પરંતુ તે દેહ ઉપર યોગીને આસક્તિ થતી નથી, કારણ કે સમાધિયોગને સંપાદન કરનારા તે યોગીએ પરમાર્થ વસ્તુ જાણેલી હોય છે, માટે આ સ્વપ્નસમાન દેહમાં તે પાછો આસક્ત થતો નથી. હે બ્રાહ્મણો! સાંખ્ય તથા યોગમાર્ગનું જે રહસ્ય હતું તે મેં તમને કહી બતાવ્યું. હું વિષ્ણુ છું અને તમને જ્ઞાનનો તથા ધર્મનો ઉપદેશ આપવા માટે આવ્યો છું એમ જાણજો. હે ઉત્તમ બ્રાહ્મણો! યોગ, સાંખ્ય, જાણવામાં આવતો ધર્મ, પાળવામાં આવતો ધર્મ, પ્રભાવ, લક્ષ્મી, કીર્તિ તથા જિતેન્દ્રિયપણું, આ સર્વ સાધનોથી જે વસ્તુ પ્રાપ્ત કરવા યોગ્ય છે, તે વસ્તુ હું છું. હું નિર્ગુણ છું, મને કોઇ જાતની અપેક્ષા નથી, હું સર્વનો બંધુ છું, આત્મા છું, પ્રિય છું અને ઇશ્વર છું. મારે વિષે સમદૃષ્ટિ, અસંગ આદિક સર્વ ગુણો રહેલા છે, માટે તમારે મારા ઉપર દૃઢ વિશ્વાસ રાખવો.

હે ઉદ્ધવ! આ રીતે મેં સંદેહ દૂર કર્યો એટલે સનકાદિક મુનિઓએ પરમ ભક્તિથી મારો સત્કાર કરીને સ્તોત્રોવડે મારી સ્તુતિ કરી. આ રીતે મોટા ઋષિઓએ સારી રીતે મારી પૂજા તથા સ્તુતિ કર્યા પછી, હું બ્રહ્માના દેખતાંજ મારા ધામમાં પાછો ગયો.

ઇતિ જ્ઞાનપ્રકરણમાં અધ્યાય ૨૫ મો સંપૂર્ણ.

## અધ્યાય ૨૬ મો.



### પ્રકૃતિપુરુષના વિવેકથી મોક્ષની રીતિ. (૩-૨૭).

**श्रीभगवानुवाचः—**

**प्रकृतिस्थोपि पुरुषो नाज्यते प्राकृतैर्गुणैः ॥**
**अविकारादकर्तृत्वान्निर्गुणत्वाज्जलार्कवत् ॥ १ ॥**

શ્રીકપિલભગવાન્ બોલ્યાઃ—હે માતુશ્રી ! તે પરમ પુરુષ પરમાત્મા આ દેહમાં રહેલા છે, તો પણ તે નિર્ગુણ હોવાથી તથા અકર્તા હોવાથી વિકાર વિનાના છે; તેથી જળમાં પડતાં પ્રતિબિંબવડે જેમ સૂર્ય જળથી લેપાતો નથી, તેમ તે પણ પ્રકૃતિના સુખ-દુઃખાદિક ગુણોથી લેપાતા નથી, પરંતુ તે જ્યારે પ્રકૃતિના સુખ-દુઃખાદિક ગુણોમાં આસક્ત થાય છે, ત્યારે તેનો આત્મા અહંકારથી મૂઢ બની જઇને, "હું કર્તા છું" એવું અભિમાન કરે છે, અને તે અભિમાનથી પરાધીન થયેલો તે પુરુષ માયાના સંગમાં કરેલાં કર્મના દોષોવડે સારી, નરતી તથા મિશ્ર યોનિમાં અર્થાત્ દેવતા, પશુ, પક્ષીઓ તથા મનુષ્યોની જાતિમાં જન્મ ગ્રહણ કરીને સંસારમાં અવતાર લે છે, અને તે સમયે તેને કોઇ પણ અવસ્થામાં નિવૃત્તિસુખ મળતું નથી. સંસારના સર્વ પદાર્થો ખરું જોતાં મિથ્યા છે અને તેને લીધે સંસાર ખોટો છે, તો પણ તે મટતો નથી. વિષયનું ધ્યાન કરતાં કરતાં સ્વપ્નામાં જો કે સર્વ વસ્તુ ખરી નથી હોતી, તો પણ તે વસ્તુથી મનુષ્યને અનર્થનો લાભ થાય છે, તેની પેઠે આ સંસાર પણ ખોટો છે, છતાં મનુષ્યને તે અનર્થનો લાભ કરાવે છે. એટલા માટેજ સંસારના માર્ગમાંથી મુક્ત થવાની ઇચ્છાવાળા પુરુષે, "દુષ્ટ ઇંદ્રિયોના વિષયરૂપ માર્ગમાં આસક્ત

થયેલા ચિત્તને તીવ્ર ભક્તિયોગવડે તથા તીવ્ર વૈરાગ્યવડે ધીરે ધીરે વશ કરવું જોઇએ. યમનિયમાદિક યોગ માર્ગો દ્વારા ચિત્તને વારંવાર એકાગ્ર કરવું, શ્રદ્ધાસંપન્ન થઇને મારે વિષે નિષ્કપટ એવો ભક્તિભાવ રાખવો, મારી કથાનું શ્રવણ કરવું, સર્વ પ્રાણીઓ ઉપર સમદૃષ્ટિ રાખવી, વૈરનો ત્યાગ કરવો, સંગનો ત્યાગ કરવો, બ્રહ્મચર્ય પાળવું, મૌન રાખવું, ઇશ્વરાર્ચનપૂર્વક દૃઢ રીતે સ્વધર્મ પાળવો, પ્રયત્ન વિના જે વસ્તુ મળે તેટલામાં સંતુષ્ટ રહેવું, અલ્પ આહાર કરવો, મારું મનન કરવું, એકાંતવાસ કરવો, શાંત રહેવું, સર્વ પ્રાણીઓ સાથે સ્નેહભાવ રાખવો, કૃપાશીલ રહેવું, ધૈર્ય રાખવું, આ દેહને વિષે અને દેહની પાછળ લાગેલાં સ્ત્રી, પુત્ર, ઘરબાર વિગેરેમાં 'હું તથા મારું' આવો મિથ્યા આગ્રહ કરવો નહીં, અને જે જ્ઞાનથી પ્રકૃતિ તથા પુરુષનું તત્ત્વ જાણવામાં આવે તેવું જ્ઞાન[1] સંપાદન કરવું." આવા ઉત્તમ જ્ઞાનવડે પુરુષની બુદ્ધિની જાગ્રત, સ્વપ્ન અને સુષુપ્તિ, એ ત્રણ અવસ્થા દૂર થાય છે, વિષયની ચિંતા પણ નિવૃત્તિ પામે છે અને એ પુરુષ આત્મદર્શી થઇને જેમ નેત્રમાં રહેલા સૂર્યદ્વારા આકાશમાં રહેલા સૂર્યને જુવે છે, તેમ અહંકાર વિશિષ્ટ

१ शास्त्राण्यधीत्य मेधावी अभ्यस्य च पुनः पुनः ॥
परमं ब्रह्म विज्ञाय उल्कावत्तान्यथोत्सृजेत् ॥
ग्रंथमभ्यस्य मेधावी ज्ञानविज्ञानतत्परः ॥
पलालमिव धान्यार्थी त्यजेत् ग्रंथमशेषतः ॥

અર્થઃ—બુદ્ધિમાન્ મનુષ્યે ફરી ફરી શાસ્ત્રનો અભ્યાસ કરી, બ્રહ્મજ્ઞાન થયા પછી ઉલ્કા પ્રમાણે તેનો ત્યાગ કરવો; જે પ્રમાણે અનાજનાં છોતરાં નાખી દઇને ફક્ત દાણાજ ગ્રહણ કરાય છે તે પ્રમાણે સર્વ શાસ્ત્રનો અભ્યાસ કરી જ્ઞાનપ્રાપ્તિ થવા બાદ જ્ઞાનવિજ્ઞાન યુક્ત એવા બુદ્ધિમાન્ યોગીએ તે શાસ્ત્રસમૂહનો સર્વથા ત્યાગ કરવો. પંચદશી.

આત્મદ્વારા શુદ્ધ આત્માનાં દર્શન કરીને, મિથ્યાભૂત અહંકારમાં સદ્રૂપે ભાસતા નિરુપાધિ બ્રહ્મને પામે છે. એ પરબ્રહ્મ શુદ્ધ છે, જીવના સ્વરૂપથી ભિન્ન છે, સત્યના અર્થાત્ કાર્યકારણરૂપ પ્રધાનના બંધુ ( અધિષ્ઠાન ) છે, અસત્‌ના અર્થાત્ મહત્તત્ત્વાદિક કાર્યના પ્રકાશક છે, કાર્યકારણ સર્વમાં પરોવાઇને રહેલા છે તથા પોતાના સ્વરૂપમાં પરિપૂર્ણ છે. અહંકારવિશિષ્ટ આત્મા દ્વારા શુદ્ધ બ્રહ્મની પ્રાપ્તિ થાય છે, તે વિષે સંશય કરવો નહીં. જેમ આકાશમાં રહેલા સૂર્યનું પ્રતિબિંબ પાણીમાં પડે છે અને પાણીનું પ્રતિબિંબ ભીંત ઉપર પડે છે, ત્યાં આગળ ઘરના એક ખુણામાં ઉભેલો પુરુષ ભીંત ઉપર પડેલા પ્રતિબિંબ ઉપરથી પાણીમાં પડેલા સૂર્યના પ્રતિબિંબને જુવે છે, અને પાણીમાં પડેલા સૂર્યના પ્રતિબિંબ ઉપરથી આકાશમાં રહેલા સત્ય સૂર્યને જુવે છે, એવીજ રીતે જેમાં આત્માનું પ્રતિબિંબ પડે છે, એવા દેહ, ઇન્દ્રિયો તથા મન, એ ત્રણે વસ્તુવડે જેમાં પરમાત્માનું પ્રતિબિંબ પડે છે, એવો ત્રિગુણમય અહંકાર જોવામાં આવે છે, અને બ્રહ્મનો જેમાં આભાસ છે, એવા અહંકારદ્વારા પરમાર્થ જ્ઞાનરૂપ આત્માનાં દર્શન થાય છે. એ આત્મા જે શુદ્ધ અને પરમાર્થ જ્ઞાનસ્વરૂપ છે, તે સદા અનુભવસિદ્ધજ થાય છે. સુષુપ્તિ અવસ્થામાં નિદ્રાને લીધે પાંચ મહાભૂતો, તેઓની તન્માત્રાઓ, ઇંદ્રિયો, મન તથા બુદ્ધિ વિગેરે અજ્ઞાનમાંજ લય પામે છે, ત્યારે આત્મા નિદ્રારહિત તથા અહંકારરહિત થઇને પોતાના સ્વરૂપને પામે છે. તે સમયે આત્મા દ્રષ્ટારૂપે રહે છે અને પોતાના ઉપાધિરૂપ અહંકારનો નાશ થવાથી પોતાનો નાશ ન થયો હોય તો પણ જાણે પોતાનો નાશ થયો હોય તેમ મિથ્યા માને છે. ઉપાધિનો નાશ થવાથી પોતાનો નાશ થવાનું જે જ્ઞાન થવું, તે અસંભવિત નથી. દૃષ્ટાંત તરીકે જેમ કોઇ ધનવાન્ મનુષ્ય પોતાનું ધન નાશ થાય ત્યારે જેમ પોતાને મરી ગયો

માને છે, તેમ આત્મા પણ અહંકારનો નાશ થવાથી પોતાનો મિથ્યા નાશ માની બેસે છે. વિવેકી મનુષ્ય, ઉપર કહ્યા પ્રમાણે વિચાર કરી સારાસારનું તત્ત્વ ગ્રહણ કરીને પછી પરમાત્માને પામે છે કે, જે પરમાત્મા કાર્યકારણના સમુદાયરૂપ આ દેહના પ્રકાશક છે તથા તેના આશ્રયરૂપ છે.

ઇતિ જ્ઞાનપ્રકરણમાં અધ્યાય ૨૯ મો સંપૂર્ણ.

" ઇતિ જ્ઞાનપ્રકરણ સમાપ્ત. "



# અધ્યાત્મ-પ્રકરણ.

ગત ચાર પ્રકરણ પૂરાં થયા પછી આ ગ્રન્થ લગભગ સમાપ્ત થાય છે, છતાં અધ્યાત્મજ્ઞાનના આ સરલ ગ્રન્થને છેડે ભગવાન્ શ્રીશંકરાચાર્યે રચેલા તત્ત્વબોધ, આત્મબોધ અને વાક્યવૃત્તિ નામના ત્રણ મહા નિબન્ધને સ્થાન આપવાથી વેદાન્ત સંબંધી તત્ત્વજ્ઞાન ઘણું સરલ, રસિક અને બોધપ્રદ થઇ પડશે, એમ ધારીને એ ત્રણે નિબંધોની આ પ્રકરણમાં ગોઠવણ કરી છે; ભગવાન્ શ્રીશંકરાચાર્યના આ નિબન્ધો અતિ સરલ રીતે અધ્યાત્મ-જ્ઞાનનું પ્રતિપાદન કરનારા હોઇ તે પાઠકોને પ્રિય થઇ પડશે એવી આશા છે. પાઠની સરલતા માટે સંસ્કૃત કારિકાઓ, તથા શબ્દ-જ્ઞાનની ખાતર સાધારણ શબ્દાર્થ પણ સાથેજ આપ્યો છે. ટીકાનો વિશેષ વિસ્તાર અન્ય ગ્રન્થોમાં સુલભ હોવાથી અહીં કેવળ શબ્દાર્થજ આપ્યો છે.

## तत्त्वबोधः।

वासुदेवेन्द्रयोगीन्द्रं नत्वा ज्ञानप्रदं गुरुम्।
मुमुक्षूणां हितार्थाय तत्त्वबोधोऽभिधीयते॥

યોગીઓના ઇન્દ્ર એવા તથા જ્ઞાનને આપનાર "વાસુદેવેન્દ્ર" નામના ગુરુને નમસ્કાર કરીને મુમુક્ષુઓના કલ્યાણ માટે "તત્ત્વબોધ" કહેવામાં આવે છે.

**साधनचतुष्टयसंपन्नाधिकारिणां मोक्षसाधनभूतं तत्त्वविवेकप्रकारं वक्ष्यामः।**

ચારસાધનસંપન્ન અધિકારીઓને મોક્ષના સાધનરૂપ તત્ત્વજ્ઞાન સંબંધી વિવેકનો પ્રકાર અમે કહીશું.

**साधनचतुष्टयं किम्?** ચાર સાધનો તે કયાં કયાં?

**नित्यानित्यवस्तुविवेकः, इहामुत्रफलभोगविरागः, शमादिषट्साधनसंपत्तयः, मुमुक्षुत्वं चेति।**

નિત્ય અને અનિત્ય વસ્તુનો વિવેક, આ લોકમાં અથવા પરલોકમાં પણ પોતાનાં કર્મનાં ફલને ભોગવવામાં વૈરાગ્ય, શમ વિગેરે છ સંપત્તિઓ અને મોક્ષની ઇચ્છા, એને " સાધનચતુષ્ટય " કહેવામાં આવે છે.

**नित्यानित्यवस्तुविवेकः कः?** નિત્ય અને અનિત્ય વસ્તુનો વિવેક તે શું?

**नित्यं त्वेकं ब्रह्म तद्व्यतिरिक्तं सर्वमनित्यम् अयमेव नित्यानित्यवस्तुविवेकः।** નિત્ય તો એક બ્રહ્મજ છે, તેનાથી જૂદું તે બધું અનિત્ય છે, એમ જે સમજવું તેનું નામ "નિત્યાનિત્યવસ્તુવિવેક".

**विरागः कः?** વૈરાગ્ય તે શું?

**इहस्वर्गभोगेषु इच्छाराहित्यम्।** આ લોકના તેમજ સ્વર્ગના પણ ભોગવૈભવોમાં ઇચ્છા ન થવી તે " વૈરાગ્ય ".

**शमादिषट्साधनसंपत्तिः का?** શમ વિગેરે સાધનસંપત્તિ કોને કહેવી?

**शमो दम उपरमस्तितिक्षा श्रद्धा समाधानं चेति।** શમ, દમ, ઉપરમ, તિતિક્ષા, શ્રદ્ધા અને સમાધાન તે " શમાદિષટ્સાધનસંપત્તિ ".

**शमः कः?** શમ એટલે શું?

मनोनिग्रहः । મનને પોતાને આધીન રાખવું તે " શમ ".

दमः कः ? દમ એટલે શું ?

चक्षुरादिबाह्येन्द्रियनिग्रहः । આંખ વિગેરે બાહ્ય કર્મેન્દ્રિયોનો નિગ્રહ કરવો તે " દમ ".

उपरमः कः ? ઉપરમ એટલે શું ?

स्वधर्मानुष्ठानमेव । પોતાના ધર્મનું આચરણ કરવું તેજ " ઉપરમ ".

तितिक्षा का ? તિતિક્ષા કોને કહેવી ?

शीतोष्णसुखदुःखादिसहिष्णुत्वम् । ટાઢતડકો, હર્ષશોક, સુખદુઃખ વિગેરેને સહન કરવાં તે " તિતિક્ષા ".

श्रद्धा कीदृशी ? શ્રદ્ધાનું લક્ષણ શું ?

गुरुवेदान्तवाक्यादिषु विश्वासः । ગુરુ અને વેદાન્ત વિગેરે શાસ્ત્રોનાં વચનપર વિશ્વાસ રાખવો તેનું નામ " શ્રદ્ધા ".

समाधानं किम् ? સમાધાન એટલે શું ?

चित्तैकाग्रता । ચિત્તની એકાગ્રતા તે " સમાધાન ".

मुमुक्षुत्वं किम् ? મુમુક્ષુપણું કોને કહેવું ?

मोक्षो मे भूयादितीच्छा । ' મ્હારો મોક્ષ થાય ' એવી ઇચ્છાને " મુમુક્ષુત્વ " કહેવામાં આવે છે.

एतत्साधनचतुष्टयम् । ततस्तत्त्वविवेकस्याधिकारिणो भवंति ।

એ પ્રમાણે " સાધનચતુષ્ટય " છે. એ સાધનચતુષ્ટયથી સંપન્ન જે મનુષ્યો છે તે તત્ત્વવિવેકના અધિકારી થાય છે.

तत्त्वविवेकः कः ? તત્ત્વવિવેક એટલે શું ?

आत्मा सत्यस्तदन्यत् सर्वं मिथ्येति । આત્મા જ સત્ય છે, તેના સિવાય બીજું બધું મિથ્યા છે, એમ જે જાણવું, તેનું નામ " તત્ત્વવિવેક ".

आत्मा कः ? આત્મા કોને કહેવો ?

स्थूलसूक्ष्मकारणशरीराद्व्यतिरिक्तः पंचकोशातीतः सन् अवस्थात्रयसाक्षी सच्चिदानंदस्वरूपः सन् यस्तिष्ठति स आत्मा ।

સ્થૂલ, સૂક્ષ્મ અને કારણ શરીરથી જુદો, પંચકોશથી પર, જાગ્રત, સ્વપ્ન અને સુષુપ્તિ એ ત્રણ અવસ્થાનો સાક્ષી અને સચ્ચિદાનંદસ્વરૂપે જે રહેલો છે તે " આત્મા ".

स्थूलशरीरं किम् ? સ્થૂલશરીરની વ્યાખ્યા શી ?

पंचीकृतपंचमहाभूतैः कृतं सत् कर्मजन्यं सुखदुःखादिभोगायतनं शरीरम् । अस्ति, जायते, वर्धते, विपरिणमते, अपक्षीयते, विनश्यतीति षड्विकारयुक्तं वदेत्स्थूलशरीरम् ।

આકાશ, વાયુ, અગ્નિ, જલ અને પૃથ્વી એ એકત્રિત પંચ મહાભૂતોવડે બંધાયેલું પોતાનાં કર્મ પ્રમાણે સુખદુઃખ વિગેરેને ભોગવવાનું જે સ્થાન તે શરીર. " છે, જન્મે છે, વધે છે, વિકાર પામે છે, ક્ષીણ થાય છે અને નાશ પામે છે " એ પ્રમાણે છ વિકારવાળું જે શરીર તે " સ્થૂલશરીર " કહેવાય છે.

सूक्ष्मशरीरं किम् ? સૂક્ષ્મશરીરની વ્યાખ્યા શી ?

अपंचीकृतपंचमहाभूतैः कृतं सत् कर्मजन्यं सुखदुःखादिभोगसाधनं पंच ज्ञानेन्द्रियाणि पंच कर्मेन्द्रियाणि पंच प्राणादयः मनश्चैकं बुद्धिश्चैका एवं सप्तदशकलाभिः सह यत्तिष्ठति तत्सूक्ष्मशरीरम् ।

પ્રાથમિક તત્ત્વરૂપ પંચ મહાભૂતોવડે બનેલું, કર્મથી ઉત્પન્ન થયેલાં સુખદુઃખાદિ ભોગવવાના સાધનરૂપ, અને પાંચ જ્ઞાનેન્દ્રિય, પાંચ કર્મેન્દ્રિય, પાંચ પ્રાણ, મન તથા એક બુદ્ધિ એમ સત્તર કલા સાથે જે રહે છે, તેને "સૂક્ષ્મશરીર" કહેવામાં આવે છે.

**श्रोत्रं त्वक् चक्षू रसना घ्राणमिति पंच ज्ञानेन्द्रियाणि ।** "કાન, ચામડી, આંખ, જિહ્વા અને નાસિકા એ પાંચ જ્ઞાનેન્દ્રિય છે".

**श्रोत्रस्य दिग्देवता । त्वचो वायुः । चक्षुषः सूर्यः । रसनाया वरुणः । घ्राणस्याऽश्विनाविति ज्ञानेन्द्रियदेवताः ।**

કાનના દેવ દિશાઓ, ચામડીના વાયુ, આંખના સૂર્ય, જીભના વરુણ, અને નાસિકાના અશ્વિનીકુમાર, એમ એ પાંચ જ્ઞાનેન્દ્રિયોના દેવ છે.

**श्रोत्रस्य विषयः शब्दग्रहणम् । त्वचो विषयः स्पर्शग्रहणम् । चक्षुषो विषयः रूपग्रहणम् । रसनाया विषयो रसग्रहणम् । घ्राणस्य विषयो गंधग्रहणम् ।**

કાનનો વિષય, શબ્દ ગ્રહણ કરવાનો, ચામડીનો વિષય, સ્પર્શ ગ્રહણ કરવાનો, આંખનો વિષય, રૂપ ગ્રહણ કરવાનો, જીભનો વિષય, રસ ગ્રહણ કરવાનો, અને નાસિકાનો વિષય, સુગન્ધ દુર્ગન્ધ ગ્રહણ કરવાનો છે.

**वाक्पाणिपादपायूपस्थानीति पंच कर्मेन्द्रियाणि ।** વાણી, હાથ, પગ, ગુદા અને ગુહ્યેન્દ્રિય એ પાંચ "કર્મેન્દ્રિય" કહેવાય છે.

**वाचो देवता वह्निः । हस्तयोरिंद्रः । पादयोर्विष्णुः । पायोर्मृत्युः । उपस्थस्य प्रजापतिः इति कर्मेन्द्रियदेवताः ।**

વાણીના દેવ અગ્નિ, હાથના ઇન્દ્ર, પગના વિષ્ણુ, ગુદાના મૃત્યુ અને ગુહ્યેન્દ્રિયના પ્રજાપતિ, એ પ્રમાણે એ પાંચ કર્મેન્દ્રિયોના દેવ છે.

**वाचो विषयः भाषणम् । पाण्योर्विषयः वस्तुग्रहणम् । पादयोर्विषयो गमनम् । पायोर्विषयो मलत्यागः । उपस्थस्य विषयः आनंद इति ।**

વાણીનો વિષય બોલવું, હાથનો વિષય વસ્તુને પકડવી, પગનો વિષય ચાલવું, ગુદાનો વિષય મલત્યાગ અને ગુહ્યેન્દ્રિયનો વિષય આનંદ છે.

**कारणशरीरं किम्?** કારણશરીર કોને કહેવું?

**अनिर्वाच्यानाद्यविद्यारूपं शरीरद्वयस्य कारणमात्रं तत् स्वस्वरूपज्ञानं निर्विकल्पकरूपं यदस्ति तत्कारणशरीरम् ।**

શબ્દોથી જેનું વર્ણન ન થઇ શકે તેવું, અનાદિ અવિદ્યારૂપ, સ્થૂલ સૂક્ષ્મ બંને શરીરના કારણરૂપ અને પોતાના સ્વરૂપના જ્ઞાનવાળું નિર્વિકલ્પરૂપ જે શરીર તે " કારણશરીર " કહેવાય છે.

**अवस्थात्रयं किम्?।** ત્રણ અવસ્થા તે કઈ?

**जाग्रत्स्वप्नसुषुप्त्यवस्थाः ।** જાગ્રત, સ્વપ્ન અને સુષુપ્તિ, એ " ત્રણ અવસ્થાઓ " છે.

**जाग्रदवस्था का?** જાગ્રત અવસ્થા કોને કહેવી?

**श्रोत्रादिज्ञानेंद्रियैश्शब्दादिविषयैश्च ज्ञायते इति यत् सा जाग्रदवस्था । स्थूलशरीराभिमानी आत्मा विश्व इत्युच्यते ॥**

કાન વિગેરે જ્ઞાનેન્દ્રિયો વડે અને શબ્દાદિ વિષયોથી જેનું જ્ઞાન થાય તે " જાગ્રતાવસ્થા ". સ્થૂલશરીરનો અભિમાની આત્મા તે (અવસ્થામાં) " વિશ્વ " કહેવાય છે.

**स्वप्नावस्था कास्ति चेत् ।** સ્વપ્નાવસ્થા કઇ?

**जाग्रदवस्थायां यत् दृष्टं यच्छ्रुतं तज्जनितवासनया निद्रासमये यः प्रपंचः प्रतीयते सा स्वप्नावस्था । सूक्ष्मशरीराभिमानी आत्मा तैजस इत्युच्यते ॥**

જાગ્રત અવસ્થામાં જે જોવામાં તથા સાંભળવામાં આવ્યું હોય, તેનાથી ઉત્પન્ન થએલી વાસનાવડે નિદ્રાના વખતમાં જે પ્રપંચ ભાસે છે તેને “ સ્વપ્નાવસ્થા ” કહેવામાં આવે છે. સૂક્ષ્મ શરીરનો અભિમાની આત્મા તે ( અવસ્થામાં ) “ તૈજસ ” કહેવાય છે.

**अतः सुषुप्त्यवस्था का ?** હવે સુષુપ્તિ અવસ્થા કોને કહેવી ?

**अहं किमपि न जानामि, सुखेन मया निद्रानुभूयत इति सुषुप्त्यवस्था । कारणशरीराभिमानी आत्मा प्राज्ञ इत्युच्यते ।**

હું કંઇ પણ જાણતો નથી, હું સુખપૂર્વક નિદ્રાનો અનુભવ કરું છું, એ અવસ્થાને “ સુષુપ્તિઅવસ્થા ” કહેવામાં આવે છે. કારણશરીરનો અભિમાની આત્મા તે ( અવસ્થામાં ) “ પ્રાજ્ઞ ” કહેવાય છે.

**पंचकोशाः के ?** પાંચ કોશ કોને કહેવામાં આવે છે ?

**अन्नमयः प्राणमयः मनोमयः विज्ञानमयः आनन्दमयश्चेति ।** અન્નમય, પ્રાણમય, મનોમય, વિજ્ઞાનમય અને આનન્દમય એ પ્રમાણે પાંચ કોશ છે.

**अन्नमयः कोशः कः ?** અન્નમય કોશ એટલે શું ?

**अन्नरसेनैव भूत्वा अन्नरसेनैव वृद्धिं प्राप्य अन्नरूपपृथिव्यां यद्विलीयते तदन्नमयः कोशः स्थूलशरीरम् ।**

અન્નના રસવડે ઉત્પન્ન થઇ, અન્નના રસવડેજ વૃદ્ધિને મેળવી,

અન્નરૂપ પૃથ્વીમાં જે લય પામે છે તે "અન્નમય કોશ" એટલે સ્થૂલશરીર છે.

**प्राणमयः कोशः कः?** પ્રાણમય કોશ કયો?

**प्राणादिपंचवायवः वागादीन्द्रियपंचकं प्राणमयः।**

પ્રાણ, અપાન, વ્યાન, ઉદાન અને સમાન એ પાંચ વાયુ, તથા વાણી, હાથ, પગ, ગુદા અને શિશ્ન એ પાંચ કર્મેંદ્રિયો મળીને "પ્રાણમય કોશ" થાય છે.

**मनोमयः कोशः कः?** મનોમય કોશનું લક્ષણ શું?

**मनश्च ज्ञानेन्द्रियपंचकं मिलित्वा भवति स मनोमयः कोशः।** કાન, ચામડી, આંખ, જિહ્વા અને નાસિકા એ પાંચ જ્ઞાનેન્દ્રિયો સહિત જે મન તે "મનોમય કોશ" કહેવાય છે.

**विज्ञानमयः कोशः कः?** વિજ્ઞાનમય કોશ તે શું?

**बुद्धिश्च ज्ञानेंद्रियपंचकं मिलित्वा यो भवति स विज्ञानमयः कोशः।**

બુદ્ધિ અને પાંચ જ્ઞાનેન્દ્રિયો મળી જે કોશ થાય તે "વિજ્ઞાનમય કોશ" છે.

**आनंदमयः कोशः कः?** આનન્દમય કોશ તે શું?

**एवमेव कारणशरीरभूताविद्यास्थमलीनसत्त्वं प्रियादिवृत्तिसहितं सत् आनंदमयः कोशः। एतत्पंचकोशकम्।**

એ પ્રમાણેજ કારણશરીરભૂત અવિદ્યામાં રહેલું, પ્રિય વિગેરે વૃત્તિઓ સહિત જે મલીન સત્ત્વ તે "આનંદમય કોશ" છે. આ પ્રમાણે એ પાંચ કોશ છે.

**मदीयं शरीरं मदीयाः प्राणाः मदीयं मनश्च मदीया बुद्धिर्मदीयं ज्ञानमिति स्वेनैव ज्ञायते तद्यथा मदीयत्वेन ज्ञातं कटककुंडलगृहादिकं स्वस्माद्भिन्नं तथा पंचकोशादिकं मदीयत्वेन ज्ञातं आत्मा न भवति ।**

મ્હારું શરીર, મ્હારા પ્રાણ, મ્હારું મન, મ્હારી બુદ્ધિ, મ્હારું જ્ઞાન, એ પ્રમાણે પોતાની મેળે જે જ્ઞાન છે તે, તથા મમત્વથી માનવામાં આવેલાં કડાં, કુંડલ, ઘર વિગેરે જે ખરું જોતાં પોતાનાથી જૂદાં છે તે, તથા પંચકોશ વિગેરે કે જેનો પણ ‘ આ મારાં છે ’ એમ વ્યવહાર કરવામાં આવે છે તે, કોઇ પણ આત્મા નથી.

**आत्मा तर्हि कः ?** આત્મા ત્યારે કોણ છે ?

**सच्चिदानन्दस्वरूपः स आत्मा ।** તે આત્મા તો સચ્ચિદાનંદસ્વરૂપ છે.

**सत् किम् ?** સત્ એટલે શું ?

**कालत्रयेऽपि तिष्ठतीति सत् ।** વર્તમાન, ભૂત અને ભવિષ્ય એ ત્રણે કાલમાં જે નિત્ય રહે છે તે “ સત્ ”.

**चित् किम् ?** ચિત્ એટલે શું ?

**ज्ञानस्वरूपः ।** જ્ઞાનસ્વરૂપ તે “ ચિત્ ”.

**आनन्दः कः ?** આનંદ એટલે શું ?

**सुखस्वरूपः ।** સુખસ્વરૂપ એટલે “ આનંદ ”.

**एवं सच्चिदानन्दस्वरूपं स्वात्मानं विजानीयात् ।**

એ પ્રમાણે પોતાના આત્માને સચ્ચિદાનંદસ્વરૂપ જાણવો.

**अथ चतुर्विंशतितत्त्वोत्पत्तिप्रकारं वक्ष्यामः । ब्रह्माश्रया सत्त्वरजस्तमोगुणात्मिका माया अस्ति । तत आकाशः संभूतः । आकाशाद्वायुर्वायोस्तेजस्तेजस आपः अद्भ्यः पृथिवी ।**

હવે પ્રકૃતિના સમુદાયરૂપ ચોવિશ તત્ત્વોની ઉત્પત્તિનો પ્રકાર અમે કહીશું. બ્રહ્મનો આશ્રય કરીને રહેલી સત્ત્વ, રજ અને તમ એ ત્રિગુણાત્મક માયામાંથી આકાશ ઉત્પન્ન થયું; આકાશથી વાયુ, વાયુથી અગ્નિ, અગ્નિથી જલ અને જલથી પૃથ્વી ઉત્પન્ન થઇ.

**एतेषां पंचतत्त्वानां मध्ये आकाशस्य सात्त्विकांशात् श्रोत्रेन्द्रियं संभूतम्। वायोः सात्त्विकांशात् त्वगिन्द्रियं संभूतम्। अग्नेः सात्त्विकांशात् चक्षुरिंद्रियं संभूतम्। जलस्य सात्त्विकांशात् रसनेंद्रियं संभूतम्। पृथिव्याः सात्त्विकांशात् घ्राणेंद्रियं संभूतम्। एतेषां पंचतत्त्वानां समष्टिसात्त्विकांशात् मनोबुद्ध्यहंकारचित्तांतःकरणानि संभूतानि।**

એ પાંચ તત્ત્વોમાં આકાશ નામના તત્ત્વના સાત્ત્વિક અંશથી શ્રવણેન્દ્રિય ઉત્પન્ન થઇ, વાયુના સાત્ત્વિક અંશથી ત્વક્ ઇંદ્રિય ઉત્પન્ન થઈ, અગ્નિના સાત્ત્વિક અંશથી ચક્ષુ ઇંદ્રિય ઉત્પન્ન થઇ, જલના સાત્ત્વિક અંશથી જિહ્વેંદ્રિય ઉત્પન્ન થઇ, પૃથ્વીના સાત્ત્વિક અંશથી નાસિકા ઇંદ્રિય ઉત્પન્ન થઇ, અને એ પાંચે તત્ત્વોના સમષ્ટિરૂપ સાત્ત્વિક અંશથી મન, બુદ્ધિ, અહંકાર અને ચિત્ત એ અન્તઃકરણચતુષ્ટય ઉત્પન્ન થયું.

**संकल्पविकल्पात्मकं मनः। निश्चयात्मिका बुद्धिः। अहंकर्ता अहंकारः। चिंतनकर्तृ चित्तम्। मनसो देवता चंद्रमा। बुद्धेर्ब्रह्मा। अहंकारस्य रुद्रः। चित्तस्य वासुदेव इति।**

સંકલ્પવિકલ્પ કરે તે મન, નિશ્ચય કરે તે બુદ્ધિ, 'આ હું કરું છું' એમ અભિમાન કરે તે અહંકાર અને ચિંત્વન કરે તે ચિત્ત. મનના દેવ ચંદ્રમા છે, બુદ્ધિના દેવ બ્રહ્મા છે, અહંકારના દેવ રુદ્ર છે અને ચિત્તના દેવ સાક્ષાત્ ભગવાન્ વાસુદેવ–શ્રીકૃષ્ણચંદ્ર–છે.

**एतेषां पंचतत्त्वानां मध्ये आकाशस्य राजसांशात् वागिन्द्रियं संभूतम्।**

**वायोः राजसांशात् पाणीन्द्रियं संभूतम् । वह्नेः राजसांशात् पादेन्द्रियं संभूतम् । जलस्य राजसांशादुपस्थेंद्रियं संभूतम् । पृथिव्या राजसांशात् गुदेंद्रियं संभूतम् । एतेषां पंचतत्त्वानां समष्टिराजसांशात् पंचप्राणाः संभूताः ।**

એ પાંચ તત્ત્વોમાં આકાશના રાજસિક અંશથી વાણી, વાયુના રાજસિક અંશથી હાથ, અગ્નિના રાજસિક અંશથી પગ, જલના રાજસિક અંશથી ઉપસ્થ અને પૃથ્વીના રાજસિક અંશથી ગુદા એમ એ પાંચ ઇન્દ્રિય ઉત્પન્ન થઇ, તેમ એ પાંચે સમષ્ટિરૂપ તત્ત્વોના રાજસિક અંશથી પાંચ પ્રાણ ઉત્પન્ન થયા.

**एतेषां पंचतत्त्वानां तामसांशात् पंचीकृतपंचतत्त्वानि भवंति । पंचीकरणं कथमिति चेत्? एतेषां पंचमहाभूतानां तामसांशस्वरूपम् एकम् एकम् भूतं द्विधा विभज्य एकम् एकमर्धं पृथक् तूष्णीं व्यवस्थाप्य अपरमपरमर्धं चतुर्धा विभज्य स्वार्धमन्येष्वर्धेषु स्वभागचतुष्टयसंयोजनं कार्यम् । तदा पंचीकरणं भवति । एतेभ्यः पञ्चीकृतपञ्चमहाभूतेभ्यः स्थूलशरीरं भवति । एवं पिंडब्रह्मांडयोरैक्यं संभूतम् ।**

એ પાંચે તત્ત્વોના તામસિક અંશથી, પાંચ તત્ત્વોનું પંચીકરણ થાય છે. પંચીકરણ કેવી રીતે થાય છે? તો એ પાંચ મહાભૂતોના તામસિક અંશ સ્વરૂપ દરેક ભૂતના બે વિભાગ કરીને તેમાં એક એક અર્ધા વિભાગને શાંતતાથી જુદો રાખીને, બાકીના અર્ધા અર્ધા ભાગના ચાર ચાર વિભાગ કરી, ત્યાર પછી બીજાના અર્ધ ભાગ સાથે પોતાના દરેકના ચાર ભાગોને જોડી દેવા. આ પ્રમાણે તામસાંશનું મિશ્રણ તે ‘ પંચીકરણ ’ કહેવાય છે; આ પંચીકરણ કરેલાં પંચમહાભૂતોથી સ્થૂલ શરીર ઉત્પન્ન થાય છે. એ પ્રમાણે પિંડ અનેબ્રહ્માંડની એકતા થઈ છે.

स्थूलशरीराभिमानि जीवनामकं ब्रह्मप्रतिबिंबं भवति । स एव जीवः प्रकृत्या स्वस्मात् ईश्वरं भिन्नत्वेन जानाति । अविद्योपाधिः सन् आत्मा जीव इत्युच्यते । मायोपाधिः सन् ईश्वर इत्युच्यते । एवम् उपाधिभेदात् जीवेश्वरभेददृष्टिर्यावत्पर्यंतं तिष्ठति तावत्पर्यंतं जन्ममरणादिरूपसंसारो न निवर्तते । तस्मात् कारणान्न जीवेश्वरयोर्भेदबुद्धिः स्वीकार्या ।

સ્થૂલશરીરાભિમાની જીવ એ બ્રહ્મનું પ્રતિબિંબજ છે. તેજ જીવ પ્રકૃતિ-માયા વડે પોતાનાથી ઇશ્વર જૂદા છે એમ જાણે છે. અવિદ્યાની ઉપાધિવાળો આત્મા જીવ કહેવાય છે અને માયાની ઉપાધિવાળો આત્મા ઇશ્વર કહેવાય છે. એ પ્રમાણે ઉપાધિભેદથી જીવ અને ઇશ્વર વચ્ચે જ્યાં સુધી ભેદદૃષ્ટિ રહે છે ત્યાં સુધી જન્મ-મરણરૂપ આ સંસારની નિવૃત્તિ થતી નથી. તે કારણથી જીવ અને ઇશ્વર વચ્ચે ભેદબુદ્ધિનો સ્વીકાર કરવો નહિ.

ननु साहंकारस्य किंचिज्ज्ञस्य जीवस्य निरहंकारस्य सर्वज्ञस्येश्वरस्य तत्त्वमसीति महावाक्यात् कथमभेदबुद्धिः स्यादुभयोः विरुद्धधर्माक्रांतत्वात् इति चेन्न । स्थूलसूक्ष्मशरीराभिमानी त्वंपदवाच्यार्थं उपाधिविनिर्मुक्तं समाधिदशासंपन्नं शुद्धं चैतन्यं त्वंपदलक्ष्यार्थः । एवं सर्वज्ञत्वादिविशिष्ट ईश्वरस्तत्पदवाच्यार्थः । उपाधिशून्यं शुद्धचैतन्यं तत्पदलक्ष्यार्थः । एवं च जीवेश्वरयोः चैतन्यरूपेणाभेदे बाधकाभावः । एवं च वेदांतवाक्यैः सद्गुरूपदेशेन च सर्वेष्वपि भूतेषु येषां ब्रह्मबुद्धिरुत्पन्ना ते जीवन्मुक्ता इत्यर्थः ।

અહંકારયુક્ત અને અલ્પજ્ઞાનવાળા જીવ અને અહંકારરહિત સર્વજ્ઞ ઇશ્વરમાં ' તત્ત્વમસિ ' એ મહાવાક્યથી અભેદબુદ્ધિ કેવી રીતે થાય? કારણ કે બંનેના ધર્મ વિરુદ્ધ છે. પ્રત્યુત્તરમાં કહે છે:— સ્થૂલ સૂક્ષ્મ શરીરાભિમાની જીવ ' ત્વં ' પદનો વાચ્યાર્થ છે અને ઉપાધિમુક્ત સમાધિદશાસંપન્ન, શુદ્ધ ચૈતન્યઆત્મા એ ' ત્વં ' પદનો

લક્ષ્યાર્થ–લાક્ષણિક અર્થ છે. તેજ પ્રમાણે સર્વજ્ઞત્વ વિગેરે વિશિષ્ટતાવાળા ઇશ્વર તત્‌પદથી વાચ્ય છે અને ઉપાધિશૂન્ય શુદ્ધ ચૈતન્ય ઇશ્વર ‘ તત્ ’ પદનો લક્ષ્યાર્થ છે. એ પ્રમાણે જીવ અને ઇશ્વરના ચૈતન્યરૂપમાં ભેદ ન હોવાથી અભેદદૃષ્ટિમાં કોઇ પણ જાતનો પ્રતિબંધ નથી. એ રીતે વેદાન્તનાં વચનોવડે તથા સદ્‌ગુરુના ઉપદેશથી સર્વ પ્રાણીઓમાં જેમને બ્રહ્મબુદ્ધિ ઉત્પન્ન થઇ હોય તેઓ જીવન્મુક્ત હોય છે.

**ननु जीवन्मुक्तः कः ?** જીવનમુક્ત કોને કહેવો ?

**यथा देहोऽहं पुरुषोऽहं ब्राह्मणोऽहं शूद्रोऽहमस्मीति दृढनिश्चयस्तथा नाहं ब्राह्मणः न शूद्रः न पुरुषः किन्तु असंगः सच्चिदानन्दस्वरूपः प्रकाशरूपः सर्वान्तर्यामी चिदाकाशरूपोऽस्मीति दृढनिश्चयरूपापरोक्षज्ञानवान् जीवन्मुक्तः । ब्रह्मैवाहमस्मीत्यपरोक्षज्ञानेन निखिलकर्मबन्धविनिर्मुक्तः स्यात् ।**

જેમ કે “ હું શરીરરૂપ છું, હું પુરુષ છું, હું બ્રાહ્મણ છું, હું શૂદ્ર છું ” એ પ્રમાણે (અજ્ઞાનીને) દૃઢ નિશ્ચય હોય છે તેજ પ્રમાણે “ હું બ્રાહ્મણ નથી, હું શૂદ્ર નથી, તેમ હું પુરુષ પણ નથી, પરંતુ કોઇ પણ જાતના સંગરહિત, સચ્ચિદાનંદસ્વરૂપ, પ્રકાશરૂપ, સર્વનો અન્તર્યામી, તથા જ્ઞાનાંશરૂપે સર્વજ્ઞ પરમેશ્વરસ્વરૂપ હું છું, ” એ પ્રમાણે દૃઢનિશ્ચયરૂપ અપરોક્ષ જ્ઞાન જેને હોય છે તે મનુષ્ય જીવન્મુક્ત કહેવાય છે. “ હું બ્રહ્મજ છું ” એ પ્રમાણેના અપરોક્ષ જ્ઞાનથી સર્વ પ્રકારના કર્મનાં બન્ધનમાંથી મનુષ્ય મુક્ત થાય છે.

**कर्माणि कतिविधानि सन्ति ?** કર્મ કેટલા પ્રકારનાં છે ?

**आगामिसंचितप्रारब्धभेदेन त्रिविधानि सन्ति ।**

આગામિ, સંચિત અને પ્રારબ્ધના ભેદવડે કર્મ ત્રણ પ્રકારનાં છે.

**आगामि कर्म किम् ?** આગામિ કર્મ એટલે શું ?

**ज्ञानोत्पत्त्यनन्तरं ज्ञानिदेहकृतं पुण्यपापरूपं कर्म यदस्ति तदागामीत्यभिधीयते ।**

જ્ઞાનોત્પત્તિ પછી જ્ઞાનવાળા શરીરથી પુણ્યપાપરૂપ જે કર્મ કરવામાં આવે તે 'આગામિ' કર્મ કહેવાય છે.

**संचितं कर्म किम् ?** સંચિત કર્મ કોને કહેવું ?

**अनन्तकोटिजन्मनां बीजभूतं सत् यत्कर्मजातं पूर्वार्जितं तिष्ठति तत्संचितं ज्ञेयम् ।**

અનંત પ્રકારના કરોડો જન્મના બીજરૂપ હોવા સાથે, પૂર્વજન્મમાં કરેલું જે પ્રત્યેક કર્મ હોય તેને 'સંચિત' કર્મ જાણવું.

**प्रारब्धकर्म किमिति चेत् ?** પ્રારબ્ધ કર્મ એટલે શું ?

**इदं शरीरमुत्पाद्य इह लोके एवं सुखदुःखादिप्रदं यत्कर्म तत् प्रारब्धं भोगेन नष्टं भवति प्रारब्धकर्मणः भोगादेव क्षय इति । अवश्यमेव भोक्तव्यं कृतं कर्म शुभाशुभम् । नाभुक्तं क्षीयते कर्म कल्पकोटिशतैरपि ॥**

આ શરીરને ઉત્પન્ન કરીને આ લોકમાં એ પ્રમાણે સુખદુઃખ વિગેરે આપનાર જે કર્મ તે 'પ્રારબ્ધ' કર્મ કહેવાય છે અને ભોગથીજ તેનો નાશ થાય છે, કારણ કે 'પ્રારબ્ધ કર્મનો ભોગથીજ ક્ષય થાય છે' એમ કહેલું છે. જેમકે કરેલું શુભ અથવા અશુભ કર્મ અવશ્ય ભોગવવું જોઇએ, નહિ ભોગવેલું કર્મ કરોડો કલ્પ વીત્યા છતાં પણ ક્ષીણ થતું નથી.

**संचितं कर्म ब्रह्मैवाहमिति निश्चयात्मकज्ञानेन नश्यति ।**

'હું બ્રહ્મજ છું' એ પ્રમાણેના નિશ્ચયાત્મક જ્ઞાનવડે સંચિત કર્મનો નાશ થાય છે.

**आगामि कर्मापि ज्ञानेन नश्यति । किंच आगामिकर्मणां नलिनीदलगतजलवत् ज्ञानिनां सम्बन्धो नास्ति ।**

આગામિ કર્મ પણ જ્ઞાનથીજ નષ્ટ થાય છે, કારણ કે કમલના પત્રપર રહેલા જલને જેમ કમલ સાથે કંઇ સંબંધ નથી તેમ જ્ઞાનીઓને જ્ઞાન ઉત્પન્ન થયા પછી કરવામાં આવતાં આગામિ કર્મ સાથે કોઇપણ જાતનો સંબંધ નથી.

**किंच ये ज्ञानिनं स्तुवंति भजंति अर्चयंति तान्प्रति ज्ञानिकृतं आगामि पुण्यं गच्छति। ये ज्ञानिनं निंदन्ति द्विषन्ति दुःखप्रदानं कुर्वन्ति तान्प्रति ज्ञानिकृतं सर्वं आगामि क्रियमाणं यदवाच्यं कर्म पापात्मकं तद्गच्छति तथा चात्मवित्संसारं तीर्त्वा ब्रह्मानंदं इहैव प्राप्नोति। तरति शोकसागरमात्मविदिति श्रुतेः॥ तनुं त्यजतु वा काश्यां श्वपचस्य गृहेऽथवा॥ ज्ञानसंप्राप्तिसमये मुक्तोऽसौ विगताशयः॥ इति स्मृतेश्च॥**

જે મનુષ્યો જ્ઞાનીની સ્તુતિ કરે છે, ભજન કરે છે, પૂજા કરે છે, તેમને જ્ઞાનીએ કરેલું પુણ્યાત્મક કર્મ પ્રાપ્ત થાય છે, અને જે મનુષ્યો જ્ઞાનીની નિંદા કરે છે, તેનો દ્વેષ કરે છે, અથવા તેને દુઃખ આપે છે તેમને જ્ઞાનીએ કરેલું બધું આગામિ, ક્રિયમાણ અને અવાચ્ય એવું પાપાત્મક કર્મ પ્રાપ્ત થાય છે, એટલે જ્ઞાનીને પુણ્ય કે પાપ કોઇની સાથે સંબંધ રહેતો નથી, તેથી આત્માને જાણનાર જ્ઞાની પુરુષ સંસારને તરી જઇ આ લોકમાં જ બ્રહ્મના આનંદને પ્રાપ્ત થાય છે–બ્રહ્માનંદ અનુભવે છે.–શ્રુતિમાં પણ કહ્યું છે કે, “ આત્માને જાણનાર મનુષ્ય શોકરૂપી આ મહાન્ સંસારસમુદ્રને તરી જાય છે.” તેમજ સ્મૃતિમાં પણ કહેલું છે કે, “ જ્ઞાનની પ્રાપ્તિ થવાના સમયમાં જ્ઞાની મનુષ્ય પોતાના શરીરનો કાશીમાં ત્યાગ કરે અથવા તેને ચાંડાલના ઘરમાં છોડે તે બધું સરખુંજ છે; કારણ કે કામનારહિત તથા બ્રહ્મભૂત એવા તે જ્ઞાનીનો આત્મા તો પહેલેથીજ મુક્ત થયેલો હોય છે.

ઇતિ અધ્યાત્મપ્રકરણમાં “ તત્ત્વબોધ ” સંપૂર્ણ.

---

# आत्मबोधः ।

तपोभिः क्षीणपापानां शांतानां वीतरागिणाम् ।
मुमुक्षूणामपेक्ष्योऽयमात्मबोधो विधीयते ॥ १ ॥

તપથી જેમનાં પાપ ક્ષીણ થઇ ગયાં છે એવા, શાન્ત અને રાગ–આસક્તિ–થી જેઓ રહિત છે તેવા મુમુક્ષુઓની ખાસ આવશ્યકતા માટે આ " આત્મબોધ " કહેવામાં આવે છે. ૧

बोधोऽन्यसाधनेभ्यो हि साक्षान्मोक्षैकसाधनम् ।
पाकस्य वह्निवज्ज्ञानं विना मोक्षो न सिध्यति ॥ २ ॥

બીજાં સાધનોમાંથી એકત્ર કરેલું આ જ્ઞાન સાક્ષાત્ મોક્ષનું એક મુખ્ય સાધન છે; અગ્નિ વિના જેમ રસોઇ થતી નથી, તેમ જ્ઞાન સિવાય મોક્ષ કદિ પણ સિદ્ધ થતો નથી. ૨

अविरोधितया कर्म नाविद्यां विनिवर्तयेत् ।
विद्याविद्यां निहंत्येव तेजस्तिमिरसंघवत् ॥ ३ ॥

અવિરુદ્ધપણે કરવામાં આવતું કર્મ અવિદ્યાની નિવૃત્તિ કરતું નથી, પણ જેમ તેજ અંધકારના સમૂહનો નાશ કરે છે, તેમ વિદ્યાજ અવિદ્યાનો નાશ કરે છે. ૩

परिच्छिन्न इवाज्ञानात्तन्नाशे सति केवलः ।
स्वयं प्रकाशते ह्यात्मा मेघापायेंऽशुमानिव ॥ ४ ॥

આ આત્મા અજ્ઞાનથી ઢંકાએલો હોય તેમ જણાય છે, પણ તે અજ્ઞાનના નાશ પછી, વાદળાંઓ ખસી ગયા પછી જેમ સૂર્ય પ્રકાશે છે, તેમ તે કેવલ શુદ્ધ આત્મા પોતાની મેળેજ પ્રકાશે છે. ૪

**अज्ञानकलुषं जीवं ज्ञानाभ्यासाद्विनिर्मलम् ।**
**कृत्वा ज्ञानं स्वयं नश्येज्जलं कतकरेणुवत् ॥ ५ ॥**

અજ્ઞાનથી કલુષિત થયેલા આ જીવને જ્ઞાનના અભ્યાસથી અત્યંત નિર્મલ કરવો, અને જેમ કતકના ફલના પરાગથી જલ શુદ્ધ થાય છે અને પરાગ તેમાં મળી જાય છે, તેમજ જ્ઞાનનો પણ જીવમાં લય થવાથી પોતાની મેળેજ તે નિવૃત્ત થાય છે. ૫

**संसारः स्वप्नतुल्यो हि रागद्वेषादिसंकुलः ।**
**स्वकाले सत्यवद्भाति प्रबोधेऽसत्यवद्भवेत् ॥ ६ ॥**

રાગ દ્વેષ વિગેરેથી ભરેલો આ સંસાર સ્વપ્નના જેવો છે, સ્વપ્નના સમયમાં જેમ જોવામાં આવતું બધું સત્ય લાગે, પણ જાગ્રત્ થતાં બધું અસત્યજ જણાય છે, તેમજ અજ્ઞાનથી સંસાર સત્ય ભાસે છે, પરંતુ જ્ઞાન થતાં તે મિથ્યા જણાય છે. ૬

**तावत्सत्यं जगद्भाति शुक्तिकारजतं यथा ।**
**यावन्न ज्ञायते ब्रह्म सर्वाधिष्ठानमद्वयम् ॥ ७ ॥**

ચાંદી અને છીપની વચ્ચેનું અંતર ન જણાય ત્યાં સુધી છીપનેજ જેમ ચાંદી માનવામાં આવે છે, તેમજ સર્વના અધિષ્ઠાનરૂપ અખંડ બ્રહ્મનું જ્ઞાન ન થાય, ત્યાં સુધીજ સંસાર સત્ય લાગે છે. ૭

**उपादानेऽखिलाधारे जगंति परमेश्वरे ।**
**सर्गस्थितिलयं यांति बुद्बुदा इव वारिणि ॥ ८ ॥**

જલમાં જેમ પરપોટા ઉત્પન્ન થાય છે, રહે છે અને લય પામે છે, તેમજ સર્વના ઉપાદાનકારણરૂપ અને સર્વના આધારભૂત પરમેશ્વરમાં આ અનેક બ્રહ્માંડો ઉત્પત્તિ, સ્થિતિ અને લય પામ્યા કરે છે. ૮

सच्चिदात्मन्यनुस्यूते नित्ये विष्णौ प्रकल्पिताः ।
व्यक्तयो विविधाः सर्वा हाटके कटकादिवत् ॥ ९ ॥

જેમ સુવર્ણમાંથી અનેક પ્રકારનાં કડાં કુંડલ વિગેરે આભૂષણો થાય છે, છતાં તે સુવર્ણથી જુદાં નથી, તેમજ સર્વવ્યાપક, નિત્ય અને સચ્ચિદાનંદસ્વરૂપ ભગવાન્ વિષ્ણુ, કે જે જગત્ સાથે ઓતપ્રોત રહેલા છે, તેમાંજ આ બધી કલ્પિત વિવિધ વ્યક્તિઓ રહેલી છે, એટલે તેમનાથી તે જુદી નથી. ૯

यथाकाशो हृषीकेशो नानोपाधिगतो विभुः ।
तद्भेदाद्भिन्नवद्भाति तन्नाशे केवलो भवेत् ॥ १० ॥

આકાશ જેમ ઉપાધિભેદથી અનેક જણાય છે તેમજ વિવિધ પ્રકારની ઉપાધિના ભેદથી આ પરમાત્મા વિવિધ જણાય છે, પરંતુ ઉપાધિના નાશ પછી અભેદસ્વરૂપ પરમાત્મા કેવલ એકજ જણાય છે. ૧૦

नानोपाधिवशादेव जातिवर्णाश्रमादयः ।
आत्मन्यारोपितास्तोये रसवर्णादिभेदवत् ॥ ११ ॥

જલમાં રહેલા રસ અને વર્ણના ભેદની સમાન વિવિધ પ્રકારની ઉપાધિના આશ્રયથીજ જાતિ, વર્ણ તથા આશ્રમ વિગેરે ભેદો આત્મામાં કલ્પેલા છે. ૧૧.

पंचीकृतमहाभूतसंभवं कर्मसंचितम् ।
शरीरं सुखदुःखानां भोगायतनमुच्यते ॥ १२ ॥

આકાશાદિ પાંચ મહાભૂતના સમુદાયથી તથા કર્મથી ઉત્પન્ન થયેલા શરીરને, સુખદુઃખને ભોગવવાના સ્થાનરૂપ 'સ્થૂલશરીર' કહેવામાં આવે છે. ૧૨

पंचप्राणमनोबुद्धिदशेंद्रियसमन्वितम् ।
अपंचीकृतभूतोत्थं सूक्ष्मांगं भोगसाधनम् ॥ १३ ॥

પાંચ પ્રાણ, મન, બુદ્ધિ અને દશ ઇન્દ્રિયો સહિત, પ્રાથમિક તત્ત્વરૂપ પાંચ મહાભૂતોવડે થયેલા શરીરને ભોગના સાધનરૂપ 'સૂક્ષ્મશરીર' કહેવામાં આવે છે. ૧૩

अनाद्यविद्यानिर्वाच्या कारणोपाधिरुच्यते ।
उपाधित्रितयादन्यमात्मानमवधारयेत् ॥ १४ ॥

અનાદિ અવિદ્યાથી અનિર્વાચ્ય જે શરીર તે 'કારણશરીર' કહેવાય છે; એ પ્રમાણે એ ત્રણે ઉપાધિ-શરીર-થી આત્મા જુદોજ છે, એમ નિશ્ચયપૂર્વક જાણવું. ૧૪

पंचकोशादियोगेन तत्तन्मय इव स्थितः ॥
शुद्धात्मा नीलवस्त्रादियोगेन स्फटिको यथा ॥ १५ ॥

સ્ફટિક મણિ જેમ કાળાં, લીલાં વિગેરે વસ્ત્રોથી જુદા જુદા રંગનો જણાય છે, તેમ આ શુદ્ધ આત્મા પણ પંચકોશ વિગેરેના યોગથી તે તે કોશમય હોય તેવો જણાય છે, પરંતુ ખરૂં જોતાં તે સર્વથી જુદોજ છે. ૧૫

वपुस्तुषादिभिः कोशैर्युक्तं युक्त्यावघाततः ॥
आत्मानमंतरं शुद्धं विविच्यात्तंडुलं यथा ॥ १६ ॥

જેમ ચોખાને યુક્તિથી ખાંડીને ફોતરાંઓથી છૂટા પાડવામાં આવે છે, તેમ કોશ વિગેરે સહિત શરીરરૂપી તુષ–ફોતરાંઓ–થી શુદ્ધ આત્માને જૂદો પાડવો. ૧૬

सदा सर्वगतोऽप्यात्मा न सर्वत्रावभासते ॥
बुद्धावेवावभासेत स्वच्छेषु प्रतिबिंबवत् ॥ १७ ॥

આત્મા હમેશાં સર્વમાં રહેલો છે, છતાં પણ તે સર્વ ઠેકાણે જણાતો નથી, પરંતુ પ્રતિબિંબ જેમ સ્વચ્છ પદાર્થમાંજ જણાય છે, તેમ આત્માનું દર્શન પણ પવિત્ર અને જ્ઞાનવાળી બુદ્ધિમાંજ થાય છે. ૧૭

देहेंद्रियमनोबुद्धिप्रकृतिभ्यो विलक्षणम् ॥
तद्वृत्तिसाक्षिणं विद्यादात्मानं राजवत्सदा ॥ १८ ॥

શરીર, ઇંદ્રિય, મન, બુદ્ધિ અને પ્રકૃતિથી આત્માને જૂદોજ જાણવો. દૃષ્ટાન્તમાં જેમ રાજા પ્રધાનમંડલ, પ્રજા વિગેરેથી જૂદો અને કેવલ સાક્ષિરૂપ છે તેમ આત્માને પણ સર્વથી વિલક્ષણ અને સર્વ વૃત્તિઓના સાક્ષિરૂપ જાણવો. ૧૮

व्यापृतेष्विंद्रियेष्वात्मा व्यापारीवाविवेकिनाम् ॥
दृश्यतेऽभ्रेषु धावत्सु धावन्निव यथा शशी ॥ १९ ॥

જેવી રીતે વાદળાંઓ દોડતાં હોય છે ત્યારે જાણે ચંદ્ર દોડતો હોય તેમ કેટલાકને જણાય છે, તેવી રીતે અવિવેકી મનુષ્યોને, વિષયોમાં પ્રવૃત્ત થયેલી ઇંદ્રિયોમાં જોડાયલો આત્મા જાણે તેમાં ક્રિયાવાળો હોય તેમ જણાય છે. ૧૯

आत्मचैतन्यमाश्रित्य देहेंद्रियमनोधियः ॥
स्वकीयार्थेषु वर्तंते सूर्यालोकं यथा जनाः ॥ २० ॥

સૂર્યને જોઇને જેમ મનુષ્યો પોતપોતાના કાર્યમાં પ્રવૃત્ત થાય છે, તેમ આત્માની ચૈતન્યશક્તિનો આશ્રય કરીને શરીર, ઇંદ્રિયો, મન અને બુદ્ધિ, પોતપોતાના કાર્યમાં પ્રવૃત્ત થાય છે. ૨૦

**देहेंद्रियगुणान् कर्माण्यमल सच्चिदात्मनि ॥**
**अध्यस्यंत्यविवेकेन गगने नीलिमादिवत् ॥ २१ ॥**

અજ્ઞાનથી આકાશમાં કાળા, લીલા, સફેદ વિગેરે રંગોનું જેમ મિથ્યા આરોપણ કરવામાં આવે છે, તેમજ મલરહિત-શુદ્ધ, સચ્ચિદાનંદસ્વરૂપ આત્મામાં શરીર અને ઇંદ્રિયોના ગુણોનું અને કર્મોનું અવિવેકથી મિથ્યા આરોપણ કેટલાક કરે છે. ૨૧

**अज्ञानमानसोपाधेः कर्तृत्वादीनि चात्मनि ॥**
**कल्प्यंतेऽबुगते चंद्रे चलनादिर्यथांभसः ॥ २२ ॥**

કોઇ પાત્રમાં જલ ભરી રાખવાથી તેમાં ચંદ્રનું પ્રતિબિંબ જણાય છે, પછી તે જલના હાલવાથી ચંદ્રનું પ્રતિબિંબ પણ જેમ હાલતું જોવામાં આવે છે, તેવી રીતેજ અજ્ઞાનયુક્ત મનની ઉપાધિથીજ આત્માને વિષે કર્તૃત્વ, ભોકતૃત્વ અને કર્મની કલ્પના કરવામાં આવે છે. ૨૨

**रागेच्छासुखदुःखादि बुद्धौ सत्यां प्रवर्तते ॥**
**सुषुप्तौ नास्ति तन्नाशे तस्माद् बुद्धेस्तु नात्मनः ॥ २३ ॥**

આસક્તિ, ઇચ્છા, સુખદુઃખ વિગેરે બુદ્ધિ જ્યારે કામ કરતી હોય ત્યારે જોવામાં આવે છે; સુષુપ્તિમાં તેનો નાશ થવાથી તે કંઇ પણ જોવામાં આવતાં નથી, તેથી રાગાદિક ધર્મો બુદ્ધિનાજ છે પણ આત્માના તે ધર્મો નથી. ૨૩

प्रकाशोऽर्कस्य तोयस्य शैत्यमग्नेर्यथोष्णता ॥
स्वभावः सच्चिदानंदनित्यनिर्मलतात्मनः ॥ २४ ॥

પ્રકાશ એ સૂર્યનો સ્વભાવ છે, શીતલતા જલનો સ્વભાવ છે અને ઉષ્ણતા એ જેમ અગ્નિનો સ્વભાવ છે તેમજ હંમેશાં સત્, ચિત્ અને આનંદ તથા નિર્મલતા–પવિત્રતા–એ આત્માનો સ્વભાવ–ધર્મ–છે. ૨૪

आत्मनः सच्चिदंशश्च बुद्धेर्वृत्तिरिति द्वयम् ॥
संयोज्य चाविवेकेन जानामीति प्रवर्तते ॥ २५ ॥

આત્માનો સત્ અને ચિત્ અંશ, તથા બુદ્ધિની વૃત્તિ એ બન્નેને જોડીને અવિવેકથી, હું જાણું છું–હું સર્વજ્ઞ–છું–એમ જીવ પ્રવૃત્તિ કરે છે. ૨૫

आत्मनो विक्रिया नास्ति बुद्धेर्बोधो न जात्विति ॥
जीवः सर्वमलं ज्ञात्वा कर्ता द्रष्टेति मुह्यति ॥ २६ ॥

આત્માને કોઇ પણ જાતનો વિકાર નથી, બુદ્ધિને કદિ કોઇ પણ પ્રકારનું જ્ઞાન નથી, એ પ્રમાણે જીવ સર્વ જાણવા છતાં પણ ‘ હું કર્તા અને દ્રષ્ટા છું ’ એ પ્રમાણે મોહ પામે છે. ૨૬

रज्जुसर्पवदात्मानं जीवो ज्ञात्वा भयं वहेत् ॥
नाहं जीवः परात्मेति ज्ञातश्चेन्निर्भयो भवेत् ॥ २७ ॥

દોરડીને સર્પ જાણવાથી જેમ ભય થાય છે તેમ આત્માને જીવ માનવાથી ભય થાય છે, પણ “ હું જીવ નથી, હું પરમાત્માજ છું ” એવી રીતે આત્માને જાણવામાં આવે તો મનુષ્ય નિર્ભય થઇ જાય છે. ૨૭

आत्मावभासयत्येको बुद्ध्यादीनींद्रियाणि च ॥
दीपो घटादिवत्स्वात्मा जडैस्तैर्नावभास्यते ॥ २८ ॥

દીવો જેમ ઘટ વિગેરે પદાર્થોને પ્રકાશ આપી તેમનું જ્ઞાન કરાવે છે તેમ આ આત્મા પણ એકલોજ બુદ્ધિ, શરીર, મન, ઇંદ્રિયો વિગેરેને પ્રકાશ આપે છે, પરંતુ પોતે તે જડ પદાર્થોથી કદિ પણ પ્રકાશ પામતો નથી. ૨૮

स्वबोधेनान्यबोधेच्छा बोधरूपतयात्मनः ॥
न दीपस्यान्यदीपेच्छा यथा स्वात्मप्रकाशने ॥ २९ ॥

આત્મા પોતે જ્ઞાનરૂપ હોવાથી જેમ એક દીવાને બીજા દીવાની ઇચ્છા રહેતી નથી, તેમ પોતાના સંબંધી જ્ઞાન થયા પછી તેને પણ બીજા કોઇ જ્ઞાનની ઇચ્છા રહેતી નથી. ૨૯

निषिध्य निखिलोपाधीन्नेति नेतीति वाक्यतः ॥
विद्यादैक्यं महावाक्यैर्जीवात्मपरमात्मनोः ॥ ३० ॥

'આત્મા આવો પણ નથી અને તેવો પણ નથી' એમ 'નેતિ નેતિ' વાકયો વડે સર્વ ઉપાધિઓને નિવૃત્ત કરીને, વેદાન્તનાં મહાવચનોવડે જીવાત્મા અને પરમાત્માની વચ્ચેની ભેદબુદ્ધિને દૂર કરી તેમનું ઐકચ જાણવું. ૩૦

आविद्यकं शरीरादि दृश्यं बुद्बुदवत्क्षरम् ॥
एतद्विलक्षणं विद्यादहं ब्रह्मेति निर्मलम् ॥ ३१ ॥

અવિદ્યાથી ભાસતા આ જગતના શરીરાદિ દૃશ્ય પદાર્થમાત્ર, જલના પરપોટાની માફક ક્ષણભંગુર–નાશવંત–છે, અને તેનાથી ભિન્ન લક્ષણવાળું નિર્મલ અને અવિનાશિ એવું જે બ્રહ્મ તે હું છું એમ જાણવું. ૩૧

देहान्यत्वान्न मे जन्मजराकार्श्यलयादयः ॥
शब्दादिविषयैः संगो निरिंद्रियतया न च ॥ ३२ ॥

શરીરથી જૂદો હોવાના કારણથી મને જન્મ, ઘડપણ, દુબળાપણું કે વિનાશ કંઇપણ નથી તેમજ શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, ગંધ, એ પાંચ વિષયો સાથે પણ હું ઇન્દ્રિયોથી ભિન્ન હોવાથી મને કોઇપણ પ્રકારનો સંગ નથી એમ જાણવું. ૩૨

अमनस्कान्न मे दुःखरागद्वेषभयादयः ॥
अप्राणो ह्यमनाः शुभ्रं इत्यादिश्रुतिशासनात् ॥ ३३ ॥

'આત્મા પ્રાણરહિત, મનરહિત, અને શુભ્ર-શુદ્ધ-છે,' એ શ્રુતિઓના પ્રતિપાદન પ્રમાણે મને મન ન હોવાથી દુઃખ, આસક્તિ દ્વેષ કે ભય, એ કશુંજ મને નથી. ૩૩

एतस्माज्जायते प्राणो मनः सर्वेंद्रियाणि च ॥
खं वायुर्ज्योतिरापश्च पृथ्वी विश्वस्य धारिणी ॥ ३४ ॥

એ અવિનાશી નિત્ય આત્મામાંથીજ પ્રાણ, મન, બુદ્ધિ, બધી ઇંદ્રિયો, આકાશ, વાયુ, અગ્નિ, જલ અને જે આખા વિશ્વને ધારણ કરે છે તે પૃથ્વી વિગેરે સર્વ ઉત્પન્ન થાય છે. ૩૪

निर्गुणो निष्क्रियो नित्यो निर्विकल्पो निरंजनः ॥
निर्विकारो निराकारो नित्यमुक्तोऽस्मि निर्मलः ॥ ३५ ॥

હું ગુણરહિત, ક્રિયારહિત, નિત્ય, ઇચ્છા-વાસના-રહિત, માયા-રહિત, વિકારરહિત, આકારરહિત, નિત્યમુક્ત અને નિર્મલ છું. ૩૫

अहमाकाशवत्सर्वबहिरंतर्गतोऽच्युतः ॥
सदा सर्वसमः शुद्धो निःसंगो निर्मलोऽचलः ॥ ३६ ॥

હું આકાશની માફક સર્વની બહાર અને અંદર પણ રહેલો, અવિનાશી, હંમેશાં સર્વમાં સમાન, શુદ્ધ, સંગરહિત, મલરહિત અને પર્વતની માફક અચલ છું. ૩૬

नित्यशुद्धविमुक्तैकमखंडानंदमद्वयम् ॥
सत्यं ज्ञानमनंतं यत्परं ब्रह्माहमेव तत् ॥ ३७ ॥

નિત્ય, શુદ્ધ, મુક્ત, એક, અખંડ, આનંદસ્વરૂપ, દ્વૈત-ભેદભાવ વિનાનું, સત્ય, જ્ઞાનસ્વરૂપ અને અનન્ત જે પરમ બ્રહ્મ છે, તે હુંજ છું. ૩૭

एवं निरंतरं कृत्वा ब्रह्मैवास्मीति वासना ॥
हरत्यविद्याविक्षेपान् रोगानिव रसायनम् ॥ ३८ ॥

એ પ્રમાણે નિરંતર ' હું જ બ્રહ્મ છું ' એવી વાસનાને ધારણ કરવાથી રસાયન જેમ રોગોને હરે છે, તેમજ અવિદ્યાથી ઉત્પન્ન થયેલા બધા વિક્ષેપો-વિઘ્નો-ને તે વાસનાની ધારણા નષ્ટ કરે છે. ૩૮

विविक्तदेश आसीनो विरागो विजितेंद्रियः ॥
भावयेदेकमात्मानं तमनंतमनन्यधीः ॥ ३९ ॥

એકાંત પ્રદેશમાં સર્વ પ્રકારના સંગ-આસક્તિ-રહિત તથા ઇંદ્રિયોને પોતાના સ્વાધીનમાં રાખીને, અનન્ય બુદ્ધિવાળા થઇને એકાગ્રમનથી અનંત અને અખંડ એવા આત્માનુંજ યોગીએ ધ્યાન કરવું. ૩૯

आत्मन्येवाखिलं दृश्यं प्रविलाप्य धिया सुधीः ॥
भावयेदेकमात्मानं निर्मलाकाशवत्सदा ॥ ४० ॥

આ સમસ્ત વિશ્વનો દૃશ્ય ભાસતો પ્રપંચમાત્ર મિથ્યા છે તેથી જ્ઞાની મનુષ્યે તે સઘળા પ્રપંચને બુદ્ધિથી આત્મામાં જ લીન કરી

દઇને, નિર્મલ આકાશની માફક રહેલા એક આત્માનુંજ નિરંતર ધ્યાન કરવું. ૪૦

**रूपवर्णादिकं सर्वं विहाय परमार्थवित् ॥**
**परिपूर्णचिदानंदस्वरूपेणावतिष्ठते ॥ ४१ ॥**

પરમાર્થ-તત્ત્વજ્ઞાન-ને જાણનાર મનુષ્ય નામ રૂપ, વર્ણ વિગેરે બધાનો ત્યાગ કરીને પરિપૂર્ણ ચિદાનન્દ સ્વરૂપથી જ રહે છે. ૪૧

**ज्ञातृज्ञानज्ञेयभेदः परात्मनि न विद्यते ॥**
**चिदानंदैकरूपत्वाद्दीप्यते स्वयमेव हि ॥ ४२ ॥**

જાણનાર, જાણવાની વસ્તુ અને જાણવાનું સાધન એવો ભેદ સૌથી પર એવા આત્મામાં છે જ નહિ, પણ આત્મા પોતેજ ચિત્, આનંદસ્વરૂપ અને એક હોવાથી પોતાની મેળે પ્રકાશે છે. ૪૨

**एवमात्मारणौ ध्यानमथने सततं कृते ॥**
**उदितावगतिज्वालासर्वाऽज्ञानेंधनं दहेत् ॥ ४३ ॥**

એ પ્રમાણે આત્મારૂપી અરણિમાં ધ્યાનરૂપી મથન કરવાથી જ્ઞાનરૂપી જે જ્વાલા ઉત્પન્ન થાય છે તેમાં સર્વ પ્રકારના અજ્ઞાનરૂપી બળતણને હોમી દઇને તેને-અજ્ઞાનને-બાળી નાખવું. ૪૩

**अरुणेनैव बोधेन पूर्वं संतमासि हृते ॥**
**तत आविर्भवेदात्मा स्वयमेवांशुमानिव ॥ ४४ ॥**

જેમ અરુણના ઉદયથી રાત્રિનો અંધકાર સૂર્યના ઉદયની પહેલાંજ નાશ પામે છે, અને ત્યારપછી સૂર્યનો ઉદય થાય છે, તેમજ જ્ઞાનવડે અજ્ઞાનરૂપી અંધકારનો નાશ થવા પછી સ્વયંપ્રકાશ આત્માનો આવિર્ભાવ થાય છે એટલે તે સ્વયં પ્રકટ થાય છે. ૪૪

**आत्मा तु सततं प्राप्तो ह्यप्राप्तवदविद्यया ॥**
**तन्नाशे प्राप्तवद्भाति स्वकंठाभरणं यथा ॥ ४५ ॥**

આત્મા તો નિરંતર પ્રાપ્ત જ છે, પણ અવિદ્યાના પ્રભાવથી તે નહિ પ્રાપ્ત થયેલા જેવો જણાય છે. જેમ વિસ્મૃતિથી પોતાના ગળામાં રહેલું આભૂષણ ભૂલી જવાય છે અને તેની બહાર શોધ કરવા આપણે મંડી જઇએ છીએ, પણ વિસ્મૃતિનો નાશ થતાં એટલે સ્મરણ થતાં તે પાછું જેમ પ્રાપ્ત થાય છે તેમજ આત્મા પણ આપણી અંદરજ વિરાજમાન્ હોવા છતાં, અવિદ્યાથી આપણે તેને ભૂલી બહાર શોધીએ છીએ, પણ તે અવિદ્યાનો નાશ થતાં આત્મા તુરતજ પોતાની અંદર રહેલો આપણને પ્રતીત થાય છે. ૪૫

**स्थाणौ पुरुषवद्भ्रांत्या कृता ब्रह्मणि जीवता ॥**
**जीवस्य तात्त्विके रूपे तस्मिन्दृष्टे निवर्तते ॥ ४६ ॥**

ભ્રાંતિથી વૃક્ષને જેમ પુરુષ માની લેવામાં આવે, તેમ બ્રહ્મને વિષે જીવાત્માનો આરોપ પણ ભ્રમનુંજ કારણ છે, પરંતુ તત્ત્વજ્ઞાનથી જીવનું સ્વરૂપ જાણવામાં આવતાં અને બ્રહ્મનું દર્શન થતાં તે ભ્રાંતિ પોતાની મેળેજ નિવૃત્ત થાય છે. ૪૬

**तत्त्वस्वरूपानुभवादुत्पन्नं ज्ञानमंजसा ॥**
**अहं ममेति चाज्ञानं बाधते दिग्भ्रमादिवत् ॥ ४७ ॥**

દિશાઓના અજ્ઞાનથી કોઇ વખતે ભ્રમ થઇ જાય છે, પણ દિશાઓનું સંપૂર્ણ જ્ઞાન થતાં તે ભ્રમ જેમ તુરતજ નિવૃત્ત થાય છે, તેમજ તત્ત્વજ્ઞાનથી થએલા સ્વરૂપાનુભવમાંથી ઉત્પન્ન થયેલું જ્ઞાન 'આ હું કરું છું, અને આ મ્હારું છે' એવા અજ્ઞાનને તુરતજ નષ્ટ કરે છે. ૪૭

**सम्यग्विज्ञानवान्योगी स्वात्मन्येवाखिलं जगत् ॥**
**एकं च सर्वमात्मानमीक्षते ज्ञानचक्षुषा ॥ ४८ ॥**

સારી રીતે વિજ્ઞાનને જાણનાર યોગી, જ્ઞાનરૂપી નેત્રથી પોતાના આત્મામાંજ આખા જગત્‌ને જુએ છે, અને આત્માનેજ એક અને સર્વસ્વરૂપે તે જાણે છે. ૪૮

आत्मैवेदं जगत्सर्वमात्मनोऽन्यन्न विद्यते ॥
मृदो यद्वद्घटादीनि स्वात्मानं सर्वमीक्षते ॥ ४९ ॥

માટીમાં રહેલા ઘડા વિગેરે પદાર્થો માટીથી જેમ ભિન્ન નથી, તેમ આ આખું જગત્ આત્મસ્વરૂપ છે, પણ આત્માથી ભિન્નરૂપ બીજું કંઇ પણ નથી, એમ જ્ઞાની મનુષ્ય પોતાના આત્માનેજ સર્વત્ર જુએ છે. ૪૯

जीवन्मुक्तस्तु तद्विद्वान् पूर्वोपाधिगुणांस्त्यजेत् ॥
सच्चिदानंदधर्मत्वाद्भजेद् भ्रमरकीटवत् ॥ ५० ॥

ભ્રમરના ધ્યાનથી જેમ કીડો ભ્રમર થઇ જાય છે, તેમ જીવન્મુક્ત વિદ્વાન્ પુરુષે પણ ( આત્મસ્વરૂપ થવા માટે ) આત્માના ઉપાધિના ગુણોનો ત્યાગ કરવો, અને પોતે પણ સચ્ચિદાનંદ સ્વરૂપવાળો હોવાથી તેજ સ્વરૂપનું ભજન કરવું. ૫૦

तीर्त्वा मोहार्णवं हत्वा रागद्वेषादिराक्षसान् ॥
योगी शांतिसमायुक्त आत्मारामो विराजते ॥ ५१ ॥

રાગદ્વેષાદિ રાક્ષસોનો નાશ કરી, મોહરૂપી આ મહાસમુદ્રને તરીને, શાંતિયુક્ત એવો યોગી આત્મામાંજ આનંદ માનીને અત્યંત શોભે છે. ૫૧

बाह्यानित्यसुखासक्तिं हित्वात्मसुखनिर्वृतः ॥
घटस्थदीपवत्स्वच्छमंतरेव प्रकाशते ॥ ५२ ॥

બાહ્ય, અનિત્ય સુખની આસક્તિ છોડી દઇને આત્મસુખમાં આનંદ માનનાર યોગી, ઘડાની અંદર રહેલા દીવાની માફક સ્વચ્છપણે પોતાની અંદરજ પ્રકાશમાન્ રહે છે. ૫૨

उपाधिस्थोऽपि तद्धर्मैर्न लिप्तो व्योमवन्मुनिः ॥
सर्वविन्मूढवत्तिष्ठेदसक्तो वायुवच्चरेत् ॥ ५३ ॥

ઉપાધિમાં રહેવા છતાં પણ, આકાશની માફક યોગીએ તેના ધર્મોથી લિપ્ત થવું જોઇએ નહિ, તેમ સર્વ વસ્તુના જ્ઞાનવાળો હોવા છતાં મૂઢની માફક વર્તવું, તથા વાયુની માફક આસક્તિરહિત થઇને વિચરવું. ૫૩

उपाधिविलयाद्विष्णोर्निर्विशेषं विशेन्मुनिः ॥
जले जलं वियद्व्योम्नि तेजस्तेजसि वा यथा ॥ ५४ ॥

ઉપાધિના લય પછી, જલ જેમ જલમાં, આકાશ આકાશમાં અને તેજ તેજમાં મળી જાય છે, તેમ યોગીએ ભેદરહિત એવા ભગવાન્ વિષ્ણુના અંશમાં મળી જવું જોઇએ. ૫૪

यल्लाभान्नापरो लाभो यत्सुखान्नापरं सुखम् ॥
यज्ज्ञानान्नापरं ज्ञानं तद्ब्रह्मेत्यवधारयेत् ॥ ५५ ॥

જેના લાભ પછી શ્રેષ્ઠ બીજો કોઇ લાભ નથી, જે સુખ પ્રાપ્ત થયા પછી તેનાથી પર બીજું કોઇ સુખ નથી, તેમ જેના જ્ઞાનથી શ્રેષ્ઠ એવું બીજું કોઇ જ્ઞાન નથી તે બ્રહ્મ છે, એમ નિશ્ચયપૂર્વક જાણવું. ૫૫

यद्दृष्ट्वा नापरं दृश्यं यद्भूत्वा न पुनर्भवः ॥
यज्ज्ञात्वा नापरं ज्ञेयं तद्ब्रह्मेत्यवधारयेत् ॥ ५६ ॥

જેને જોયા પછી જોવા લાયક બીજું કંઇ પણ રહેતું નથી, જેના સ્વરૂપમાં મળી ગયા પછી પુનર્જન્મ થતો નથી, અને જેને જાણ્યા પછી વિશેષ જાણવા લાયક બીજું કંઇ રહેતું નથી, તે બ્રહ્મ છે, એમ જાણવું. ૫૬

तिर्यगूर्ध्वमधःपूर्णं सच्चिदानंदमद्वयम् ॥
अनंतं नित्यमेकं यत् तद्ब्रह्मेत्यवधारयेत् ॥ ५७ ॥

આડું, અવળું, ઉપર, નીચે, સર્વત્ર વ્યાપક, સચ્ચિદાનંદસ્વરૂપ, ભેદરહિત, અનન્ત, નિત્ય અને એક જે તત્ત્વ છે, તે બ્રહ્મ છે, એમ જાણવું. ૫૭

अतद्व्यावृत्तिरूपेण वेदांतैर्लक्ष्यतेऽद्वयम् ॥
अखंडानंदमेकं यत् तद्ब्रह्मेत्यवधारयेत् ॥ ५८ ॥

અમુક પ્રકારના વિભાગરૂપ ન હોવાથી—તેની એકતાના સ્વરૂપથી વેદાન્તપ્રતિપાદક વાક્યોવડે, જે ભેદરહિત જોવામાં આવે છે, તથા જે અખંડઆનંદ અને એકસ્વરૂપ છે, તે બ્રહ્મ છે, એમ જાણવું. ૫૮

अखंडानंदरूपस्य तस्यानंदलवाश्रिताः ॥
ब्रह्माद्यास्तारतम्येन भवंत्यानंदिनो लवाः ॥ ५९ ॥

અખંડ આનંદરૂપ તે બ્રહ્મના આનંદ અંશનોજ આશ્રય કરીને બ્રહ્માદિક દેવતાઓ રહેલા છે, તેથી સત્ય રીતે તે આનંદસ્વરૂપનાજ અંશ ગણાય છે. ૫૯

तद्युक्तमखिलं वस्तु व्यवहारस्तदन्वितः ॥
तस्मात्सर्वगतं ब्रह्म क्षीरे सर्पिरिवाखिले ॥ ६० ॥

આ જગત્‌ની દરેક વસ્તુ તે બ્રહ્મ સાથેજ જોડાએલી છે અને વ્યવહાર પણ તેના અનુસંધાનમાંજ રહેલો છે, તેથી બધા દૂધમાં જેમ ઘૃત વ્યાપીને રહેલું છે તેમ બ્રહ્મ પણ સર્વ ઠેકાણે વ્યાપ્ત થઇનેજ રહેલું છે. ૬૦

अनण्वस्थूलमह्रस्वमदीर्घमजमव्ययम् ॥
अरूपगुणवर्णाख्यं तद्ब्रह्मेत्यवधारयेत् ॥ ६१ ॥

અતિ સૂક્ષ્મ નહિ, અતિ સ્થૂલ નહિ, અતિ નાનું નહિ, અતિ લાંબું પણ નહિ, જન્મ અને મૃત્યુરહિત, તેમ રૂપ, ગુણ અને વર્ણવિનાનું જે કંઇ છે, તેને બ્રહ્મ તરીકે જાણવું. ૬૧

यद्भासा भास्यतेऽर्कादिर्भास्यैर्यत्तु न भास्यते ॥
येन सर्वमिदं भाति तद्ब्रह्मेत्यवधारयेत् ॥ ६२ ॥

જેના પ્રકાશથી સૂર્ય, ચન્દ્ર, તારા વિગેરે વસ્તુઓ પ્રકાશે છે, પણ તેમના પ્રકાશથી જે પોતે પ્રકાશતું નથી અને જેનાથી આ બધું પ્રકાશે છે, તે બ્રહ્મ છે, એમ જાણવું. ૬૨

स्वयमंतर्बहिर्व्याप्य भासयन्नखिलं जगत् ॥
ब्रह्म प्रकाशते वह्निप्रतप्तायसपिंडवत् ॥ ६३ ॥

બ્રહ્મ અંદર અને બહાર વ્યાપક થઇને આખા જગત્‌ને પ્રકાશ આપતું, અગ્નિથી તપાવેલા લોઢાના પિંડની માફક પોતે પ્રકાશે છે. ૬૩

जगद्विलक्षणं ब्रह्म ब्रह्मणोन्यन्न किंचन ॥
ब्रह्मान्यद्भाति चेन्मिथ्या यथा मरुमरीचिका ॥ ६४ ॥

બ્રહ્મ જગત્‌થી જૂદાંજ લક્ષણોવાળું છે, છતાં બ્રહ્મ સિવાય આ જગત્‌માં બીજું કંઇ પણ નથી; બ્રહ્મ સિવાય બીજું કંઇ પણ ભાસતું હોય તો તે ઝાંઝવાના જલની માફક મિથ્યા છે. ૬૪

**दृश्यत श्रूयते यद्यद्ब्रह्मणोऽन्यन्न किंचन ॥**
**तत्त्वज्ञानाच्च तद्ब्रह्म सच्चिदानंदमद्वयम् ॥ ६५ ॥**

આ જગત્‌માં જે કંઈ જોવામાં અથવા સાંભળવામાં આવે છે, તે સર્વ બ્રહ્મ સિવાય બીજું કંઇ પણ નથી, અને તત્ત્વ-જ્ઞાનથી પણ તે બ્રહ્મ સચ્ચિદાનંદ અને એકરૂપેજ સર્વત્ર રહેલું છે. ૬૫

**सर्वगं सच्चिदात्मानं ज्ञानचक्षुर्निरीक्षते ॥**
**अज्ञानचक्षुर्नेक्षेत भास्वंतं भानुमंधवत् ॥ ६६ ॥**

સર્વ ઠેકાણે વ્યાપક, તેમ સત્ અને ચિત્‌સ્વરૂપ આત્માને જ્ઞાનરૂપી નેત્રવાળો યોગીજ જોઇ શકે છે, પણ પ્રકાશતા સૂર્યને જેમ આંધળો જોઇ શકતો નથી, તેમ અજ્ઞાનરૂપી નેત્રવાળો મનુષ્ય એ આત્માને જોઇ શકતો નથી. ૬૬

**श्रवणादिभिरुद्दीप्तो ज्ञानाग्निपरितापितः ॥**
**जीवः सर्वमलान्मुक्तः स्वर्णवद्द्योतते स्वयम् ॥ ६७ ॥**

સત્ શાસ્ત્ર અને વેદાન્તાદિના શ્રવણવડે પ્રકાશિત તથા જ્ઞાનરૂપી અગ્નિવડે તપાવેલો જીવ, સર્વ પ્રકારના મલથી રહિત થઇને સુવર્ણની માફક પોતેજ પ્રકાશે છે. ૬૭

**हृदाकाशोदितो ह्यात्मबोधभानुस्तमोपहृत् ॥**
**सर्वव्यापी सर्वधारी भाति सर्वं प्रकाशते ॥ ६८ ॥**

હૃદયરૂપી આકાશમાં ઉદય પામેલો આ “ આત્મબોધ ”–આત્મજ્ઞાનરૂપી સૂર્ય, અજ્ઞાનરૂપ અંધકારનો નાશ કરનાર છે, અને તે સર્વવ્યાપક અને સર્વને ધારણ કરનાર થઇને પ્રકાશે છે, તેમ બીજા દરેક પદાર્થને પ્રકાશ આપે છે. ૬૮

**दिग्देशकालाद्यनपेक्ष्यसर्वगं शीतादिहृन्नित्यसुखं निरंजनम् ॥**
**यः स्वात्मतीर्थं भजते विनिष्क्रियः स सर्ववित् सर्वगतोऽमृतो भवेत् ॥ ६९ ॥**

દિશાઓ, દેશ, કાલ, વિગેરેની અપેક્ષા નહિ રાખનાર, સર્વવ્યાપક, ટાઢ તડકો ઇત્યાદિ દ્વન્દ્વોને હરનાર, માયારહિત અને નિત્ય સુખ આપનાર પોતાના આત્મારૂપી તીર્થનું જે મનુષ્ય બીજી નકામી પ્રવૃત્તિથી રહિત થઇને સેવન કરે છે, તે સર્વને જાણનાર, સર્વવ્યાપક તથા અમૃતસ્વરૂપ–બ્રહ્મરૂપ–થાય છે. ૬૯

॥ इति अध्यात्मप्रकरणे आत्मबोधः समाप्तः ॥

ઇતિ અધ્યાત્મપ્રકરણમાં “ આત્મબોધ ” સમાપ્ત.

---

# વાક્યવૃત્તિ.

**सर्गस्थितिप्रलयहेतुमचिंत्यशक्तिं विश्वेश्वरं विदितविश्वमनंतमूर्तिम् ॥**
**निर्मुक्तबंधनमपारसुखांबुराशिं श्रीवल्लभं विमलबोधघनं नमामि ॥ १ ॥**

ઉત્પત્તિ, સ્થિતિ અને વિનાશના હેતુરૂપ, જેની શક્તિઓનું માપ ન કાઢી શકાય એવા, વિશ્વના ઇશ્વર, વિશ્વને સારી રીતે

જાણુનાર, અનંત મૂર્તિવાળા, બંધનથી મુક્ત, અનંત સુખરૂપી જલના મહાસાગરરૂપ, પવિત્ર, જ્ઞાનરૂપી આકારવાળા અને ભગવતી લક્ષ્મીના પતિ એવા ભગવાન્ વિષ્ણુને હું નમસ્કાર કરું છું. ૧

**यस्य प्रसाद[illegible] विष्णुर्मय्येव सर्वं परिकल्पितं च ॥**
**इत्थं विजानामि सदात्मरूपस्तस्यांघ्रिपद्मं प्रणतोऽस्मि नित्यम् ॥ २ ॥**

જેની કૃપાથી 'હું જ વિષ્ણું છું અને મ્હારે વિષે જ આ આખું જગત્ કલ્પાયેલું છે' એમ હું જાણું છું, અને સદા આત્મરૂપ છું, એવા તે પરમાત્માના ચરણકમલને હું નિરંતર પ્રણામ કરું છું. ૨

**तापत्रयार्कसंतप्तः कश्चिदुद्विग्नमानसः ॥**
**शमादिसाधनैर्युक्तः सद्गुरुं परिपृच्छति ॥ ३ ॥**

આધ્યાત્મિક, આધિદૈવિક અને આધિભૌતિક એમ ત્રિવિધ તાપથી તપેલો તેમ શમ વિગેરે સાધનોથી યુક્ત છતાં ઉદ્વેગયુકત મનવાળો કોઇ એક શિષ્ય સદ્ગુરુને પૂછે છે. ૩

**शिष्य उवाचः**—શિષ્ય પૂછે છેઃ-

**अनायासेन येनास्मान्मुच्येयं भवबंधनात् ॥**
**तन्मे संक्षिप्य भगवन्कैवल्यं कृपया वद ॥ ४ ॥**

"હે ગુરો! જે સાધનથી આ સંસારરૂપી બંધનમાંથી અનાયાસે–બહુ પ્રયત્ન વગર–હું મુક્ત થઇ જાઉં, તે મોક્ષને આપનારું સાધન આપ કૃપા કરીને મને સંક્ષેપથી કહો." ૪

**गुरुरुवाचः**—ગુરુ કહે છેઃ-

**साध्वी ते [illegible]चनव्यक्तिः प्रतिभाति वदामि ते ॥**
**इदं तदिति विस्पष्टं सावधानमनाः शृणु ॥ ५ ॥**

"હે શિષ્ય! ત્હારું આ વચન મને ઘણું જ સારું લાગે છે, તેં જે પૂછયું તે 'આ સર્વ તે રૂપ છે' એ અત્યંત સ્પષ્ટ હું કહું છું, તે સાવધાન મનથી તું શ્રવણ કર." ૫

**तत्त्वमस्यादिवाक्योत्थं यज्जीवपरमात्मनोः ॥**
**तादात्म्यविषयं ज्ञानं तदिदं मुक्तिसाधनम् ॥ ६ ॥**

"'તત્ત્વમસિ' ઇત્યાદિ વાકયો વડે ઉત્પન્ન થયેલું જીવ અને પરમાત્માની એકતા દર્શાવતું જે જ્ઞાન, તેજ મોક્ષનું સાધન છે." ૬

**शिष्य उवाचः**—શિષ્ય પૂછે છે:-

**को जीवः कः परश्चात्मा तादात्म्यं वा कथं तयोः ॥**
**तत्त्वमस्यादिवाक्यं वा कथं तत्प्रतिपादयेत् ॥ ७ ॥**

"હે ગુરો! જીવ કોને કહેવો? પરમાત્મા કોણ છે? તે બંનેની અભેદતા કેવી રીતે થઇ શકે? તથા 'તત્ત્વમસિ' ઇત્યાદિ વાકય, તેનું કેવી રીતે પ્રતિપાદન કરે છે, તે કૃપા કરીને વિસ્તારથી મને કહો." ૭

**गुरुरुवाचः**—ગુરુ કહે છે:-

**अत्र ब्रूमः समाधानं कोऽन्यो जीवस्त्वमेव हि ॥**
**यस्त्वं पृच्छसि मां कोऽहं ब्रह्मैवासि न संशयः ॥ ८ ॥**

"હે શિષ્ય! આ ત્હારા પ્રશ્નનું સમાધાન હું કહું છું. 'જીવ કોણ છે,' તેના સંબંધમાં, જીવ બીજો કોઇજ નહિ પણ તુંજ જીવ છે, અને તું જે મને પૂછે છે કે, 'હું કોણ છું,' તો તુંજ સાક્ષાત્ બ્રહ્મ છે, એમાં કોઇ પણ પ્રકારે સંશય નથી." ૮

**शिष्य उवाचः**—શિષ્ય પૂછે છેઃ-

**पदार्थमेव जानामि नाद्यापि भगवन् स्फुटम् ॥**
**अहं ब्रह्मेति वाक्यार्थं प्रतिपद्ये कथं वद ॥ ९ ॥**

"હે ભગવન્! આજ સુધી સ્પષ્ટ રીતે કોઇ પણ પદાર્થને હું જાણતો નથી, તો પછી 'હું બ્રહ્મ છું' એવા વાક્યના અર્થને હું કેવી રીતે સમજી શકું તે આપ કહો?" ૯

**गुरुरुवाचः**—ગુરુ કહે છેઃ-

**सत्यमाह भवानत्र विज्ञानं नैव विद्यते ॥**
**हेतुः पदार्थबोधो हि वाक्यार्थावगतेरिह ॥ १० ॥**

"હે શિષ્ય! આ વિષયમાં તેં જે કહ્યું તે સત્ય છે, કારણ કે જ્ઞાન વિના વિજ્ઞાન હોતું નથી, અને તેથી વાક્યના અર્થજ્ઞાન માટેનો હેતુ, પદાર્થનું જ્ઞાન થવું તેજ છે." ૧૦

**अंतःकरणतद्वृत्तिसाक्षी चैतन्यविग्रहः ॥**
**आनंदरूपः सत्यः सन् किं नात्मानं प्रपद्यसे ॥ ११ ॥**

અંતઃકરણ અને તેની વૃત્તિઓના સાક્ષિરૂપ, ચૈતન્યરૂપી શરીરવાળા, આનંદમય અને સત્યસ્વરૂપ તારા આત્માને-તને પોતાને-શું તું સમજી શકતો નથી? ૧૧

**सत्यानंदस्वरूपं धीसाक्षिणं बोधविग्रहम् ॥**
**चिंतयात्मतया नित्यं त्यक्त्वा देहादिगां धियम् ॥ १२ ॥**

શરીર વિગેરેમાં રહેલી બુદ્ધિને છોડી દઇને, સત્ય અને આનંદસ્વરૂપ, બુદ્ધિના સાક્ષી અને જ્ઞાનરૂપી શરીરવાળા આત્માનું આત્મસ્વરૂપેજ તું ચિંતન કર. ૧૨

**रूपादिमान्यतः पिंडस्ततो नात्मा घटादिवत् ॥**
**वियदादिमहाभूतविकारत्वाच्च कुंभवत् ॥ १३ ॥**

આ પિંડ–દેહ, ઘડા વિગેરેના જેવો રૂપાદિવાળો હોવાથી આત્મ-સ્વરૂપ નથી, કારણ કે આત્માને નામ, રૂપ કે ગુણ કંઇજ નથી, તેમ એ દેહ ઘડાની માફક :આકાશ વિગેરે પાંચ મહાભૂતોના વિકારવાળો હોવાથી પણ તે આત્મસ્વરૂપ નથી. ૧૩

**शिष्य उवाचः**—શિષ્ય પૂછે છેઃ-

**अनात्मा यदि पिण्डोऽयमुक्तहेतुबलान्मतः ॥**
**करामलकवत्साक्षादात्मानं प्रतिपादय ॥ १४ ॥**

"હે ગુરો! ઉપર કહેલા હેતુ પ્રમાણે આ પિંડ–દેહ, જો આત્મા નથી–જડ–છે તો એ આત્માનું હાથમાં રહેલા આમળાના ફલની માફક અતિ સ્પષ્ટ પ્રતિપાદન આપ કરો, અર્થાત્ તેનું સ્વરૂપ સ્પષ્ટ રીતે મને સમજાવો." ૧૪

**गुरुरुवाचः**—ગુરુ કહે છેઃ-

**घटद्रष्टा घटाद्भिन्नः सर्वथा न घटो यथा ॥**
**देहद्रष्टा तथा देहो नाहमित्यवधारय ॥ १५ ॥**

"હે શિષ્ય! ઘડાને જોનાર મનુષ્ય જેમ તે ઘડાથી જૂદો હોય છે, પણ કંઇ ઘડારૂપ હોતો નથી, તેવીજ રીતે હું શરીરને જોનાર છું, પણ હું શરીરરૂપ નથી, એમ તું નિશ્ચયપૂર્વક જાણ. ૧૫

**एवमिंद्रियदृङ् नाहमिंद्रियाणीति निश्चिनु ॥**
**मनो बुद्धिस्तथा प्राणो नाहमित्यवधारय ॥ १६ ॥**

એજ પ્રમાણે ઇંદ્રિયોને જોનાર હું છું, પણ હું ઇંદ્રિયોરૂપ નથી,

એમ તું નિશ્ચય કર, તથા મન, બુદ્ધિ અને પ્રાણ તે પણ હું નથી, એમ તું અવશ્ય સમજ. ૧૬

**संघातो हि तथा नाहमिति दृश्यविलक्षणम् ॥**
**द्रष्टारमनुमानेन निपुणं संप्रधारय ॥ १७ ॥**

તેમજ આ સર્વ પ્રકારનો સમુદાય તે પણ હું નથી, એ પ્રમાણે આત્મા, દૃશ્ય વસ્તુમાત્રથી ભિન્ન પ્રવીણ દ્રષ્ટા છે, એમ અનુમાનથી તું નિશ્ચયપૂર્વક માન. ૧૭

**देहेंद्रियादयो भावा हानादिव्यापृतिक्षमाः ॥**
**यस्य संनिधिमात्रेण सोहमित्यवधारय ॥ १८ ॥**

જેના સમીપમાં રહેવાના કારણથીજ શરીર અને ઇન્દ્રિયો વિગેરે ભાવો ત્યાગ અને ગ્રહણ વિગેરે ચાલુ વ્યવસાય કરવા માટે શક્તિમાન્ થાય છે, તેજ ચૈતન્યાત્મા હું છું એમ તું જાણ. ૧૮

**अन्नापन्नविकारः सन्नयस्कांतवदेव यः ॥**
**बुद्ध्यादींश्चालयेत्प्रत्यक् सोहमित्यवधारय ॥ १९ ॥**

અન્નથી પ્રાપ્ત થતા વિકારવાળો હોવા છતાં પણ, લોહચુંબક જેમ લોઢાને આકર્ષે છે, તેમ પહેલાંથીજ બુદ્ધિ વિગેરેનું જે સંચાલન કરે છે, તે આત્મા હું પોતેજ છું, એમ નિશ્ચયપૂર્વક તું માન. ૧૯

**अजडात्मवदाभांति यत्सान्निध्याज्जडा अपि ॥**
**देहेंद्रियमनःप्राणाः सोऽहमित्यवधारय ॥ २० ॥**

જેના સાન્નિધ્યથી શરીર, ઇંદ્રિયો, મન અને પ્રાણ કે જે જડ છે છતાં પણ, ચૈતન્યની માફક ભાસે છે, તે આત્મા હુંજ છું, એમ તું જાણ. ૨૦

अगमन्मे मनोऽन्यत्र सांप्रतं च स्थिरीकृतम् ॥
एवं यो वेत्ति धीवृत्तिं सोऽहमित्यवधारय ॥ २१ ॥

'મ્હારું મન પહેલાં ક્યાંય ચાલ્યું ગયું હતું, પણ હમણાં તે સ્થિર થયું છે,' એવા પ્રકારની બુદ્ધિની વૃત્તિને જે જાણે છે, તે હું જ છું એમ નિશ્ચયપૂર્વક તું જાણ. ૨૧

स्वप्नजागरिते सुप्तिं भावाभावौ धियां तथा ।
यो वेत्त्यविक्रियः साक्षात्सोऽहमित्यवधारय ॥ २२ ॥

સ્વપ્ન, જાગૃતિ તથા સુષુપ્તિ અવસ્થામાં જે બુદ્ધિના ભાવ તથા અભાવને, એટલે સ્વપ્નજાગૃતિમાં બુદ્ધિના ભાવને, અને સુષુપ્તિમાં બુદ્ધિના અભાવને સાક્ષાત્ વિકારરહિત થઇને જાણે છે, તે આત્મા હું જ છું, એમ તું જાણ. ૨૨

घटावभासको दीपो घटादन्यो यथेष्यते ॥
देहावभासको देही तथाहं बोधविग्रहः ॥ २३ ॥

ઘડાને પ્રકાશ આપનાર દીવો ઘડાથી જેમ જૂદો માનવામા આવે છે, તેમ દેહને પ્રકાશ આપનાર આ જ્ઞાનરૂપી શરીરવાળો આત્મા તે હું દેહથી જૂદો છું. ૨૩

पुत्रवित्तादयो भावा यस्य शेषतया प्रियाः ॥
द्रष्टा सर्वप्रियतमः सोऽहमित्यवधारय ॥ २४ ॥

પુત્ર, ધન, સ્ત્રી વિગેરે પદાર્થો જેને સાધારણ રીતે પ્રિય છે, જે પોતે સર્વનો દ્રષ્ટા છેઅનેસર્વને સર્વથી અત્યંત પ્રિય છે તે આત્મા હુંજ છું, એમ તું જાણ. ૨૪

परप्रेमास्पदतया मा न भूवमहं सदा ॥
भूयासमिति यो द्रष्टा सोऽहमित्यवधारय ॥ २५ ॥

પારકાના પ્રેમના સ્થાનરૂપ હું કદિ થયો નથી, પણ આત્મમય જગત્‌ને જોવાની દૃષ્ટિવડે સર્વના પ્રેમના નિવાસરૂપ હું સર્વદા થાઉં, એ પ્રમાણે જે દ્રષ્ટા છે, તેજ હું છું, એમ તું જાણ. ૨૫

**यः साक्षिलक्षणो बोधस्त्वंपदार्थः स उच्यते ॥**
**साक्षित्वमपि बोद्धृत्वमविकारितयाऽऽत्मनः ॥ २६ ॥**

સાક્ષિલક્ષણરૂપ જે જ્ઞાન તેને 'ત્વં' એ પ્રમાણેનો પદાર્થ કહેવામાં આવે છે, અને આત્મા પણ અવિકારી હોવાથી તે જ્ઞાનસ્વરૂપ તથા સાક્ષિસ્વરૂપ કહેવામાં આવે છે. ૨૬

**देहेंद्रियमनःप्राणाहंकृतिभ्यो विलक्षणः ॥**
**प्रोज्झिताशेषषड्भावविकारस्त्वंपदाभिधः ॥ ॥ २७ ॥**

'ત્વં' એ પદનો અર્થ, દેહ, ઇંદ્રિયો, મન, પ્રાણ અને અહંકારથી ભિન્ન, તેમ છ પ્રકારના સર્વ વિકારોનો જેણે ત્યાગ કરેલો છે, એ પ્રમાણે થાય છે. એટલે તેને 'ત્વં' એ પ્રમાણે કહેવામાં આવે છે. ૨૭

**त्वमर्थमेवं निश्चित्य तदर्थं चिंतयेत्पुनः ॥**
**अतद्व्यावृत्तिरूपेण साक्षाद्विधिमुखेन च ॥ २८ ॥**

એ પ્રમાણે 'ત્વં' એટલે 'તું' એ શબ્દનો અર્થ સારી રીતે સમજીને 'તત્' એ પદના અર્થનું માયા અને તેનાં કાર્યોના ત્યાગવડે અને સાક્ષાત્ વિધિમુખ શ્રુતિઓનાં વાક્યોથી ચિંતન કરવું. ૨૮

**निरस्ताशेषसंसारदोषोऽस्थूलादिलक्षणः ॥**
**अदृश्यत्वादिगुणकः पराकृततमोमलः ॥ २९ ॥**

આ સંસારના સર્વ પ્રકારના દોષ વિનાનો, સ્થૂલ, સૂક્ષ્મ, ઇત્યાદિ લક્ષણોથી રહિત, અદૃશ્યપણું વિગેરે ગુણોવાળો તથા માયાના તમોગુણથી ઉત્પન્ન થયેલો અજ્ઞાનરૂપી મલ જેનો નાશ પામેલો છે એવો તે 'તત્' પદાર્થ છે એમ જાણવું. ૨૯

**निरस्तातिशयानंदः सत्यप्रज्ञानविग्रहः ॥**
**सत्तास्वलक्षणः पूर्णः परमात्मेति गीयते ॥ ३० ॥**

જે સર્વ પ્રકારના અતિશય આનંદથી પર, સત્ય અને અધ્યાત્મ-જ્ઞાનરૂપી શરીરવાળા, દરેક પ્રકારના પદાર્થમાં સત્તારૂપે રહેવું એજ જેમનું લક્ષણ છે એવા અર્થાત્ સર્વ સત્તારૂપ અને જે સર્વથા પૂર્ણ છે, તેમને વેદાંતમાં 'પરમાત્મા' તરીકે ગાવામાં આવ્યા છે. ૩૦

**सर्वज्ञत्वं परेशत्वं तथा संपूर्णशक्तिता ॥**
**वेदैः समर्थ्यते यस्य तद्ब्रह्मेत्यवधारय ॥ ३१ ॥**

વેદોએ જેમનું સર્વજ્ઞપણું, સર્વેશ્વરપણું તથા સંપૂર્ણ શક્તિ-મત્તાનું સમર્થન કરેલું છે તેજ બ્રહ્મ છે, એમ તું જાણ. ૩૧

**यज्ज्ञानात्सर्वविज्ञानं श्रुतिषु प्रतिपादितम् ॥**
**मृदाद्यनेकदृष्टांतैस्तद्ब्रह्मेत्यवधारय ॥ ३२ ॥**

શ્રુતિઓએ જેના જ્ઞાનથી, " માટીના ઘડા વિગેરે પદાર્થ તથા સુવર્ણના કડાંકુંડલાદિક પદાર્થો માટી તથા સુવર્ણથી જેમ ભિન્ન નથી, તેમ આ આખું જગત્ બ્રહ્મથી ભિન્ન નથી." એમ માટી વિગેરેનાં અનેક દૃષ્ટાંતો આપી સર્વ પ્રકારના વિજ્ઞાનનું પ્રતિપાદન કરેલું છે, તેજ બ્રહ્મ છે, એમ તું જાણ. ૩૨

**यदानंत्यं प्रतिज्ञाय श्रुतिस्तत्सिद्धये जगौ ॥**
**तत्कार्यत्वं प्रपंचस्य तद्ब्रह्मेत्यवधारय ॥ ३३ ॥**

જે બ્રહ્મના અનંતપણાની પ્રતિજ્ઞા કરી, તેને સિદ્ધ કરવા માટે શ્રુતિઓએ આ સમસ્ત જગત્‌રૂપી પ્રપંચને તેના કાર્યરૂપે કહ્યું છે તેને જ તું બ્રહ્મ જાણ. ૩૩

विजिज्ञास्यतया यच्च वेदांतेषु मुमुक्षुभिः ॥
समर्थ्यतेऽतियत्नेन तद्ब्रह्मेत्यवधारय ॥ ३४ ॥

અત્યંત જાણુવા યોગ પદાર્થ તરીકે, મુમુક્ષુઓ વડે વેદાન્તોને વિષે, જેનું અતિ પ્રયત્નથી સમર્થન કરવામાં આવે છે, તેજ બ્રહ્મ છે, એમ તું જાણ. ૩૪

जीवात्मना प्रवेशश्च नियंतृत्वं च तान् प्रति ॥
श्रूयते यस्य वेदेषु तद्ब्रह्मेत्यवधारय ॥ ३५ ॥

'આ પ્રપંચ તથા શરીરાદિ ઉપાધિઓમાં જીવાત્મારૂપે પ્રવેશ અને તેમના ઉપર પોતાનું નિયન્તાપણું જેણે રાખેલું છે,' એમ વેદોમાં જેનું વર્ણન કરવામાં આવ્યું છે, તે બ્રહ્મ છે, એમ તું જાણ. ૩૫

कर्मणां फलदातृत्वं यस्यैव श्रूयते श्रुतौ ॥
जीवानां हेतुकर्तृत्वं तद्ब्रह्मेत्यवधारय ॥ ३६ ॥

'જે જીવોને કર્મનાં ફલ આપનાર તથા તે જીવોના કર્તાપણામાં હેતુરૂપ છે,' એમ શ્રુતિઓમાં જેને વિષે કહેવામાં આવેલું છે, તે બ્રહ્મ છે, એમ તું જાણ. ૩૬

तत्त्वंपदार्थौ निर्णीतौ वाक्यार्थश्चिंत्यतेऽधुना ॥
तादात्म्यमत्र वाक्यार्थस्तयोरेव पदार्थयोः ॥ ३७ ॥

એ પ્રમાણે 'તત્' અને 'ત્વમ્' એ પદાર્થનો નિર્ણય કહેવામાં આવ્યો; હવે બંનેના વાક્યાર્થનો વિચાર કરવામાં આવે છે. તેમાં તે બંને પદાર્થોનું તાદાત્મ્ય-અભિન્નતા-તેજ આ પદોનો વાક્યાર્થ છે. ૩૭

**संसर्गो वा विशिष्टो वा वाक्यार्थो नात्र संमतः ॥**
**अखंडैकरसत्वेन वाक्यार्थो विदुषां मतः ॥ ३८ ॥**

સંસર્ગજન્ય અથવા વિશિષ્ટ વાક્યાર્થ અહીં પ્રકરણમાં સંગત નથી, પરંતુ અખંડ અને એકરસરૂપ એવોજ 'તત્, ત્વમ્'નો વાક્યાર્થ વિદ્વાનોને માન્ય છે. ૩૮

**प्रत्यग्बोधो य आभाति सोऽद्वयानंदलक्षणः ॥**
**अद्वयानंदरूपश्च प्रत्यग्बोधैकलक्षणः ॥ ३९ ॥**

પૂર્વથીજ જે જ્ઞાનસ્વરૂપે પ્રકાશે છે, તે આત્મા ભેદરહિત-અદ્વૈત-આનંદના લક્ષણવાળો, અદ્વિતીય આનંદસ્વરૂપ અને સ્વયંસિદ્ધ જ્ઞાનલક્ષણવાળો છે. ૩૯

**इत्थमन्योन्यतादात्म्यप्रतिपत्तिर्यदा भवेत् ॥**
**अब्रह्मत्वं त्वमर्थस्य व्यावर्तेत तदैव हि ॥ ४० ॥**

એ પ્રમાણે 'તત્' અને 'ત્વમ્' એ પદાર્થની પરસ્પરની અભિન્નતા જ્યારે સિદ્ધ થાય, ત્યારેજ ખરેખર 'ત્વમ્' એ શબ્દની બ્રહ્મથી ભિન્નતા નિવૃત્ત થાય છે. ૪૦

**तदर्थस्य च पारोक्ष्यं यद्येवं किं ततः शृणु ॥**
**पूर्णानंदैकरूपेण प्रत्यग्बोधोऽवतिष्ठते ॥ ४१ ॥**

'તત્' એ શબ્દના અર્થનું પરોક્ષપણું નિવૃત્ત થાય છે તે પછી શું થાય છે? તે સાંભળ. ત્યાર પછી ઇશ્વરનું પ્રત્યક્ષ જ્ઞાન થતાં પૂર્ણ આનંદસ્વરૂપે પ્રત્યગાત્માનું જ્ઞાનજ માત્ર રહે છે, એવો 'તત્' પદનો અર્થ છે. ૪૧

**तत्त्वमस्यादिवाक्यं च तादात्म्यप्रतिपादने ॥**
**लक्ष्यौ तत्त्वंपदार्थौ द्वावुपादाय प्रवर्तते ॥ ४२ ॥**

'તત્ત્વમસિ' એ વાક્ય જીવની અને ઇશ્વરની અભિન્નતા સિદ્ધ કરવા માટે છે અને 'તત્' અને 'ત્વમ્' એ બે પદાર્થો લક્ષ્ય છે, એટલે બે પદાર્થોનેજ ઉપાદાન આશ્રય માનીને, બ્રહ્મમાર્ગમાં જીવની પ્રવૃત્તિ થાય છે. ૪૨

**हित्वा द्वौ शबलौ वाच्यौ वाक्यं वाक्यार्थबोधने ॥**
**यथा प्रवर्ततेऽस्माभिस्तथा व्याख्यातमादरात् ॥ ४३ ॥**

બંને શબ્દના સ્પષ્ટ વાચ્ય અર્થને છોડીને લક્ષ્યાર્થથી વાક્યાર્થનું જ્ઞાન જેવી રીતે થાય, તેવી રીતે (તથા આપણાથી દિવ્યજ્ઞાન માર્ગમાં જે અર્થથી પ્રવૃત્તિ થાય તે પ્રમાણે) આ વાક્યની આદરપૂર્વક અમે વ્યાખ્યા કરી છે. ૪૩

**आलंबनतया भाति योऽस्मत्प्रत्ययशब्दयोः ॥**
**अंतःकरणसंभिन्नबोधः स त्वंपदाभिधः ॥ ४४ ॥**

જે 'અસ્મત્' અને 'પ્રત્યય' એટલે 'હું' એ શબ્દ અને 'હું એ શબ્દનું જ્ઞાન' એ બે શબ્દના આશ્રયરૂપે, અંતઃકરણની ઉપાધિરૂપ, જ્ઞાનરૂપચૈતન્યસ્વરૂપે જે જણાય છે તે 'ત્વમ્' પદનો અભિધાર્થ–વાચ્યાર્થ–છે. ૪૪

मायोपाधिर्जगद्योनिः सर्वज्ञत्वादिलक्षणः ॥
पारोक्ष्यशबलः सत्याद्यात्मकस्तत्पदाभिधः ॥ ४५ ॥

માયાની ઉપાધિરૂપ, જગત્‌ના કારણરૂપ, સર્વજ્ઞપણું વિગેરે લક્ષણોવાળો, પરોક્ષપણાયુક્ત તથા સત્ય વિગેરે સ્વરૂપે રહેલો પરમેશ્વર, એવો જે અર્થ, તે 'તત્‌' પદનો અભિધાર્થ–વાચ્યાર્થ–છે. ૪૫

प्रत्यक्परोक्षतैकस्य सद्वितीयत्वपूर्णता ॥
विरुध्यते यतस्तस्माल्लक्षणा संप्रवर्तते ॥ ४६ ॥

એકજ વસ્તુની પ્રત્યક્ષ અને પરોક્ષ એવી સંજ્ઞા, તથા જગત્‌માં બ્રહ્મ સિવાય બીજું પણ છે એવી સંજ્ઞા, તથા પૂર્ણપણું એ બ્રહ્મના લક્ષણથી વિરુદ્ધ છે એટલા માટે એમાં લક્ષણાવૃત્તિથી અર્થની યોજના કરવી. ૪૬

मानांतरविरोधे तु मुख्यार्थस्य परिग्रहे ॥
मुख्यार्थेनाविनाभूते प्रतीतिर्लक्षणोच्यते ॥ ४७ ॥

બીજા પ્રમાણના વિરોધથી, મુખ્ય અર્થના ગ્રહણમાં, મુખ્ય અર્થ વગર જ, તે અર્થની પ્રતીતિ થાય તેનું નામ 'લક્ષણા' નામની વૃત્તિ છે. ૪૭

तत्त्वमस्यादिवाक्येषु लक्षणा भागलक्षणा ॥
सोहमित्यादिवाक्यस्थपदयोरिव नापरा ॥ ४८ ॥

'તત્ત્વમસિ' ઇત્યાદિ વાકયોમાં 'સોઽહમ્‌'–'તે હું છું.' ઇત્યાદિ વાકયનાં પદોમાં રહેલી ભાગલક્ષણા નામની લક્ષણાની માફક લક્ષણા છે, પણ બીજી લક્ષણા નથી. ૪૮

अहंब्रह्मेति वाक्यार्थबोधो यावद्दृढीभवेत् ॥
शमादिसहितस्तावदभ्यसेच्छ्रवणादिकम् ॥ ४९ ॥

જ્યાં સુધી 'હું બ્રહ્મ છું' એ વાક્યાર્થનું જ્ઞાન પોતાનામાં દૃઢ થાય, ત્યાં સુધી શમદમ વિગેરે યોગનાં સાધનોસહિત, શ્રવણ-મનન ઇત્યાદિનો અભ્યાસ કર્યા કરવો. ૪૯

श्रुत्याचार्यप्रसादेन दृढो बोधो यदा भवेत् ॥
निरस्ताशेषसंसारनिदानः पुरुषस्तदा ॥ ५० ॥

विशीर्णकार्यकरणो भूतसूक्ष्मैरनावृतः ॥
विमुक्तकर्मनिगडः सद्य एव विमुच्यते ॥ ५१ ॥

શ્રુતિ-વેદો-તથા આચાર્ય-ગુરુ-ની કૃપાથી, દૃઢ જ્ઞાન જ્યારે પુરુષને થાય છે, ત્યારે તે સંસારના આ સર્વ નિદાનો-કારણો-ને છોડી દે છે, અર્થાત્ જ્ઞાનનિષ્ઠ થાય છે. અને ત્યારે શરીરાદિ કાર્ય અને ઇન્દ્રિયોનું મમત્વ જેનું નાશ પામેલું છે એવો, પંચ મહાભૂતોની શબ્દાદિ સૂક્ષ્મ તન્માત્રાઓથી રહિત તથા કર્મરૂપી શૃંખલાથી મુક્ત થયેલો તે જીવ તુરતજ મોક્ષ પામે છે. ૫૦-૫૧

प्रारब्धकर्मवेगेन जीवन्मुक्तो यदा भवेत् ॥
किंचित्कालमनारब्धकर्मबंधस्य संक्षये ॥ ५२ ॥

निरस्तातिशयानंदं वैष्णवं परमं पदम् ॥
पुनरावृत्तिरहितं कैवल्यं प्रतिपद्यते ॥ ५३ ॥

પ્રારબ્ધ કર્મના વેગવડે, જીવ જ્યારે જીવન્મુક્ત થઇ જાય છે, ત્યારે અનારબ્ધ કર્મબંધનના ક્ષયને માટે, તે થોડો સમય અહીં રહે

છે અને ત્યારપછી સર્વપ્રકારના અતિશય આનંદથી પણ એવા ભગવાન્ વિષ્ણુના પરમ પદને, એટલે જન્મમૃત્યુની આવૃત્તિથી રહિત એવા સાયુજ્ય મોક્ષને તે પામી જાય છે. ૫૨-૫૩

॥ इति अध्यात्मज्ञाने वाक्यवृत्तिः समाप्ता ॥

॥ इति अध्यात्मप्रकरणं समाप्तम् ॥

ઇતિ અધ્યાત્મજ્ઞાને વાક્યવૃત્તિ સંપૂર્ણ.

ઇતિ અધ્યાત્મપ્રકરણ સમાપ્ત.



# અગાઉથી ગ્રાહક થયેલા સદ્‌ગૃહસ્થોનાં નામ.

રા. રા. શ્રી. ડાહ્યાભાઈ ધનજી કુંભારીઆવાલા હરિજને આ પુસ્તકમાં મને યોગ્ય સાહાય્ય દાખવી છે. એઓ મદ્રાસમાં સાથેના સહવાસથી મને પુસ્તક લખવા માટે મને સૂચના કરી હતી અને ફરીથી ત્રણ ચાર વર્ષે પુના આવી મારા ઉત્સાહને જાગૃત કરનારા તથા ધાર્મિક કાર્યમાં બનતી સાહાય્ય કરનારા ભગવદ્ભક્ત છે.

કર્તા.

| પ્રત. | નામ. | ગામ. |
|---|---|---|
| ૧૧ | શેઠ ધરમસિંહ ગોવિંદ | મુંબઈ. |
| ૧ | ,, ઠા. લાલજી તુલસીદાસ | ,, |
| ૧ | ,, હરિદાસ વિશ્રામ મકવાણા | ,, |
| ૧ | ,, હરિદાસ ધરમસિંહ | ,, |
| ૧ | ,, વલ્લભદાસ નારણદાસ | ,, |
| ૧ | ,, ઠાકરસિંહ વલ્લભજી | ,, |
| ૧ | ,, માણેકલાલભાઇ | ,, |
| ૧ | સોની ઝવેરચંદ જાદવજી | ,, |
| ૧ | શેઠ ભગવાનદાસ પુંજાભાઇ | ,, |
| ૧ | ,, જમનાદાસ ગોવિંદજી | ,, |
| ૧ | ,, ગોવિંદદાસ જગજીવનદાસ | ,, |
| ૧૧ | ,, મૂલજી વેલજી | પુના. |
| ૧ | ,, દામોદર મૂલજી | ,, |
| ૧ | ,, વાલજી વેલજી | ,, |
| ૧ | ,, પોપટલાલ નારાયણજી | ,, |
| ૧ | ,, હરિદાસ નારાયણજી | ,, |
| ૧ | ,, માવજી ખેરાજ | ,, |
| ૧ | ,, પરશોતમ વાલજી | ,, |
| ૧ | શેઠ ગોરધનદાસ વાલજી | પુના. |
| ૧ | ,, મથુરાંદાસ દેવરામ | ,, |
| ૧ | ,, જમનાદાસ ગોરધનદાસ | ,, |
| ૧ | ,, રામજી લાલજી | ,, |
| ૧ | ,, જીવણદાસ ગોકલદાસ | ,, |
| ૧ | ,, કરશનદાસ ગોકલદાસ | ,, |
| ૧ | ,, ખેરાજભાઇ નાનજી | ,, |
| ૧ | ,, લીલાધર લાલજી | ,, |
| ૨ | ,, હીરાલાલ મનજી | ,, |
| ૧ | ,, ભીમજી હીરજી | ,, |
| ૧ | ,, દલપતરામ મયાશંકર દવે | ,, |
| ૧ | ,, એમ. પી. રાવળ | ,, |
| ૧ | ,, છગનલાલ કેશવજી | ,, |
| ૧ | ,, લીલાધર પ્રેમજી | ,, |
| ૧ | ,, રાજારામ વાલજી | ,, |
| ૧ | ,, પ્રાણજીવન ભાણજી દવે | ,, |
| ૧ | ,, શીવલાલ જોઇતારામ | ,, |
| ૧ | ,, દેવશંકર રણછોડ દવે | ,, |

| પ્રત. | નામ. | ગામ. |
|---|---|---|
| ૫ | શેઠ ઓધવજી વીરજી | અંજાર. |
| ૨ | ,, કરશન અરજણ | ,, |
| ૨ | ,, કારાભાઇ વાલજી | ,, |
| ૧ | ,, લાલજી કચરાણી | ,, |
| ૧ | ,, માંડણ રાજા | ,, |
| ૧ | ,, લધારામ ખીમજી | ,, |
| ૧ | ,, રાજાભાઇ નારાયણ | ,, |
| ૧ | ,, મનજી ડાયા | ,, |
| ૧ | ,, મુરજી માધવજી | ,, |
| ૧ | ,, ભીમજી લખુ | ,, |
| ૧ | ,, કલ્યાણજી ગોવિંદ. | ,, |
| ૧ | ,, ગોવિંદ નારાયણ. | ,, |
| ૧ | ,, સોની લધુ પ્રેમજી. | ,, |
| ૧ | ,, રામદાસ હરિરામ. | ,, |
| ૧ | ,, પુષ્કરણા લખુભાઈ. | ,, |
| ૧ | ,, નંદવાણા કરુણાશંકરભાઈ | ,, |
| ૧ | ,, નારાયણ રતના. | ,, |
| ૧ | ,, નારાયણ ગોવિંદ. | ઉજ્જેન. |
| ૧ | ,, આત્મારામભાઈ. | ,, |
| ૫ | ,, હરજીભાઇ ગંગાદાસ | કુંભારીયા |
| | ,, કુંવરજી નથુ. | ,, |
| ૧ | ,, જગમાલ નથુ. | ,, |
| ૧ | ,, જીવણ ગોવા. | ,, |
| ૧ | ,, રઘુભાઇ નોધા. | ,, |
| ૧ | ,, ગોપાલ વાઘજી. | ,, |
| ૧ | ,, મોરારજી જેરામ. | ,, |

| પ્રત. | નામ. | ગામ. |
|---|---|---|
| ૧ | શેઠ શામજી રઘુ. | કુંભારીયા. |
| ૨ | ,, રૂપા પરબત. | કુકમા. |
| ૧ | ,, મુરજી ગોપાલ. | ,, |
| ૧ | ,, ધેલાભાઇ પચાણ. | ,, |
| ૧ | ,, ખેંગાર ગાંગજી. | ,, |
| ૧ | ,, દેવજી ગોપાલ. | ,, |
| ૧ | ,, દયારામ હંસરાજ. | ,, |
| ૧ | ,, લખધીર ગોપાલ. | ,, |
| ૧ | ,, પાંચા જાદવજી. | ,, |
| ૧ | શ્રી કડીયા ક્ષત્રિય યુવકમંડળ લાયબ્રેરીને (રાજારામ વાલજી તરફથી ભેટ) | હાજાપુર. |
| ૧ | શેઠ પ્રેમજી વિશ્રામ. | ,, |
| ૧ | ,, જીવરામ વાલજી. | ,, |
| ૧ | ,, કરમણ વાલજી. | ,, |
| ૧ | ,, અરજણ માધવજી. | ,, |
| ૧ | ,, રતનશી દેવાણંદ. | ,, |
| ૧ | ,, રતનશી વાલજી. | ,, |
| ૧ | ,, કેશવજી લાલજી. | કલકત્તા. |
| ૨ | ,, રાજારામ નારાયણ. | નાગોર. |
| ૨ | ,, મનજી જેરામ. | માધાપુર. |
| ૨ | ,, નથુ લાલજી. | ,, |
| ૧ | ,, વાલજી ભીમજી. | ,, |
| ૧ | ,, રઘુ કરશન. | ,, |
| ૧ | ,, શામજી ગોકર. | કલ્યાણી. |
| ૧ | ,, વલ્લભદાસ ધરમસિંહ. | ,, |

| પ્રત. | નામ. | ગામ. |
|---|---|---|
| ૧ | શેઠ વિઠ્ઠલદાસ રણછોડદાસ. | ભીમડી |
| ૧ | ,, હીરા રાજા. | ખંભરા. |
| ૧ | ,, લધુ ખેતા. | ,, |
| ૧ | ,, રામજી કરમણ. | ,, |
| ૧ | ,, મુલજી કાનજી. | ,, |
| ૧ | ,, મેઘજી ડાયા. | ચંદીયા. |
| ૧ | ,, જગમાલ જીવણ. | ,, |
| ૧ | ,, કુંવરજી ગોકર. | કુસ્ટીઆ, (બંગાલ) |
| ૧ | ,, ગોવિંદજી ડાહ્યાભાઈ | પોરબંદર |
| ૧ | ,, ગોપાલ નાનજી. | અમરાવતી. |
| ૧ | ,, પરશોત્તમભાઈ પટેલ. | ,, |
| ૧ | ,, ઠક્કર ઍન્ડ પટેલ બ્રધર્સ. | ,, |
| ૧ | ,, હરભમ ખેંગાર. | ,, |
| ૧ | ,, આણંદજી લાલજી જાધવ. | પંઢરપુર. |
| ૧ | ,, વીરા રામજી. | ,, |
| ૧ | ,, નથુ મેગર. | નલ્લુર, (મદ્રાસ) |
| ૧ | ,, માવજી ડાહ્યા. | સીનોગ્રા. |
| ૧ | ,, લધા રતના. | ,, |
| ૧ | ,, દેવજી વાલજી. | પાલઘર. |
| ૧ | ,, ડાહ્યા હીરા. | મણપારા,(મદ્રાસ) |
| ૧ | ,, અર્જુન વીરા. | તીરપુર,(મદ્રાસ) |
| ૧ | ,, હીરજી ગાંગજી. | મોરબી. |
| ૧ | ,, ખેંગાર ખેતા. | સયદરાજા. |
| ૧ | ,, રણછોડ મેથા. | દેવલીયા. |
| ૧ | ,, રામજી મેઘા. | મહાડ. |

| પ્રત. | નામ. | ગામ. |
|---|---|---|
| ૧ | શેઠ ગાંગજી નાનજી | ઇલીચપુર. |
| ૧ | ,, રાજા ખેંગાર | ધનબાદ. |
| ૧ | ,, વાલજી પેથા | રાંચી. |
| ૧ | ,, દેવશી રાજા | અલ્હાબાદ |
| ૧ | ,, જેરામ પ્રેમજી | માલશીરસ. |
| ૧ | ,, ભીમજી વિશ્રામ | રેહા. |
| ૧ | ,, લાલજી કરમણ | સીકંદરાબાદ. |
| ૧ | ,, ત્રીકમજી પુંજા | ,, |
| ૧ | ,, જગમાલ ભાણજી | ,, |
| ૧ | ,, પ્રેમજી મેઘજી | ,, |
| ૧ | ,, રણછોડ વીરા રામજી. | વેડાપુર. |
| ૧ | ,, દેવજી ભામા | બરડ. |
| ૧ | ,, ચત્રભુજ લાલજી | વરવાલા. |
| ૧ | ,, પ્રધાન પ્રેમજી | ,, |
| ૧ | ,, જોશી પ્રાણજીવન રૂગનાથ, | ,, |
| ૧ | ,, નરશીદાસ કાનજી | ,, |
| ૧ | ,, વલભદાસ નારાયણ | ,, |
| ૧ | ,, રામજી ધેલા | ,, |
| ૧ | ,, ઓધાભાઇ જુઠા | ,, |
| ૧ | ,, રૂગનાથ મીસ્ત્રી | ,, |
| ૧ | સાર્વજનિક પુસ્તકાલય, સેક્રેટરી ગોકલદાસ હરિભાઇ જોશી, | કલ્યાણપુર. |
| ૧ | શેઠ વલ્લભદાસ દયાલ | ધ્રેચી. |
| ૧ | ,, ગોકલદાસ સામજી | ,, |
| ૧ | ,, ધરમશી દેવજી ભીમજી. | દ્વારકાં. |
| ૧ | ,, લાલજી મોનજી | ,, |

| પ્રત. | નામ. | ગામ. |
|---|---|---|
| ૧ | ,, શીવરામ હેમરાજ | ,, |
| ૧ | ,, રતનશી માવજી ભોજાણી | નાગેશ્વર. |
| ૧ | ,, ભાણજી પરધાન | પડધા. |
| ૧ | ,, હરિદાસ ખીમજી | ,, |
| ૧ | ,, હીરજી ઝીણા | ,, |
| ૧ | ,, ભાણજીભાઇ જેવંત ખોના | કોચીન. |
| ૧ | ,, રણછોડદાસ મોનજી પારેખ | ,, |
| ૧ | ,, શ્રીકચ્છી દશાઓશવાલ જૈન યુવકમંડલ | ,, |

| પ્રત. | નામ. | ગામ. |
|---|---|---|
| ૧ | શેઠ માધવરાય ગીગાભાઇ જોશી | કોચીન. |
| ૧ | શેઠ વિશ્રામ ભીમજી | ખેડોઇ. |
| ૧ | ,, મોરારજી માંડણ | ,, |
| ૧ | ,, વાલજી કરશન | ,, |
| ૧ | ,, નાનજી ગોવિંદ | ઓખાપોર્ટ. |
| ૧ | ,, હીરજી માવજી | રાયગડા. |
| ૧ | ,, પ્રેમજી ઓધવજી | ,, |
| ૧ | ,, ડી. જી. પરમાર | ઝરીઆ. |



# આકાશમાં રહેલા ગ્રહોની મનુષ્યશરીર ઉપર અસર !

સુજ્ઞ સજ્જનો !

એક રાજ્યતંત્રને સુવ્યવસ્થિત ચલાવવા માટે જેમ પ્રધાનમંડળ (કેબીનેટ) ની જરૂર પડે છે, તેમજ આ સમસ્ત વિશ્વરૂપી રાજ્યની વ્યવસ્થા ચલાવવા માટે તેના સાર્વભૌમ સત્તાધારી પરમાત્માએ આકાશમાં સૂર્યાદિ ગ્રહમંડલની વ્યવસ્થા કરી છે. જન્મથી મરણપર્યંત તે ગ્રહોની અસર નીચેજ આપણે કામ કરીએ છીએ, આપણી ચડતી તથા પડતી પણ એ ગ્રહોનેજ આધીન છે: તે ગ્રહમંડલની આપણા ઉપર ક્યારે, કેવી જાતની અસર થાય છે, અને તેનાથી આપણી ચડતી પડતીના બનાવો કેમ બન્યા કરે છે, તે જાણવું હોય તો એક વખત અવશ્ય અમારી મુલાકાત લ્યો.

આપના જન્મનો સંવત, માસ, તિથિ તથા વખત મેળવીને અમારી પાસે આવશો, તો આપને ઘણુંજ ચમત્કારિક વૃત્તાન્ત જાણવા મળશે, તેમજ ચાલૂ અથવા ભવિષ્યમાં આવનારી આફતોનું નિવારણ કેવા ઉપાયોથી કેમ કરી શકાય, તે પણ આપ જાણી શકશો.

જન્માક્ષર, જન્મપત્રિકા, વર્ષફલો તથા તેમનાં સૂક્ષ્મ ફલાદેશ લખી આપવામાં આવે છે, તેમજ ગણિત પણ ખાસ પદ્ધતિથી સૂક્ષ્મમાં સૂક્ષ્મ કરવામાં આવે છે.

એક વખત અનુભવ લઇ ખાત્રી કરો.


ઠે. વિઠ્ઠલવાડી, ઘર નં. ૯૨, મુંબઇ ૨.

નિવેદકઃ—
**પંડિત ધનંજય મુરારિ પાંધી,**
સંચાલક—શ્રીસરસ્વતીજ્યોતિર્મંદિર.


**મળવાનો વખતઃ**—સવારના ૯ થી ૧૧—બપોરના ૩ થી ૬ (સ્ટૅ. ટા.)

## "શ્રી સુબોધસિંધુ" મળવાનાં ઠેકાણાં:—

**લજ્જાશંકર હરિભાઈ જોશી,**
૬૩૬, બુધવાર પેઠ પુના નં. ૨.

**પંડિત નારાયણ મૂલજી બુકસેલર્સ,**
૨૨૯, કાલબાદેવી રોડ, ઝવેરબાગ, મુંબઇ નં. ૨.

**એન. એમ. ત્રિપાઠીની કુંપની,**
પ્રિન્સેસ સ્ટ્રીટ, કાલબાદેવી રોડ, મુંબઇ નં. ૨.

**એન. ડી. મહેતાની કુંપની,**
કાલકાદેવીના મંદિર સામે, મુંબઇ નં. ૨.

**"ગુજરાતી" પ્રિંટિંગ પ્રેસ,**
એલ્ફીન્સ્ટન સર્કલ, સાસુન બિલ્ડિંગ, મુંબઇ નં. ૧.

**પંડિત ધનંજય મુરારિ પાંધી,**
૯૨, વિઠ્ઠલવાડી, મુંબઇ નં. ૨.

**શાસ્ત્રી તુલજાશંકર ધીરજરામ પંડ્યા,**
કાંદાવાડી, કલ્યાણ બીલ્ડીંગ નં. ૧, ત્રીજે માળે,
ગિરગામ, મુંબઇ નં. ૪.

**મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે,**
બુકસેલર્સ એન્ડ પબ્લીશર્સ,
ત્રણ દરવાજા, અમદાવાદ.